
श्रीमद्वल्लभाचार्य
वै. श्री. दामोदरदास

# શ્રીવલ્લભદિગ્વિજય.

અને

## ગોસ્વામિ શ્રી પુરૂષોત્તમજી મહારાજ કૃત.

## દ્રવ્ય શુદ્ધિ મૂળ સાથે.

તથા

પુષ્ટિમાર્ગિય વૈષ્ણવોને વાસ્તે.

## સેવાપ્રકાર.

(ત્રણે ગ્રંથો સાથે.)

યોજક

**વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.**

મહાભારત, અધ્યાત્મરામાયણ, ભોજપ્રબંધ, દ્વારકામહાત્મ્ય, શ્રીકૃષ્ણજન્મખંડ, વ્યવહારદર્પણ ઇત્યાદિ ઇત્યાદિનો પ્રસિદ્ધ કર્ત્તા. નિવાસી જામનગર.

આવૃતિ ત્રીજી. સુધારા વધારા સાથે.

**અમદાવાદ.**

**ધી રાજનગર ટાઈપ ફાઉન્ડરી પ્રેસમાં છાપ્યું.**



સંવત ૧૯૬૨. સને ૧૯૦૬.

**નુછાવર રૂ. ૧ાા દોઢ.**

ઘણુંજ સસ્તે મુલ્યે ગૃહસ્થોને અવશ્ય ઘરમાં રાખવા લાયક.

# ટુંક મુદતમાં છપાઈ બહાર પડશે.



## સતી ધર્મ—પતિ સેવા.

સ્ત્રીયોપયોગી ત્રણસો ઉપયોગી વિષયોથી ભરપુર રોયલ મોટા કદના ૬૦૦ પૃષ્ટનું પુસ્તક. કિંમત પ્રથમથી ૧૨ આના બાર પાછળથી રૂ. ૧૧ સવા પુઠું પાકું સોનેરી.

આ ગ્રંથમાં દોઢસો સતીઓનાં ચરિત્રો અને દોઢસો સ્ત્રી પયોગી ધર્મ, સ્ત્રી પુરૂષનો પરસ્પર ધર્મ, ઉત્તમ, મધ્યમ, અને કષ્ટિ ગૃહસ્થાશ્રમનો ચિતાર સ્ત્રીની મુખ્યતા, અસ્વતંત્રતા. વિદ્યાની મહતા, સ્ત્રીકેળવણી વિદ્યા વગર થતી હાની, ઘર સંસાર, તથા સ્ત્રી શિક્ષા ઉપરાંત સ્ત્રીઓને શિક્ષણ લાયક મનોરંજક ગરબીઓ છંદો તથા પ્રસંગોપાત શ્લોકો પણ આપવામાં આવશે. માટે આ ઉત્તમ ગ્રંથ ખરીદવા મરજી હોય તેણે નીચે સહી કરનાર તરફ જામનગર નાગરવાડામાં લખી મોકલવા કૃપા કરવી.

લિ- છગનલાલ વિ. વિશ્વનાથં દ્વિવેદી.

## ગીતા આદિ પંચરત્ન નીચે લખ્યાં પુસ્તકો સોળ સાથે.

સુધારા વધારા સાથે આવૃતિ ત્રીજી છપાઇ બહાર પડી છે.

ભગવદ્ગીતા, વિષ્ણુંસહત્રનામ, ભીષ્મસ્તવરાજ, અનુસ્મતિ, ગજેન્દ્રમોક્ષ, રામગીતા, રામરક્ષા, આત્મબોધ, તત્વબોધ, વિજ્ઞાનનૌકા, નારાયણકવચ, ચતુશ્લોકી, સપ્તશ્લોકી, વિષ્ણું અઠયાવીશ, નામસ્તોત્ર, આચાર્યજીકૃત પટપદિ અને ચર્પટપંજરીકા એઓ સોળનું મૂળ સહિત ઉત્તમ ગુજરાતી ભાષાંતર. સોનેરી પાકા પુઠાં સહિત કિંમત રૂ. ૧—૦—૦ ટપાલ આના ૩ ગીતા એકલી મૂળ સહિત આના ૮

વિશ્વનાથ વિ. ગોવિંદજી દ્વિવેદી.

પુ૦ પ્રગટ કર્તા.

# અર્પણ પત્રિકા.

શ્રી ગોકુલેશો જયતિ.

કલ્યાણરૂપ અને શોભાયમાન શ્રી નંદ નંદન જે શ્રી કૃષ્ણ તેના ચરણરૂપ કમળના ઘણા મકરંદમાં આસક્તિવાળા, ભ્રમર જેવા મનવાળા, શ્રી વેદવ્યાસ અને વિષ્ણુ સ્વામીના મતને અનુસરનાર, અક્ષરાતીત પુરાણ પુરૂષોત્તમરૂપ, અખંડ ભૂમંડલના આચાર્યોમાં ચૂડામણિરૂપ, માયાવાદરૂપ, અંધકારનો નાશ કરવામાં તીક્ષ્ણ સૂર્યરૂપ, ભક્તજનરૂપિ પક્ષિયોનાં કલ્પવૃક્ષરૂપ, શરણાગત જેને વાલા છે તેવા, ભયંકર કાલ-કાલના ભયથી રક્ષણ કરનાર, તૈલંગ કુલમાં દીપક રૂપ, એવા શ્રી વલ્લભાચાર્યના વંશરૂપી કુમુદમાં (કમળમાં) ચંદ્રરૂપ શ્રી યશોદાજીના ખોળામાં રમતા, મહા મંગળસ્વરૂપ શ્રી ગોવર્ધનનાથજીના શ્રી મુખપદ્મના રંગમાં આસક્તિવાળા ગરૂવર્ય ગોસ્વામી શ્રી શ્રી ૧૦૮ શ્રી વિઠ્ઠલરાયજી સુત શ્રી વલ્લભલાલજીના લાલજી મહારાજ શ્રી દ્વારકેશલાલજી મહારાજાધીરાજનાં અતિ કોમળ ચરણકમળમાં શ્રી જામનગર નિવાસી વિપ્ર વિશ્વનાથ ગોવિંદજીના સહસ્ર પ્રણામ પૂર્વક વિનંતિ કે હે! પરમ ભાગવતોમાં મુખ્ય ગણવા લાયક છે મન જેનું એવા બુદ્ધિરૂપી અમૃતથી પ્રકાશિત, ત્રણ જગતમાં ચંદ્રમાનો અનાદર કરનાર એવા લોકમાં જેનું સૌજન્ય અને સૌમનસ્ય ગવાય છે એવા, સરસ્વતીના સિદ્ધાંતમાં પારંગતપણાને માટે ઉત્તમ ઉદ્યમ કરવાથી જેને મોટું માન મેળવવા ઉત્કંઠા છે એવા અને શ્રી વલ્લભાચાર્યજીના સુંદર ચરિત્ર જેમાં વાધેલ છે એવું ઠેકાણે ઠેકાણે ભક્તિરસ ભરેલા છે એવું અને સર્વ દુર્જન વાદીઓને જેમાં જીતેલ છે એવું, શ્રી વલ્લભદિગ્વિજય આદિનાં આ પુસ્તક પરંપરાના આચાર્યવર્યોના વિચારમાં આદર બાંધનાર આપશ્રીના ચરણ કમળમાં પ્રણામ પૂર્વક અર્પણ કરૂં છું તે આપ શ્રી મારી પ્રાર્થના સફળ કરશો.

વિ. વિશ્વનાથ ગોવિંદજી પુ. પ્ર. કર્ત્તા.

# વલ્લભદિગ્વિજયની અનુક્રમણિકા.


| વિષય. | | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | શ્રીમહાપ્રભુજીનું ધ્યાન... ... ... ... ... ... ... | ૧ |
| ૨ | ઉપોદ્ઘાત પ્રકરણ (શ્રીવલ્લભાચાર્ય પૃથ્વીપર પ્રગટયા તેનું કારણ) ... | ૨ |
| ૩ | શ્રીવલ્લભાચાર્ય પૃથ્વીપર પ્રકટયા તેનું બીજું કારણ ... ... | ૩ |
| ૪ | શ્રીવલ્લભાચાર્ય પૃથ્વીપર પ્રકટયા તેનું ત્રીજું કારણ ... ... | ૪ |
| ૫ | શ્રીવલ્લભાચાર્યનું જન્મપ્રકરણ ... ... ... ... ... ... | ૫ |
| ૬ | શ્રીમહાપ્રભુજીની જન્મકુંડલી... ... ... ... ... ... | ૭ |
| ૭ | પ્રમાણ પ્રકરણ... ... ... ... ... ... ... ... | ૮ |
| ૮ | પ્રમેય પ્રકરણ ... ... ... ... ... ... ... ... | ૧૨ |
| ૯ | કૃષ્ણદાસની પેલી સ્થિતિ વિષે ... ... ... ... ... | ૧૪ |
| ૧૦ | ચાલતો પ્રસંગ તેમાં શ્રીમહાપ્રભુજીનું વિદ્યાધ્યયનનું મુહૂર્ત ... | ૧૫ |
| ૧૧ | સાધન પ્રકરણ પ્રારંભ... ... ... ... ... ... ... | ૧૯ |
| ૧૨ | કૃષ્ણદેવ રાજાને ત્યાં પ્રથમથી બનેલું વૃત્તાંત. ... ... ... | ૨૦ |
| ૧૩ | ફલ પ્રકરણ પ્રારંભ ... ... ... ... ... ... ... | ૨૨ |
| ૧૪ | વાદ પ્રકરણ પ્રારંભ ... ... ... ... ... ... ... | ૩૨ |
| ૧૫ | પ્રાચીન પ્રસ્તાવ પ્રકરણ ... ... ... ... ... ... | ૪૯ |
| ૧૬ | પૃથ્વી પરિક્રમણ પ્રકરણમાં ... ... ... ... ... ... | ૫૪ |
| ૧૭ | ઐશ્વર્ય ગુણની કારિકા... ... ... ... ... ... ... | ૫૬ |
| ૧૮ | યશગુણની કારિકા ... ... ... — ... ... ... | ૫૬ |
| ૧૯ | શ્રી ગુણની કારિકા ... ... ... ... ... ... ... | ૫૬ |
| ૨૦ | જ્ઞાનગુણની કારિકા ... ... ... ... ... ... ... | ૫૭ |
| ૨૧ | વૈરાગ્ય ગુણની કારિકા... ... ... ... ... ... ... | ૫૮ |
| ૨૨ | વિર્યગુણની કારિકા ... ... ... ... ... ... ... | ૫૮ |
| ૨૩ | મહાપ્રસાદનું મહાત્મ્ય... ... ... ... ... ... ... | ૬૩ |
| ૨૪ | માનસિક સેવાનું લક્ષણ તથા શ્રીકૃષ્ણના સ્વરૂપની સમજણ. ... | |
| ૨૫ | શ્રીમહાપ્રભુજીનો ગૃહસ્થાશ્રમ... ... ... ... ... ... | ૯૩ |
| ૨૬ | શ્રીવિઠ્ઠલનાથજીની જન્મકુંડલી ... ... ... ... ... | ૯૭ |
| ૨૭ | સંન્યસ્ત પ્રકરણ ... ... ... ... ... ... ... | ૧૦૧ |
| ૨૮ | શિક્ષાસુધાકર ... ... ... ... ... ... ... ... | ૧૦૨ |
| ૨૯ | વૈષ્ણવનિત્યસ્મરણ ... ... ... ... ... ... ... | ૧૦૪ |

# પ્રસ્તાવના.

## આવૃત્તિ ત્રીજી.

**श्री वल्लभगिरांसारं श्री वल्लभयशो भरम् ।**
**श्री वल्लभार्यचरितं यथेहन तथा क्वचित् ॥**

શ્રી વલ્લભાચાર્યની વાણીનો સાર, શ્રી વલ્લભાચાર્યના યશનો સમૂહ, અને શ્રી વલ્લભાચાર્યનું ચરિત્ર જેવી રીતે આ જગત્‌માં છે તેવી રીતે બીજે કયાંય નથી. (એટલે સ્વર્ગાદિમાં પણ તેવો સાર નથી.)

આ ગ્રંથની પ્રસ્તાવના ઘણા વિસ્તારથી લખવા યોગ્ય છે, પણ તે નહીં લખતાં ટુંકામાં કેટલી એક સૂચના વાંચનાર ગૃહસ્થોને અગત્યની ધારી નિવેદન કરૂંછું, આ ગ્રંથ સંસ્કૃતમાં ઘણો અગમ્ય હોવાથી શ્રી ગુરૂ **ગોવિંદલાલજી**ની આજ્ઞાથી બાબુ **સીતારામ** વર્મ્માએ વ્રજભાષામાં ગદ્ય પદ્યાત્મક કાશીમાં છપાવેલો છે. પરંતુ એથી શુદ્ધ ગુજરાતી ભાષાના જાણનાર વૈષ્ણવોને એ સમજવો ઘણો કઠિન હોવાથી ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ અને મુંબઇના નિવાસી વૈષ્ણવ સદ્‌ગૃહસ્થોએ તેનું શુદ્ધ ગુજરાતી ભાષાન્તર છપાવવા પ્રથમ ભલામણ કરેલી, અને મને પણ એ ગ્રંથ ઘણો રસિક તથા વૈષ્ણવ ગૃહસ્થોને અતિઉપયોગી લાગવાથી તેનું શુદ્ધ ગુજરાતી ભાષાન્તર છપાવેલ હતું, પણ તેની બંન્ને આવૃતિઓ **ગોસ્વામી શ્રી વિઠ્ઠલેશજી માહારાજ**ની આજ્ઞા અનુસાર થવાથી તે ગ્રંથ સર્વે પુષ્ટિમાર્ગિય ભક્તોને ઘણો પ્રિય થઇ પડવાથી તેની સઘળી પ્રતો તુરતજ ખપી જવાથી અને તેની વારંવાર માગણી આવવાથી આ ત્રીજી આવૃત્તિમાં વિદ્વદ્‌રત્ન ચૂડામણી **ગોસ્વામી શ્રી પુરૂષોત્તમજી** મહારાજ કૃત **દ્રવ્યશુદ્ધિ** અને પુષ્ટિમાર્ગિય **સેવાપ્રકાર** (સચિત્ર) એ બન્ને નવા ગ્રંથોનો ઉમેરો કરી મોટા સુધારા વધારા સાથે પાછી આ ત્રીજી આવૃતિ સરલ અને શુદ્ધ સર્વ પ્રેમી વાંચનાર વૈષ્ણવ ગૃહસ્થોની હજુરમાં મુકતાં હું કૃતાર્થ થયો છું. આ પ્રસંગમાં કહેવાનું એટલુંજ કે દ્રવ્યશુદ્ધિ મૂળ સહિત તથા સેવાપ્રકાર એ બન્ને ગ્રંથો ઘણા મોટા અને અગમ્ય હોવાથી તેની ટીકા ઘણા વિસ્તારવાળી છે, તેથી તે ભાષાંન્તર મૂળ સાથે શબ્દે શબ્દ સરલ અને શુદ્ધ ગુજરાતી ભાષાને વધારે અનુકૂળ થાય તેવો પ્રયત્ન કર્યો છે. છતાં તે ગ્રંથોના ભાષાન્તરમાં અથવા મૂળમાં ભૂલચુક રહી ગઇ હોય તો તે સુજ્ઞ વાંચનાર સજ્જનોએ સુધારી વાંચતાં રહેલી ખામીને માટે ક્ષમા કરવી. એજ.

| | |
|---|---|
| જામનગર, | **વિ. વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.** |
| સંવત ૧૯૬૨ મકરસંક્રાંતિ. | પુસ્તકો પ્રગટ કરનાર તથા વેચનાર. |

# ॥ श्री वल्लभोजयति. ॥

## શ્રીવલ્લભ દિગ્વિજયનું ગુજરાતી ભાષાંતર.

પોતાના હૃદય કમળમાં શ્રીકૃષ્ણના બન્ને ચરણારવિંદનું ધ્યાન કરી, પોતાના શ્રીમાન્ ઉત્તમ આચાર્યને ( વલ્લભાચાર્યને ) તથા તેમના પુત્રને ( વિઠ્ઠલનાથજીને ) મસ્તકથી પ્રણામ કરી અને સર્વ ગ્રંથોનો વિચાર કરીને, માયાવાદના નાશને કરનારો વલ્લભાચાર્યનો આ અતિ અદ્દભુત અને સુંદર દિગ્વિજય ગ્રંથ ભાષાથી રચવામાં આવે છે.

આનંદથી ભરપૂર અને જળથી ભરેલા મેઘની પેઠે શ્યામ સ્વરૂપવાળા શ્રીકૃષ્ણને વારંવાર પ્રણામ કરૂં છું કે જેમણે શ્રીવલ્લભાચાર્યરૂપે પ્રગટ થઇને દૈવી જીવોને સનાથ કરયા છે. જેમનાં ચરણની નિર્મળ રજ ચિંતાના સમૂહનો નાશ કરે છે અને જેમની કૃપા મુંગાને પણ ઉત્તમ વક્તા બનાવે છે તેમને પ્રણામ કરૂં છું. વ્યાપક, વાણીના સ્વામી, દયાળુ અને સર્વશક્તિમાન્ જે પ્રભુએ પૃથ્વીપર પધારી પોતાનું ‘ વિઠ્ઠલ ’ નામ કેહેવરાવીને ભક્ત લોકોને પોતાના આનંદરસમાં મગ્ન કરયા છે તે શ્રીવલ્લભાચાર્યના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીના ચરણની રજને માથે ધરૂં છું અને એ વિઠ્ઠલનાથજીના વંશજોનાં ચરણોને પણ સર્વદા નમું છું. ‘જે અશક્ય કામ કદી થવાનું ન હોય તે પણ પ્રભુની કૃપાથી બને છે’ એવો મારા ચિત્તમાં વિશ્વાસ છે તેથી મેં સમુદ્ર તરવાની આશા ધરીને ભેટ બાંધી છે. જે શ્રીવલ્લભદિગ્વિજય નામનો શુભ ગ્રંથ સંસ્કૃત ભાષામાં છે તે અત્યંત અગમ્ય છે, અપાર છે અને તેથી માણસોને સમજવો કઠણ પડે છે માટે સંસ્કૃત ભાષામાં રચાએલા સ્વમતના સઘળા ઉત્તમ ગ્રંથો જોઇ વેદમાર્ગને પ્રગટ કરવાવાસ્તે મેં આ નવીન ભાષા ગ્રંથ રચ્યો છે. પુષ્ટિમાર્ગસંબંધી સઘળા લોકોને પ્રણામ કરી હાથ જોડીને વિજ્ઞપ્તિ કરૂં છુ કે “હું વિદ્યારહિત છું અને કાંઈ જાણતો નથી માટે આ મારા ધૃષ્ટપણાની ક્ષમા કરજો.” શ્રીવલ્લભાચાર્યનું ચરિત્ર ક્યાં અને હું કે જે બુદ્ધિ વગરનો જીવ છું તે ક્યાં. જો કે આમ છે તોપણ તેમના ચરણની રજના બળથી મેં આ સાહસ કર્યું છે.

---

# ઉપોદ્ઘાત પ્રકરણ પ્રારંભઃ

---

## શ્રીવલ્લભાચાર્ય પૃથ્વીપર પ્રગટ્યા તેનું કારણ.

માયાથી પર જે અક્ષર બ્રહ્મ છે તેમાં 'વ્યાપિવૈકુંઠ' નામનું ભગવદ્ધામ છે કે જેને વેદમાં તથા પુરાણાદિકમાં 'ગોલોક' નામ આપીને વર્ણવ્યું છે એ ભગવદ્ધામમાં રમણ કરનારા શ્રીકૃષ્ણ ભગવાને કરૂણારસને વશ્ય થઇ વિચાર કર્યો કે "વેદમાં તથા વેદનાં ઉપનિષદોમાં જે મારા સ્વરૂપના યથાર્થ નિરૂપણવાળો શુદ્ધાદ્વૈત મત છે તે હમણાં પૃથ્વીમાં તિરોહિત થઇ ગયો છે અને માયાવાદિ લોકોએ શ્રુતિઓના અર્થનો અનર્થ કરવાથી ભગવદ્ધર્મ પણ લુપ્ત થઇ ગયો છે તો હવે પૃથ્વીપર પ્રગટ થઇને માયાવાદરૂપ અંધકારનું નિવારણ કરી શુદ્ધાદ્વૈત મતનો પ્રકાશ કરવો અને મારી સેવા કરનારા પુષ્ટિભક્તિના અધિકારી દૈવી જીવોના સમૂહો કે જેઓ અપરાધથી પૃથ્વીમાં જઇને બીજા માર્ગમાં ભમે છે તેઓને પુષ્ટિભક્તિવિના મારી પ્રાપ્તિ થવાની નથી માટે પુષ્ટિભક્તિ આપીને મારે તેઓનો અંગીકાર કરવો." આ વિષયમાં **यमेवैषवृणुतेतेनलभ्योनमेधयानबहुनाश्रुतेन**(જેને પરમાત્મા અંગીકૃત કરે તેનેજ પરમાત્મા મળે છે પણ બુદ્ધિથી કે ઘણાં શાસ્ત્રો ભણતા નથી.) એ શ્રુતિ પ્રમાણ છે. તથા "**ददामिबुद्धियोगंतंयेनमामुपयांतिते**" "**भक्त्यात्वनन्ययाशक्यअहमेवंविधोर्जुन**" "**भक्त्यामामभिजानाति यावान्यश्चास्मितत्वतः**" "હું મારા ભક્તોને એવો બુદ્ધિયોગ આપું છું કે જે બુદ્ધિયોગથી તેઓ મને પામે છે." "હે અર્જુન! એવા પ્રભાવવાળો હું અનન્ય ભક્તિથીજ મળુંછું." "ભક્ત મારા પ્રમાણને અને મારા સ્વરૂપને ભક્તિથીજ યથાર્થ રીતે જાણે છે." એ ભગવતદ્ગીતામાં કહેલાં શ્રીમુખનાં વાક્યો પ્રમાણ છે. તથા **'नसाधयतिमांयोगोनसांख्यं धर्मउद्धव ॥ नस्वाध्यायस्तपस्त्यागोयथाभक्तिर्ममोर्जिता'** (હે ઉદ્ધવ! વૃદ્ધિ પામેલી મારી ભક્તિ જેવી રીતે મને વશ્ય કરે છે તેવી રીતે યોગ, સાંખ્ય, ધર્મ, વેદાધ્યયન, તપ કે ત્યાગ મને વશ્ય કરતાં નથી.) એ શ્રીભાગવતનું વચન પ્રમાણ છે. હવે કોઇ એવી શંકા કરે કે "શ્રીવલ્લભાચાર્યથી પેહેલાં શ્રીરામાનુજાચાર્ય તથા શ્રી મધ્વાચાર્ય આદિએ પ્રગટ થઇને માયાવાદનું ખંડન તથા ભગવદ્ધર્મરૂપ ભક્તિમાર્ગ તો પ્રવર્તાવ્યાજ હતા." તો એનો ઉત્તર એ છે કે "રામાનુજાચાર્યનો મત વિશિષ્ટાદ્વૈત છે તેથી તેનો અભિપ્રાય દ્વૈતમાં હોવાને લીધે

માયાવાદનું યથાર્થ ખંડન થયું ન હતું અને માધ્વમત તો સ્પષ્ટ દ્વૈતરૂપ છે તેથી તે મત વેદ સંમત નથી એ વાત સ્પષ્ટજ છે તેમજ બીજા આચાર્યોએ પણ ઉપાસના માર્ગરૂપજ ભગવદ્ધર્મ પ્રગટ કર્યો હતો. શુદ્ધ ભક્તિમાર્ગ તો વ્રજ સુંદરીઓના સ્નેહરૂપ પુષ્ટિમાર્ગજ છે કે જેથી શ્રીકૃષ્ણ ભગવાન વશ્ય થયા હતા તો એવા પુષ્ટિમાર્ગને કાંઇપણ આચર્યે પ્રગટ નહી કર્યો હતો. એ માર્ગનું સ્વરૂપ સંક્ષેપથી શ્રીભાગવતમાં કહ્યું છે કે "**भगवत्युत्तमश्लोकेभवतीभिरनुत्तमा ॥ भक्तिःप्रवर्तितादिष्ट्यामुनीनामपिदुर्लभा ॥ १ ॥ दिष्ट्यापुत्रान्पतीन्देहान्स्वजनान्भवनानिच॥ हित्वावृणीतयूयंयत्कृष्णाख्यंपूरुषंपरम् ॥ २ ॥** (હે ગોપીઓ! ઉત્તમ કીર્તિવાળા શ્રીકૃષ્ણમાં તમોએ સર્વોત્તમ ભક્તિ પ્રવર્તાવી એ બહુ સારૂં કર્યું. એવી ભકિત મુનીઓને પણ દુર્લભ છે. તમો પુત્રોને, પતિઓને, શરીરોને, સ્વજનોને તથા ઘરોને છોડી દઇને શ્રીકૃષ્ણ નામના પરમ પુરૂષને વરી એ બહુ સારૂં કર્યું.) શ્રીમદ્ ગોસ્વામી શ્રી હરિરાયજીએ "**नवेदलोकसापेक्षासर्वथायप्रवर्त्तते ॥ सापेक्षतास्वामिसुखेपुष्टिमार्गःसकथ्यते ॥ १ ॥ लोक वेदभयाभावोयत्रभावातिरेकतः ॥ सर्वबाधकतास्फूर्तिःपुष्टिमार्गःसकथ्यते ॥ २ ॥** એ કારિકાઓ કરેલી છે તેઓનો અર્થ એ છે કે "જે માર્ગમાં સર્વથા, વેદની કે લોકની અપેક્ષા નહી રેહેતાં સ્વામિના સુખનીજ અપેક્ષા રહે તે પુષ્ટિમાર્ગ કેહેવાય છે. બીજા માર્ગની ભક્તિઓથી પુષ્ટિભક્તિમાં એજ ભેદ છે. જે માર્ગમાં ભક્તિભાવના વધારાને લીધે લોકનો કે વેદનો ભય મટી જતાં સઘળી ખટપટોનો બાધ થઇ ગયો જણાય તે પુષ્ટિમાર્ગ કહેવાય છે. જ્યારે પ્રેમરૂપ નદી શ્રીકૃષ્ણરૂપ સમુદ્રનીતરફ વેગથી ચાલે છે ત્યારે તે નદી લોકની તથા વેદની મર્યાદાઓ રૂપી પર્વતોને તોડી નાખે છે." આ ઉપરથી સિદ્ધ થયું કે પુષ્ટિમાર્ગમાં સ્નેહરૂપ ભક્તિ પ્રધાન છે અને બીજા માર્ગોમાં ભગવાનનું મહાત્મ્ય પ્રધાન છે માટે રામાનુજ આદિના માર્ગોથી પુષ્ટિમાર્ગ ગતાર્થ થતો નથી.

---

## શ્રી વલ્લભાચાર્ય પૃથ્વીપર પ્રગટ્યા તેનું બીજું કારણ.

(કેમકે ભગવાન એક કાર્યમાં અનેક કાર્ય કરે છે.)

શ્રીકૃષ્ણાવતારમાં રાસલીલામાં શ્રીકૃષ્ણ અંતર્દ્ધાન થઇને જ્યારે ગોપીજનના મંડળમાં પ્રગટ થયા ત્યારે ગોપીજનનાં ઠપકાનાં વચન તથા દીનતાનાં વચન સાંભળી પોતે ભક્તજનના પ્રેમરસને વશ્ય થઇને ગોપીઓને કહ્યું હતું કે "હું દેવતાઓના આયુષ્યપર્યંત તમારૂં ભજન કરૂં તોપણ તમારો

ઓશીંગણ થાઉં નહી." એ વિષયમાં શ્રી ભાગવતમાં નીચે પ્રમાણે શ્રી-મુખનું વાક્ય છે. **नपारयेहंनिरवद्यसंयुजांस्वसाधुकृत्यंविबुधायुषापिवः ॥ मायाभजन्दुर्जरगेहशृंखलाःसंवृश्चतद्वःप्रतियातुसाधुना** ॥ એ પ્રમાણે કહ્યું હતું તેથી ભગવાન વચનથી તો બંધાયા હતા પણ તે પ્રમાણે પોતે ભક્તજનોનું ભજન કર્યું ન હતું તેથી જે શ્રીમુખે ભક્તજનોને વચન આપ્યું તે શ્રીમુખ સ્વરૂપ શ્રીવલ્લભાચાર્યરૂપથી શ્રીકૃષ્ણે પોતેજ પ્રગટ થઇને વ્રજ સુંદરીઓના ભાવથી ભજન માર્ગ પ્રગટ કર્યો, પોતે પણ તે પ્રમાણે ભજન કર્યું અને આજસુધી પણ પોતાના વંશદ્વારા ભજન કર્યા કરે છે. ભજન એ, સેવાનું નામ છે. કારણ કે '**भज्सेवायां**' એ પાણિની-ના વાક્ય પ્રમાણે ભજ ધાતુનો અર્થ સેવા છે.

શ્રીકૃષ્ણે પોતાના શ્રીમુખથી ભક્તજનને કહ્યું હતું કે "વેદ મારૂં રૂપ છે પણ હું વેદમાં નથી. જે મારા મનમાં છે તે વેદમાં નથી" એ વચન શ્રીકૃષ્ણે વલ્લભાચાર્યનું રૂપ ધરીને અર્વાચીન સમયમાં પાળ્યું

---

## શ્રીવલ્લભાચાર્ય પૃથ્વીપર પ્રગટ્યા તેનું ત્રીજું કારણ.

જેના ઘરમાં સો સોમયાગ થાય તેને ઘેર ભગવાનનો પ્રાદુર્ભાવ થાય એમ વેદમાં કહ્યું છે તો એ વચનને સત્ય કરવામાટે સોમયાજી યજ્ઞનારાયણભટ્ટના વંશમાં લક્ષ્મણભટ્ટને ઘેર શ્રીકૃષ્ણ વલ્લભાચાર્યરૂપે પ્રગટ્યા હતા. કારણ કે લક્ષ્મણભટ્ટ, તેમના પિતા ગણપતિભટ્ટ તથા તેમના દાદા ગંગાધરભટ્ટ એમણે એક કુંડમાં સો સોમયાગ કર્યા હતા.

ઇત્યાદિક અનેક કારણોને લીધે, અને પાખંડમતોનું વિદારણ કરીને ભક્તજનોને તારવાને વાસ્તે શ્રીકૃષ્ણ શ્રીવલ્લભાચાર્ય સ્વરૂપે પૃથ્વીપર પ્રગટ્યા હતા, એ વિષયમાં '**मुखादग्निरजायत**' (મુખમાંથી અગ્નિ ઉત્પન્ન થયો.) એ શ્રુતિ પ્રમાણ છે અને એ શ્રુતિના વલ્લભાચાર્યને લાગુ પડતા અર્થમાં અગ્નિપુરાણના ભવિષ્યોત્તર ખંડનું '**अग्निरूपोद्विजाचारोभविष्यामीहभूतले॥ वल्लभोह्यग्निरूपःस्याद्विठ्ठलःपुरुषोत्तमः**' (આ પૃથ્વીમાં હું, અગ્નિરૂપ અને બ્રાહ્મણનો આચાર પાળનાર થઇશ. વલ્લભ અગ્નિરૂપ અને વિઠ્ઠલ સાક્ષાત્ પુરૂષોત્તમરૂપ થશે.) એ વચન પ્રમાણ છે.

---

## જન્મપ્રકરણ પ્રારંભઃ

દક્ષિણ દેશમાં કાંકરખંભ નામના ગામમાં સોમયાજી લક્ષ્મણભટ્ટ નામના યજુર્વેદી તૈત્તરી શાખી ભારદ્વાજ ગોત્રી તૈલંગ બ્રાહ્મણ રહેતા હતા અને એમની સ્ત્રીનું નામ 'ઇલ્લમાગારૂ' હતું. એઓ બન્ને વસુદેવ તથા દેવકીના અવતારરૂપ હતાં. લક્ષ્મણભટ્ટજીના ઘરમાં ઇલ્લમાગારૂના ગર્ભમાં પ્રભુએ પોતાનો આવેશ કર્યો ત્યારથી ઇલ્લમાગારૂના શરીરમાં તેજનો પ્રકાશ વધવા લાગ્યો અને જ્યારે કોઇ શાસ્ત્ર વિષયની વાતનો પ્રસંગ ચાલે ત્યારે ઇલ્લમાગારૂ તુરતજ તેનો ઉત્તર દેવા લાગ્યાં એ જોઇને તથા સાંભળીને સર્વ લોકો આશ્ચર્ય માનવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે "આના ગર્ભમાં કોઇ મહાપુરૂષ આવેલ છે." એ ઇલ્લમાગારૂનો રત્નતુલ્ય ગર્ભ આઠ માસનો થયો ત્યારે તે ગર્ભે અંતઃકરણમાં પ્રેરણા કરવાથી લક્ષ્મણભટ્ટજીને વિચાર ઉત્પન્ન થયો કે 'સોમયાગના અંગરૂપે સવા લાખ બ્રાહ્મણો જમાડવા છે તો તે કામ કાશીમાં થવું જોઇયે એમ ધારી સંવત્ ૧૫૩૨ ના ચૈત્ર માસમાં લક્ષ્મણભટ્ટજી નાતના શિષ્ટ લોકોની સંમતિ લઇ નાતીલાઓને, શિષ્યોને તથા ચાકર નોકરોને સાથે લઇ કાશીની યાત્રા કરવા ચાલ્યા. થોડા દિવસમાં કાશીએ પોહોંચી ત્યાં હનુમાન ઘાટ ઉપર જ્યાં પોતાના નાતીલા રેહેતા હતા તે સ્થળમાં સુંદર ઘર લઇને રહ્યા અને તે પછી સારો દિવસ જોઇને તેમણે બ્રહ્મભોજરૂપી સત્રનો આરંભ કર્યો. કેટલાએક દિવસ પછી દેશમાં ઉપદ્રવ ઉઠતાં ખબર આવી કે 'પશ્ચિમ દિશામાંથી એક યવનનો પાદશાહ દિલ્લી આવ્યો છે અને તે યવનોની સેના લઇને કાશી ઉપર આવે છે.' આ ખબર સાંભળી કાશીના રેહેવાશી લોકો ભયભીત થઇને બીજા દેશોમાં જવા નીકળતાં લક્ષ્મણભટ્ટજી પણ ભગવદિચ્છા જાણીને બીકને લીધે કાશીમાંથી પાછા સ્વદેશમાં જવા નીકળ્યા. ચાલતાં ચાલતાં અઢાર મજલ ઉપર ગયા ત્યાં તેમની પત્નિને ચંપારણ્યના વનમાં પ્રસવ થયો. ઇલ્લમાગારૂએ ચિત્તમાં કાંઇક ખેદ પામી ભગવદિચ્છા માની ગર્ભને કાચો જાણીને પાંદડામાં લપેટીને ત્યાં એકાંતસ્થળમાં એક ખીજડાના ઝાડની નીચે ખાડામાં મુકી દીધો. આ વૃત્તાંત જાણવામાં આવતાં મનમાં કાંઇક ખેદ પામેલા લક્ષ્મણભટ્ટજી ત્યાંથી ચાલી સમીપમાંજ એક ચૌડા નામનું શેહેર હતું ત્યાં જઇને રાત રહ્યા. સવારમાં કાશીથી કાગળ લઇને એક માણસ આવતાં તે કાગળ વાંચવાથી ખબર મળી કે "કાશીમાં અમલચેન છે, કોઇપણ ઉપદ્રવ ઉઠયો નથી અને

મ્લેચ્છ લોકોની સેના કાશીમાં આવવાની નથી." આ ખબર મળતાં લક્ષ્મણભટ્ટજીના મનમાં આનંદ થયો અને પ્રથમ કાશીમાં સવા લાખ બ્રાહ્મણ જમાડવાનો સંકલ્પ સિદ્ધ નહી થવાથી ચિત્તમાં જે ખેદ થયો હતો તે મટી ગયો. પછી સર્વ સમાજને સાથે લઇ લક્ષ્મણભટ્ટજી પાછા કાશી તરફ ચાલતાં જે સ્થળમાં પ્રસવ થયો હતો તે સ્થળમાં આવ્યા ત્યાં માતાજી ઇલ્લમાગારૂ પોતાના સ્ત્રીજાતિના સ્વભાવને વસ્ય થઇને પોતે જ્યાં ગર્ભને મુકી દીધો હતો ત્યાં જોવા ગયાં. જઇને જોય છે તો ત્યાં અનિર્વચનીય ચમત્કારવાળી શોભા જોવામાં આવી તે એ કે બાર હાથના વિસ્તારમાં અગ્નિની જ્વાળાઓનું મંડળ હતું તે મંડળની વચમાં બાળક પોતાના પગનો અંગુઠો મોહોડામાં લઇને ધાવતા હતા અને બ્રહ્મા આદિ દેવતાઓ ઉભા ઉભા તે બાળકની સ્તુતિ કરતા હતા. જેમ તાપનું હરણ કરનારો ચંદ્રમાં સૂર્યનાં મંડળના સંબંધથી અદ્ભુત શોભાવાળા દેખાય છે તેમ બાળક પણ અગ્નિનાં મંડળના સંબંધથી અદ્ભુત શોભાવાળા દેખાતા હતા. ઇલ્લમાગારૂને આ પ્રકાર દૂરથી દેખવામાં આવતાં અને તેમના સ્તનમાંથી દૂધની ધારા નીકળવા લાગતાં તુરતજ બ્રહ્મા આદિ સર્વ દેવતાઓ અંતર્દ્ધાન થઇ ગયા અને અગ્નિએ પણ માર્ગ આપ્યો. આ સમયે જાણે વાત્સલ્યરસની નદીજ હોય એવાં માતાજી ઇલ્લમાગારૂ જેમ પોતાના વાછડાને દેખીને ગાય દોડી જાય તેમ એ બાળકને પોતાનો પુત્ર જાણી દોડીને તેમની પાસે ગયાં અને જેમ રાંક માણસ ધનના ભંડારને ખોળામાં લઇ તૃપ્ત થાય તેમ તે પુત્રને પોતાના ખોળામાં લઇને ચિત્તમાં પરમ આનંદ પામ્યાં. સંવત ૧૫૩૫ શાકે ૧૪૪૦ ના વૈશાખ વદિ ૧૧ રવિવારને દિવસે મધ્યાન્હ સમયે માતાજી ઇલ્લમાગારૂએ બાળકને ખોળામાં લઇ સ્તનપાન કરાવ્યું અને પછી તે બાળકને લઇ પોતાના ઉતારામાં આવીને લક્ષ્મણભટ્ટજીને તેમનાં દર્શન કરાવ્યાં અને જે તાંબુલની બીડી લક્ષ્મણભટ્ટને પ્રથમ સ્વપ્નમાં મળી હતી, તેનું શ્રી મહાપ્રભુજીને ગળસુતીમાં પાન કરાવ્યું ને કંઠી તથા માળા ધારણ કરાવ્યાં.

જેમ ચંદ્રને દેખીને સમુદ્રની લેહેરો સમુદ્રમાં સમાય નહી તેમ પુત્રના મુખરૂપી ચંદ્રને જોઇને લક્ષ્મણભટ્ટજીનો આનંદ લક્ષ્મણભટ્ટજીના શરીરમાં સમાયો નહી. પુત્રનું ચરિત્ર કાનથી સાંભળીને લક્ષ્મણભટ્ટજીએ અનુમાન કર્યું કે "આ સોમયાગનું ફળ થયું, અવસ્ય મારે ઘેર ભગવાન પ્રગટયા." આ સમયે ચારે દિશાઓમાં આનંદ વ્યાપી રહ્યો, સર્વ લોકોનાં મનરૂપી માંછલાંઓ આનંદરૂપી સમુદ્રમાં તરવા લાગ્યાં, અકસ્માત્ આકાશગંગામાંથી જળની વૃષ્ટિ થતાં લક્ષ્મણભટ્ટજીએ તેમાં સ્નાન કર્યું, નવીન વસ્ત્રોનું તથા

અલંકારોનું ધારણ કરી પોતાની તૈત્તિરીય શાખાના મંત્રો ભણીને વિધિપૂર્વક જાતકર્મ સંસ્કાર કર્યો, અનેક બ્રાહ્મણો મંગળ આપનારા સ્વસ્તિવાચનસંબંધી વેદમંત્રો ભણવા લાગ્યા, સ્ત્રીઓ મંગળ ગાયન કરવા લાગી, સર્વે સૂતમાગધ તથા બંદીજનો વંશાવલી વાંચીને યશનું વર્ણન કરવા લાગ્યા, અને લક્ષ્મણભટ્ટજીએ જાતકર્મ સંસ્કાર કરીને અત્યંત ઉદાર મનથી સર્વેનો યથાયોગ્ય દાન માન આદિ સત્કાર કર્યો. આ સઘળો સુખદાઇ જન્મોત્સવ ચંપારણ્યમાં થયો.

શ્રીદ્વારકેશજી મહારાજે જન્મપત્રીસહિત શ્રીમહાપ્રભુજીના જન્મ સમયનું જે પદ, સારંગ રાગમાં ગાવાનું કર્યું છે તેમાં લખ્યું છે કે “ સંવત ૧૫૩૫ ના વૈશાખ વદિ ૧૧ રવિવારે ચંપારણ્યમાં લક્ષ્મણભટ્ટજીના પુત્ર પ્રગટ થયા કે જેથી ત્રૈલોક્યમાં ચંપારણ્ય ભાગ્યશાળી ગણાયું. શ્રીમહાપ્રભુજીના જેવો બીજો કોઇપણ અવતાર થવાનો નથી. એમનું જન્મલગ્ન વૃશ્ચિક હતું. ચોથે કુંભ રાશિમાં ચંદ્ર, શુક્ર અને કેતુ હતા. પાંચમે મીન રાશિમાં બુધ હતો. છઠે મેષ રાશિમાં ( ઉંચ્ચ રાશિમાં સૂર્ય હતા કે જેથી વૈરિઓનો નાશ થાય. સાતમે વૃષ રાશિમાં શનૈશ્ચર હતો. નવમે કર્ક રાશિમાં બૃહસ્પતિ અને મંગળ હતા. ( કર્ક રાશિ બૃહસ્પતિનું ઉંચ્ચ છે. ) દશમે સિંહરાશિમાં રાહુ હતો કે જેથી યશનો પ્રકાશ થયો. શ્રીમહાપ્રભુજીનો જન્મ ધનિષ્ટા નક્ષત્રમાં થયેલ હતો.

## ઉપર લખેલા કીર્તન પદના અનુસારથી શ્રીમહાપ્રભુજીની

## ॥ जन्मकुंडली. ॥



"કાશીજી કે જે ઉત્તમ ક્ષેત્ર છે તેમાં શ્રીમહાપ્રભુજીએ પોતાનું પ્રાકટ્ય કેમ ન કર્યું ?" એવી કોઈ શંકા કરે તો તેનું સમાધાન નીચે પ્રમાણે કરવું. "પુરાણાંતરમાં કાશીને મહાસ્મશાન કરી વર્ણવી છે માટે કાશી અમંગળ ભૂમી છે. કેવળ મરણને વાસ્તેજ કાશી મંગળભૂમિ કહેવાય છે. માટે કાશીમાં પ્રાકટ્ય નહી કરતાં શ્રીમહાપ્રભુજીએ પોતાના પ્રાકટ્યમાં અલૌકિકપણું જણાવવાને વાસ્તે અને ઘર ઉપર પોતાની અરૂચિ સૂચવવાને વાસ્તે ચંપારણ્ય નામના અલૌકિક ધામમાં પોતાનું પ્રાકટ્ય કર્યું."

ચંપારણ્ય ક્ષેત્ર, નાગપુરની પાસે રાયપુર નામનું એક મોટું ગામ છે ત્યાંથી પૂર્વમાં સાત ગાઉ ઉપર છે અને તે હમણાં ચંપાઝર કેહેવાય છે. એ ક્ષેત્રમાં અદ્યાપિસુધી ગર્ભવતી સ્ત્રીઓના ગર્ભ સ્ત્રવી જાય છે અને પડી જાય છે, આ વાત દક્ષિણ દેશના લોકોના જાણવામાં છે તેથી તે લોકો હજીસુધી કોઇ ગર્ભવતી સ્ત્રીને તે માર્ગે લઇ જતા કે લઇ આવતા નથી.

લક્ષ્મણભટ્ટજી ઉપર પ્રમાણે ચંપારણ્યમાં જન્મોત્સવ કરી સર્વ સમાજને સાથે લઇ આનંદપૂર્વક કાશી તરફ ચાલ્યા.

**ઇતિશ્રી વલ્લભ દિગ્વિજયમાં જન્મ પ્રકરણ સમાપ્ત થયું.**

---

## ॥ प्रमाण प्रकरण प्रारंभः ॥

લક્ષ્મણભટ્ટજીએ સુખપૂર્વક કાશીમાં આવી પોતાના જુના ઘરમાં નિવાસ કરીને જે બ્રહ્મભોજરૂપી સત્ર અવશેષ રહ્યો હતો તે ચલાવવા માંડ્યો અને એ દંપતી પોતાના સુંદર અને આનંદના સમૂહરૂપ પુત્રનું લાલન પાલન કરીને સુખનો અનુભવ કરવા લાગ્યાં. શ્રીમહાપ્રભુજી પણ બાળલીલાના મિષથી પોતાના પ્રભાવના અનેક પ્રકારના ચમત્કાર દેખાડવા લાગ્યા. તે વિષે નિજવાર્ત્તા નામના ગ્રંથમાં નીચે પ્રમાણે લખ્યું છે. એક દિવસે ઇલ્લમાગારૂએ પોતાના પતિ લક્ષ્મણભટ્ટજીને કહ્યું કે "મને શ્રીમથુરા તથા વ્રજમંડળનાં દર્શન અને યાત્રા કરવાની ઘણી ઉત્કંઠા છે માટે આપ વ્રજયાત્રા કરો." લક્ષ્મણ ભટ્ટજીએ કહ્યું કે "બ્રહ્મભોજનનો સત્ર સંપૂર્ણ કર્યા પછી અને બાળકને જનોઇ દીધાપછી ચાલશું." પણ શ્રીમહાપ્રભુજીએ પોતાનાં માતાજીની વ્રજમંડળનાં દર્શન કરવાની બહુ ઉત્કંઠા જાણી એક દિવસે માતાજીના ખોળામાં સ્તનપાન કરતાં કરતાં બગાસું ખાઇને પોતાના શ્રીમુખમાં સઘળા વ્રજમંડળનું દર્શન કરાવી દીધું, એ જોઇને માતાજી અત્યંત વિસ્મયથી ચકિત

થઇને અનેક પ્રકારની શંકા કરવા લાગતાં માતાજીની એ સ્થિતિ જોઇને શ્રીમહાપ્રભુજીએ વિચાર કર્યો કે "હમણાં મારા સ્વરૂપનું જ્ઞાન દેવાનું પ્રયોજન નથી." પછી પોતે હસી પોતાની આવરણ શક્તિ પ્રકટ કરીને માતાજીને પહેલાંની પેઠે વાત્સલ્ય રસમાં નિમગ્ન કરી દીધાં. ત્યાર પછી **શ્રીકાશિવિશ્વેશ્વરે** શ્રીમહાપ્રભુજીનો અવતાર થએલો જાણીને મનમાં વિચાર કર્યો કે, મને તો **પ્રભુએ** જગતને મોહ ઉત્પન્ન થાય, એવા મતો રચવાની આજ્ઞા આપેલી છે, અને પોતે જગતનો મોહ મટાડવા માટે કેમ પ્રગટ થયા હશે ! વળી તે માણસનું રૂપ ધારણ કરીને પ્રગટ થયા છે, તેથી મારે પણ મનુષ્યરૂપે જઇ તેમનાં દર્શન કરીને, એ વાતનો ખુલાસો લેવો જોઇએ. એમ ધારી શ્રીમહાદેવજી યોગીનો વેશ લઇને સિંહના નખનો સોને મઢેલો કંઠલો હાથમાં લઇ લક્ષ્મણભટ્ટજીને ઘેર ગયા. પણ તેમના શિષ્યોએ ભીતર જવાની મના કરી, તેટલામાં એ વાત શ્રીમહાપ્રભુજીએ જાણી, ને ઘણુંજ રૂદન કરવા માંડ્યું, એવું કે, કોઇના છાના રાખ્યા રહે નહીં. ત્યારે લક્ષ્મણભટ્ટજીએ પોતાની પાસે સભામાં બેઠેલા જ્યોતિષિઓને પ્રશ્ન કર્યું જે, મારા પુત્રના ગ્રહ કેવા છે ! ત્યારે તેઓએ જ્યોતિષ શાસ્ત્ર પ્રમાણે તરત હોરા તપાસીને કહ્યું જે, ગ્રહનો સારા છે, પણ બાળકને સિંહના નખનો કંઠલો પહેરાવ્યો હોય તો સારૂં. તે સાંભળીને લક્ષ્મણભટ્ટજીએ પોતાના શિષ્યોને સિંહના નખનો કંઠલો દ્રવ્ય ખરચીને લઇ આવો; ત્યારે શિષ્યોએ બહાર નિકળતાંજ તે યોગીને, હાથમાં કંઠલો લેઇ ઉભેલો જોયો. તે જોઇને શિષ્યો હર્ષ પામ્યા. ને તે યોગીને પૂછવા લાગ્યા કે, આ કંઠલાનું શું મૂલ્ય લઇશ ! ત્યારે યોગી રૂપ ધારી મહાદેવજી બોલ્યા કે, તમે લક્ષા વધી દ્રવ્ય આપો તો પણ આ કંઠલો હું તમારા હાથમાં આપીશ નહીં. અને હું મારે હાથે બાળકના કંઠમાં પેરાવું, ત્યારે તમારા ધ્યાનમાં આવે તેમને આપજો. યોગીનાં એવાં વચન સાંભળીને શિષ્યોએ લક્ષ્મણભટ્ટજીને જઇ કહ્યું. ત્યારે તેમણે યોગીને ભીતર બોલાવ્યા, ને ઉભા થઇ ઘણો સત્કાર કરી બેસાડ્યા. વળી તેનું અપૂર્વ અલૌકિક રૂપ જોઇને મનમાં ઘણું આશ્ચર્ય પામ્યા. પછી લક્ષ્મણભટ્ટજીના કહેવાથી શ્રીમહાપ્રભુજીને ત્યાં તેડી લાવ્યા, ત્યારે શ્રીમહાદેવજીએ તરત ઉભા થઇને તે કંઠલો શ્રીમહાપ્રભુજીને પેહેરાવીને પ્રણામ કર્યા, ને વિનંતી કરી કે "**भगवान् कोऽयंवेषः**" **અર્થ**-હે પ્રભુ ? આ કેવો વેશ છે ? તે વખતે શ્રીમહાપ્રભુજી બોલતા શિખ્યા નહોતા, તો પણ અરધો શ્લોક શ્રીમહાદેવજીને કહ્યો. **सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातःकरिष्यति ॥ અર્થ**-ભગવાન પોતાની ઇ-

ચ્છામાં આવે તેમ કરે છે. તે સાંભળીને સર્વે જનોને આશ્ચર્ય લાગ્યું. ને ને ઘણાખરા લોકોએ એમ જાણ્યું જે આ બાલક કોઇ ચમત્કારી છે. ને ઘણાખરાઓએ એમ ધાર્યું કે આ યોગી કોઈ મહંત છે, તેથી તેણે બાળકને કંઠે કંઠલો બાંધ્યો કે તરત વાચા થઇ. જેવી રીતે જેનો ભાવ હતો, તેવી રીતે તેમણે શ્રીમહાપ્રભુજીને જાણ્યા. શ્રીમહાપ્રભુજીની પાંચ વર્ષની અવસ્થા થતાં એક દિવસે લક્ષ્મણભટ્ટજી અગ્નિહોત્રની શાળામાં અગ્નિના કુંડમાં ઇષ્ટિ સંબંધી હોમ કરતા હતા અને સઘળા વિદ્વાન્ બ્રાહ્મણો વેદમંત્ર ભણતા હતા. તે સમયે શ્રીમહાપ્રભુજીએ પોતાના સહજ બાળસ્વભાવથી અગ્નિહોત્રની શાળામાં પિતાની પાસે જઇ, બોરાજી પિતા હવન કરી રહ્યા તે સમયે પિતાજીને કહ્યું કે "હે પિતાજી! આપે સાધન કરવામાં ઘણો કાળ વ્યતીત કર્યો, હવે ફળનું ગ્રહણ કરો." એ પ્રમાણે પુત્રનાં મુગ્ધ વચન સાંભળી અત્યંત વિસ્મય પામેલા લક્ષ્મણભટ્ટજીએ પૂછ્યું કે "હે પુત્ર! તમે હજુસુધી કાંઇ ભણ્યા તો નથી તે છતાં આ વાત કેમ બોલો છો." શ્રીમહાપ્રભુજીએ ઉત્તર દીધો કે "ભણાવવું તો આપના હાથમાં છે. મેં તો તમારા મુખથી જે સાંભળ્યું છે તે તમારી પાસે કહું છું. હું તો બાળક છું. જે ચાર વાત સાંભળી હોય તેમાંથીએક બે વાત યાદ પણ રહી જાય." એ પ્રમાણે વળી પુત્રનાં મુગ્ધ રસથી ભરેલાં અતિ સુંદર વચન સાંભળીને લક્ષ્મણભટ્ટજીએ ફરીવાર પૂછ્યું કે "હે બાળક! તમે મારા મુખથી ક્યારે અને શું સાંભળ્યું છે તે કહો." શ્રીમહાપ્રભુજી બોલ્યા કે "પિતાજી! આપ શ્રીભાગવતનો પાઠ કરો છો તેમાંથી મેં સાંભળ્યું છે કે:—

**दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः ।**
**श्रेयोभिर्विविधैश्चान्यैःकृष्णेभक्तिर्हिसाध्यते ॥ १ ॥**

(દાન, વ્રત, તપ, હોમ, ગાયત્રી આદિના જપ, વેદનું અધ્યયન, મન તથા ઇંદ્રિયોનો નિગ્રહ અને એવાજ પ્રકારનાં બીજાં સાંખ્ય યોગ આદિ સાધનોથી ભગવાનની ભક્તિને સિદ્ધ કરવી. અર્થાત્ દાન આદિ સઘળાં સાધનો છે અને પરમ પુરૂષાર્થ રૂપ શ્રીકૃષ્ણની ભક્તિ તે સાધનોનાં ફળ રૂપ છે,) વળી પણ—

**नदानंनतपोनेज्यानशौचंनव्रतानिच ।**
**प्रीयतेमलयाभक्त्याहरिरन्याद्विडंबनम् ॥ २ ॥**

(શ્રીકૃષ્ણ ભગવાન્ દાનથી, તપથી, પૂજનથી, પવિત્રતાથી કે વ્રતોથી સર્વથા પ્રસન્ન થતા નથી પણ એક નિર્મળ ભક્તિથીજ પ્રસન્ન થાય છે માટે ભક્તિવિના બીજું કરવું એ પરિશ્રમ માત્ર છે) વળી પણ—

१७८६



**यस्यभक्तिर्भगवतिहरौनिश्रेयसेश्वरे ।**
**विक्रीडतोऽमृतांभोधौकिंक्षुद्रैःखातकोदकैः ॥ ३ ॥**

( મુક્તિના અધિપતિ શ્રીકૃષ્ણમાં જેને ભક્તિ હોય તે અમૃતના સમુદ્રમાં ક્રીડા કરે છે માટે તેને ક્ષુદ્ર ખાબોચીઆના પાણીનું શું પ્રયોજન છે. અર્થાત્ યજ્ઞાદિક સાધનો ખાબોચીઆનાં પાણી જેવાં તુચ્છ છે. ) વળી હે પીતાજી ? તમે શ્રીગીતાજીનો પાઠ કરો છો તેમાં મેં સાંભળ્યું છે કે—

**नाहंवेदैर्नतपसानदानेननचेज्यया ।**
**भक्त्यात्वनन्ययाशक्यंअहमेवंविधोर्जुन ॥ ४ ॥**

( હે અર્જુન ! હું વેદથી, તપથી, દાનથી કે યજ્ઞોથી પામી શકાતો નથી. પણ ઉપર કહેલા સ્વરૂપવાળો હું અનન્ય ભક્તિથીજ પામી શકાઊંછું. ) વળી તમે વેદનાં ઉપનિષદનો પાઠ કરો છો તેમાં **योमजतिरसतिसआनंदी भवति** ( જે પ્રભુને ભજે છે અને ભજનનો રસ લે છે તે આનંદવાળો થાય છે. ) એ શ્રુતિ સાંભળી છે. તેમજ તમે વેદનો પાઠ કરો છો તેમાં **तमेवविदित्वातिमृत्युमेतिनान्यःपंथाविद्यतेऽयनाय** ( પ્રભુને જાણવાથીજ મુક્તિ મળે છે. મુક્તિને વાસ્તે બીજો કોઈ માર્ગ નથી ) એ મંત્ર સાંભળ્યો છે.

ઇત્યાદિક વચનોથી ' સર્વે સિદ્ધાંતના સારરૂપ અને ફળરૂપ ભક્તિ માર્ગજ છે, એ ઉપદેશ મને તમારા મુખથીજ થયો છે તે હું તમારી પાસે કહું છું. '

એવાં શ્રીમહાપ્રભુજીનાં બાલ્યાવસ્થાનાં સ્નિગ્ધ અને મુગ્ધ વચનો સાંભળી લક્ષ્મણભટ્ટજીએ ગદ્‌ગદ્‌કંઠ થઇને તે પુત્રને પોતાના ગળામાં લગાવીને આલિંગન કર્યું અને ત્યાં બેઠેલા બીજા બ્રાહ્મણો ચકિત થઇને લક્ષ્મણભટ્ટજીના ભાગ્યનાં વખાણ કરવા લાગ્યા કે " ધન્ય છે લક્ષ્મણ ભટ્ટજીનાં ભાગ્યને કે જેને ઘેર આ અવતારી પુરૂષ પ્રકટેલ છે. "

એઓમાં એક બ્રાહ્મણ શ્રુતિ બોલ્યો કે, "**यावज्जीवमग्निहोत्रं जुहुयात्** જીવતાં સુધી અગ્નિહોત્ર હોમવું. " એ સાંભળી મહા પ્રભુજીએ તેને કહ્યું કે " તમે વિદ્વાન્ થઇને બાળકને કેમ ભમાવો છો તમારી શંકાનો ઉત્તર પ્રથમજ થઈ ગયો છે. વેદની શ્રુતિઓના અર્થ અને શાસ્ત્રાર્થ વિષય તો હું બાળક ભણ્યા વિના કેમ જાણું પણ મેં તો જે સાંભળ્યું હતું તે કહ્યું છે. અગ્નિહોત્ર આદિ સઘળા ધર્મો તો દેહ સંબંધી છે માટે અનિત્ય હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે. વિદ્વાન લોકોને તો નિત્ય અનિત્ય તથા સાર અસાર વસ્તુનો વિચાર કરવો એજ મુખ્ય છે. " એ વચન સાંભળા સર્વે વિદ્વાનો

અને પંડિત લોકો લજ્જાઈને ચુપ થઈ ગયા. લક્ષ્મણભટ્ટજીએ પુત્રની વાતો સાંભળીને મનમાં નિશ્ચય કર્યો કે "આ પુત્ર અવસ્ય આચાર્ય થશે અને ઉત્તમ ભક્તિનો વિસ્તાર કરશે."

તે દિવસથી લક્ષ્મણભટ્ટજીને ઘેર જે વિદ્વાનો, પંડિતો તથા સંન્યાસી લોકો નિત્ય ભોજનને વાસ્તે આવતા હતા તેઓ સર્વે, શ્રીમહાપ્રભુજીનાં ચરિત્ર સાંભળી શ્રીમહાપ્રભુજીને પોતાની પાસે બેસાડીને વાતો કરતા હતા, તે વાતોમાં જે વિષયનો પ્રસંગ ચાલતો હતો તેના મુગ્ધભાવની મીઠાશથી ભરેલો સિદ્ધાંત ગર્ભિત ઉત્તર મહાપ્રભુજી દેતા હતા. મહાપ્રભુજીનાં એ વચનામૃત સાંભળી, સર્વે મહાત્મા લોકો બહુજ પ્રસન્ન થતા હતા અને 'ધન્યધન્ય" કહીને આશિર્વાદ આપતા હતા. એઓમાં જેઓ માયાવાદિ હતા તેઓ પોતાના મનમાં મહાપ્રભુજીના વચન અસહ્ય લાગવાથી વિચાર કરતા હતા કે 'આ બાળક આ અવસ્થામાં અધ્યયન કર્યા વિના પણ આવા ચમત્કાર દેખાડે છે ત્યારે અધ્યયન કર્યા પછી કેવું ખંડન મંડન કરશે એ જાણવામાં આવતું નથી.' આવા પ્રકારથી સર્વે પ્રતિવાદિ લોકો શંકિત થયા હતા.

**ઇતિ શ્રી વલ્લભદિગ્વિજયમાં પ્રમાણ પ્રકરણ સમાપ્ત થયું.**

---

## प्रमेयप्रकरणप्रारंभः

પછી મહાપ્રભુજી સાત વર્ષના થયા ત્યારે લક્ષ્મણભટ્ટજીએ જનોઇ દેવાવે વાસ્તે નાતના શિષ્ટ લોકોની તથા જ્યોતિષ જાણનારા પંડિતોની સંમતિ લઇ મીનાર્કમાં સંવત ૧૫૪૦ ના ચૈત્રશુદિ ૯ ને દિવશે તે ક્રિયા કરવાનો નિશ્ચય કર્યો. તે દિવસે લક્ષ્મણભટ્ટજીએ મોટા હર્ષથી મંડપની તથા વેદીની રચના કરી નાતના સર્વે પ્રતિષ્ઠિત લોકોને તથા સર્વે પંડિત લોકોને બોલાવી આદરસત્કારપૂર્વક યોગ્ય સ્થળોમા બેસાડીને વિધિપૂર્વક જનોઇ દીધું અને જનોઇ દેવાયા પછી ગાયત્રી મંત્રનો ઉપદેશ કર્યો. ઉપદેશ દેવાયા પછી સભામાં એક બ્રાહ્મણ બોલ્યો કે "**सर्वेशाक्ताद्विजाजात्यानशैवानचवैष्णवाः ॥ यस्मादुपासतेनित्यंगायत्रींवेदमातरम् ॥ १ ॥** (સર્વે બ્રાહ્મણો જન્મથીજ શક્તિના ભક્ત છે. કોઇ પણ વિષ્ણુના કે શિવના ભક્ત નથી. કારણ કે સર્વે વેદોની માતા ગાયત્રીની નિત્ય ઉપાસના કરે છે.)" આ વચન સાંભળી શ્રીમહાપ્રભુજીએ તેને કહ્યું કે "હે બ્રાહ્મણ ! આચાર્યે કરેલા

ગાયત્રીના ભાષ્યમાં ગાયત્રીનો જે અર્થ લખ્યો છે તે અર્થ તેં જોયો નથી. હું હમણાં અણુસમજુ બાળક છું તો પણ એટલું તો જાણુંછું કે પ્રથમ તું જે શ્લોક બોલ્યો તે શ્લોક માણસે કરેલો હોવાથી અપ્રમાણ છે. જે ગાયત્રી છે તે પરબ્રહ્મની શક્તિ છે અને શક્તિ તથા શક્તિવાળો પદાર્થ ભિન્ન હોતાંજ નથી માટે ગાયત્રી બ્રહ્મરૂપ છે. ગાયત્રીમાં સાકાર બ્રહ્મ શ્રીકૃષ્ણનુંજ ધ્યાન અને પ્રતિપાદન છે. કારણ કે **योदेवःसवितास्माकंधियोधर्मादिगोचरान् ॥ प्रेरयेत्तस्यतद्भर्गतद्वरेण्यमुपास्महे** (જગતને ઉત્પન્ન કરનાર જે દેવ અમારી બુદ્ધિની વૃત્તિઓને ધર્મ આદિના વિષયમાં પ્રેરે છે તે દેવના ભજવા યોગ્ય સ્વરૂપની અમો ઉપાસના કરીએ છીએ.) એ વેદની શ્રુતિમાં ગાયત્રીના અર્થનું જે વ્યાખ્યાન કર્યું છે. તે ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે ગાયત્રીની ઉપસનાથી કે જપથી કોઇ અંશમાં શાક્ત પણું પ્રાપ્ત થતું નથી. ગાયત્રી અમને અત્યંત અભીષ્ટ છે. કારણ કે ગાયત્રીથી 'સર્વ જગત બ્રહ્મરૂપ છે' એમ સિદ્ધ થઇને ભગવદ્ધર્મની વૃદ્ધિ થાય છે." એ પ્રમાણે સભાના મધ્યમાં શ્રીમહાપ્રભુજીએ રોષ ભરેલી દૃષ્ટિથી ઉત્તર આપતાં તે ચમત્કાર ભરેલી વાણી સાંભળી સભામાં બેઠેલા તત્વવેત્તા સર્વે વિદ્વાનો અને પંડિતો ભારે હર્ષ પામી મહાપ્રભુજીને વાહવાહ કહીને આશિર્વાદ દેવા લાગ્યા. જેઓ તત્વને નહીં જાણનારા બહિર્મુખ પંડિતો હતા તેઓના હૃદયોમાં મહા પ્રભુજીનાં વચનથી તીવ્ર ખેદ ઉત્પન્ન થયો પરંતુ તે સમયે ભયભીત થઇને કોઇએ પ્રત્યુત્તર દીધો નહીં. એ સઘળાઓએ એવો વિચાર કર્યો કે જો આપણે બાળકથી નિરૂત્તર થઇ જશું તો આપણી સઘળા દિવસની પંડિતાઇનો નાશ થઇ જશે અને કદાચ બાળકને નિરૂત્તર કરીશું તો પણ લોકો હાંસી કરશે. આવા વિચારથી તે સર્વે લોકો ચુપ રહ્યા અને જનોઇ સંબંધી સઘળી ક્રિયા પુરી થઇ ચુકી. તે સમયમાં ત્યાં જનોઇના પ્રસ્તાવનું દર્શન કરવા સારૂ એક 'કૃષ્ણદાસ મેઘન' નામનો પરદેશી ક્ષત્રિય આવીને લોકોના સમુદાયમાં ઉભો હતો, તેની સાંમે શ્રીમહાપ્રભુજીએ જોઈ તેનું નામ દઇ પોતાની પાસે બોલાવીને તેને પૂછ્યું કે તારે શી ઇચ્છા છે? કૃષ્ણદાસે વિનંતિ કરી કે 'આપ અંતર્યામી છો તેથી સઘળું જાણો છો, હવે આપ સંસારી જીવોના ઉદ્ધારને વાસ્તે પોતાના ધર્મનો પ્રકાશ કરીને મને આપની શરણે લીઓ' એ સાંભળી તુરતજ શ્રીમહાપ્રભુજીએ એ કૃષ્ણદાસ ક્ષત્રિયને પ્રથમ અષ્ટાક્ષર મંત્રનો ઉપદેશ કરી તેના ગળામાં તુલશીની માળા બાંધીને સેવક કર્યો અને પોતાની ખવાસીમાં રેહેવાની તેને આજ્ઞા કરી.

## પ્રસંગ આવવાને લીધે એ કૃષ્ણદાસની પેહેલી સ્થિતિ વિષે લખીએ છીએ,

એ કૃષ્ણદાસ સોરમ ગંગાની પાસે 'શ્રીનંદ' નામનું એક શેહેર છે તેમાં રેહેતો હતો અને ત્યાં એક ત્રિકાળવેત્તા મહાપંડિત 'કેશવાનંદ' નામનો જોશી હતો તેની પાસે કાંઇ જ્યોતિષનો ગ્રંથ ભણતો હતો. એક દિવસે કેશવાનંદે પોતાના શિષ્યોની પાસે કહ્યું કે 'આવતા વૈશાખ વદી ૧૧ ને દિવસે ભારે અપૂર્વયોગમાં પૃથ્વી ઉપર કોઇ સ્થળમાં ભગવાનનો પ્રાદુર્ભાવ અવશ્ય થવા જોઇએ. એ વાત સાંભળી કૃષ્ણદાસે પૂછ્યું કે 'મહારાજ! કયા દેશમાં અને કયા વર્ણમાં થશે?' કેશવાનંદે યોગશક્તિથી વિચાર કરીને કહ્યું કે 'આર્યાવર્ત્ત નામની પ્રવિત્ર ભૂમિમાં અને તેમાં વળી આપણા નજદીક દેશમાં ઉત્તમ બ્રાહ્મણને ઘેર પ્રગટ થશે એમ જ- ણાય છે, આથી અધિક બતાવવાનું મારામાં સામર્થ્ય નથી. એ પ્રમાણે ગુરૂનાં વચન સાંભળી તે વચનોપર વિશ્વાસ રાખી કૃષ્ણદાસ ઘર છોડીને ઘણી ઉત્કંઠાથી શોધ કરવાને વાસ્તે દેશાંતરોમાં ગયો. ચારે દિશાઓમાં પ્રત્યેક શેહેરમાં અને પ્રત્યેક ગામમાં ૭ વર્ષ સુધી બ્રાહ્મણોના ઘરોમાં ત- જવીજ કરી પરંતુ તેવા યોગમાં ઉત્પન્ન થએલો, તેવાં લક્ષણવાળો કોઇ પણ નજરે આવ્યો નહીં. દેશો દેશમાં ફરી ફરીને અને ઘરોઘરમાં તજ- વીજ કરીને કૃષ્ણદાસ થાકી ગયો પણ ભગવદ્દર્શનની ઉત્કંઠાથી થાકને કાંઇ પણ નહી ગણકારતો હતો. એટલામાં તેણે કોઇની પાસેથી સાંભળ્યું કે 'અમુક નગરમાં રમલ જાણનારો એક જોશી છે તે જે પૂછો તેનો, પાશા નાખીને યથાર્થ ઉત્તર આપે છે.' એ વાત સાંભળી કૃષ્ણદાસે તે જોશીની પાસે જઇને પૂછ્યું કે 'એવો પુરૂષ કઇ દિશામાં પ્રગટ્યો છે.' જોશીએ રમલ ચલાવીને ઉત્તર આપ્યો કે 'દક્ષિણ દિશામાં' વળી કૃષ્ણ- દાસે દક્ષિણ દિશામાં તો હું ઘણે દૂરસુધી ફરી આવ્યો એમ મનમાં વિચાર કરીને પૂછ્યું કે તે પુરૂષ હમણાં ક્યાં છે.? જોશીએ વળી રમલ ચલાવીને કહ્યું કે 'પૂર્વ દિશામાં છે.' વળી કૃષ્ણદાસે પૂછ્યું કે કયા ગામમાં છે.' જોશીએ રમલ ચલાવીને કહ્યું કે 'કાશીમાં છે.' એટલા પ્રકારનો નિશ્ચય કરીને કૃષ્ણદાસ કાશીમાં આવ્યો ત્યાં એક વર્ષસુધી બ્રાહ્મણોના ઘરોમાં શોધ કરતાં જ્યારે લક્ષ્મણભટ્ટજીને ઘેર આવ્યો ત્યાં શ્રીમહાપ્રભુજીનાં દર્શન થતાંજ તેનું ચિત્ત ખેંચાયું અને જન્મકાળનો યોગ પણ તેવોજ સઘળો મળ્યો. એ ઉપરથી કૃષ્ણદાસે વિચાર કર્યો કે 'આ સાક્ષાત્ અંતર્યામી ઇ- શ્વર છે માટે જ્યારે મારૂં નામ લઇને મને બોલાવશે ત્યારે હું એમને

શરણ થઇશ.' એવા સંકલ્પથી નિત્ય અજાણ્યા જેવો થઇ દૂરથી શ્રીમહાપ્રભુજીનાં દર્શન કરી જતો હતો. તેને એક મહીના પછી શ્રીમહાપ્રભુજીએ પોતાને જનોઇનો સંસ્કાર થયાને દિવસે આગળ કહ્યા પ્રમાણે શરણ લઇને પ્રથમ સેવક કર્યો. તેથી કૃષ્ણદાસ મેઘને પોતાના હાથમાંથી એક વીંટી કાઢીને શ્રીમહાપ્રભુજીને ભીક્ષામાં આપી. અને પછી જ્યાં સુધી તે જીવ્યા ત્યાં સુધી શ્રીમહાપ્રભુજીની પાસેને પાસેજ રહ્યા હતા.

**હવે ચાલતો પ્રસંગ લખીએ છીએ.**

લક્ષ્મણભટ્ટજીએ પુત્રને જનોઇ દઇ તેને વિદ્યાધ્યયન કરાવવાને મુહૂર્ત્ત જોવરાવ્યું ત્યાં જોશીઓએ આષાઢ શુદિ ૨ રવીવારને પુષ્પ નક્ષત્રને દિવસે તે મુહૂર્ત્ત બતાવ્યું. કાશીમાં મોટા પ્રભાવવાળા અને ચારે વેદ તથા છ શાસ્ત્રોને જાણનારા '**માધ્વાનંદતિર્થ**' નામે એક ત્રિદંડી સન્યાસી ભણાવનાર હતા તેમની શાળામાં શ્રીમહાપ્રભુજીને આષાઢ શુદિ ૨ એટલે રથયાત્રાના દિવસના શુભ સમયમાં વિદ્યાધ્યયન કરવા બેસાડ્યા. મહાપ્રભુજીએ તેમની પાસેથી ચાર મહીનામાં ચાર વેદ, છ વેદાંગ તથા બીજાં પણ સઘળાં શાસ્ત્રો ભણી લીધાં અને તે ગુરૂની શાળામાં જેઓ પંડિત વિદ્યાર્થીઓ હતા તેઓથી વાદ કરીને તેઓને પરાસ્ત કર્યા. જેઓનો પાઠ શંકારાચાર્યના શારીરિક ભાષ્ય આદિ ગ્રંથોનો ચાલતો હતો તેઓની સાથે વાદ કરીને, જે જે વેદની શ્રુતિઓના તથા વ્યાસસૂત્રોના અર્થ શંકરાચાર્યે માયાવાદ પરત્વ લગાવી અર્થના અનર્થ કર્યા હતા તે શ્રુતિઓના અને તે સૂત્રોના અર્થ યથાર્થ બ્રહ્મવાદ પરત્વે લગાવી સર્વને નિરૂત્તર કર્યા. જેઓનો સાંખ્યશાસ્ત્રનો પાઠ ચાલતો હતો તેઓની સાથે વાદ કરીને વેદ વિરૂદ્ધ નિરીશ્વર સાંખ્યમતનું ખંડન કર્યું. જેઓનો પાઠ પૂર્વમીમાંસા શાસ્ત્રનો ચાલતો હતો તેઓની સાથે વાદ કરી, કર્મનાં ફળ દેનારા ઇશ્વરની સિદ્ધિ કરીને અને વેદમાં યજ્ઞાદિકનુ ' ફળ જે સ્વર્ગ લખેલ છે તે સ્વર્ગ શબ્દનો અર્થ અક્ષર બ્રહ્મજ છે. એમ **यन्नदुःखेनसंभिन्नंनचग्रस्तमनंतरम्** ઇત્યાદિ શ્રુતિઓ ઉપરથી સિદ્ધ કરીને તેઓને પરાસ્ત કર્યા. વળી નૈયાયિક લોકોથી તથા પાતંજળ ( યોગ શાસ્ત્ર ) ના પંડિત લોકોથી વાદ કરીને સઘળા વેદબાહ્યમતોનું ખંડન કર્યું. એ પ્રમાણે પ્રથમ વિદ્યાભ્યાસના સમયમાંજ સઘળા વિદ્યાર્થિ પંડિત લોકોથી વાદ કરીને ગુરૂની શાળામાંજ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનો પ્રકાશ કર્યો અને જેમ પૂર્વે અર્જુને શસ્ત્ર તથા અસ્ત્ર સંબંધી વિદ્યા ભણી નીશાન વીંધીને દ્રોણાચાર્યને પોતાની પરીક્ષા આપી અલૌકિક સામર્થ્ય દેખાડ્યું હતું તેમજ શ્રીમહાપ્રભુજીએ **શ્રીમાધવાનંદ** સ્વા-

મીને પોતાની પરીક્ષા આપીને અલૌકિક સામર્થ્ય દેખાડયું કે જેથી ગુરૂ બહુ આશ્ચર્ય માનવા લાગ્યા. જેમ ગ્રહોમાં અને નક્ષત્રોમાં ચંદ્રની શીઘ્ર ગતિ જણવામાં આવે છે તેમ વિદ્યા ભણુનારાઓમાં શ્રી મહાપ્રભુજીએ શીઘ્ર ગતી ગુરૂ મહારાજના જોવામાં આવી; શ્રી મહાપ્રભુજીએ સઘળી વિદ્યા ભણીને શાળામાંજ સર્વ પંડિતોને પરાસ્ત કસ્યા તે ઉપરથી ' આ ઇશ્વર છે ' એવું ગુરૂએ અનુમાન કરયું. એ અનુમાન પૂર્વક નિશ્ચય કરીને **માધવાનંદે** શ્રી મહાપ્રભુજીને કહ્યું કે " હે પ્રભુ ! તમે સર્વ શકિતવાળા છો, તમે શુદ્ધાદ્વૈત મતથી પ્રપંચના નિત્યપણાનું તથા સત્યપણાનું પ્રતિપાદન કર્યું તેથી હું બહુ પ્રસન્ન થયો છું, હવે મારે મારા ગુરૂનાં દર્શન કરવાની ઇચ્છા છે " એ પ્રમાણે **માધવાનંદનાં** વચન સાંભળી ગુરૂની આજ્ઞાને સર્વથી અધિક માનીને શ્રીમહાપ્રભુજીએ **માધવાનંદને** કહ્યું કે " આપના ગુરૂ આપના ઘરની અંદર પધાર્યા છે માટે ત્યાં જઇ દર્શન કરો " **માધવાનંદ** અંદર જઇને જુવે ત્યાં પોતાના ગુરૂ ઉભેલા જોવામાં આવતાં તેમણે ગુરૂને પ્રણામ કર્યા. પછી ' આ ભગવદવતાર ( **વલ્લભાચાર્ય** ) સર્વ શકિતમાન છે ' એમ કહી ગુરૂ અંતર્દ્ધાન થઇ જતાં **માધવાનંદે** બહાર આવીને શ્રી મહાપ્રભુજીને વિનંતિ કરી કે " આપે મારા મનોરથ સિદ્ધ કર્યા, મને સ્વરૂપના આવિર્ભાવ તિરોભાવનો અનુભવ થયો. " પછી **માધવાનંદે** અનુમાન કર્યું કે " કળિયુગનાં પાંચ હજાર વર્ષની અંદર **શ્રીગોવર્દ્ધન** પર્વતમાંથી **શ્રીગોવર્દ્ધનનાથજીનું** સ્વરૂપ પ્રગટ થશે એવાં પુરાણાદિકમાંથી વચનો મળી આવે છે, તો તે કામ પણ આના હાથથીજ થશે " એ નિશ્ચયથી **માધવાનંદે** ફરી મહાપ્રભુજીને કહ્યું કે " કદાપિ તમે **શ્રીગોવર્દ્ધનનાથજીને** પ્રકટ કરો તો તેમની સેવા અમને ગુરૂદક્ષણામાં આપવી. " મહાપ્રભુજીએ એ વાતનો સ્વીકાર કરીને સર્વ પ્રકારથી તેમને પ્રસન્ન કરયા. મહાપ્રભુજીનો એવો પ્રભાવ જોઇને ગુરૂએ તેમને આશિર્વાદ દીધો કે ' તમે વિશ્વ વિષે અવસ્ય દિગ્વિજય કરશો. ' એ પ્રમાણે ગુરૂનો આશિર્વાદ લઇ મહાપ્રભુજી કાર્તિક શુદિ ૧૧ ને દિવસે પોતાના પિતાની પાસે આવ્યા. પિતાએ સર્વ વૃત્તાંત સાંભળી ગદ્ ગદ કંઠ થઇને મહાપ્રભુજીનું આલિંગન કર્યું. ત્યારથી શ્રીમહાપ્રભુજીના પ્રભાવની, ચમત્કારની અને પાંડિત્યની કીર્ત્તિ સઘળી કાશીપુરીમાં ફેલાતાં કાશીના રેહેવાશી સર્વ લોકો શ્રી મહાપ્રભુજીની પાસ આવવા લાગ્યા. શ્રીમહાપ્રભુજી, એઓમાં જે સાધુ, ભક્ત લોકો દર્શનની ઇચ્છાથી આવતા હતા તેઓને દર્શન દઈ મધુર વચનોથી પ્રસન્ન કરતા હતા. જે પંડિત લોકો પંડિતપણાનો ચમત્કાર જોવાની ઇચ્છા

ધરી નિર્મત્સરપણાથી આવતા હતા તેઓને શાસ્ત્રોની ચર્ચાપૂર્વક સિદ્ધાંતની વાત કરીને સંતોષ આપતા હતા અને જે પંડિત લોકો વાદ કરી પરાસ્ત કરવાની ઇચ્છાથી આવતા હતા તેઓને વાદ કરીને પરાસ્ત કરતા હતા. સઘળા ભક્ત લોકો અને મત્સર વગરના પંડિત લોકો શ્રીમહાપ્રભુજીની વાત સાંભળી 'ધન્ય ધન્ય' કહીને પ્રશંસા કરતા હતા. વાદથી પરાસ્ત થએલા સઘળા વાદી લોકોનાં મનરૂપી માછલાં તે સમયે લાજરૂપી સમુદ્રમાં લીન થઇને પશ્ચાતાપ કરતાં હતાં.

આ પ્રકારની ચર્ચારૂપ નદી પ્રત્યેક દિવસે ચાલતાં જ્યારે કુટિલ અને દુરાગ્રહી લોકો દ્વેષભાવથી આવી વિતંડવાદ (નિરર્થક જીકર) કરવા લાગતા તેઓની સાથે વાદવિવાદમાં બહુજ ક્રોધ અને ક્લેશ થવા લાગ્યો ત્યારે લક્ષ્મણભટ્ટજીએ ભયભીત થઇને શ્રીમહાપ્રભુજીને કહ્યું કે "નિત્યનો ક્લેશ થાય એ સારૂં નહીં અને તમે બાળક છો માટે હવે તમારે સર્વથા કોઇની સાથે વાદવિવાદ ન કરવો." પિતાજીનો આગ્રહ જોઇ શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે "ઠીક છે, હવે હું પ્રત્યક્ષવાદ નહીં કરૂં." પછી જે કોઇ વિદ્વાનો વાદ કરવાની ઇચ્છાથી આવતા તેઓને શ્રીમહાપ્રભુજી કહી દેતા હતા કે "વાદ, ચર્ચા કરવાની મને પિતાજીની આજ્ઞા નથી પણ બીજા પ્રકારથી તમો સર્વ લોકોનું સમાધાન કરવામાં આવશે." પછી શ્રીમહાપ્રભુજીએ વિચાર કર્યો કે "કાશીના મુખ્ય નામાંકિત પંડિતો અને માયાવાદી સંન્યાસી લોકો કે જેઓ પંડિતપણાનું અભિમાન ધરાવનારા છે તેઓ મારી પાસે આવ્યા નથી પણ મારે તેઓને પણ સંતોષ ઉપજાવવો જોઇએ." આવા વિચારથી શ્રીમહાપ્રભુજીએ એક પત્ર લખી તે પોતાના સેવક **કૃષ્ણદાસ** મેઘનના હાથથી **શ્રીવિશ્વનાથના** મંદિરના બહારના દરવાજાપર ચોડાવ્યો. આ પ્રમાણે એક માસ પર્યંત નિત્ય એક એક પત્ર ચોડાવ્યા અને તે ત્રીશ પત્રમાં પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા તથા માયાવાદ આદિ વિષયોમાં વાદીઓની જે જે કલ્પનાઓ હતી તેઓના ઉત્તર આપીને સિદ્ધાંત સ્થાપન શ્રીમહાપ્રભુજીએ લખ્યું હતું. શ્રૌત, સ્માર્ત અને માયાવાદી સર્વે લોકોએ એ પત્રો વાંચીને વાદના ઉત્સાહ છોડી દીધા. એઓમાં જેઓ તત્વવેત્તા હતા તેઓ તો પ્રસન્ન થયા પણ જેઓ તત્વને નહીં જાણનારા બહિર્મુખ હતા તેઓના હૃદયમાં દ્વેષભાવ ઉત્પન્ન થયો. એ ત્રીશ પત્રોનો **'પત્રાવલંબન'** નામનો ગ્રંથ કે જે **પુષ્ટિમાર્ગમાં** પ્રસિદ્ધ છે તે ગ્રંથના છેડાના પાંચ શ્લોક આ ગ્રંથને શોભાવવાને વાસ્તે નીચે લખીએ છીએ.

## શ્લોક.

तच्च कृष्णप्रसादेनमायावादोनिराकृतः ।
अवैदिकोमहादेवस्तत्रसाक्षीनसंशयः ॥ १ ॥
येवैदिकामहात्मानस्तेषामनुमतिस्तथा ।
अवेदविन्नमनुतेमयाचोपेक्षितःपुनः ॥ २ ॥
स्थापितोब्रह्मवादोहिसर्ववेदांतगोचरः ।
काशीपतिस्त्रिलोकेशोमहादेवःसतुष्यतु ॥ ३ ॥
कस्यचित्त्वथसंदेहःसमांपृच्छतुसर्वथा ।
नभयंतेनकर्त्तव्यंब्राह्मणानामियंगतिः ॥ ४ ॥
डिंडिमस्तुवादितोद्वारिविश्वेशस्यमयात्रहि ।
विद्वद्भिःसर्वथाश्राव्योतेहिसन्मार्गरक्षकाः ॥ ५ ॥

## અર્થ.

**શ્રીમહાપ્રભુજી કહે છે કે**—શ્રીકૃષ્ણ ભગવાનની કૃપાથી મેં માયાવાદ કે જે વેદવિરૂદ્ધ છે તેનું ખંડન કર્યું છે. માયાવાદ વેદવિરૂદ્ધ છે એ વિષયમાં કોઇએ સંશય રાખવો નહીં કારણ કે માયાવાદના વેદવિરૂદ્ધપણામાં શ્રી મહાદેવજી સાક્ષી છે. (શ્રી મહાદેવજીએ ભગવદાજ્ઞાથી વેદવિરૂદ્ધ માયાવાદ પ્રવર્તાવ્યો છે એ કથા પુરાણાદિકમાં પ્રસિદ્ધ છે.) જેઓ વેદ ઉપર આસ્થાવાળા મહાત્મા પુરૂષો છે તેઓની આ કામમાં સંમતિ છે. વેદને નહીં જાણનારો કોઇ માણસ આ વાતને નહીં સ્વીકારે તેની હું ઉપેક્ષા કરૂં છું. મેં સઘળા ઉપનિષદોથી સિધ્ધ જે બ્રહ્મવાદ છે તેનું સ્થાપન કર્યું છે તેથી કાશીના પતિ ત્રૈલોક્યના નાથ મહાદેવ સર્વથા પ્રસન્ન હોજો. મારા લખેલા વિષયમાં જો કોઇને સંદેહ ઉત્પન્ન થાય તો તેણે સઘળી રીતે મને પૂછવું. પૂછવા આવતાં બીવું નહીં. કારણ કે સારાસાર તત્વનો વિચાર કરવો એ બ્રાહ્મણોનો ધર્મજ છે. આ શ્રી વિશ્વનાથજીના દરવાજામાં મેં જે પત્ર ચોડેલ છે તે ડંકો બજાવ્યો છે એમ સમજવું. આ ડંકો વિદ્વાનોએ સર્વથા સાંભળવો કારણ કે વિદ્વાનો વેદ માર્ગનું રક્ષણ કરનારા છે.

આ પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ પ્રથમ ગુરૂની શાળામાં પછી ઘરમાં અને તે પછી વળી **પત્રાવલંબનદ્વારા** સઘળા નગરમાં **શાસ્ત્રાર્થ** કરીને કાશીના સર્વે વાદીઓને જીતી લીધા ત્યારે ઉચ્છૃંખલ, ખલ અને કેહેવા માત્રના પંડિત લોકોએ દ્વેષભાવથી શત્રુતા કરવા માંડી. આ વૃત્તાંત સાંભળીને **લક્ષ્મણભટ્ટજીએ** મનમાં વિચાર કર્યો કે " અહીંના લોક જાદુ કરશે અથવા મારી નાંખવા તૈયાર થયા છે અને મારો પુત્ર મારૂં કહ્યું નહીં માનતાં

વાદનો હઠ છોડતો નથી માટે હવે અંહીંથી સ્વદેશમાં જવું યોગ્ય છે." આવો વિચાર કરી **કાશીના** શિષ્ટ લોકોની સંમતિ લઈ **લક્ષ્મણભટ્ટજી** સર્વ સમાજસહિત, સુખપૂર્વક ચાલી નીકળ્યા. **શ્રીમહાપ્રભુજીને** પણ આ વાત બહુ ગમતી હતી, કારણ કે **કાશીમાં** જે કરવાનું હતું તે સિદ્ધ થઇ ચુક્યું હતું અને પછી દેશાંતરમાં વાદી લોકોને જીતવાનું તથા દૈવી જીવોને શરણ લેવાનું કામ અવશેષ રહ્યું હતું. આ કારણથીજ **શ્રીમહાપ્રભુજીએ** પીતાજીના અંતઃકરણમાં પ્રેરણા કરીને **કાશીથી** ચાલવાનું કરાવ્યું. વાદરૂપ સંગ્રામમાં પત્રોરૂપે શસ્ત્રોથી વિદ્વાનોને જીતી લઇ તેઓની વાણીરૂપ સ્ત્રીનું હરણ કરીને **શ્રીમહાપ્રભુજી** પોતાના દેશતરફ ચાલ્યા. કાશી નગરમાં વાદીઓને પરાસ્ત કરયા એજ પ્રથમ અદ્દભુત **દિગ્વિજય** થયો એમ સહુ લોકોએ **સમજવું.**

**ઇતિશ્રી વલ્લભદિગ્વિજયમાં પ્રમેય પ્રકરણ સમાપ્ત.**

---

## साधनप्रकरणप्रारंभः

માર્ગમાં ચાલતાં જે જે દેશ, નગર, ગામ અને તિર્થસ્થળ આવ્યાં ત્યાં ત્યાંના રેહેવાશી અનેક લોકોમાં કેટલાએક તો શ્રીમહાપ્રભુજીનો પ્રભાવ સાંભળીને દર્શનની ઇચ્છાથી આવવા લાગ્યા, કેટલાએક સેવક થવાની ઇચ્છાથી આવવા લાગ્યા અને કેટલાએક તો પંડિતો વાદ કરવાની ઇચ્છાથી આવવા લાગ્યા. જે કોઇ આવતા હતા તે સઘળાઓના મનોરથોને શ્રીમહાપ્રભુજી પૂર્ણ કર્તા હતા. માર્ગમાં ઘણી શોભા ભરેલી રીતે ચાલતાં ચાલતાં કેટલેક દિવસે એટલે બે માસે લક્ષ્મણબાલાજીમાં આવી પોહોંચ્યા. લક્ષ્મણભટ્ટજી સાક્ષાત્ અક્ષરબ્રહ્મ એટલે શેષનોજ અવતાર હતા, તેથી તેઓને ત્રિકાળનું જ્ઞાન હતું, તેમને લીધે તેણે તેમના જ્યેષ્ટ પુત્ર **રામકૃષ્ણભટ્ટને** કાંકરવાડથી તેડાવી લીધા. અને ત્રણે પુત્રને પોતાની પાસે બેસાડીને ભલામણ કરવા માંડી. તેમાં જ્યેષ્ટ પુત્ર **રામકૃષ્ણભટ્ટને** કહ્યું જે, તમે વ્યવહારિક કામમાં કુશળ છો, તેથી તમે કાંકરવાડમાં આપણાં સગાં સંબંધીઓ સાથે નિવાસ કરજો. અને આ **શ્રીરામચંદ્રજીનું** સ્વરૂપ છે, તે યજ્ઞ નારાયણભટ્ટ વારીનું સ્થાપન કરજો.

**શ્રીઆચાર્યજી** મહાપ્રભુજીને કહ્યું જે, તમે તો આચાર્ય થઇને **શ્રીવિષ્ણુસ્વામિનો** ધર્મ પ્રવૃત્ત કરશો તેથી તમારે એક સ્થળે રેહેવાનું

બનશે નહીં, પણ આ **શ્રીમદનમોહનજીનું** તથા **શ્રીસાલિગરામજીનું** સ્વરૂપ પણ આગળનું છે તેથી તેની સેવામાં કુશળ રહેજો. અને **શ્રીમહાપ્રભુજી** ઉપર ઇલમાગારૂજીનું ઘણું વ્હાલ હતું, તેથી તેની ભલામણ તેમનેજ આપી. અને નાના પુત્ર **રામચંદ્રભટ્ટને** દ્રવ્ય વિગેરે આપ્યું. **રામચંદ્રભટ્ટ** કાશિમાં જન્મ્યા હતા, અને તે મ્હોટા કવિ હતા. શ્રીલક્ષ્મણબાલાજીમાં સ્વરૂપાશક્તિ ભક્તિ હતી તેથી દર્શન કરવાને વાસ્તે તથા શેવા કરવાને વાસ્તે કેટલાક દિવસસુધી ત્યાં રહી સેવા શૃંગારસંબંધી પોતાનો મનોરથ પરિપૂર્ણ કરીને એટલે સંવત ૧૫૪૬ના ચૈત્ર વદી ૯ ને દિવસે શ્રીમહાપ્રભુજીને ૧૧મે વર્ષે લક્ષ્મણબાલાજીનાં દર્શન કરતાં કરતાં તેમના સ્વરૂપમાં લીન થઇ ગયા. આ બનાવ બનતાં શ્રીમહાપ્રભુજીએ ભગવદિચ્છા માની પિતાજીની મરણ પછીની ક્રિયાઓ કરી લૌકિક દેખાડવાને વાસ્તે પિતાજીના વિયોગ સંબંધી ખેદ પણ કર્યો પછી એક દિવસે શ્રીલક્ષ્મણબાલાજીએ શ્રીમહાપ્રભુજીને કહ્યું કે "હવે આપ સ્વતંત્ર થયા, માટે જે કાર્યને વાસ્તે પૃથ્વીપર પધાર્યા છો તે કાર્ય તુરત કરો. આપના દિગ્વિજયને વાસ્તે દેશદેશાંતરના સઘળા પંડિતોને, મતવાદિઓને તથા આચાર્યોને મેં **કૃષ્ણદેવ** રાજાને ત્યાં એકઠા કર્યા છે અને ત્યાં આપને ઝાઝો પરિશ્રમ નહીં પડે માટે તુરત ત્યાં પધારો." એ વચન સાંભળી શ્રીમાપ્રભુજીએ કહ્યું કે 'તથાસ્તુ હવે અમો **વિદ્યાનગરના** રાજા કૃષ્ણદેવને ત્યાં જઇએ છીએ."

## કૃષ્ણદેવ રાજાને ત્યાં પ્રથમથી બનેલું વૃત્તાંત.

**વિદ્યાનગરના** રાજા કૃષ્ણદેવને વિચાર ઉત્પન્ન થયો હતો કે "જે મત વેદપ્રતિપાદિત અને સંસારમાંથી ઉદ્ધાર કરનાર હોય તે મતનું શરણ લેવું" એ નિશ્ચયને વાસ્તે તેણે દેશદેશાંતરમાંથી સર્વ મતના આચાર્યોને, મતવાદીઓને, પંડિતોને તથા શાસ્ત્રી લોકોને બોલાવી વાદશાળામાં વાદનો આરંભ કરાવ્યો હતો. એ પ્રસંગમાં રામાનુજ સંપ્રદાયના શ્રીઅનુમંતાચાર્ય, માધ્વમતના આચાર્ય વ્યાસ, તીર્થ અને નિંબાર્ક સંપ્રદાયના કેશવભટ્ટ કાશ્મીરી, એઓ મુખ્ય વાદકર્તા થઇને આવ્યા હતા. વિષ્ણુસ્વામિની ગાદી ઉપર તો તે સમયમાં કોઇપણ આચાર્ય નહી હતો. બિલ્વમંગલ પછી એ ગાદી શૂન્યજ રહી હતી. એ ચાર સંપ્રદાયો સંસારી જીવોના ઉદ્ધારને વાસ્તે પ્રકટ થયા છે, તેનાં પ્રમાણરૂપે પદ્મપુરાણમાં નીચે પ્રમાણે શ્લોકો છે,

**संप्रदायविहीनायेमंत्रास्तेनिष्फलामताः ।**
**अतःकलौभविष्यंतिचत्वारःसप्रंदायिनः ॥ १ ॥**
**श्रीब्रह्मरुद्रसनकावैष्णवाःक्षितिपावनाः ।**

चत्वारस्तेकलौभाव्याःसंप्रदायप्रवर्त्तकाः ॥ २ ॥

**અર્થ**—જે મંત્રો સંપ્રદાયવગરના હોય છે તેઓ નિષ્ફલ થાય છે એટલામાટે કળિયુગમાં ચાર સંપ્રદાયો થશે. કળિયુગમાં શ્રી, બ્રહ્મા, રૂદ્ર અને સનક એ ચાર વૈષ્ણવો સંપ્રદાયોને ચલાવનારા થશે અને પૃથ્વિને પવિત્ર કરશે.

કૃષ્ણદેવ રાજાને ત્યાં એ ચારે સંપ્રદાયના અનુયાયી આચાર્યો તથા પંડિતો આવ્યા હતા. જે શંકરાચાર્યના મતને અનુસરનારા માયાવાદી ઘણા ઘણા વિદ્વાનો અને પંડિતો આવ્યા હતા તેઓમાં મુખ્ય વાદકર્ત્તા વિજ્ઞાનાનંદગિરિ હતા. બીજા પણ શ્રૌત, સ્માર્ત, કર્મવાદી પુર્વમીમાંસક, સાંખ્ય, પાતંજલ, નૈયાયિક તથા વૈશેષિક આદિ સર્વ મતના વિદ્વાનો વાદકર્તા થઇને આવ્યા હતા. છ માસ થયા વાદચર્ચા ચાલતી હતી અને છેવટ શંકરાચાર્યનો અદ્વૈતમત સહુથી પ્રબળ જણાયો હતો. એનગરમાં દાનાધ્યક્ષ 'વિદ્યાભૂષણ' નામે પંડિત હતા તે શ્રીમહાપ્રભુજીને સંબંધમાં મામા થતા. ઇલમાગારૂના એ નાહાના ભાઇ હતા. આ પ્રસંગ ચાલતો હતો તેટલામાં શ્રીમહાપ્રભુજી લક્ષ્મણભાલાજીથી ચાલીને વિદ્યાનગરમાં આવતાં મામાએ તેમને આદરપૂર્વક પોતાને ઘેર પધરાવ્યા અને કુશલ પ્રશ્ન પુછ્યું. લક્ષ્મણભટ્ટજીનો દેહાંત થયાની વાત સાંભળી વિદ્યાભૂષણને ખેદ થયો અને પછી ખેદનું સમાધાન થયું. પછી 'તમારા રાજાને ત્યાં વાદશાળામાં શો વૃત્તાંત છે' એમ શ્રીમહાપ્રભુજીએ પુછતાં વિદ્યાભૂષણે કહ્યું કે "વૈષ્ણવ સંપ્રદાયી તથા બીજા મતવાદીઓ નિર્બળ છે અને શંકરાચાર્યનો અદ્વૈત મત પ્રબળ છે માટે આવતીકાલે શંકરાચાર્યના મતવાળાને જયપત્ર મળશે અને તે સમયે રાજા એ મતનો આશ્રય કરશે." એ પ્રમાણે મામાનાં વચન સાંભળી શ્રીમહાપ્રભુજી હસીને બોલ્યા કે "તમે વિદ્વાન અને પંડિત થઇને એવું કેમ બોલોછો. શંકરમતમાં જે માયાબાદ છે તે વેદ વિરૂદ્ધ છે. વૈષ્ણવસંપ્રદાયમાં બ્રહ્મવાદ છે પણ કાળની ગતિને લીધે વૈષ્ણવ સંપ્રદાયોમાં માયાવાદનું ખંડન કરનારો કોઇ રહ્યો નથી. હવે હું આવતી કાલે વાદશાળામાં આવી માયાવાદનું ખંડન કરીને માયાવાદીઓને પરાસ્ત કરીશ અને બ્રહ્મવાદનું સ્થાપન કરીને રાજાને સેવક કરીશ." શ્રીમહાપ્રભુજીનાં એ વચનો સાંભળી બાળક જાણી હાંસી કરીને વિદ્યાભૂષણ અહંકારનાં વચન બોલ્યો કે "જ્યાં મોટા મોટા વિદ્વાનોનું પણ કાંઇ ચાલતું નથી ત્યાં આ બાળક આવી સભાને જીતશે કે ? આ બાળક સભામાં આવશે તો પોતાની તથા મારી પણ હાંસી કરાવશે." એ ઉપરાંત એના મનમાં દ્વેષભાવ પણ આવ્યો કે 'હુંજ સભાનો અધ્યક્ષછું હું જેને તેડી જાઉં તેજ સ-

બામાં આવી શંકછે તે છતાં આ બાણેજ પોતાથીજ સભામાં આવવાનું કહે છે તો હવે કેવી રીતે આવે છે તે જોઇશ.' આવા દ્વેષભાવથી હાંસીને ડોળ કરતો વિદ્યાભૂષણ ત્યાંથી ઉઠીને બીજા સ્થળમાં જઇ બેઠો. શ્રીમહાપ્રભુજીનો પ્રભાવ નહીં જાણીને મામાએ હાંસીનો પ્રસંગ કર્યો એટલે એવા પ્રકારથી શ્રીમહાપ્રભુજીએ હાસ્યરસ ઉત્પન્ન કરયો સમજવો.

**ઇતિ શ્રીવલ્લભ દિગ્વિજયમાં સાધન પ્રકરણ સમાપ્ત.**

---

## फलप्रकरणप्रारंभः

---

બીજે દિવસે દાનાધ્યક્ષ વિદ્યાભૂષણ પ્રાતઃકાળમાં વેહેલો ઉઠી નિત્ય નિયમ પોહોંચી લઈ સુંદર વસ્ત્રો પેહેરીને દરબારમાં ગયો અને ત્યાં દ્વારપાળને આગ્રહ પૂર્વક આજ્ઞા કરી કે "ગઇ કાલે જે પંડિત બાળક બ્રાહ્મણ મારે ઘેર આવીને ઉતરેલ છે તે આજ અહીં વાદ શાળામાં આવનાર છે માટે તેને અંદર નહીં આવવા દેતાં બહારજ રોકી દેવો." એ આજ્ઞા કરી પોતે અંદર જઇ કૃષ્ણદેવ રાજાની આજ્ઞા લઈ વાદશાળામાં આવીને બ્રહ્મ સભાનું ઠીકઠાક કરવા લાગ્યો. આચાર્યો, મહાંપંડિતો તથા શાસ્ત્રીઓ કે જેઓ વાદ કરનારા સભાસદો હતા તેઓને બોલાવીને તેણે યોગ્ય સ્થળોમાં બેસાડ્યા અને એક દિવ્ય સિંહાસન સભાના મધ્યમાં મુકાવ્યું. ગયે દિવસે એવો નિશ્ચય થયો હતો કે 'શંકરાચાર્યના મતાનુયાયિ જીતશે ત્યારે રાજા તેમને જયપત્ર આપી આ સિંહાસન ઉપર બેસાડીને પૂજન કરશે' એટલા વાસ્તે વિજય સિંહાસન મુકાવીને વિદ્યાભૂષણે વાદનો આરંભ કરાવ્યો.

મામા વિદ્યાભૂષણને ઘેર રહેલા શ્રીમહાપ્રભુજી સવારે અરૂણોદયના સમયમાં ઉઠી શારીર કૃત્ય તથા નિત્ય નિયમ પોહોંચી લઇ સેવક લોકોને તથા નોકર લોકોનેસાથે લઇ ભપકા ભરેલી રીતે કૃષ્ણદેવ રાજાની સભામાં પધારવા મામાને ઘેરથી નીકળ્યા. આ સમયે તેમણે દિવ્ય પીતાંબર ધોતી તથા પીતાંબર ઉપરણો ધરયાં હતાં. લલાટમાં કેસરનું વિશાળ ઉર્ધ્વપુંડ્ર કર્યું હતું અને તેના મધ્યમાં સ્થાનકના નિયમપ્રમાણે ગોપીચંદનની છ મુદ્રાઓ ધરી હતી. મંદહાસ્યથી શોભતા મુખારવિંદના સમીપમાં કેશની પંક્તિ શોભા દેતી હતી. કંઠમાં તુળસીના ઝીણાઝીણા મણકાની વિશાળ માળા પેહેરી હતી. સોનાના દોરા જેવું યજ્ઞોપવિત શોભી રહ્યું હતું. ચરણમાં સુશોભિત પાદુકાઓ પેહેરી હતી. સેવકજનથી તથા નોકર લોકોથી વીંટાઇને માર્ગમાં

હાથીના જેવી ચાલથી પધારતા હતા. પોતે બ્રહ્મચર્ય આશ્રમમાં હતા તેથી પ્રાકૃત સુવર્ણાદિકના અલંકાર નહીં ધર્યા હતા પણ અલૌકિક અલંકાર ધારણા કર્યા હતા. સર્વોત્તમ ગ્રંથમાં તે સમયનું શ્રીમહાપ્રભુજીનું વર્ણન કર્યું છે કે 'સઘળા અલૌકિક આભરણોથી શણગારેલા હતા અને સ્વભાવિક રીતે સુંદર મંદહાસ્ય કરતા હતા.' સપ્તશ્લોકીમાં પણ લખ્યું છે કે 'શ્રીમહાપ્રભુજીનું શરીર ઉત્તમ મણિઓના કિરણોથી ઝળકી રહ્યું હતું.'

માર્ગમાં નગરનાં સ્ત્રી–પુરૂષો આવા પ્રકારની શોભાવાળાં દર્શન કરીને વિમોહિત થતાં હતાં. કેટલાંએક કહેતાં હતાં કે 'આ મહાપુરૂષ ક્યાંથી આવ્યા છે.' કેટલાએક કેહેતાં હતાં કે 'આ તો સાક્ષાત્ શ્રીકૃષ્ણ અથવા વામનજી છે, રાજાનાં ધન્ય ભાગ્ય છે કે જેને ત્યાં આવા પુરૂષ પધારે છે.' નગરના રેહેવાશી લોકો પરસ્પર એવા પ્રકારની વાતો કરતા હતા અને દર્શન કરતાં કરતાં સાથે ચાલ્યા આવતા હતા. શ્રીમહાપ્રભુજીની રસીક ચાલ ઉપર મોહિત થએલી સ્ત્રીઓની ભારે ભીડ થઇ હતી એટલે એવા પ્રકારથી શૃંગારરસ દેખાડીને શ્રીમહાપ્રભુજીએ સર્વેને અધીરાં કર્યા હતાં.

રાજકીય લોકોએ શ્રીમહાપ્રભુજીને એવા પ્રકારથી આવતા જોઇ પોતાના નોકર લોકોને પૂછ્યું કે 'આ મહાપુરૂષ ક્યાંથી આવ્યા છે.' નોકર લોકોએ કહ્યું કે "આ મહાસમર્થ છે. **કાશીમાં** સઘળા મતવાદી પંડિતોને પરાસ્ત કરી એ કામને વાસ્તે અહીં આવ્યા છે." રાજકીય લોકોએ જઇને આ ખબર **કૃષ્ણદેવ** રાજાને આપી અને તે રાજાએ પણ પ્રથમ કાંઇક કાશીનું વૃતાંત સાંભળ્યું હતું તે ઉપરથી કૃષ્ણદેવ રાજા તુરતજ પોતાના મેહેલથી બાહાર આવ્યો અને સામે, લોકોના સમુદાયસહિત શ્રીમહાપ્રભુજીને આવતા જોયા ત્યાં તે રાજાને શ્રીકૃષ્ણભગવાનના જેવુંજ અલૌકિક અને તેજના પૂજમય શ્રીમહાપ્રભુજીનું દર્શન થયું. રાજાએ આગળ જઇ સાષ્ટાંગ પ્રણામ કરી વિંનતિ કરી કે 'મારાં ધન્ય ભાગ્ય છે, મને પાવન કરવાને વાસ્તેજ આપ અહીં પધાર્યા છો.' એ સમયે શ્રીમહાપ્રભુજીએ રાજાને કહ્યું કે 'હાલના સમયમાં પૃથ્વી ઉપર વેદવિરૂદ્ધ મત બહુ પ્રસર્યો છે તો તેનું ખંડન કરવાનેવાસ્તે અને તમારો સંકલ્પ સિદ્ધ કરવાનેવાસ્તે અમારે તમારી વાદશાળામાં આવવું છે." શ્રીમુખનાં વચન સાંભળી બહુજ હર્ષ પામેલો રાજા ચરણ ધરાવવાને વાસ્તે વસ્ત્રો બીછાવતાં બીછાવતાં અને પુષ્પોની વૃષ્ટિ કરતાં કરતાં શ્રીમહાપ્રભુજીને વાદશાળામાં પધરાવી ગયો. 'શ્રીમહાપ્રભુજીને જોઇ મહાત્મા પધારતાં સર્વનાં અભિમાન છુટી જાય ' એ નિયમપ્રમાણે સઘળી બ્રહ્મસભા ઝાંખી પડીને ઉભી થઇ ગઇ. શ્રીમહાપ્રભુજી શિષ્ટ લોકોની

રીતીને અનુસરવા સારૂ અને શાંત રસની અસર કરવાસારૂ સભાના મધ્યમાં થોડીવાર ઉભા રહી સહુસહુના સ્વરૂપ પ્રમાણે સહુને નમસ્કાર, સત્કાર કરી સહુને યોગ્ય સ્થળોમાં બેસાડીને પોતે પોતાથીજ સિંહાસનપર જઇને બીરાજ્યા. બ્રાહ્મણોની સભા શ્રીમહાપ્રભુજીને જોઈ પક્ષીઓની પંક્તિની પેઠે સંભ્રમથી ઉભી થતાં તે સમયે શ્રીમહાપ્રભુજીએ શાંતરસ દેખાડીને સહુને પોતપોતાને સ્થાનકે બેસાડ્યા અને વાદમાં જય મેળવનાર ધણી રાજાના બેસાડવા ઉપરથી જે સિંહાસનપર બેસી શકે તે સિંહાસનપર પોતાથીજ પોત બીરાજીને વીરરસ પણ દેખાડ્યો.

એ પ્રમાણે એક સમયમાં બન્ને રસ દેખાડી શ્રીમહાપ્રભુજી ત્યાં જે ચાર વૈષ્ણવ સંપ્રદાયના આચાર્ય આદિ વાદકર્ત્તાઓ બેઠા હતા તેઓની સામુ જોઇ બોલ્યા કે "તમે વાદમાં શિથિળ થઇ ગયા છો એમ અમે સાંભળ્યું છે તે કેમ છે. આપણા વૈષ્ણવ સંપ્રદાયમાં જે બ્રહ્મવાદ છે તે સર્વ વેદાંત સંમત છે અને શંકરાચાર્ય તો માયાવાદી છે માટે તેનો વેદવિરૂદ્ધ માયાવાદ ખંડન કરી શકાય એવો છે." શ્રી મહાપ્રભુજીનાં એ વચન સાંભળી સર્વે બોલ્યા કે "આપ યથાર્થ કહો છો પણ આ સમયે સઘળા અમો લોકોની બુદ્ધિ આસુરી માયાનેલીધે હરાઇ ગઇ છે. અમો આપનો પ્રભાવ સાંભળીને આપની વાટજ જોતા હતા તો આપ અમારા ભાગ્યથીજ અહીં પધાર્યા છો માટે હવે આપે અહીં પોતાનો પ્રભાવ દેખાડવો જોઇએ." શ્રીમહાપ્રભુજીએ કરૂણારસને વશ્ય થઇને કહ્યું કે "તમે અધીરા નહીં થાઓ. જેમ સૂર્ય અંધારાની ભીડનો નાશ કરે છે તેમ હવે હું માયાવાદનું ખંડન કરી નાંખું છું." પછી શ્રીમહાપ્રભુજીએ રોપરૂપી ભાથામાંથી વચનરૂપી બાણ કાહાડીને ક્રૂરદૃષ્ટિથી પ્રતીવાદીઓને કહ્યું કે "તમો સઘળા માયાવાદી હો. વાથી વેદની શ્રુતિઓના અર્થના અનર્થ કરોછો. વેદ માર્ગ ઉચ્છિન્ન થવાને-લીધે તમારો માયિક મત ચાલ્યો છે તો હવે અમે ભગવદિચ્છાથી માયા વાદનું ખંડન કરીને બ્રહ્મવાદનો પ્રકાશ કરીએ છીએ." એ પ્રકારથી શ્રી મહાપ્રભુજીએ રૌદ્રરસ દેખાડી પ્રતીવાદીઓને વાદથી હરાવી દેવાની સજ્જતા કરી.

શ્રીમહાપ્રભુજીનાં વચન સાંભળી સઘળા માયાવાદીઓ બોલ્યા કે "અમારો પણ બ્રહ્મવાદજ છે, અમો માયાવાદી નથી." શ્રીમહાપ્રભુજીએ ઉત્તર આપ્યો કે "તમે જો બ્રહ્મવાદી હો તો વેદની શ્રુતિઓના અર્થને માનો **ससर्वंभवति । ऐतदात्म्यमिदंसर्वं । सआत्मानंस्वयमकुरुत । पुरुषएवेदंसर्वं । सर्वंखल्विदंब्रह्म** ॥ ઇત્યાદિ શ્રુતિઓનો અર્થ એ છે કે, 'પરમાત્માજ સર્વે પ્રપંચરૂપ થએલ છે માટે આ સઘળો પ્રપંચ બ્રહ્મરૂપ છે.

પરમાત્માએ પોતેજ પોતાના વ્યાપક સ્વરૂપના એક દેશમાં પોતાને પ્રપંચરૂપ કરેલ છે.' સૈકડો શ્રુતિઓ દેખવામાં આવતાં સઘળા જગતનાં બ્રહ્મરૂપપણાનું નિરૂપણ કરેછે તે છતાં તમો ધૃષ્ટતા કરીને જગતને મિથ્યા માયારૂપ કહો છો. શ્રુતિઓના યથાર્થ અર્થને માનતા નથી, વળી માયાને બ્રહ્મથી જુદી માનોછો તેથી તમો માયાવાદી છો." આ પ્રમાણે જગતવિષે, બ્રહ્મવિષે, જીવવિષે અને બીજા પણ જે જે વાદ પ્રતિવાદના વિષયો હતા તેઓવિષે ચાર ઘડીસુધી વાદ કરીને શ્રીમહાપ્રભુજીએ સઘળા, માયાવાદિઓને પરાસ્ત કર્યા. જેમ પરશુરામે સહસ્રાર્જુન રાજાની ભુજાઓ કાપી હતી તેમ શ્રીમહાપ્રભુજીએ માયાવાદીઓની કોટીઓ કાપી. જેમ ઇંદ્રે પર્વતોની પાંખ્યોનું છેદન કર્યું ત્યારથી પર્વતો ઉડી શક્યા નહીં તેમ શ્રીમહાપ્રભુજીએ માયાવાદીઓની કોટીઓનું ખંડન કરતાં ત્યારથી માયાવાદીઓ સબળ થઇ શક્યાજ નહીં. માયાવાદીઓનું ખંડન કર્યાપછી નિરીશ્વર સાંખ્ય તથા શ્રૌત, સ્માર્ત્ત, પૂર્વમીમાંસક આદિ મતવાદીઓને પણ પરાસ્ત કર્યા. આ સમયે કણાદ અને ગૌતમના મતવાળા નૈયાયિક લોકોએ ' આપણે સઘળા એકી વખતે આના બ્રહ્મવાદરૂપ શુદ્ધાદ્વૈત ઉપર કોટીઓ કરી આને વિભ્રમમાં નાખી દઇએ' એમ વિચાર કરી એમદમ હલ્લો કરી બોલવા માંડયું ત્યારે શ્રીમહાપ્રભુજીએ **विश्वतश्चक्षुरुतविश्वतोमुखः** એ શ્રુતિનું અવલંબન કરી એકદમ સઘળાઓને નિરૂત્તર કરી દઇને સઘળા વેદબાહ્યમતોનું નિરાકરણ કર્યું. એકલા શ્રીમહાપ્રભુજીએ સઘળા વાદીઓની સાથે એકદમ વાદ કર્યો, એ અદ્ભુત રસ જોઇ સઘળા લોકો મળીને તેમના ચરણનું પૂજન કરવા લાગ્યા. શ્રીમહાપ્રભુજીનો એવો પ્રભાવ જોઇ સઘળા સભાસદ લોકો ચકિત થઇને પરસ્પર કેહેવા લાગ્યા કે ' આમાં અલૌકિક ઇશ્વરી સામર્થ્ય છે. ' એ પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ વાદ શાળામાં માયાવાદીઓને તથા બીજા સઘળા વેદવિરૂદ્ધ મત્તવાદીઓને પરાસ્ત કરી માયાવાદના ખંડનપૂર્વક બ્રહ્મવાદનું સ્થાપન કર્યું, સર્વ વેદાંતના અનુસારથી પોતાનો જુદો શુદ્ધાદ્વૈતમત પ્રકાશિત કર્યો અને કૃષ્ણદેવ રાજાનો મનોરથ સિદ્ધ કર્યો. આ વાત જોઇને રાજા, ચારે વૈષ્ણવ સંપ્રદાયના આચાર્ય તથા સંત મહાંત અને સાધુઓ પરમ હર્ષ પામ્યા અને માયાવાદીઓનાં મન ઉત્સાહનો ભંગ થવાથી ખેદ પામ્યા. આ વિષયમાં નાચે લખેલો શરદૃઋતુના વર્ણનનો શ્લોક દૃષ્ટાંતરૂપે લાગુ પડે છે.

**उद्दष्यन्वारिजानिसूर्योत्थानेकुमुद्विना ॥**
**राज्ञातुनिर्भयालोकायथादस्यूनविना नृप ॥ १ ॥**

**અર્થ**—જેમ સારા રાજાનો ઉદય થતાં ચોર વિના સઘળા લોકો રાજી

થાય તેમ સૂર્યનો ઉદય થતાં કુમુદની જાત વિના બાકીનાં સઘળાં કમળો પ્રફુલ્લિત થયાં.

એ સમયમાં કૃષ્ણદેવ રાજાને જે હર્ષ પ્રાપ્ત થયો તેમાં નીચે લખેલો શ્લોક દૃષ્ટાંત રૂપે લાગુ પડે છે.

**सुतस्यापुत्राणांबहुकनकवृष्टेरधनिनां**
**महारण्येदावानलकदनहत्याःस्थितिजुषाम् ॥**
**यथाऽकस्माल्लब्धिर्भवतिपर मानंदजननी**
**तथाघोषस्थानांपुनरपिहरेःसंगतिरभूत् ॥ २ ॥**

**અર્થ**—જેમ વાંઝણી સ્ત્રીઓને અકસ્માત્ પુત્રની પ્રાપ્તિ પરમ આનંદ આપે, જેમ નિર્ધન લોકોને અકસ્માત્ ઘણા સુવર્ણની વૃષ્ટીની પ્રાપ્તિ પરમ આનંદ આપે અને જેમ જેમ મોટા અરણ્યમાં રેહેનારાઓને દાવાનળના પરિતાપને મટાડનારા વરસાદની અકસ્માત્ પ્રાપ્તિ પરમ આનંદ આપે તેમ વ્રજવાસી લોકોને ફરીવાર અકસ્માત્ થએલી શ્રીકૃષ્ણની પ્રાપ્તિ પરમ આનંદ આપનાર થઇ.

માયાવાદી લોકોનો ઉત્સાહ નષ્ટ થઇ ગયો તેમાં નીચે લખેલો શ્લોક દૃષ્ટાંતરૂપે લાગુ પડે છે.

**उत्थायहृदिलीयंतेदरिद्राणांमनोरथाः ॥**
**बालवैधव्यदग्धानांकुलस्त्रीणांकुचाविव ॥ ३ ॥**

**અર્થ**—જેમ બાળરંડપણાથી બળી ગએલી સારા કુળની સ્ત્રીઓનાં સ્તન ઉઠીને પાછાં હૃદયમાંજ લીન થઇ જાય છે તેમ દરિદ્ર માણસોના મનોરથો ઉઠીને પાછા હૃદયમાંજ લીન થઇ જાય છે.

કૃષ્ણદેવ રાજાએ તે સમયમાં વિચાર કર્યો તેમાં નીચે લખેલા શ્લોકો દૃષ્ટાંત રૂપે લાગુ પડે છે.

**खद्योतोद्योततेतावद्यावन्नोदयतेशशी ॥**
**उदितेतुसहस्रांशौनखद्योतोनचंद्रमाः ॥ ४ ॥**
**रवेरेवोदयःश्लाघ्योनपरोग्रहोदयः ॥**
**नतमांसिप्रणश्यंतियस्मिन्नभ्युदितेसति ॥ ५ ॥**
**तस्यैवाभ्युदयोभूयाद्भानोर्यस्योदयेसति ॥**
**विकाशभाजोजायंतेगुणिनःकमलाकराः ॥ ६ ॥**

**અર્થ**—જ્યાં સુધી ચંદ્ર ન ઉગ્યો હોય ત્યાં સુધી પતંગીઓ પ્રકાશે છે પણ સૂર્યનો ઉદય થાય ત્યારે તો પતંગીઓ કે ચંદ્ર કોઇપણ પ્રકાશતા નથી. સૂર્યનો ઉદયજ અત્યંત વખાણવા યોગ્ય છે પણ બીજા કોઇ ગ્રહનો

ઉદય અત્યંત વખાણુવા યોગ્ય નથી. કારણ કે સૂર્યનો ઉદય થતાં જરાપણ અંધકાર જોવામાં આવે નહી. ઉદય થાય તો સૂર્યનોજ થજો કે જે ઉદય થવાથી સદ્ગુણવાળાં કમળોનાં વનો પ્રફુલિત થાય છે.

કૃષ્ણદેવ રાજાએ મોટા ઉત્સાહથી શ્રીમહાપ્રભુજીની ઉપર પુષ્પોની વૃષ્ટિ કરી અને સભામાં 'જય જય' તથા 'ધન્ય ધન્ય' શબ્દનો કોલાહલ મચી રહ્યો. પછી રાજાએ પોતાના દાનાધ્યક્ષ વિદ્યાભૂષણના હાથથી વિજયપત્ર લખાવી તેના ઉપર સર્વે આચાર્યોની તથા સર્વ મતવાદીઓની સહીઓ કરાવીને તે વિજયપત્ર શ્રીમહાપ્રભુજીને આપ્યું. એ વિજયપત્ર લઇ શ્રી મહાપ્રભુજી ઉતારે પધારવાને તૈયાર થતાં રાજાએ વિનતિ કરી કે, 'આપ પાલખીપર બીરાજીને પધારો.' શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે "અમને બ્રહ્મચર્ય છે તેથી પાલખીપર નહી બેસીશું." પછી શ્રીમહાપ્રભુજી ભપકા ભરેલી રીતે પગપાળાજ ઉતારે પધારતાં કૃષ્ણદેવ રાજા, અને ચારે સંપ્રદાયના આચાર્યો આદિ સઘળા શિષ્ટ લોકો તેમની સાથે ગયા. શ્રીમહાપ્રભુજી સ્વસ્થચિત્ત થઇને બીરાજ્યા ત્યારે રાજાએ વિનતિ કરી કે 'આવતી કાલ હું આપના ઉપર કનકાભિષેક કરાવીશ તો એ મારો મનોરથ આપે પરિપૂર્ણ કરવો.' ચારે સંપ્રદાયના આચાર્યો આદિએ પણ કહ્યું કે 'આપનો પ્રભાવ અપાર છે અને આપે આચાર્યનું કામ કર્યું છે તેથી અમો સઘળા આવતી કાલે આપને આચાર્ય તિલક કરીશું.' એ પ્રમાણે રાજાનાં અને આચાર્યોનાં વચન સાંભળી શ્રીમહાપ્રભુજી બોલ્યા કે "ઠીક છે. પરંતુ જે જુના ચાર સંપ્રદાયો છે તેઓમાં અમે અંતર્ગત રહીશું. વિષ્ણુ સ્વામીનો સંપ્રદાય હમણાં ઉચ્છિન્ન થયા જેવો થઈ ગયો છે તો તે સંપ્રદાયનો પ્રકાશ કરવાની અમને પ્રભુની આજ્ઞા છે. વિષ્ણુ સ્વામી પણ આ કારણને વાસ્તેજ પોતાના શિષ્ય બિલ્વમંગળને પૃથ્વીપર રાખી ગયા હતા. એ બિલ્વમંગળ હમણાં સુધી વાયુસ્વરૂપે રહ્યા હતા અને તે, અમને ઉપદેશ કરીને પરમધામમાં પધાર્યા છે માટે અમે વિષ્ણુસ્વામીના સંપ્રદાયને પ્રતિનિધિપણાથી પ્રવર્ત્તાવીશું." એ પ્રમાણે શ્રીમહાપ્રભુજીનાં વચનો સાંભળી સઘળાઓએ 'બહુ સારૂં' એમ કહ્યું. આ પ્રમાણે દૃઢ વિચાર કરીને સર્વે આચાર્યો પોતપોતાના સ્થાનકોપર આવ્યા અને રાજા પોતાની રાજસભામાં આવ્યો. રાજાએ ત્યાં આવી પોતાના કારભારીઓને તથા નોકરલોકોને હુકમ કરયો કે "આવતી કાલે શ્રીમહાપ્રભુજીને કનકાભિષેક કરવાનો ઉત્સવ કરવો છે માટે નગરમાં ડંકો વગડાવીને પ્રજાને સૂચના આપો કે સહુ લોકો પોતપોતાના ઘરના દ્વાર ઉપર કેળના સ્થંભોનું, તોરણોનું, ધ્વજાઓનું અને મંગળ

કળશોનું સ્થાપન કરે. રાજમાર્ગમાં પણ એવાજ પ્રકારની રચના કરાવવી." આ ઉપરથી રાજકીય લોકોએ નગરમાં સૂચના આપતાં તે પ્રમાણેજ નગરને શણગારવામાં આવ્યું. કૃષ્ણદેવ રાજાએ પ્રાતઃકાળમાં ઉઠી નિત્ય નિયમ પોહોચી લઇ ઉત્તમ વસ્ત્રોને તથા ઉત્તમ અલંકારોને ધારણ કરી બ્રાહ્મણ મંડળીને તથા મંત્રી આદિ લોકોને સાથે લઇ રાજવૈભવના ભપકાથી શ્રીમહાપ્રભુજીની પાસે જઇ કનકાભિષેકની વિનંતિ કરીને તેમને પધરાવી ગયો. શ્રીમહાપ્રભુજીને પ્રથમ કનકાભિષેકની શાળામાં બીરાજમાન કરી પછી સો[1] ભાર સોનાની પાટ ઉપર પધરાવી સહસ્ત્ર છિદ્રથી સુશોભિત કરેલા સુવર્ણના પાત્રમાં અભિષેકનું જળ ભરીને કૃષ્ણદેવ રાજાએ શ્રીમહાપ્રભુજી ઉપર અભિષેક કરયો. તે સમયે બ્રાહ્મણો ચારે વેદના મંત્રો ભણવા લાગ્યા, સ્ત્રીઓ મંગળ ગાયન કરવા લાગી, સઘળા પ્રકારના વાજીંત્રો વાગવા લાગ્યાં અને સર્વે લોકો 'જયજય' શબ્દ બોલવા લાગ્યા. એ પ્રમાણે અભિષેક કરી દિવ્ય વસ્ત્રોનું તથા દિવ્ય અલંકારોનું ધારણ કરાવી કૃષ્ણદેવરાજાએ શ્રીમહાપ્રભુજીને સુંદર ઊંચા સિંહાસન ઉપર બીરાજમાન કર્યા તે સમયે ચારે સંપ્રદાયના આચાર્યોએ શ્રીમહાપ્રભુજીને જુદાં જુદાં આચાર્ય તિલક કર્યાં. આ સમયે શ્રીમહાપ્રભુજીનું 'વલ્લભાચાર્ય' એ નામ પ્રગટ થયું. કારણ કે 'વલ્લભ' એ પ્રિય વસ્તુનું નામ છે તો શ્રીમહાપ્રભુજી ત્યાં વાદવિવાદ કરી બ્રહ્મસભાને જીત્યા તેથી રાજાને તથા સર્વ લોકોને બહુ પ્યારાં લાગ્યા. અથવા એ કનકાભિષેકનો ઉત્સવ સર્વને અતિ પ્રિય લાગ્યો તે ઉપરથી શ્રીમહાપ્રભુજી વલ્લભાચાર્ય કેહેવાયા. 'વલ્લભ' એ નામના બીજા પણ અનેક અર્થો સ્વમાર્ગી ગ્રંથોમાં લખ્યા છે. તિલક થયા પછી કૃષ્ણદેવ રાજાએ ઘણા વિસ્તારથી પૂજન કરી સોનાના થાળમાં એક હજાર સોના મોહોર લાવી શ્રીમહાપ્રભુજીની આગળ ભેટ કરી 'મને મારા કુટુંબ સહિત શરણે લઇને સેવક કરો' એવી વિનંતિ કરી. એ ઉપરથી શ્રીમહાપ્રભુજીએ સહકુટુંબ રાજાને વૈષ્ણવી દીક્ષારૂપ શરણ મંત્રોપદેશ કરીને સેવક કરયો. પછી ભેટના થાળમાં જે સાત મોહોર દૈવીદ્રવ્યરૂપ હતી તેઓનો અંગીકાર કરતાં બાકીની મોહોરોને રાજદ્રવ્ય રૂપ જાણીને છોડી દીધી, એ વાત મૂળપુરૂષ નામના ગ્રંથમાં પ્રસિદ્ધ છે. શ્રીમહાપ્રભુજીએ ફક્ત સાત મોહોરોને સ્વીકાર કરવામાં અનેક અભિપ્રાયો સૂચવ્યા છે તે એકે ભરપૂર થાળમાં સાત્ત મોહોર જે દૈવી હતી તેને ઓળખી લીધી તેથી પોતાના ઐશ્વર્ય આદિ છ ધ-

---

૧ ચારસો રૂપીઆભારની એક તુલા થાય અને વીશ તુલાનો એક ભાર થાય છે.

ઔમાં જ્ઞાનરૂપ ધર્મ પ્રકાશિત કરયો અથવા ઐશ્વર્ય આદિ છ ગુણોવાળું પોતાનું સ્વરૂપ બનાવ્યું અથવા શરણ મંત્રનો ઉપદેશ થવાથી રાજાને નવ પ્રકારની ભક્તિમાં શ્રવણ, કીર્ત્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન અને દાસ્ય એ સાત પ્રકારની ભક્તિનો અધિકાર દેવામાં આવ્યો છે પણ સખ્ય અને આત્મનિવેદનરૂપ બાકીના બે પ્રકાર તો નિવેદન મંત્રોપદેશને આધીન છે માટે રાજા જ્યારે નિવેદન કરાવશે ત્યારે દેવામાં આવશે એમ સૂચવ્યું. રાજાને જો નિવેદન કરાવ્યું હોત તો સઘળું દ્રવ્ય ભગવદીય થઇ જાત પણ રાજા શરણ મંત્રનોજ અર્થી હતો અથવા શ્રીમહાપ્રભુજીને ત્યાંસુધી નિવેદન કરાવવાની ભગવદાજ્ઞા થઇ ન હતી તેથી તેમણે રાજાને નિવેદન મંત્રનો ઉપદેશ નહી કરયો હતો. જ્યારે શ્રીમહાપ્રભુજી વ્રજમાં પધારશે ત્યારે નિવેદન કરાવવાની ભગવદાજ્ઞા થશે એટલે ત્યારથી જીવોને નિવેદન મંત્રનો ઉપદેશ કરીને બ્રહ્મસંબંધ કરાવશે. એ વાત વાર્ત્તાગ્રંથમાં પ્રસિદ્ધ છે. જો કે સુવર્ણ આદિના અલંકારો ધરવાનો બ્રહ્મચારીને નિષેધ છે તો પણ શ્રીમહાપ્રભુજી પોતે ભકતોની ઇચ્છાને પુરનાર હતા તેથી આ પ્રસંગમાં રાજાની ઇચ્છાને અનુસરીને અલંકાર ધરયા હતા. શ્રીગીતાજીમાં શ્રીમુખનાં વચન છે કે **યેયથામાંપ્રપદ્યંતેતાંસ્તથૈવભજામ્યહં** ( જેઓ જે રીતે મને ભજવાને ઇચ્છે છે તેઓને હું તે રીતેજ અનુસરૂં છું. )

આ પ્રમાણે કૃષ્ણદેવ રાજાના સઘળા મનોરથ સિદ્ધ થતાં તેણે દીનભાવથી હાથ જોડીને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિપૂર્વક સ્તુતિ કરી.

આપ કે જે ભકતોના પાળક છો, કાચા યોગીઓને વારંવાર જેની દિશા પણ દૂર છે એવા છો અને બરાબર પણ કોઈ નથી તથા જેથી અધિક પણ કોઇ નથી એવા પ્રકારથી પરબ્રહ્મરૂપ નિજધામમાં રમણ કરો છો તેમને વારંવાર પ્રણામ કરૂં છું. આપ કે જે માયારૂપી અંધકારને મટાડનાર, ગોથી ( કિરણોથી અને વાણીથી ) સર્વ વિષયોને દેખાડનારા અને સર્વદા પ્રભુના મનમાં રેહેનારા દ્વિજરાજ (ચંદ્ર અને બ્રાહ્મણોના રાજા) છો તેમને પ્રણામ કરૂં છું. તૈલંગના વંશના ભૂષણ, વિદ્વાનોના સમૂહના સુશોભિત શિરોમણિરૂપ, વેદાંતને રક્ષણ કરવાના ધરરૂપ, ઉપનિષદોરૂપી રત્નોના હારોથી સુશોભિત, માયાવાદ રૂપી મોટા અંધકારનો નાશ કરવામાં સૂર્યરૂપ અને પ્રાણીઓનો ઉદ્ધાર કરવાને અવતરેલા શ્રીવલ્લભાચાર્ય રક્ષણ કરો. શ્રીમાન્ વલ્લભાચાર્ય કે જે પ્રભુના મુખારવિંદમાંથી ઉત્પન્ન થએલા ભક્તિમાર્ગનો પ્રચાર કરવા સારૂ પ્રગટ્યા છે અને પ્રભુના જેવીજ લીલા કરે છે; તેમનો આશ્રય કરીએ છીએ. શ્રીમાન્ વલ્લભાચાર્ય કે જેના બે

ચરણારવિંદમાં કમળ, વજ્ર, ધનુષ, કૌમોદકી ગદા, તોરણ, પતાકા, મત્સ્ય, અંકુશ, ધ્વજ અને કુંભના રેખાત્મક ચિન્હો છે તેમનો આશ્રય લઇએ છીએ. શ્રીમાન્ વલ્લભાચાર્ય કે જે ચક્ર, શંખ, ગદા તથા કમળથી અંગમાં શોભી રહ્યા છે. જનોઇથી તથા ઉર્ધ્વપુંડ્રથી દીપી રહ્યા છે, પીળાં વસ્ત્રવાળા છે, તુળસીનાં આભરણોવાળા છે અને અત્યંત મહાત્મા છે તેમનો આશ્રય કરીએ છીએ. વર્ણાશ્રમની પદ્ધતિ પ્રમાણે કરવામાં આવેલા સ્વધર્મોથી, વ્રતોથી, યજ્ઞોથી અને ઉગ્રતપોથી મહાત્મા પુરૂષો જેનાં ચરણારવિંદનેજ પામવા ઇચ્છે છે પણ ચરણારવિંદને છોડીને બીજા સંસાર સંબંધી સુખોને ઇચ્છતા નથી તે શ્રીવલ્લભાચાર્યનો આશ્રય કરીએ છીએ. દીન, સઘળાં શાસ્ત્રોરૂપી સાધનોથી રહિત, પાપોના સમુહોથી પુષ્ટ થએલ અને બુદ્ધિ વગરનો માણસ પણ જેના ચરણારવિંદમાં મન રાખે તો તેને પોતાની મેળેજ ભક્તિ પ્રાપ્ત થાય છે તે શ્રીવલ્લભાચાર્યનો આશ્રય કરીએ છીએ. જેણે પોતાના આશ્રિતોનો ઉદ્ધાર કરવાને વાસ્તે અવતાર ધરેલ છે, જે આચાર્યરૂપથી ભક્તિ માર્ગનો ઉપદેશ કરે છે અને જેણે પ્રભુને વશ્ય કરેલ છે તે શ્રીવલ્લભાચાર્યનો આશ્રય લઇએ છીએ. સાધનો વગરનો છતાં પણ જે ભક્ત ચરણારવિંદનો આશ્રય કરે તેને પવિત્ર કરીને પરમધામ દેનારા અને જેથી અધિક બીજો કોઇ પણ કરૂણાનાં સમુદ્રરૂપ નથી, એવા તે શ્રીવલ્લભાચાર્યનું શરણ લઇએ છીએ. હે કેવળ આનંદ રૂપ! હે સર્વ અવયવોમાં સુંદર! હે પોતાના એકાંતી ભક્તોના મનને આનંદ આપનારા! હે ખેદને બાળવાને લીધે વિદ્વાનો જેને અગ્નિ સ્વરૂપ કેહે છે એવા! હે પોતાના વસ્ત્રના છેડાની સુગંધીથી સર્વ જગતને સુગંધમય કરનારા! હે લક્ષ્મણભટ્ટજીના પુત્ર! હે રાક્ષસ જેવા માયાવાદીઓનાં વચનોનો વિધ્વંસ કરનારા! હે વેદનો અભિપ્રાય શોધવામાં ચિત્ત દેનારા! હે સર્વ સંદેહોને ટાળનારા! જય જય. શ્રીવલ્લભાચાર્ય કે જેમણે અત્યંત પ્રબળ અને પ્રચંડ માયાવાદના કુકડે કુકડા કરી નાખ્યા, જેમના ભારે પ્રદીપ્ત પ્રતાપને જોઇ જોઇ ડરને લીધે વિતંડાવાદ કરનારા પંડિતો રૂપી મદોન્મત્ત હાથીઓ, ભાગી ભાગીને દૂર દૂર પ્રદેશમાં છુપી જાય છે તથા જેમણે કૃપાપૂર્વક ભક્તિનો ઉદય કરીને જીવોનાં કલ્યાણ કરયાં છે એવા, આનંદના સમુદ્રરૂપ અને કરોડ ચંદ્ર સરખા અપૂર્વ તેજવાળા શ્રીવલ્લભાચાર્ય અમારી સઘળી વિપત્તીઓ ટાળીને સુખ સંપત્તિ આપો.[1]

---

[1] આ સ્તુતિ અમુક ભાગમાં શ્રીભાગવતના એક શ્લોકને, અમુક ભાગમાં પ્રાચિન ગોસ્વામીની કવિતાને, અમુક ભાગમાં શાંડિલ્ય સંહિતામાંના

એ પ્રમાણે સ્તુતિ કરીને કૃષ્ણદેવ રાજાએ ફરી વિનંતિ કરી કે 'આ અભિષેકના સઘળા સુવર્ણનો આપ અંગીકાર કરો. આ દ્રવ્ય આપનું છે.' શ્રીમહાપ્રભુજીએ ઉત્તર આપ્યો કે 'આ દ્રવ્ય નાહાવાના ઉચ્છિષ્ટ સરખું છે તેથી અમારે લેવાં યોગ્ય નથી. જે બીજા બ્રાહ્મણો આ દ્રવ્યને લિયે તેઓને વિભાગ કરીને આપી દીઓ.' શ્રીમહાપ્રભુજીએ અભિષેકના સુવર્ણનો ત્યાગ કરીને 'આ ઉચ્છિષ્ટ જેવું છે' એમ કહ્યું એટલે તે વાક્યમાં બીભત્સ ઉત્પન્ન કરી દેખાડયો.

એ પ્રમાણે કૃષ્ણદેવરાજાના સર્વ મનોરથ સિદ્ધ કર્યા પછી શ્રીમહાપ્રભુજીએ ઉતારે પધારવાની ઇચ્છા કરતાં રાજાએ સઘળી બ્રહ્મસભા સહિત રાજવૈભવનો ભપકો લઇને તેમની સાથે ચાલ્યો, શ્રીમહાપ્રભુજીનાં દર્શન કરવાને વાસ્તે માર્ગમાં બન્ને બાજુએ લોકોની ભારે ભીડ જામી અને સર્વે લોકો દર્શન કરી ગદગદ કંઠ થઇને જય જય શબ્દના મધુર ઉચ્ચાર કરવા લાગ્યા. આ પ્રકારથી શ્રીમહાપ્રભુજી ઘેર પધારતાં એમનો મામો દાનાધ્યક્ષ વિદ્યાભૂષણ મનમાં ચિંતા કરવા લાગ્યો કે "પ્રથમ મને એમના સ્વરૂપના પ્રભાવનો બોધ ન હતો તેથી મોટી મુર્ખતા કરીને વાતચીતમાં મેં એમની હાંસી કરી અને દ્વારપાળને પણ કહ્યું કે એને અંદર બ્રહ્મસભામાં આવવા દેવો નહી. જો રાજા આ વાત સાંભળશે તો મને મોટી શિક્ષા કરશે અને એ પણ સાંભળશે તો પરસ્પર દ્વેષભાવ થશે તથા સર્વે લોકો મારી નિંદા કરશે." શ્રીમહાપ્રભુજીની પ્રભુતા જોઇને મામો ભયભીત થયો, એ ભયાનક રસ થયો સમજવો. વિદ્યાભૂષણ પંડિત એ રીતે મનમાં ખંડિત અને લજ્જિત થઇ શ્રીમહાપ્રભુજીની પાસે આવીને બોલ્યો કે 'મને પ્રથમ આપના સ્વરૂપનું જ્ઞાન ન હતું માટે મારાથી આપની કાંઇક અવજ્ઞા થઇ ગઇછે પણ આપ સર્વજ્ઞ છો માટે ક્ષમા કરશો અને રાજાના મનમાં મારા પર કાંઇ દ્વેષ આવે તો તેનું પણ સમાધાન કરશો." એ પ્રમાણે મામાનાં વચન સાંભળી શ્રીમહાપ્રભુજીએ ઉત્તર આપ્યો કે "હું સઘળું જાણું છું. તમે વૃદ્ધ છો અને હું બાળક છું મેં તો મારી વિદ્યાની પરીક્ષા દીધી છે એમ તમારે સમજવું. મારા મનમાં કાંઇપણ દ્વેષભાવ નથી." શ્રીમહાપ્રભુજીનાં એ વચન સાંભળી મામો નિર્ભય થયો. શ્રીમહાપ્રભુજીનો એવી રીતનો અપ્રમેય પ્રભાવના સમૂહ રૂપ ચંદ્રમાં ચારે દિશાઓમાં પ્રકાશિત થયો અને તેથી સજ્જન દૈવી જીવોના મન અત્યંત હર્ષયુક્ત થયાં. જે વૈદિક સંપ્રદાય પ્રાચીન હતો તેમાંજ શ્રીમ-

---

ગુરૂ સ્તોત્રને, અમુક ભાગમાં પ્રાચીન છપ્પાને અને અમુક ભાગમાં શ્રીજીવણજી મહારાજે કરેલા કવિત્તને મળતી છે.

હાપ્રભુજીએ પ્રવૃત્તિ કરી અને તેથી દેવી જીવો મનમાં હર્ષિત થઇને નિર્ભયપદને જાણવા લાગ્યા.

આ ફળ પ્રકરણમાં શ્રીમહાપ્રભુજીએ જે ઐશ્વર્યાદિક છ ધર્મનો અને શૃંગાર આદિ નવ રસનો સર્વલોકોને અનુભવ કરાવ્યો તેનું વર્ણન પણ કર્યું છે.

## ઇતિશ્રી વલ્લભદિગ્વિજયમાં ફળપ્રકરણ સમાપ્ત.

---

## હવે વાદ પ્રકરણનો આરંભ કરવામાં આવેછે.

શ્રીમહાપ્રભુજીએ માયાવાદનું ખંડન કરીને શુદ્ધાદ્વૈતમતનું સ્થાપન કર્યું તેથી જોકે મારે આ પ્રસંગમાં માયાવાદીઓના વાદનો પ્રકાર, તેના ખંડનનો પ્રકાર અને શુદ્ધદ્વૈતનું સ્વરૂપ સવિસ્તર લખવાં જોઇએ પણ શાસ્ત્રાર્થના યથાસ્થિત વિષયો ભાષામાં લખી શકાય નહી અને મારામાં તેવું સામર્થ્ય પણ નથી માટે વિશેષ જીજ્ઞાસુઓને વિનંતિ કરૂં છું કે " ભાષ્ય, વિદ્વન્મંડન, પ્રહસ્ત, પંડિત કરત્રિંદિપાલ અને દિગ્વિજય આદિ સૈકડો સંસ્કૃત ગ્રંથો છે તેઓ ઉપરથી એ વિષયો જોઈ લેવા. હું તો નમુનો દેખાડવાને વાસ્તે મારી બુદ્ધિ પ્રમાણે થોડોક વાદવિવાદનો વિષય આ ગ્રંથમાં લખુછું. "

પ્રથમ બ્રહ્મ વિષયમાં શ્રીમહાપ્રભુજીએ માયાવાદીઓને કહ્યું કે " તમો બ્રહ્મને નિર્વિશેષ [1] અને નિર્ધર્મક [2] માનો છો પરંતુ સઘળો વેદતો બ્રહ્મને નિર્વિશેષ પણ કેહે છે અને સવિશેષ [3] પણ કેહે છે તેમજ નિર્ધર્મક પણ કહે છે અને સધર્મક [4] પણ કેહે છે. **अर्थात्** [5] **आदेशोनेति ॥ एत** [6] **द्वक्षरंगार्गि ब्रा-**

---

૧ નિરાકાર. ૨ કર્તાપણું, નિયંતાપણું તથા દ્રષ્ટાપણું વગેરે ધર્મોથી રહિત. ૩ સાકાર. ૪ કર્તાપણું વગેરે ધર્મોથી. ૫ બ્રહ્મમાં શરીર અને ઇંદ્રિયાદિક છે નહી એવો ઉપદેશછે. ૬ યાજ્ઞવલ્ક્ય રૂષિ પોતાની ગાર્ગી નામની સ્રીને કહે છે કે હે ગાર્ગી ! જે બ્રહ્મ છે તે જાડું નથી, ઝીણું નથી, ટુકું નથી, લાંબું નથી, લોહી વગરનું છે, ચીકાશ વગરનું છે, છાયા વગરનું છે, અંધકાર વગરનું છે, વાયુથી તથા આકાશથી રહિત છે, સંગ રહિત છે, સ્પર્શ રહિત છે, ગંધ રહિત છે, રસ રહિત છે, શ્રોતા રહિત છે, વાણીથી તથા મનથી રહિત છે, તેજ રહિત છે, પ્રાણ રહિત છે, મુખ રહિત છે, નામ રહિત છે, ગોત્ર રહિત છે, જરા રહિત છે, મરણ રહિત છે, ભય રહિત છે, ચિંતા રહિત છે, રજ રહિત છે, શબ્દ રહિત છે, કોઇએ લેવાય એવું નથી, ઢંકાએલું નથી, તેનાથી કોઇ પૂર્વ નથી, કોઇપર નથી, એની અંદર કોઇ નથી અને બહાર પણ કોઇ નથી એમ બ્રહ્મવેત્તાઓએ કહ્યું છે.

क्षणाअभिवदंत्यस्थूलमनणमहस्वमदीर्घमलोहितमस्नेहमच्छायमत-मोवाय्वनाकाशमसंगमस्पर्शमगंधमरसमचक्षुष्कमश्रोत्रमवाङनोतेज स्कमप्राणममुखमनामागोत्रमजरममरमभयममृतमरजोशब्दमवृतम सवृतमपूर्वमनपरमनंतरमुबाह्यं ॥ ઇત્યાદિક અનેક શ્રુતિઓ બ્રહ્મને નિર્વિશેષ અને નિર્ધર્મક કહે છે. અને [1] आनंदाढ्येवखल्विममानिभूतानिजायंते ॥ [2] सईक्षांचक्रे ॥ [3] सआत्मानमेवावेदहंब्रह्मास्मि [4] सर्वस्यवशीसर्वस्येशानः ॥ यःसर्वज्ञः सर्वशक्तिः सर्वकामः सर्वगंधः सर्वरसः ॥ [5] विश्वतश्चक्षुरुतविश्वतोमुखोविश्वतोबाहुरुतविश्वतस्पातसंबाहुभ्यांधमति ॥ ઇત્યાદિક અનેક શ્રતિઓ બ્રહ્મને સવિશેષ અને સધર્મ કહે છે. [6] निर्दोषपूर्णगुणविग्रहआत्मतंत्रोनिश्चे [7] तनात्मकशरीरगुणैश्चहीनः ॥ आनंदमात्रकरपादमुखोदरादि : सर्वत्रचस्वगतभेदविवर्जितात्मा ॥ ઇત્યાદિ સ્મૃતિઓ પણ બ્રહ્મને સવિશેષ અને સધર્મ કહે છે. [8] यथासैंधवघन : ॥ એ શ્રુતિ જણાવે છે કે જેમ ખાંડની પુતળી ખાંડમયજ હોય છે તેમ સાકારબ્રહ્મ આનંદમયજ છે. આ પ્રમાણે શ્રુતિ, સ્મૃતિ અને વ્યાસસૂત્ર આદિ સર્વ ગ્રંથોએ બ્રહ્મને સાકાર તથા નિરાકાર પણ અને સધર્મક તથા નિર્ધર્મક પણ કહેલ છે તે છતાં તમો, વાસ્તવિક રીતે બ્રહ્મ નિર્વિશેષ છે અને નિર્ધર્મકજ છે એમ કહો છો. "

**માયાવાદીઓ બોલ્યા** કે—બ્રહ્મ વાસ્તવિક રીતે નિર્વિશેષ અને નિર્ધર્મકજ છે. સવિશેષપણું અને સધર્મકપણું વગેરે ધર્મો તો બ્રહ્મમાં આરોપિત છે. શ્રતિઓ બે પ્રકારનું જે વર્ણન કરે છે તે તો 'ઉપજીવ્યોપજીવક' (આશ્રય અને આશ્રયી) ભાવથી કરે છે. પ્રથમ જો આરોપ ન કરયો હોય તો પછી અપવાદ થઇ શકે નહી એટલા માટે આરોપ આશ્રય છે

---

૧ બ્રહ્મમાંથીજ સઘળા પદાર્થો ઉત્પન થાય છે. ૨ પરમાત્માએ વિચાર કરયો. ૩ તેણે પોતાના સ્વરૂપને જાણ્યું કે. હુંજ બ્રહ્મછું ૪ પરમાત્મા સર્વને વસ્ય કરનાર છે અને સર્વના સ્વામી છે. ૫ પરમાત્મા સર્વને જાણનાર છે, સઘહી શક્તિઓવાળા છે, સઘળા વિષયોવાળા છે, સઘળા ગંધોવાળા છે અને સઘળા રસોવાળા છે. ૬ એનાં નેત્ર ચારેકોર છે, મુખ ચારેકોર છે, હાથ ચારેકોર છે અને પગ ચારેકોર છે. એ પોતાના હાથવતે ક્રિયાઓ કરેછે. ૭ પરમાત્મા નિર્દોષ અને પરિપૂર્ણ ગુણમય શરીરવાળા છે, સ્વતંત્ર છે, પ્રાકૃત શરીરથી અને પ્રાકૃત ગુણોથી રહિત છે. આનંદ માત્ર હાથ પગ મુખ અને ઉદર આદિવાળા છે અને સર્વ શરીરમાં સ્વગત ભેદથી રહિત છે. ૮ જેમ સીંધાલુણનો ગાંગડો ખારા રસમયજ છે.

અને અપવાદ આશ્રયી છે. બ્રહ્મમાં સવિશેષપણાનો આરોપ કરીને પછી તેઓનો અપવાદ (નિષેધ) કર્યો છે માટે શ્રુતિઓએ એક પ્રકારનુંજ એટલે નિર્વિશેષપણાનું તથા નિધર્મક પણાનુંજ નિરૂપણ કર્યું છે.

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—તમારા કહ્યાથી વેદોક્ત ધર્મોનો બાધ થઇ શકે નહી. શ્રુતિઓમાં અમુકને આશ્રયપણું અને અમુકને આશ્રયી પણું છેજ નહી માટે એકનો બાધ થાય નહી અને બાધ થશે તો પરસ્પરનો થશે. આશ્રય અને આશ્રયીપણું માનવું એ તમારી કલ્પનાજ છે. તમે નિર્વિશેષપણાનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓને આશ્રયી માનીને સવિશેષપણાનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓનું ખંડન કરોછો તેમ અમો પણ સવિશેષપણાનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓને આશ્રયી માનીને નિર્વિશેષપણાનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓનું ખંડન કરશો તો પછી બ્રહ્મની હાનીરૂપ મોટો અનર્થ પ્રાપ્ત થશે. જે વસ્તુને વાસ્તે તમારી અમારી લડાઇ છે તે વસ્તુજં ગુમાવી અથવા વીંછીના ભયથી કાળોતરા નાગના મોહોડામાં જઇ પડ્યા એવું થાય છે.

**માયાવાદીઓ બોલ્યા કે**—શુદ્ધ નિરાકાર બ્રહ્મ જાણવું ઘણું કઠણ છે. જ્યારે સાકાર બ્રહ્મની ઉપાસના કરવાથી અંતઃકરણ શુદ્ધ થશે ત્યારે શુદ્ધબ્રહ્મનો બોધ થશે માટે તેવા બ્રહ્મનો બોધ કરવા સારૂ શ્રુતિ બ્રહ્મમાં કર્ત્તાપણું વગેરે ધર્મોનો આરોપ કરે છે. બીજનો ચંદ્રમાં અતિસૂક્ષ્મ હોય છે તેને દેખાડવાને વાસ્તે વૃક્ષની શાખાના અગ્રભાગમાં બતાવવામાં આવે છે અને પછી ચંદ્રમાં આવે છે ત્યારે શાખાનું ફરી પ્રયોજન રેહેતું નથી તેમ શ્રુતિઓ પ્રથમ વિશેષોનો અધ્યારોપ કરીને પછી અપવાદ પૂર્વક શુદ્ધ બ્રહ્મનું નિરૂપણ કરે છે.

**શ્રી મહાપ્રભુજી બોલ્યા કે**—તમારૂં જે કાંઇ બોલવું છે તે સઘળુ અસંબદ્ધ છે. કારણ કે જે ઉપાસના કરીને અંતઃકરણની શુદ્ધિ કરોછો તેજ ઉપાસનાને અવિદ્યાકલ્પિત માનો છો. સંપૂર્ણ વેદના સર્વ ભાગોમાં એક બ્રહ્મની ઉપાસના છે અને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ પણ એકજ છે તો વેદોક્ત સઘળા ધર્મોનું આરોપિત કહીને ખંડન કરવું એ સર્વથા અસંગત છે. સંપૂર્ણ ઉપનિષદોથી બ્રહ્મના સ્વરૂપનો બોધ થાય છે પણ તેના અમુક ભાગથીજ થાય છે એમ નથી. **सर्वेवेदायत्पदमामनंति**[1] એ શ્રુતિમાં તથા **वेदैश्चसर्वैरहमेववेद्यः**[2] એ સ્મૃતિમાં પણ એમજ કહ્યું છે. માટે વેદમાં કહેલી ઉપાસનાને અવિદ્યાકલ્પિત માનવી એ કેવળ ધૃષ્ટતા છે. એક શ્રુતિ અધ્યારોપની છે અને બીજી

---

૧ સર્વે વેદો જેના સ્વરૂપનું નિરૂપણ કરે છે. ૨ સઘળા વેદોથી હુંજ જણાઉ છું.

શ્રુતિ અપવાદની છે એવો શ્રુતિઓમાં ભેદ છેજ નહી. કોઇપણ શ્રુતિ પોતાને મોહોડે કેહેતી નથી કે અમો (શ્રુતિઓ) અધ્યારોપ તથા અપવાદ કરીને બ્રહ્મનું નિરૂપણ કરીએ છીએ. વેદ કે જે સાક્ષાત શબ્દબ્રહ્મ હોવાથી યથાર્થ કેહેનાર છે અને સ્મૃતિ પણ જેને **वेदोनारायणःसाक्षात्**[3] એમ કેહે છે તે વેદ પોતાનાં વચનોજ બાધ કરે એ સર્વથા અસંભવિત છે. કોઇ અજ્ઞાની માણસ પણ પોતાનાં વચનનો બાધ પોતાના મોહોડાથી ન કરે ત્યારે વેદ તો કેમજ કરે. વેદ પોતે સધર્મક સાકાર બ્રહ્મથી ઉત્પન્ન થઇને તેજ બ્રહ્મનો બાધ કરે એ ઘટતુંજ નથી કોઇ માણસ કેહે કે, મારી મા વાઝણી છે, તો એનું કેહેવું કોઇ માનેજ નહી તેમ વેદ પણ પોતાના જનકને મિથ્યા કહે તો તેનું મનાયજ કેમ? જે શાખા ઉપર બેસે તે શાખાનેજ કેમ કાપે? મૂર્ખ માણસ પણ કાદવમાં પડીને કાદવને ધોઇ નાખવા કરતાં કાદવથી દૂર રેહેવું એ સારૂં છે એમ સમજે છે ત્યારે અધ્યારોપ કરીને પછી અધ્યારોપને ટાળવા કરતાં અધ્યારોપ નહીજ કરવો એ સારૂં છે એમ વેદ કેમ ન સમજે. આ કારણોથી અધ્યારોપ અને અપવાદ કોઇ પ્રકારથી શ્રુતિસિદ્ધ નથી એમ સિદ્ધ થાય છે. જેમ કાચો ઘડો પ્રથમ શ્યામ રહે છે અને પાકયા પછી રાતો કેહેવાય છે પણ એક કાળમાંજ શ્યામ અને રાતો કેહેવાતો નથી તેમ એક કાળમાંજ અધ્યારોપ અને અપવાદ કરવા સંભવતા નથી. તમોએ શાખા ચંદ્રનું જે દૃષ્ટાંત આપ્યું તે મળતું આવતુ નથી. કારણ કે ચંદ્રસવિશેષ છે તથા દસ્ય છે અને તમારા મત પ્રમાણે બ્રહ્મનિર્વિશેષ છે અને અદસ્ય છે. એ દૃષ્ટાંતથી તો તમારે પણ બ્રહ્મને સવિશેષ અને દસ્ય માનવું પડશે.

**માયાવાદીઓ બોલ્યા કે**—વેદ બે પ્રકારનું નિરૂપણ કેમ કરે છે?

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—વેદની શ્રુતિઓએ બ્રહ્મમાં જે ધર્માદિકનું પ્રતિપાદન કર્યું છે તે અપ્રાકૃત અને સ્વરૂપભૂત નિત્ય ધર્માદિકનું પ્રતિપાદન કર્યું છે અને શ્રુતિઓએ બ્રહ્મમાં જે ધર્મનો તથા આકારનો નિષેધ કરયો છે તે જીવના જેવા પ્રાકૃત ધર્મોનો અને પ્રાકૃત આકારનો નિષેધ કર્યો છે એ સિદ્ધાંત પક્ષ છે. જો બ્રહ્મ સર્વથા નિર્ધર્મક હોય તો વેદથી પણ તેનું નિરૂપણ થઇ શકે નહી. કારણ કે લક્ષણવિના નિરૂપણ કરવું અશક્યજ છે. તમો જો બ્રહ્મને સર્વથા નિર્ધર્મક માનશો તો, વ્યાપકપણારૂપ ધર્મ કે જેથી બ્રહ્મ સિદ્ધ થાય છે તેને નહી માનવાથી બ્રહ્મત્વની હાનિનો પ્રસંગ તમારા ગળામાં આવી પડશે. કદાચ તમો કેહેશો કે, વ્યા-

૩ વેદ એ સાક્ષાત નારાયણ છે.

પકપણારૂપ ધર્મને તો અમો બ્રહ્મના સ્વરૂપ ભૂત માનીએ છીએ ' ત્યારે તો બહુ ઠીકજ **થયું.** તમોએ વ્યાપકપણારૂપ એક ધર્મને સ્વરૂપભૂત માન્યો ત્યારે વેદના કહેલા કર્ત્તાપણા અને નિયંતાપણા આદિ ધર્મોને સ્વરૂપભૂત માનવામાં તમારી શી ક્ષતિ છે? આંખ ઉઘાડીને જુવો કે જે શ્રુતિ ધર્મોનો નિષેધ કરે છે તેજ શ્રુતિ ધર્મોનું વિધાન કરે છે. **अपाणिपादोजवनोगृहीतापश्यत्यचक्षुःसशृणोत्यकर्णः ॥ सवेत्तिवेद्यंनचतस्यवेत्तातमाहूरग्र्यंपुरुषंपुराणम् ॥** એ શ્રુતિ સ્પષ્ટ કેહે છે કે બ્રહ્મને હાથ, પગ, નેત્ર કે કાન નથી પણ તે બ્રહ્મ, લીએ છે, ચાલે છે, દેખે છે અને સાંભળે છે. બ્રહ્મ સઘળા પદાર્થોને જાણે છે પણ કોઈ પદાર્થ બ્રહ્મને જાણતો નથી. એ બ્રહ્મનેજ તત્વવેત્તાઓ સર્વોત્તમ પુરાણ પુરૂષ કહે છે.' આ પ્રમાણે બ્રહ્મ પરસ્પર વિરૂદ્ધ ધર્મોના આશ્રયરૂપ છે તે વિષયને **अणोरणीयान्महतोमहीयान्** ( બ્રહ્મ નાહાનાથી પણ નાહાનું છે અને મોટાથી પણ મોટું છે ) એ શ્રુતિ પણ સ્પષ્ટ બતાવે છે.

**માયાવાદીઓએ પુછયું કે**—એ બ્રહ્મનું સ્વરૂપ કેવું છે?

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—આનંદ રસમય સ્વરૂપ છે કે જેનુ વર્ણન ઉપર કહેલા '**निर्दोषपूर्णगुणविग्रह**' એ શ્લોકમાં કર્યું છે. પરમાત્માના હાથ, પગ, મુખ અને ઉદર આદિ સઘળું આનંદ માત્રજ છે. શ્રુતિ પણ કેહે છે કે **आनंदंब्रह्मणोरुपं** ( બ્રહ્મનું સ્વરૂપ આનંદજ છે. ) સર્વત્ર 'આનંદ' પદ આકારને બતાવનારૂં છે.

**માયાવાદીઓ બોલ્યા કે**—**यतोवाचोनिवर्त्ततेअप्राप्यमनसासह** ( મન અને ઇંદ્રિઓ બ્રહ્મને નહીં પોહોંચીને પાછાં વળે છે ) એ શ્રુતિરૂપ પ્રમાણથી જણાય છે કે બ્રહ્મ અગમ્ય છે એટલે કોઇ ઇંદ્રિયથી જણાય એમ નથી. એ અગમ્યપણું બ્રહ્મ જો નિર્વિશેષ હોય તો ઘટે છે.

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—એ તમ લોકોનું કેહેવું, તો માનીએ કે જો બીજી કોઇ શ્રુતિ બ્રહ્મને મનના તથા વાણીના વિષયરૂપ ન જણાવતી હોય. **आत्मावारेद्रष्टव्यःश्रोतव्योमंतव्यः ॥ आनंदंब्रह्मणोविद्वान्नबिभेतिकुतश्चन ॥**( આત્માનો વિચાર કરવો, શ્રવણ કરવું અનેમનન કરવું. બ્રહ્મના આનંદને જાણનારો પુરૂષ કોઇથી બીતો નથી. ) ઇત્યાદિક અનેક શ્રુતિઓ બ્રહ્મ ઇંદ્રિયોથી ગમ્ય છે એમ જણાવે છે. **कश्चिद्धीरआत्मानंपश्यति** ( કોઇ ધીર, જ્ઞાની અથવા ભક્તજન પરમાત્માને દેખે છે ) એ શ્રુતિ પણ બ્રહ્મનું ઇંદ્રિયોથી ગમ્યમ બતાવે છે. હવે તમોએ કહેલી શ્રુતિ અગમ્યપણું બતાવે છે અને શ્રુતિઓ ગમ્યપણું બતાવે છે ત્યારે **समानबल-**

**विरोधेव्यवस्थाकार्या** સમાન બળવાળાં વાક્યોનો વિરોધ આવે ત્યાં વ્યવ-સ્થા કરવી એ ન્યાય પ્રમાણે શ્રુતિઓની નીચે પ્રમાણે વ્યવસ્થા થાય છે.

શ્રુતિઓનો અભિપ્રાય એ છે કે પરમાત્મા ભગવાન પ્રાકૃત દેહના તથા પ્રાકૃત ઇંદ્રિયોના વિષય નથી પણ પોતે અનુગ્રહ કરી જ્ઞાનીઓનાં અથવા ભક્તજનોનાં સઘળાં દેહેંદ્રિયાદિકને અલૌકિક અને દિવ્ય કરીને તેઓના વિષયરૂપ થાય છે અર્થાત્ પોતાના સ્વરૂપાનંદનો તથા પોતાની લીલાને અનુભવ કરાવે છે. આ વાતમાં શ્રીગીતાજીમાં **दिव्यंददामितेचक्षुः पश्यमेयोगमैश्वरम्** ( હું તમને દિવ્ય ચક્ષુ આપું છું માટે તે ચક્ષુથી મારૂં અલૌકિક સ્વરૂપ જુવો ) એ શ્રીમુખનું વાક્ય પ્રમાણે છે.

**માયાવાદી બોલ્યા કે**—એવો પરમાત્મા કોણ છે.

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—પરાકાષ્ટાને પામેલ, પરબ્રહ્મ, પુરૂષોત્તમ શબ્દથી કેહેવાતા અને યશોદાજીએ ખોળામાં લઇને રમાડેલા જે શ્રીકૃષ્ણ છે તે પરમાત્મા છે. આ વિષયમાં શ્રુતિઓનાં, સ્મૃતિઓનાં, શ્રીભાગવતનાં તથા ગીતાજી આદિનાં ઘણાં ઘણાં વાક્યો સ્પષ્ટ પ્રમાણ છે.

**માયાવાદીઓ બોલ્યા કે**—પરબ્રહ્મને તો કોઇ નામ કે રૂપ નહીં હોવાં જોઇએ.

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—જો પરબ્રહ્મને નામ ન હોય ત્યારે બ્રહ્મ અને પરમાત્મા આદિ નામોથી તમલોકોને બ્રહ્મનો બોધ કેમ થાય છે. એટલા માટે નામ માન્યા વિના તમારી પણ ગતિ નથી અને બ્રહ્મના-રૂપનું નિરૂપણ તો અમો આગળ કરી ચુક્યા ચીએ.

**માયાવાદીઓ બોલ્યા કે**—જે બ્રહ્મ હોય તેનો સ્વયંપ્રકાશ જોઇએ અને શ્રીકૃષ્ણ તો પરપ્રકાશ છે તેનું કેમ ?

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—તમો સાક્ષર છો પણ તમારી કલ્પના હૃદયાંધના જેવી છે માટે ઉત્તર સાંભળો. ભગવદ્ગીતામાં કહ્યું છે કે **यदादित्यगतंतेजोजगद्भासयतेखिलम् ॥ यच्चंद्रमसियच्चाग्नौतत्तेजो-विद्धिमामकम् ॥** સૂર્યમાં, ચંદ્રમાં, અને અગ્નિમાં રહેલુંજ તેજ સઘળા જ-ગતનો પ્રકાશ કરે છે તેજ મારૂં જાણવું. ) વળી શ્રીભાગવતના દશમસ્કં-ધના ઉત્તર્દ્ધમાં મુચુકુંદ રાજાએ શ્રીકૃષ્ણને કહ્યું છે કે **मन्यंत्वांदेवदेवानां-त्रयाणांपुरूषर्षभम् यद्बाधसेगुहाध्वांतंप्रदीपः प्रभयायथा ॥** ( હે દેવ ! હું તમને ત્રણ દેવતાઓમાંના વિષ્ણુ ધારૂં છું. કારણ કે જેમ દીવો પો-તાની કાંતીથી અંધકારને મટાડે તેમ તમે પોતાની કાંતિથી આ ગુફાના અંધકારને મટાડો છો. ) ઇત્યાદિક વચનો ઉપરથી શ્રીકૃષ્ણનું સ્વયંપ્રકાશપણું સ્પષ્ટજ જણાય છે.

**માયાવાદીઓ બોલ્યા** કે—પરબ્રહ્મ તો પૂર્ણકામ અખંડ જ્ઞાન અને આનંદઘન છે અને શ્રીકૃષ્ણે તો ગોપીઓની સાથે ક્રીડા કરી છે અને ગોપીઓના વિયોગથી ખેદ પણ કરયો છે.

**શ્રીમહાપ્રભુજી બોલ્યા** કે—તમોને પરીબ્રહ્મના વાસ્તવિક સ્વરૂપનો બોધ નથી તેથી આવી શંકા કરો છો. પરમાત્મા સર્વ રસરૂપ પણ છે અને સર્વ રસોના ભોક્તા પણ છે એ વિષયમાં **रसोवैस : सर्वरसः सर्वकामः सर्वरसः** ઇત્યાદિ શ્રુતિઓ પ્રમાણ છે. પરમેશ્વર પરસ્પર વિરૂદ્ધ ધર્મોના આશ્રય છે એ વાત આગળ અમે સિદ્ધ પણ કરી છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાન પોતાના ભક્તજનની જેવી ઇચ્છા હોય તેવી લીલા કરીને તેના મનોરથ પરિપૂર્ણ કરે છે કારણ કે પોતે ભકતોને વશ્ય છે. શ્રીભાગવતના નવમસ્કંધમાં દુર્વાસાને શ્રીમુખે કહેલું **अहंभक्तपराधीनोह्यस्वतंत्रइवाद्विज** ॥ (હે બ્રાહ્મણ! હું ભકતોને પરાધીન છું તેથી અસ્વતંત્ર જેવો છું. એ વાક્ય તથા શ્રીગીતાજીમાં શ્રીકૃષ્ણે અર્જુનને કહેલું **येयथामांप्रपद्यंतेतांस्तथैवभजाम्यहम्** ॥ (જેઓ જે પ્રકારથી મને શરણાગત થાય છે તે પ્રકારથીજ હું તેઓને ભજું છુ) એ વાકય આ વિષયમાં પ્રમાણ છે. શ્રીકૃષ્ણ પૂર્ણાવતાર છે તે જોએ પ્રકારથી ભક્તજનની ઇચ્છાને પકિપૂર્ણ ન કરે તો ભક્ત વશ્યપણું, સર્વ રસપણું, સર્વકામપણું અને વિરૂદ્ધ ધર્મોના આશ્રયપણું ઇત્યાદિક પોતાના ધર્મોની હાનિ થાય અને ભક્તજનોને તેવા સ્વરૂપાનંદનો અનુભવ ન થાય. એટલા માટેજ શ્રીભાગવતના દસમાસ્કંધની પંચાધ્યાયીમાં શ્રીશુકદેવજીએ કહ્યું છે કે **आत्मारामोप्यरीरमत्** ( પોતે આત્મારામ છતાં પણ ગોપીઓને રમાડી ) આ સ્થળમાં કોઇ કેહે છે કે ' રમણ આદિરૂપ ભગવદ્લીલા દેખાડવા માત્ર હતી પણ જો તેમ હોય તો સર્વ કામરૂપપણાનો, સર્વ રસરૂપપણાનો તથા સર્વ રસોના ભોકતાપણાનો ભંગ થાય અને ભક્તજનોને તેવી રસોત્પત્તિ ન થાય માટેસઘળી ભગવદ્લીલા નિત્ય છે અને સ્વરૂપભૂતજ છે. ( ભગવાનના દ્વેષી માયાવાદી લોકોનાં આ ઉપરાંત પણ જેજે કુતર્કો, અસંભાવના ( કહેલાને સંભવિત ન માનવું ) અને વિપરીત ભાવના કહ્યાથી ઉલટી કલ્પના વગેરે છે તેઓનું ખંડન વિદ્વન્મંડન આદિ સંસ્કૃત ગ્રંથોમાં સ્ફુટ છે માટે તે ગ્રંથો જોઇને સમજી લેવું. ) અક્ષરબ્રહ્મ અથવા ગોલોક એ શ્રીકૃષ્ણનુંજ ધામ છે અને તે ધામ શ્રીકૃષ્ણે પોતાની ઇચ્છાથી પ્રગટ કરયું છે. આ વિષયમાં **एकोहंबहुस्याम्** ( હું એકજ ઘણા પ્રકારનો થાઉં ) એ શ્રુતિ તથા **महाक्षरंब्रह्मसर्वकारणकारणम्** ॥ **विष्णोर्धामपरंसाक्षात्पुरुषस्य**·

**महात्मनः** ( સઘળાં કારણોના પણ રૂપ એ અક્ષરબ્રહ્મને સાક્ષાત્ મહાપુરૂષ વિષ્ણુનું પરમ ધામ કહે છે ) એ સ્મૃતિ પ્રમાણ છે. એ અક્ષરબ્રહ્મ સચ્ચિદાનંદ સ્વરૂપ છે, ગુણાતીત છે, તેજોમય છે, સઘળાં કારણોનું કારણ છે, દેશથી તથા કાળથી મપાય એવું નથી અને સઘળાં યોગીઓને તથા જ્ઞાનીઓને મોક્ષનું સ્થાનક છે. આ વિષયમાં ગીતાજીમાં શ્રીમુખે કહેલાં **अव्यक्तोक्षरइत्युक्तस्तमाहु:परमांगतिम्** ( જે લોક અવ્યક્ત અને અક્ષર કેહેવાય છે તેજ પરમગતિરૂપ છે એમ તત્વવેત્તાઓ કેહે છે ) તથા **यत्प्राप्यननिवर्त्तन्तेतद्धामपरमंमम** । ( જેને પામ્યા પછી પાછો સંસારમા ફેરો રેહેતો નથી તે મારૂં મરમધામ છે. ) એ વચનો પ્રમાણ છે. શ્રી ભાગવતના દશમસ્કંધમાં ગોવાળીઆઓને શ્રીકૃષ્ણે એ ગોલોક દેખાડયો હતો એ કથા સ્ફુટ છે એ કથામાં શ્લોક છે કે **दर्शयामासलोकंस्वंगोपानांतमस:परम्** ॥ **सत्यंज्ञानमनंतंयद्ब्रह्मज्योति:सनातनम्** ॥ ( સત્યરૂપ જ્ઞાનરૂપ, અંત વગરનો અને જ્યોતિર્મય સનાતન બ્રહ્મરૂપ પોતાનો લોક ગોવાળીઆઓને દેખાડયો. ) વેદની શ્રુતિઓએ પણ અનિર્દેશ્ય, અતર્ક્ય અને અચિંત્ય આદિ વિશેષણોથી વર્ણવેલું એ અક્ષર બ્રહ્મ ( ગોલોક ) જ્ઞાની લોકોને સચ્ચિદાનંદ સ્વરૂપ, ગુણાતીત અને સ્વયંપ્રકાશ ભાસે છે અને ભક્તલોકોને શ્રીકૃષ્ણ ભગવાનનું ધામ ભાસે છે. વેદપુરાણાદિકમાં ગોલોક, ધામ અને વ્યાપિ વૈકુંઠ આદિ શબ્દોથી એ લોકનું વર્ણન કરયુંછે. શ્રીકૃષ્ણ, એવા અક્ષરબ્રહ્મના એક દેશમાં પોતાની ઇચ્છાથી સર્વ જગત રૂપ થાય છે. આ પ્રમાણે સર્વ જગત બ્રહ્મરૂપ છે એવું નિરૂપણ થવાથી અમારો બ્રહ્મવાદ શુદ્ધ છે. કારણરૂપ બ્રહ્મ કાર્યરૂપે પ્રગટ થએલા છે તેથી સઘળો પ્રપંચ કાર્યરૂપ કેહેવાય છે. **आण्मकृते:पारिणामात्पदवश्च** એ વ્યાસસૂત્રનો અભિપ્રાય પણ એજ છે.

**માયાવાદીઓ બોલ્યા કે**—જગત કે જે ઉત્પત્તિ વિનાશવાળું છે તેને બ્રહ્મરૂપ કેમ કહોછો.

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—અમે નથી કહેતા પણ [1]**तदात्मानंस्वयमकुरत** । [2]**ऐतदात्म्यामिदं** । [3]**सहैतावानास** । [4]**पुरुषएवेदंसर्वं** અને [5]**सर्वंखल्विदब्रह्म** ઇત્યાદિ શ્રુતિઓ કેહેછે. આ સઘળું બ્રહ્મરૂપ જગત અવિનાશી છે અને નિત્ય છે. જગતના જે ઉત્પત્તિ અને વિનાશ જોવામાં

---

૧ પરમાત્માએ પોતેજ પોતાના સ્વરૂપને કાર્યરૂપ કરયું. ૨ આ સઘળું જગત બ્રહ્મરૂપજ છે. ૩ પરમાત્મા જગતરૂપપે થએલ છે. ૪ આ સઘળું જગત પરમાત્માજ છે. ૫ આ સઘળું જગત બ્રહ્મજ છે.

આવે છે તે ભ્રાંતિ માત્રજ છે. જડ અને જીવ એ બન્નેરૂપ જગતના ભગવદિચ્છાથી આવિર્ભાવ અને તિરોભાવ થાય છે અર્થાત્ પ્રભુ જ્યારે જગતને પ્રગટ કરવાની ઇચ્છા કરે છે ત્યારે જગત પ્રગટ થાય છે અને તિરોહિત કરવાની ઇચ્છા કરે છે ત્યારે પોતામાં તિરોહિત કરી લેછે. જગતના જડ-જીવાત્મક સઘળા પદાર્થો પોતપોતાના દેશકાળમાં તે તે પ્રકારની ભગવદિચ્છા પ્રમાણે આવિર્ભાવને અને તિરોભાવને પામ્યા કરે છે. આવિર્ભાવ અને તિરોભાવ એ બન્ને, ભગવાનની શક્તિઓ છે. કહ્યું છે કે " [૬] **आविर्भावतिरोभावौशक्ती वैमुरवैरिणः** " ॥ વિષ્ણુપુરાણમાં પણ કહ્યું છે કે " " **सदेतदक्षयंनित्य जगन्मुनिवराखिलम् ॥ आविर्भावतिरोभावजन्मनाशाविकल्पवत्.** "

**માયાવાદીઓ બોલ્યા** કે—બ્રહ્મનું કાર્ય જગત બ્રહ્મરૂપ છે એમ કહો છો ત્યારે 'જે કાર્ય થાય તે કારણ જેવુંજ થાય' એ નિયમપ્રમાણે સચ્ચિદાનંદરૂપ બ્રહ્મથી ઉત્પન્ન થએલું જગત પણ સચ્ચિદાનંદરૂપ હોવું જોઇએ. પણ એમ નહી હોતાં ક્યાંક જડપણું અને ક્યાંક ચેતનપણું દેખાય છે તે કેમ?

૬ આવિર્ભાવ અને તિરોભાવ એઓ પ્રભુની શક્તિઓ છે. ૭ હે મુનિઓમાં ઉત્તમ! આ સઘળું જગત સત્ય છે અને નિત્ય છે. જગતના જન્મ અને નાશ દેખાય છે તેઓ તો આવિર્ભાવ તિરોભાવ માત્ર છે.

**શ્રીમહાપ્રભુજી બોલ્યા** કે—અક્ષરબ્રહ્મ કે જે જગતનું કારણ છે તેમાં '**विज्ञानमानंदंब्रह्म**' એશ્રુતિ પ્રમાણે **सत्, चित्** અને **आनंद** એ ત્રણ અંશ છે તેઓમાં સત (છે) એ અંશ તો સ્થાવર જંગમ સઘળા પદાર્થોમાં સ્પષ્ટ છે. અને ચિત્ તથા આનંદ એ બે અંશો જડપદાર્થો તિરોહિત છે. તેમાં '**सदेवसौम्येदमग्रआसीत्**' એ શ્રુતિ પ્રમાણ છે. જગતની અંદરના જીવોમાં **सत्** તથા **चित्** એ બે અંશ સ્પષ્ટ છે અને એક **आनंद** અંશ તિરોહિત છે તે જ્યારે જ્ઞાન કે ભક્તિ પ્રાપ્ત થવાથી **બ્રહ્મપણું** પ્રાપ્ત થશે ત્યારે પ્રગટ થશે. પોતાના કાર્યને ન કરનારપણું એજ **તિરોભાવનું** લક્ષણ છે એમ સર્વ સ્થળોમાં સમજવું. સર્વત્ર ભગવદિચ્છા પ્રધાન છે. ( આથી વિશેષ સમાધાન જોવું હોય તો સંસ્કૃત ગ્રંથોમાં જુવો. ) તમો આ બ્રહ્માત્મક જગતને અજ્ઞાન કલ્પિત મિથ્યા કહો છો પણ જે મિથ્યા વસ્તુ હોય તે દેખવામાં આવે નહી અને હાથમાં પણ આવે નહી. આકાશનું ફુલ અને સસલાનું શીંગડું મિથ્યા છે તો તેઓ દેખવામાં આવતાં નથી. કે હાથમાં પણ આવતાં નથી જગત તો દેખવામાં આવે છે અને

તેના અંદરની વસ્તુઓ હાથમાં પણ આવે છે તે છતાં જગત મિથ્યા કેમ સંભવે.

**માયાવાદીઓ બોલ્યા કે**—જેમ રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય છે ત્યાં રજ્જુ તો સત્ય છે અને સર્પ મિથ્યા છે તેમ બ્રહ્મમાં જગતરૂપ ભ્રમ થયો છે એટલે બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે.

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—હવે તમો ચુપ થઇને સાંભળો. ત મારી વાતને તો જેને પોતાની બુદ્ધિ નહી હોય તે માનશે. જેમ આંધળાને અરીસો નકામો છે તેમ પોતાની બુદ્ધિ વગરના માણસને પણ નકામું છે. પ્રથમ તો રજ્જુ સર્પના દૃષ્ટાંતથી બ્રહ્મમાં જગતરૂપ ભ્રમ સર્વથા સિદ્ધ થતો નથી. કારણ કે સાકરમાં સાકારનો ભ્રમ થાય છે એટલે દૃષ્ટાંતમાં તો ઠીક છે કે રજ્જુનો આકાર છે અને સર્પનો પણ આકાર છે તેથી મંદ અંધકારમાં સર્પ જેવી રજ્જુમાં સર્પનો ભ્રમ થાય છે પણ તમારા મતમાં અધિષ્ટાન બ્રહ્મ નિરાકાર છે અને જગત સાકાર છે તેથી બ્રહ્મમાં જગતનો ભ્રમ થવો સંભવતો નથી. ભ્રમમાં અધિષ્ટાન બ્રહ્મનિરાકાર છે અને જગત સાકાર છે તેથી બ્રહ્મમાં જગતનો ભ્રમ થવો સંભવતો નથી. ભ્રમમાં અધિષ્ટાનનું જ્ઞાન મુખ્ય કારણ છે અને તે જ્ઞાન ઇંદ્રિયજન્ય છે પણ તમારા મતમાં અધિષ્ટાન બ્રહ્મ [1]**परांचिखानि** એ શ્રુતિ પ્રમાણે કોઇ ઇંદ્રિયનો વિષય નથી માટે બ્રહ્મમાં જગતનો ભ્રમ થવો સંભવતો નથી. બીજું જે વસ્તુ પ્રથમ સાચેસાચી દીઠી કે સાંભળી હોય તેનો તેના જેવી બીજી વસ્તુમાં મિથ્યાભ્રમ થાય છે તે પ્રમાણે તમો, કોઇ જગતને પ્રથમ સાચેસાચું દીઠેલું કે સાંભળેલુ માનો તો પછી જગતનો ભ્રમ સિદ્ધ થઈ શકે પણ તે પ્રમાણે માનતા નથી એટલે ભ્રમ થવો સંભવતો નથી. ત્રીજું-બ્રહ્મમાં જે ભ્રમ છે તે કોનો થયો છે? જીવ કે જે દ્રષ્ટા છે તેને ભ્રમ થયો કેહેશો તો જીવતો જગતમાંનો પદાર્થ હોવાથી પોતે ભ્રમરૂપ છે માટે ભ્રમને ભ્રમ થવો કોઇ પ્રકારે સંભવતો નથી. અને જો બ્રહ્મને ભ્રમ થયો કેહેશો તો તમારા શુદ્ધ અને નિર્વિકાર બ્રહ્મમાં ભ્રાંતપણારૂપ દોષ આવે છે, માટે તમને આ દોરીની બન્ને તરફથી ફાંસી આવે છે.

**वेदोनारायणः साक्षात् । वेदैश्चसर्वैरहमेववेद्यः ।** એ સ્મૃતિઓ પ્રમાણે વેદ કે જે સાક્ષાત્ નારાયણરૂપ છે અને નારાયણને જાણવાના સાધનરૂપ છે તે વેદને પણ તમે મિથ્યા માનો છો. કારણ કે વેદ પણ જગતમાંનો પદાર્થ છે. તેમજ વેદોક્ત જ્ઞાન, યોગ, ભક્તિનાં સાધન અને જ્ઞાનનો

---

૧ ઇન્દ્રિયો બ્રહ્મને જાણતી નથી.

ઉપદેશ કરનાર ગુરૂ એઓમાં પણ તમે મિથ્યા બુદ્ધિ કરો છો તો એ તમારી મોટી ધૃષ્ટતા છે. જો એ સઘળા પદાર્થો મિથ્યા હોય તો શિષ્ટલોકો આ લોક તથા પરલોકના ભોગને વાસ્તે તથા મોક્ષને વાસ્તે યજ્ઞ, યાગ, શમ, દમ, તપ, યોગાભ્યાસ અને સંન્યાસ શા માટે કરે છે. જળાદિકમાં પ્રતિબિંબિત વૃક્ષને ફળિત દેખી તેનાં ફળ લેવાને વાસ્તે કોઇ મૂઢજન પણ પ્રવૃત્ત થાયજ નહી. તમે કહેશો કે " જેમ સ્વપ્નનો દ્રષ્ટા સ્વપ્નમાં ફલિત વૃક્ષનો દેખીને તેના ફળનું ગ્રહણ કરે છે તેમ જગતમાં પણ ઐહિક પારલૌકિક વ્યવહાર ચાલે છે " તો તેનો ઉત્તર સાંભળો. સ્વપ્નનો દૃષ્ટા નથી જાણતો કે " હું સ્વપ્નમાં છું અને આ સઘળા સ્વપ્નના પદાર્થો મિથ્યા છે " પણ શિષ્ટ લોકો તો વેદાદિકને મિથ્યા જાણ્યા પછી વેદોક્ત સાધનોમાં પ્રવૃત્તિ કેમજ કરશે.

**માયાવાદીઓ બોલ્યા કે**—જો માયાવાદ ખોટો હોય તો શિષ્ટ લોકો એ મતનો આદર કેમ કરે છે.

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—તત્વવેત્તાઓ અને ભક્ત લોકો કદી પણ એ મતનો આદર કરતા નથી. ભગવાનથી બહિર્મુખ લોકો પોતાની બુદ્ધિ ભગવાનની માયાથી વિમોહિત હોવાને લીધે તેનો આદર કરે છે. માર્કંડેય પુરાણમાં કહ્યું છે કે **ज्ञानिनामपिचेतांसिदेवीभगवतीहिसा ॥ बळादाकृष्यमोहायमहामायाप्रयच्छति ॥** ( એ ભગવતી દેવી મહામાયા જ્ઞાની લોકોના ચિત્તોને પણ મહાબળાત્કારથી ખેંચીને મોહમાં નાખી દે છે. ) જેઓ ભગવજ્જન છે તેઓ સર્વ પ્રપંચને ભગવદ્રુપ સમજે છે તેથી તેઓને માયા બાધ કરતી નથી. ગીતાજીમાં શ્રીમુખનાં વચન છે કે **वासुदेवः सर्वमितिसमहात्मासुदुर्लभः ॥ मामेवयेप्रपद्यंतेमायामेतांतरंतिते ॥** ( આ સઘળું જગત ભગવદ્રૂપ છે એમ જાણનારો મહાત્મા બહુજ દુર્લભ છે. જેઓ મનેજ શરણાગત થાય છે તેઓ એ માયાને તરે છે. ) યજ્ઞ અને સમાધિ આદિ મિથ્યા હોય તો પછી સંસારમાંથી તારશે કોણ ? ભ્રમથી ઉત્પન્ન થએલી રજ્જુ સર્પ કરડવાનું કામ કરેજ નહી તેમ મિથ્યા સાધનો સંસારમાંથી પાર કરી શકેજ નહી.

**માયાવાદીઓ બોલ્યા કે.**—તમે જીવનું સ્વરૂપ કેવું માનો છો ?

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—જીવ બ્રહ્મનો અંશ છે અને અણુ છે. જેમ અગ્નિમાંથી તણખાઓ નિકળે છે તેમ સઘળા બ્રહ્મમાંથી નીકળીને અલગ થાય છે. **यथासुदीप्तात्पावकात् क्षुद्राविस्फुलिंगाव्युच्चरंत्येवंतस्माद्रा-**

**त्मनः सर्वेप्राणाः सर्वेलोकाः सर्वेजीवाऽप्युच्चरंति** એ છાંદોગ્યઉપનિષદની શ્રુતિમાં એ પ્રમાણેજ કહ્યું છે આમ હોવાને લીધે જીવનું બ્રહ્મપણું છે અને તેમ હોવામાં '**तत्वमासि** એ બીજી શ્રુતિ પણ પ્રમાણ છે. આ શ્રુતિથી ગુરૂએ શિષ્યને ઉપદેશ કરયો છે કે તું (જીવ) બ્રહ્મ છો. આ ઉપદેશ ક્યાં છે અને કેવી રીતે એ જણાવવાને વાસ્તે તે સંબંધી પ્રકરણ સંક્ષેપથી કહીએ છીએ. શામવેદના છાંદોગ્યઉપનિષદમાં ઉદ્દાલક ઋષિ પોતાના શિષ્ય શ્વેતકેતુને ઉપદેશ કરે છે તેમાં પ્રથમ **ऐतदात्म्यमिदंसर्वं** અને શ્રુતિથી લઇને **तत्वमसि** એશ્રુતિ પર્યંત ઉપદેશ ભાગમા છે. પ્રથમનો જડજીવાત્મક સર્વ પ્રપંચને બ્રહ્મના કાર્યરૂપ કહ્યો છે અને તે પછી એ વાતને દૃઢ કરવાને વાસ્તે દૃષ્ટાંત આપ્યાં છે. જેમ સુવર્ણના એક કટકાનું જ્ઞાન થવાથી સુવર્ણનાં કાર્યરૂપ સઘળા ભૂષણાદિક પદાર્થોમાં સુવર્ણનું જ્ઞાન થાય છે તેમ બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન થવાથી બ્રહ્મના કાર્યરૂપ સઘળા પ્રપંચમાં બ્રહ્મનું જ્ઞાન થાય છે ઇત્યાદિક અનેક દૃષ્ટાંતો આપી પ્રતિજ્ઞાપુર્વક સર્વ પ્રપંચનાં બ્રહ્મરૂપપણાનો ઉપદેશ કરી વળી તે વાતને શ્વેતકેતુના મનમાં દૃઢ બેસાડવાને વાસ્તે '**तत्वमासि**' એ વાકયથી કહ્યું છે કે 'તું પોતાને જીવ માનીને બ્રહ્મથી ભિન્ન સમજ જેમાં, તું બ્રહ્મછો.' આ પ્રકારે સઘળો પ્રપાઠક ઉપદેશ રૂપ છે. એકલું **तत्वमासि** એ વાક્ય ઉપદેશ નથી. જીવ બ્રહ્મનો અંશ છે. તેથી તેમાં બ્રહ્મપણું ઘટે છે. **अंशोनानाव्यपदेशात्** એ વ્યાસસૂત્ર તથા **ममैवांशोजावलोके जीवभूत सनातनः** એ **શ્રીગીતાજીનું** વાક્ય જીવના અંશપણામાં પ્રમાણ છે. એવાંજ બીજાં પણ શ્રુતિ તથા સ્મૃતિ આદિનાં અનેક વાક્યો ઉપરથી જીવ 'બ્રહ્મનો અંશ છે અને અણુછે એવો સિદ્ધાંત છે. **तत्वमासि** અ શ્રુતિનો વાસ્તવિક અર્થ અને જીવનું સ્વરૂપ અમે તમને સંભળાવ્યું પણ તમો તેમ નહી માનતાં જીવને બ્રહ્મનું પ્રતિબિંબ બનાવી તેઓની એકતાને વાસ્તે **तत्वमासि** એ ખંડવાક્યને મહાવાક્ય માનીને અર્થ કરોછો કે "તું (જીવ) શુદ્ધ નિરાકાર નિર્વિકાર બ્રહ્મ છો." એ અર્થને સિદ્ધ કરવાને વાસ્તે વળી **तत्वमासि** એ શ્રુતિમાં ભાગત્યાગ લક્ષણા કરોછો. કાંઇક અંશોનો ત્યાગ કરીને જોઇતા મુખ્ય અંશનું ગ્રહણ કરવું એ ભાગત્યાગલક્ષણાનું સ્વરૂપ છે. **तत्वमासि** એ શ્રુતિમાં **तत्** પદના અર્થ રૂપ ઇશ્વરમાં જે ઐશ્વર્ય, સર્વજ્ઞતા તથા નિયંતૃત્વ આદિ ધર્મો છે તથા **त्वं** પદના અર્થ રૂપ જીવમાં જે દુઃખિતત્વ, અલ્પજ્ઞત્વ તથા નિયમ્યત્વ આદિ ધર્મો છે તે સઘળાઓને મિથ્યા સમજી છોડી દેતાં એક, શુદ્ધ, ચિદાકાર અને નિર્વિકાર સ્વરૂપભૂતબ્રહ્મનું ગ્રહણ

કરી જીવના અને બ્રહ્મના અભેદને સિદ્ધ કરોછો અને તેમાં [1] **सोयंदेवदत्तः** એ દષ્ટાંત આપો છો. એ પ્રમાણે ભાગત્યાગ લક્ષણાની યુક્તિ કરીને જીવ તથા બ્રહ્મના અભેદનો ઉપદેશ કરો છો તે તમારાં નેત્રોમાં માયિકમતનાં ચશ્માં લાગ્યાં છે તેથી કરો છો અને એમાં દોષ પ્રાપ્ત થાય છે તેને દેખતા નથી. **सोयंदेवदत्तः** એ તમારૂં દષ્ટાંતજ વિષમ છે. કારણ કે પ્રથમ તથા પછી દેખવામાં આવેલો દેવદત્તનો દેહ ભિન્ન નથી પણ એકજ છે. અને દાર્ષ્ટાંતિકમાં જીવ તથા ઇશ્વરના પિંડ જુદા જુદા છે. છાંદોગ્યઉપનિષદમાં જ્યાં એ ઉપદેશ છે ત્યાં **तत्वमसि** એ એકજ અતિરૂપ ઉપદેશ નથી પણ **ऐतदात्म्यमिदं** એશ્રુતિથી લઇને **तत्वमसि** એ શ્રુતિ પર્યંત ઉપદેશ ભાગ છે. એ સઘળો ભાગ મહાવાક્ય છે તે છતાં તમો ખંડ વાક્યનેજ મહાવાક્ય માની જીવની તથા બ્રહ્મની એકતા કરો છો અને જડ પ્રપંચની તથા બ્રહ્મની એકતા છોડી દીયોછો એ મોટો અનર્થ કરો છો. એક શરીરમાં અરધો ભાગ કાપી નાખી અરધા બાગને રાખવાના જેવી મૂર્ખતા તમોને પ્રાપ્ત થાય છે. ઉપદેશ કરી નાર ગુરૂ અને ઉપદેશ કરવા યોગ્ય શિષ્ય એ બંન્ને પ્રતિબિંબપરૂ હોવાથી બન્ને મિથ્યા ઠરે છે માટે તમારો જેટલો વાદ છે તે સઘળો માયિકજ છે. તમો કહો છો કે "જેમ નાહાના મોહોટા ઘડા વગેરે જળના પાત્રમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે તેમ અંતઃકરણરૂપ અવિદ્યામાં બ્રહ્મનું જે પ્રતિબિંબ પડ્યું છે તે જીવ છે." આ તમારો બિંબ પ્રતિબિંબ વાદ કોઇ રીતે ઘટતો નથી. કારણ કે અવિદ્યા એ કોઇ વસ્તુ નથી પણ મિથ્યા છે માટે મિથ્યા પદાર્થમાં પ્રતિબિંબજ કેમ પડે. વળી જે પ્રતિબિંબ પડે તે સાકાર પદાર્થનુંજ પડે પણ નિરાકાર પદાર્થનું પડે નહી તે છતાં તમો નિરાકાર બ્રહ્મનું પ્રતિબિંબ પડ્યું માનો છો એ તમારી ભારે ભૂલ છે. જો રૂપરહિત પદાર્થનું પ્રતિબિંબ પડતું હોય તો વાયુનું પ્રતિબિંબ પણ દર્પણ આદિમાં પડવું જોઇએ. વળી તમારે બિંબ પ્રતિબિંબવાદમાં બ્રહ્મને તથા અવિદ્યાને સંબંધ માનવો પડશે. કેમકે જેમ મુખને દર્પણનો સંબંધ થયા વિના દર્પણમાં મુખનું પ્રતિબિંબ

---

૧ દેવદત્ત નામનો કોઇ પુરૂષ પ્રથમ મથુરા આદિદેશમાં જોવામાં આવેલ ત્યારે તો સર્વ ઐશ્વર્ય સંયુક્ત અને હાથીપર બેઠેલો જોવામાં આવ્યો હતો. ફરી કોઇ સમયમાં તેજ દેવદત્ત કાશીઆદી દેશમાં જોવામાં આવ્યો ત્યારે દરિદ્ર અને ભીખ માગતો જોવામાં આવ્યો. ત્યાં પેહેલાનું ઐશ્વર્ય તથા હાથીપર બેસવું અને પછીનું દારિદ્રય અને બિક્ષાટન એ ધર્મોનો ત્યાગ કરી દેવદત્ત નામના શરીરનો અભેદ માનવામાં આવેછે એ આ દષ્ટાંતનું સ્વરૂપ છે.

પડે નહી તેમ બ્રહ્મને અવિદ્યાનો સંબંધ થયા વિના તેમાં બ્રહ્મનું પ્રતિબિંબ પડવું સંભવિત નથી.

આ પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ માયાવાદીઓના બિંબ પ્રતિબિંબવાદનું ખંડન કરી નાખતાં તેઓમાંનો એક મોહોટો પંડિત બોલ્યો કે-નહી નહી, અમારા મતમાં આભાસવાદ છે. જેમ આંગળીથી આંખને દબાવીને જોઇએ ત્યારે એક ચંદ્રના અનેક ચંદ્ર દેખવામાં આવે છે તેમ અવિદ્યાના સંબંધમાં એક બ્રહ્મ અનેકરૂપે ભાસે છે અને તે રૂપો જીવ કેહેવાય છે.

**શ્રીમહાપ્રભુજી બોલ્યા** કે—તમારૂં બુદ્ધિમાનપણું ઠીક છે પણ આ વિષયમાં અમો પુછીએ છીએ કે અવિદ્યાના સંબંધથી એક બ્રહ્મ કોને અનેક ભાસે છે ? જો કેહેશો કે ' બ્રહ્મને ભાસે છે, તો એ તમારા શુદ્ધબ્રહ્મમાં અવિદ્યાના સંબંધરૂપ અથવા ભ્રાંતપણારૂપ દોષ આવે છે અને જો કેહેશો કે, જીવને ભાસે છે, તો તમારા મનમાં જીવ પોતે આભાસનો વિષય છે તેને ભાસવું નહી જોઇએ. [1]પ્રતિબિંબવાદ અથવા આભાસવાદ માનશો તો તમને જીવન્મુક્તદશા પ્રાપ્ત થવાનોજ સંભવ નથી. કારણ કે બ્રહ્મજ્ઞાની જીવન્મુક્ત થઇ જાય છે અને તે બ્રહ્મજ્ઞાન સંપૂર્ણ અવિદ્યાનો નાશ કરનાર છે તો બ્રહ્મજ્ઞાનથી અવિદ્યાનો નાશ થતાં અવિદ્યાધિષ્ટિત પ્રતિબિંબરૂપ અથવા અભાસરૂપ જીવના સ્વરૂપનો પણ નાશ થાય એટલે જીવન્મુક્તનો દેહજ પડી જવો જોઇએ. જેમકે રજ્જુમાં થએલો સર્પનો ભ્રમ નિવૃત થઇને રજ્જુનું જ્ઞાન થાય ત્યારે તે સર્પથી થએલો ભય પણ કોઇ અંશથી નથી રેહેતો.

**માયાવાદીઓ બોલ્યા** કે—જીવન્મુક્તની સંચિતકર્મરૂપ અને ક્રિયમાણ કર્મરૂપ અવિદ્યા નષ્ટ થઇ જાય છે પણ અવશેષ રહેલાં પ્રારબ્ધરૂપ અવિદ્યા નષ્ટ થતી નથી તેથી જીવન્મુક્તનો દેહપાત થતો નથી. જેમ રજ્જુનું જ્ઞાન થયા પછી પણ થોડીવાર સર્પના ભયથી કંપાદિક રહે છે તેમ બ્રહ્મજ્ઞાન થયા પછી પણ પ્રારબ્ધ પુરૂં થતાં સુધી દેહની સ્થિતિ રેહેશે.

**શ્રીમહાપ્રભુજી બોલ્યા** કે—તમારા આ દ્રષ્ટાંતથી જીવન્મુક્તના દેહની સ્થિતિ માની લેશું પરંતુ ચાલવું, ફરવું, બેસવું, ઉઠવું ઇત્યાદિક દેહનાં કાર્ય થવા નહી માનીએ. કારણ કે રજ્જુનું જ્ઞાન થયા પછી સર્પના ભયથી થોડીકવાર સુધી કંપ માત્ર રહે છે પણ સર્પનું કાર્ય કરડવા વગેરે સર્વથા રેહેતું નથી. વળી તમારૂં બ્રહ્મજ્ઞાન સઘળા પ્રકારની અવિદ્યાનું નાશક ન થયું તેથી પ્રારબ્ધરૂપ અવિદ્યાનો નાશ કરવાને વાસ્તે તમારે બીજું

---

૧ પ્રતિબિંબવાદના તથા આભાસવાદના વિશેષ ખંડનની યુક્તિઓ સંસ્કૃત ગ્રંથોમાં ઘણી છે તે જોઇ લેવી.

બ્રહ્મજ્ઞાન બનાવવું પડશે. વળી જીવ અવિદ્યાધિષ્ઠિત છે અને કર્મ જીવાધિષ્ઠિત છે તો જ્યારે અવિદ્યાનો નાશ થાય ત્યારે જીવ અને કર્મ રેહેજ ક્યાં- વળી તમારી વિદેહમુક્તિમાં અવિદ્યાના નાશની સાથે પ્રતિબંબરૂપ જીવનો પણ નાશ માનવો પડે છે માટે મોક્ષમાં જીવોના સ્વરૂપનીજ હાની થાય છે. સ્વરૂપની હાની અપુરૂષાર્થ છે અને મોક્ષ તો પુરૂષાર્થ છે.

**માયાવાદીઓ બોલ્યા કે**—તમારા મતમાં જીવ અણુ છે માટે દેહના એક દેશમાં રહ્યો છે તો એ એક દેશમાં રહેલો છતાં સઘળા દેહમાં ચૈતન્ય દેખાય છે ?

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—જીવનો ચૈતન્યગુણ વિસર્પિ (ફેલાવવાળો) છે તેથી સર્વ દેહમાં ચૈતન્ય વ્યાપ્ત રહે છે. **हृत्स्थोगुणात्सचैतन्यांसंपूर्णांतनुंतेतनुं ॥ कोणस्थितोयथादीपोऽखिलेगेहेप्रकाशते ॥** (બ્રહ્મનો અંશ અણુ જીવ હૃદયરૂપ એક દેશમાં રહ્યો છે તે, જેમ એક ખુણામાં રહેલો દીવો સઘળા ઘરને પ્રકાશિત કરે છે તેમ સંપૂર્ણ દેહમાં ચૈતન્ય કરે છે.) જેમ ચંપક પુષ્પ અને કસ્તુરી આદિ પદાર્થ એક દેશમાં રહેલ છતાં દૂર દેશ પર્યંત પોતાની સુગંધીને ફેલાવે છે તેમ જીવ દેહના એક દેશમાં રહેલો છતાં સઘળા દેહમાં ચૈતન્યને ફેલાવે છે. વ્યાસજીએ પણ **व्यतिरेकोगंधवत्** એ સૂત્રમાં એ દૃષ્ટાંતથીજ એ વાતને સિદ્ધ કરી છે.

એ પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ **શંકરાચાર્યના** માયિક અદ્વૈત મતનું ખંડન કરી બ્રહ્મવાદ કરીને સર્વ વેદ સંમત શુદ્ધ અદ્વૈત મતનો પ્રકાશ કર્યો તે સમયે **માયાવાદીઓ બોલ્યા કે**—શંકરાચાર્યના અદ્વૈત મતને તમે શા કારણથી માયિક કહો છો ?

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**--એક બ્રહ્મનું અને બીજું માયાનું ગ્રહણ કર્યું છે તથા માયાને પણ અનાદિ અનિર્વચનીય કહી છે તેથી **શંકરાચાર્યના** દ્વૈતાભાસરૂપ મતને અમો માયિક કહીએ છીએ. અમારો મત તો સર્વ વેદ સંમત શુદ્ધાદ્વૈતનું સ્વરૂપ નીચે પ્રમાણે છે. જેમ સર્પ પોતાનાજ શરીરમાં કુંડળાકાર થાય છે તેમ સર્વોત્તમ પરબ્રહ્મ **શ્રીકૃષ્ણ** પોતાની ઇચ્છાથી પોતાના રૂપાંતર અક્ષરબ્રહ્મમાં જગતરૂપ થાય છે. અમે સિદ્ધાંત મુક્તાવલી નામના ગ્રંથમાં **શ્રીગંગાજીના** દૃષ્ટાંતથી એ પ્રમાણેજ બ્રહ્મ નિરૂપણ કર્યું છે. જેમ **શ્રીગંગાજીનું** જે સાકાર અલૌકિક સ્વરૂપ છે તે કેવળ ભક્તગમ્ય છે તેમ **શ્રીકૃષ્ણનું** સાકાર મુખ્ય સ્વરૂપ કેવળ ભક્તગમ્ય છે. જેમ શ્રીગંગાજીનું બીજું આધ્યાત્મિક સ્વરૂપ તિર્થમાં ભુક્તિ મુક્તિ આપનારૂં છે તેમ અક્ષરબ્રહ્મ છે અને જેમ શ્રીગંગાજીનું ત્રીજું

તીર્થમાં વ્યવહાર યોગ્ય આધિભૌતિક જળપ્રવાહરૂપ છે તેમ આ સઘળું જગત છે. અક્ષરબ્રહ્મ સઘળાં કારણોના કારણરૂપ છે. શ્રીકૃષ્ણની જેમ ઈચ્છા આદિ બીજી અનેક શક્તિઓ છે તેમ એક માયાશક્તિ પણ છે **परास्यशक्तिर्विविधैवश्रूयतेस्वाभाविकीज्ञानबलाक्रियाच** ॥ શ્રુતિમાં એ પ્રમાણેજ નિરૂપણ કર્યું છે. **શ્રીકૃષ્ણનું** જે સઘળી રીતનું સામર્થ છે તે માયા કેહેવાય છે. વિચિત્ર પરિણામોને કરનારી એ માયા **શ્રીકૃષ્ણની** શક્તિ છે માટે **શ્રીકૃષ્ણથી** ભીન્ન નથી જેમ કરોળીઓ પોતાના હૃદયમાંથી મુખદ્વારા લારનો વિસ્તાર કરી તે લારથી રમીને પાછી તેને સમેટી લે છે તેમ **શ્રીકૃષ્ણ** પોતામાંથી માયાનો વિસ્તાર કરી તે માયાથી રમીને પાછી તેને સમેટી લે છે. બ્રહ્મમાં [1]સજાતીય [2]વીજાતીય કે [3]સ્વગત એઓમાંના કોઇ પણ પ્રકારનું દ્વૈત નથી. અમે એવા બ્રહ્મ શિવાય બીજું કાંઇ માન્યુંજ નથી માટે અમારા સિદ્ધાંતમાં દ્વૈતનો લેશ પણ નથી. અમે **શ્રી ભાગવતના** દશમસ્કંધની સુબોધિની કરતાં પ્રથમ મંગળાચરણમાંજ લખ્યું છે કે " અદ્ભુત કર્મો કરનારા તે **શ્રીકૃષ્ણ** ભગવાનનો પ્રમાણ હોજોકે **શ્રીકૃષ્ણ** ભગવાન નામરૂપના ભેદથી જગતરૂપ થઇને જગતથી ક્રીડા કરે છે. "

**વાદીઓ બોલ્યા કે**—તમારા શુદ્ધઅદ્વૈતમમતમાં સેવ્ય સેવકભાવ કેમ ઘટે ?

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે—પરબ્રહ્મશ્રીકૃષ્ણે** પોતાની સેવાને વાસ્તે પોતાના અંશરૂપ સર્વ જીવોને પ્રકટ કરી પોતાના અચિંત્ય ઐશ્વર્યનો પ્રકાશ કરયો છે તેથી, દાસભાવથી સેવા કરવી એજ જીવોનો મુખ્ય ધર્મ છે. **योयदंशःसतंभजेत्** ( જે જેનો અંશ હોય તે તેને ભજે ) એ શ્રુતિએ વિષયમાં પ્રમાણ છે. પદ્મપુરાણમાં કહ્યું છે કે [1]**दास्यमेवपरोधर्मोदास्यमेवपरांहितं ॥ दास्यैनैवभवेन्मुक्तिरन्यथानरकंव्रजेत ॥** **શ્રીભાગવત**માં પણ કહ્યું છે કે [2]**मधुछिद्सेवानुरक्तमनसामभवोपिफल्गुः ॥**

---

૧ એક વૃક્ષનો બીજા વૃક્ષથી જે ભેદ છે તે સજાતીય ભેદ છે.

૨ વૃક્ષનો પાષાણથી જે ભેદ છે તે વિજાતીય ભેદ છે ૩ વૃક્ષમાં પત્ર પુષ્પાદિકનો જે પોતામાંજ ભેદ છે તે સ્વગત ભેદ છે.

૧ દાસપણું એજ ઉત્તમ ધર્મ છે. દાસપણું એજ પરમહિત છે. દાસપણાથીજ મુક્તિ પ્રાપ્ત થાય છે. દાસપણાવિના નરકની પ્રાપ્તિ થાય છે.

૨. શ્રીકૃષ્ણની સેવામાં અભિરૂચી ધરાવનારાઓ મોક્ષને પણ તુચ્છ ગણે છે.

**વાદીઓ બોલ્યા કે**—જ્યારે બ્રહ્મજ્ઞાનથી દ્વૈતભાવ નષ્ટ થઇને સ-ર્વાત્મભાવ સિદ્ધ થાય ત્યારે પછી સેવા ક્યાં રહી ?

**શ્રીમહાપ્રભુજી બોલ્યા કે**—નિરાવરણ માનસી સેવા સર્વાત્મભાવની દશામાં પણ સિદ્ધ થાય છે તેમાં [3]**ब्रह्मभूतःप्रसन्नात्मानशोचतिनकांक्षति ॥ समःसर्वेषुभूतेषुमद्भक्तिंलभतेपराम्** એ શ્રીગીતાજીનું વાક્ય તથા [4]**आत्मारामाश्चमुनयोनिर्ग्रंथाअप्युरुक्रमे ॥ कुर्वंत्यहैतुकींभक्तिमित्थभूतगुणोहरिः ॥** એ શ્રીભાગવતનું વાક્ય પ્રમાણ છે. ભક્તિના પ્રકારોમાં પણ જે શુદ્ધ સ્નેહાત્મક પુષ્ટિભક્તિ છે તે તો માત્ર વ્રજસુંદરીઓનેજ પ્રાપ્ત થઇ હતી. શ્રીભાગવતના દશમસ્કંધમાં ઉદ્ધવજીએ વ્રજસુંદરીઓને કહ્યું છે કે [1]**भगवत्युतमश्लोकेभवतीभिरनुतमा॥ भक्तिःप्रवर्तितादिष्ट्यामुनीनामपिदुर्लभा ॥** વ્રજસુંદરીઓએ વિરહદશામાં ભગવન્મય થઇને કહ્યું છે કે [2]**कृष्णोहंपश्यतगतिंललितामिति ॥** આવી પુષ્ટિભક્તિ બીજા જીવોને અધિકાર પ્રમાણે વ્રજસુંદરીઓનાં ચરણની રજની કૃપાથી પ્રાપ્ત થાય છે [3]પ્રભુ એક છે પણ તેમણે અનેક પ્રકારે જગતનો વિસ્તાર કર્યો છે. નામ-રૂપના ભેદનો પાર શેષનાગને પણ પ્રાપ્ત થયો નથી. જેમ એક સુવર્ણમાંથી અનેક રૂપવાળાં આભરણો થાય છે અને તેઓનાં કંકણ, ઝાંઝર અને ઘુ-ઘરીઓ આદિ અનેક નામો થાય છે તેમ પ્રભુમાંથી જડજીવાત્મક જગત ઉત્પન્ન થયું છે અને તેમાં અનેક નામો થયાં છે.

**ઇતિશ્રી વલ્લભ દિગ્વિજયમાં વાદ [4]પ્રકરણ સમાપ્ત.**

---

૩ બ્રહ્મરૂપ થએલો, નિર્મળ મનવાળો અને સર્વ પ્રાણીઓમાં સમદૃષ્ટિ રાખનારો પુરૂષ મારી પરમ ભક્તિને પ્રાપ્ત થાય છે. એ પુરૂષ ચિંતા કરતો નથી અને કશી વસ્તુને ઇચ્છતો નથી. ૪ આત્મારામ અને દેહાભિમાનથી રહિત થએલા મુનિઓ ભગવાનની નિષ્કામ ભક્તિ કરે છે. કારણ કે ભગ-વાનના ગુણો એવાજ છે

૧ ઉત્તમ કીર્તિવાળા શ્રીકૃષ્ણમાં મુનિઓને પણ ન મળે એવી ભક્તિ તમોએ કરી એ બહું સારૂં થયું. ૨ હું કૃષ્ણ છું મારી સુંદર ગતિ જુવો. ૩ શ્રીવલ્લભાચાર્યનાં ચરણનો આશ્રય કરવાથી પણ પુષ્ટિ ભક્તિ મળે છે. ૪ શ્રીમહાપ્રભુજીનાં સિદ્ધાંતમાં અવિકૃત પરિણામ વાદ છે એટલે પ્રભુ પોતે કોઇ જાતનો વિકાર નહી પામ્યા છતાં જીવરૂપે તથા જગતરૂપે થયા છે એવો નિર્ણય છે.

# પ્રાચીન પ્રસ્તાવ પ્રકરણ.

હવે કોઇ શંકા કરશે કે " **शंकरःशंकरःसाक्षात्** એ વચન પ્રમાણે શ્રીશંકરાચાર્ય તો **સદાશિવનો** અવતાર છે તો તેમ છતાં તેમણે વેદવિરૂદ્ધ માયિકમત કેમ ચલાવ્યો અને તે મતને શિષ્ટ લોકો કેમ માનેછે ? " આ શંકાના નિવારણને વાસ્તે જુની પૌરાણિક આખ્યાયિકા લખીએ છીએ.

પદ્મપુરાણ તથા હરિવંશ આદિમાં પ્રસિદ્ધ કથા છે કે આસુરી સૃષ્ટિના સર્વ લોકો મોક્ષનાં સાધન કરવા લાગ્યા ત્યારે સૃષ્ટિને રાખવા સારૂ પ્રભુએ **શ્રીશિવજીને** આજ્ઞા કરી કે **स्वागमैःकल्पितैस्त्वंचजनान्माद्विमुखान्कुरु ॥ मांचगोपययेनस्यात्सृष्टिरेषोत्तरोत्तरा** ॥ ( તમે કપોલકલ્પિત ગ્રંથો ઉભા કરીને લોકોને મારાથી વિમુખ કરો અને મારા સ્વરૂપને ગુપ્ત કરી નાખો કે જેથી આ સૃષ્ટિ ઉત્તરોત્તર ચાલી જાય. ) એવીજ રીતે પ્રભુએ પોતાની માયાને પણ આજ્ઞા કરેલ કે જેને સૂચવનારૂં વચન નીચે પ્રમાણે માર્કંડેય પુરાણમાં છે. **ज्ञानिनामपिचेतांसिदेवीभगवतीहिसा ॥ बलादाकृष्यमोहायमहामायाप्रयच्छति** ॥ ( એ ભગવતી દેવી મહામાયા જ્ઞાની લોકોનાં ચિત્તોને પણ બળાત્કારથી ખેંચીને મોહમાર્ગમાં નાખે છે. ) **સદાશિવ** તથા માયાશક્તિ તેઓ ગુણપ્રધાન છે તેથી આવું કામ એઓનેજ કરવાનું હતું.

**વળી**—એક સમયે પ્રથમ સ્વાયંભુવમન્વંતરમાં **નમુચિ** અને જંત્ર આદિ સઘળા દૈત્યો સન્માર્ગમાં નિષ્ઠા રાખીને યજ્ઞ યાગ કરવા લાગ્યા અને એ યજ્ઞયાગના પ્રભાવથી તથા પોતાનાં બળપરાક્રમથી **ઇંદ્રાદિક** દેવતાઓને જીતીને સ્વર્ગનું રાજ્ય કરવા લાગ્યા. તે સમયે ઇંદ્રાદિક સર્વ દેવતાઓએ બ્રહ્માની પાસે જઇ નિવેદન કરતાં **બ્રહ્માએ** સર્વ દેવતાઓને તથા **સદાશિવને** પણ સાથે લઇ **શ્રીકૃષ્ણભગવાનની** પાસે જઇ દેવતાઓના દુઃખનું નિવારણ કરવાને વાસ્તે પ્રાર્થના કરી. એ પ્રાર્થના સાંભળી **શ્રીકૃષ્ણભગવાને શિવજીને** આજ્ઞા કરી કે " તમે માયાવાદ મય પાખંડશાસ્ત્ર પ્રકટ કરી તથા તેવું આચરણ દેખાડી તામસી સ્વભાવના ઋષિઓમાં એવા ધર્મનું સ્થાપન કરીને આસુરી સૃષ્ટિના દૈત્યોને મોહિત કરો કે જેથી સૃષ્ટિના સર્વ લોકો પોતાના સ્વભાવને અનુસરસે અને દેવતાઓનું દુઃખ મટશે. જેવું પ્રાત્ર હોય તેવું દાન કરવું ઉચિત છે." આ વિષયમાં નીચે લખેલું પુરાણનું વચન પ્રમાણ છે **त्वंचरूद्रमहाबाहोमोहनार्थंसुरद्विषाम्** ॥ ॥ **पाखंडाचरणंधर्मंत्वंकुरुष्वमहामते** ॥ ( હે **મહાબાહુ** ! હે મોટી મતિવાળા રૂદ્ર ! તમે દૈત્યોને મોહ ઉપજાવવા સારૂ પાખંડી આચરણવાળો

ધર્મ ચલાવો.) એ આજ્ઞા સાંભળી **શિવજી** બોલ્યા કે " મારે જીવોને આપથી બહિર્મુખ કરવા પડશે તો તેમાં મને મારૂં અકલ્યાણ ભાસે છે." **સદાશિવનાં** વચન સાંભળી પ્રભુએ સમાધાન પૂર્વક કહ્યું કે " એ વાતની ચિંતા નહી કરો. તમે મારાં **સહસ્ર** નામોનો [1]પાઠ કરો છો તથા **ષડક્ષર-તારક** મંત્રનો જપ કરો છો તેથી તમારૂં અકલ્યાણ કદી નહી થાય. તમે સર્વદા કલ્યાણરૂપજ છો. વળી તમે જેઓને **ષડક્ષર** મંત્રનો ઉપદેશ કરશો તેઓને મુક્તિ પ્રાપ્ત થશે. એ પ્રમાણે પ્રભુનાં વચન સાંભળી 'તથાસ્તુ' એમ કહીને પાખંડશાસ્ત્રોની તથા પાખંડમતની પ્રવૃત્તિ કરી અને તેમ કરી સઘળા અસુરી સૃષ્ટિના દૈત્યોને મોહ ઉપજાવીને તેઓના સ્વભાવભૂત તમો ગુણમાંજ રાખ્યા.

તે પછી જ્યારે **શ્રીકૃષ્ણ** ભગવાન પૃથ્વી ઉપરથી સ્વધામમાં પધાર્યા ત્યારે વળી પૃથ્વી ઉપર આસુરી સૃષ્ટિના સઘળા જીવો સન્માર્ગમાં નિષ્ઠા રાખીને યજ્ઞયાગાદિ શ્રૌતસ્માર્ત્ત ધર્મો બહુ કરવા લાગ્યા, હિંસા બહુ થવા લાગી અને તે લોકો સ્વર્ગમાં જવા લાગ્યા. આમ થતાં વળી ઇન્દ્રાદિક દેવતાઓએ **શ્રીકૃષ્ણ** ભગવાનની પાસે જઇ એ વૃત્તાંતનું નિવેદન કરતાં શ્રીકૃષ્ણે બુદ્ધાવતાર ધરી વેદની તથા હિંસાની નિંદા કરી કરૂણારસ દેખાડી આસુરી સૃષ્ટિના જીવોને સન્માર્ગમાંથી ભ્રષ્ટ કરવા સારૂ કાર્યોપયોગી **બૌદ્ધ** મતને પ્રવર્ત્તાવ્યો. એટલું કામ કરીને **શ્રીકૃષ્ણ** પાછા સ્વધામમાં પધાર્યા પછી **બૌદ્ધમતને** અનુસરનારા લોકોએ નાસ્તિક પાખાંડ મતનો બહુ પ્રચાર કર્યો અને બૌધમતના જેવાજ જૈન તથા **ચાર્વાક** આદિના મતો પણ પૃથ્વી ઉપર વ્યાપ્ત થઇ ગયા. આમ થતાં **દૈવી** સૃષ્ટિના સઘળા જીવો પણ નાસ્તિક મતમાં ભળવા લાગતાં અને શ્રૌતસ્માર્ત્ત ધર્મોનો લોપ થતાં **શ્રીકૃષ્ણ** ભગવાને પોતાના વચનનું સ્મરણ કર્યું કે **યદાયદાહિધર્મસ્યગ્લાનિર્ભવતિભારત ॥ અભ્યુત્થાનમધર્મસ્યતદાત્માનંસૃજામ્યહમ્** ॥ (હે અર્જુન! જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થાય છે અને અધર્મનો ઉદય થાય છે ત્યારે ત્યારે હું અવતાર ધરૂં છું.) એ વચનનું સ્મરણ કરી નાસ્તિક મતરુપી અંધકારને મટાડ્યાને વાસ્તે તથા ભગવદ્ધર્મોનો પ્રકાશ કરવાને વાસ્તે **શ્રીકૃષ્ણે** પોતાના સુદર્શન ચક્રને પૃથ્વી ઉપર મોકલ્યું તે **નિંબાચાર્ય** થયા. વળી **શ્રીકૃષ્ણે** વિચાર કર્યો કે " નાસ્તિક મતના ખંડનમાં ન્યાયશાસ્ત્રનો અને પૂર્વમીમાંસાનો પણ ખપ છે." આવા વિચારથી સૂર્યને અને બ્રહ્માને પણ પૃથ્વી ઉપર મોકલ્યા તેથી સૂર્ય **સુરેશ્વરા-**

---

૧ વિષ્ણુના સહસ્ર નામ ઉપર શંકરાચાર્યે ભાષ્ય પણ કર્યું છે.

ચાર્ય થયા અને **બ્રહ્મદેવ** પ્રબોધાચાર્ય થયા. એ ન્યાયનાં તથા પૂર્વમીમાંસાના બે આચાર્યોએ **નાસ્તિક** મતનું ખંડન કર્યું અને **નિંબાચાર્યે** ભેદાભેદ મત પ્રવર્ત્તાવીને ભગવદ્ધર્મનો પ્રચાર કર્યો પણ **માયાવાદનું** જેવું જોઇએ તેવું ખંડન ન થયું અને વેદશાસ્ત્રોના અર્થની યથાર્થ યોજના થઇ નહી. આ કારણથી વળી **શ્રીકૃષ્ણે** વેદવ્યાસને પૃથ્વી ઉપર મોકલ્યા તે **વિષ્ણુસ્વામીરૂપે** અવતરયા. ભવિષ્યપુરાણમાં કહ્યું છે કે **भविताद्राविडेदेशेविष्णुस्वामीमहान्द्विजः ॥** ( **વેદવ્યાસ** દ્રાવિડ દેશમાં વિષ્ણુસ્વામી નામના ઉત્તમ બ્રાહ્મણરૂપે અવતરશે. ),, એ વિષ્ણુસ્વામીએ વેદ, શાસ્ત્ર તથા પુરાણ આદિમાં જ્યાં જ્યાં માયાવાદનો આભાસ પડતો ત્યાં ત્યાં તે પ્રકરણોના અર્થની યથાર્થ યોજના કરી શુદ્ધબ્રહ્મવાદનું સ્થાપન કરીને સેવ્ય-સેવક ભાવરૂપ મુખ્ય ભગવદ્ધર્મને પ્રવૃત્ત કરયો.

આ સઘળી કૃતિનું **શ્રીમહાદેવજીથી** સહન નહી થતા મહાદેવજીએ દશરથ રાજાના પુત્ર **શ્રીરામચંદ્રજીની** પાસે જઇ કહ્યું કે " મેં તો આપની આજ્ઞાથી પૃથ્વી ઉપર માયાવાદ પ્રવૃત્ત કરયો હતો પણ તે હમણાં પૃથ્વી ઉપરથી ઉછિન્ન થઇ ગયો, હવે મારે શું કરવું. " **સદાશિવનાં** એ વચન સાંભળી શ્રીરામચંદ્રજી વિચાર કરવા લાગ્યા તેટલામાં **હનુમાનજી** કે જે **રામચંદ્રજીની** સેવા કરતા હતા તેમણે મહાદેવજીને કહ્યું કે " તમે માયાવાદનો આગ્રહ રાખો છો તેથી હું તમને પણ માયાવી સમજું છું. તમારા માયાવાદમાં સ્વામીની સેવા કપટ ભરેલી છે અને અમે તો નિષ્કપટ ભાવથી સ્વામીની સેવા કરીએ છીએ. " **હનુમાનજીનાં** એ વચનો સાંભળી **મહાદેવજીએ** ક્રોધ ચઢાવીને કહ્યું કે તમે મારો તિરસ્કાર કરયો માટે હું હવે પોતે પૃથ્વીપર પ્રકટ થઇને તમારા સેવ્યસેવકભાવને મટાડી નાખીશ અને માયાવાદને ફરીવાર પ્રવર્ત્તાવીશ. " આ પ્રમાણે બોલીને **શ્રીમહાદેવજીએ** અંશાવતાર ધરયો તે **શંકરાચાર્ય** થયા. આ વિષયમાં નીચે લખેલું પદ્મપુરાણનું વચન પ્રમાણ છે. **मायावादमसच्छास्त्रंप्रच्छन्नंबौद्धमुच्यते मयैवकथितंदेविकलौब्राह्मणरूपिणा ॥** ( હે **પાર્વતી** ! જે માયાવાદના ગ્રંથો છે તેઓ દુષ્ટશાસ્ત્ર છે અને ગુપ્ત રીતે બૌધમતને અનુસરતા છે એમ કહેવાય છે. મેંજ ( શિવેજ ) કળીયુગમાં બ્રાહ્મણનું રૂપ ધરીને એ ગ્રંથો કહેલા છે. ) એ **શંકરાચાર્યે** ભાષ્ય આદિ માયાવાદના ગ્રંથોમાં વેદની શ્રુતિઓના અર્થોને માયાવાદપર લગાવી દઇ સેવ્યસેવક ભાવનું નિરાકાર કરીને સર્વે લોકોને મોહિત કરી નાખ્યા. એ જોઇ તે વાત **હનુમાનજીથી** સહન નહી થઇ શકતાં હનુમાનજી પોતે **શંકરાચાર્યની** હયાતીના સમયમાંજ

**શ્રીરામચંદ્રજીની** આજ્ઞા લઇ પૃથ્વીપર પ્રકટ થયા તે માધ્વાચાર્ય થયા. એ **માધ્વાચાર્યે** માયાવાદનું સ્વરૂપ જાણવાની ઇચ્છાથી પોતાનું સ્વરૂપ છુપાવી એકદંડિ સંન્યાસીનો વેષ લઇ શંકરાચાર્યની પાસે માયાવાદના શાસ્ત્રોનો અભ્યાસ કરવા લાગ્યા. અભ્યાસ કરતાં કરતાં ઘણો કાળ વ્યતીત થઇ ગયો ત્યારે **શ્રીરામચંદ્રજીએ** પોતાના નાહાના ભાઇ **લક્ષ્મણજીને** કહ્યું કે " તમે પૃથ્વીપર જઇને જુવો કે શંકરાચાર્ય અને **માધ્વાચાર્ય** પરસ્પરમાં શું કરે છે. " એ પ્રમાણે **શ્રીરામચંદ્રજીની** આજ્ઞાથી લક્ષ્મણજી પૃથ્વીમાં અવતરયા તે શ્રી **રામાનુજાચાર્ય** કેહેવાયા. એમને પણ એમના પિતાએ વિદ્યાધ્યયનને વાસ્તે **શંકરાચાર્યની** પાસે મોકલતાં તે ત્યાં જઇને વિદ્યાભ્યાસ કરવા લાગ્યા. એક દિવસે **શંકરાચાર્ય** પ્રસન્ન થઇ શ્રીરામાનુજાચાર્યને પોતાનો વાંસો ખંજોરવાની સેવા બતાવતાં **શ્રીરામાનુજાચાર્ય** તેમનો વાંસો ખંજોરવા લાગ્યા. વાંસો ખંજોરતાં ખંજોરતાં પાછળથી જોવામાં આવ્યું કે " **શંકરાચાર્ય** આ સમયમાં વેદની શ્રુતિઓના અર્થને માયાવાદમાં લાગુ પાડે છે અને તેમાં સેવ્યસેવકભાવનું ખંડન કરે છે. " એ કૃતિ જોઇ શ્રીરામાનુજાચાર્ય કંપાયમાન થઇ ક્રોધાવિષ્ટ થતાં તેમના નેત્રમાંથી ઉનાં આંસુના છાંટા શંકરાચાર્યનાં વાંસા ઉપર પડયા. એ પડતાં **શંકરાચાર્યે** પાછળ ફરીને જોયું ત્યાં **રામાનુજાચાર્યનું** શરીર શેષનાગરૂપ જોવામાં આવ્યું. શંકરાચાર્યને જણાવ્યું કે ' આમાં કાંઇક કારણ છે ' તેટલીવારમાં માધ્વાચાર્ય કે જે શિષ્યભાવથી રહ્યા હતા તેમનું સ્વરૂપ પણ જાણવામાં આવ્યું. ' આ લોકથી સેવ્યસેવકભાવની હાનિનું સહન થયું નથી તેથી બન્ને જણા પૃથ્વીપર આવ્યા છે ' એવો વિચાર કરી શંકરાચાર્યે તેઓને કહ્યું કે " મારે જે કરવાનું હતું તે મેં મારી ઇચ્છા પ્રમાણે કરી લીધું છે, હવે તમો બન્ને જણા જે કાંઈ તમારે કર્તવ્ય હોય તે ભલે કરો. " એટલું બોલી શંકરાચાર્ય તે સમયેજ પૃથ્વીપરથી અંતર્દ્ધાન થઇ ગયાં. આ કથા **મહાદેવ** સંહિતામાં તથા પુરાણાંતરોમાં પણ સ્પષ્ટ રીતે લખેલી છે. **શંકરાચાર્ય** અંતર્દ્ધાન થયા પછી રામાનુજાચાર્યે માધ્વાચાર્યને કહ્યું કે " આપણે બન્નેજણા કાર્યને વાસ્તે અહીં આવ્યા છીએ તો તે કામ તુરત કરી લઇને આપણે શીઘ્ર **શ્રીરામચંદ્રજીની** પાસે જવું છે પરંતુ તેમાં એક વાત વિચારવાની છે કે અમારો અને તમારો અભિપ્રાય એકજ છે પણ મતભેદ કરયા વિના આચાર્યપદવી નહી થઇ શકે અને આચાર્યપદવી ન થાય તો પૃથ્વીપર આપણું આવવું નિષ્ફળ છે. " એ વાત સાંભળી માધ્વાચાર્યે **શ્રીરામચંદ્રજીનું** ધ્યાન કરતાં **શ્રીરામચંદ્રજીએ** પોતે ત્યાં પ્ર-

કટ દર્શન દઇને કહ્યું કે "તમને પૃથ્વી ઉપર આવ્યાને ઘણો કાળ વીતી ગયો, તમારો વિયોગ મારાથી સહન થતો નથી, તમે વાર કેમ લગાડી. **માધ્વાચાર્યે** કહ્યું કે "માયાવાદરૂપ દુઃસંગ લાગવાથી આપનું વિસ્મરણ થયું હતું તે હમણાં **રામાનુજાચાર્યના** સત્સંગથી મટીને પાછું સ્મરણ પ્રાપ્ત થયું છે." એ સાંભળી **શ્રીરામચંદ્રજીએ** આજ્ઞા કરી કે "હવે તમારૂં કામ તુરત પોહોચી લઇને અમારી પાસે આવો." **માધ્વાચાર્યે** વિનંતિ કરી કે "બહુ ઠીક. પરંતુ અમો બન્નેનો અભિપ્રાય તો એકજ છે માટે મતભેદ કેમ થાય અને મતભેદવિના આચાર્યપદવી કેમ પ્રાપ્ત થાય?" એ સાંભળી 'તમો કોઇ યુક્તિ ગોઠવીને મતભેદ કરો' એવી આજ્ઞા દઇને **શ્રીરામચંદ્રજી** અંતર્દ્ધાન થઇ ગયા અને તે પછી **શંકરાચાર્યના મ**ણિમાન આદિ શિષ્યોની સાથે માધ્વાચાર્યને વાદયુદ્ધ ચાલ્યું. **માધ્વાચાર્ય** અને મણિમાન બન્નેજણા વાદયુદ્ધમાં બહુ પ્રવીણ હતા તેથી જેમ પૂર્વે **ભીમસેનને** અને **દુર્યોધનને** ગદાયુદ્ધ ચાલ્યું હતું તેવુંજ પ્રબળ વાદયુદ્ધ ચાલવા લાગ્યું. જેમ **દુર્યોધન** ભગવદ્દ્વેષી હતો તેમ અહી મણિમાન ભગવદ્દ્વેષી હતો અને જેમ **ભીમસેન** ભગવત્કૃપાનું પાત્ર હતો તેમ અહીંયાં **માધ્વાચાર્ય** ભગવતકૃપાનું પાત્ર હતા. મણિમાન અદ્વૈતમતનું પ્રતિપાદન કરતો હતો અને માધ્વાચાર્ય દ્વૈતમતનું ત્રતિપાદન કરતા હતાં. એઓમાં કોઇનો પણ જય કે પરાજય થતો ન હતો ત્યારે રામાનુજાચાર્યે વચમાં પડીને **મણિમાનને** કહ્યું કે "તમે અદ્વૈતને સત્ય કહો છો તે પણ અમો સ્વીકારીએ છીએ" અને **માધ્વાચાર્યને** કહ્યું કે "તમે દ્વૈતને સત્ય કહો છો તે પણ અમો પ્રમાણપૂર્વક સ્વીકારીએ છીએ. તમારા બન્નેના વાદને પ્રમાણ માની અમે **વિશિષ્ટાદ્વૈતમતના** પ્રવૃત્તિ કરશું." એ સાંભળી **શંકરાચાર્યના** શિષ્યો બોલ્યા કે "તમે બે વાત બોલો છો માટે તમારે બે જીભ છે કે શું?" **રામાનુજાચાર્યે** એ વાતને પણ સત્ય કરવા સારૂ પોતાના શેષસ્વરૂપમાં બે જીભ દેખાડી દીધી અને એ પ્રમાણે બન્નેના યુદ્ધને બંધ પાડી પોતાનો **વિશિષ્ટાદ્વૈતમત** પ્રકાશિત કરયો એ પ્રાચીન આખ્યાયિકા છે. આ પ્રમાણે થતાં પણ માયાવાદનું ખંડન થઇને સર્વ વેદસંમત શુદ્ધદ્વૈતનો પ્રકાશ થયો ન હતો તેથી તે પ્રકાશ કરવા સારૂ પ્રભુએ **શ્રીવલ્લભાચાર્યનો** અવતાર ધરચો અને તે ધરીને શુદ્ધાદ્વૈતમતનો સંપૂર્ણ રીતે પ્રકાશ કરયો.

**ઇતિ શ્રીવલ્લભ દિગ્વિજયમાં પ્રાચીન પ્રસ્તાવ**
**પ્રકરણ સંપૂર્ણ.**

# अथपृथ्वीपरिक्रमणप्रकरणप्रारंभः

શ્રી મહાપ્રભુજી કૃષ્ણદેવરાજાના આગ્રહ ઉપરથી કેટલાક દિવસ સુધી વિદ્યાનગરમાં ( વિજયનગરમાં ) બીરાજ્યા હતા. ત્યાં તેમણે **વ્યાસસુત્ર** ઉપર અણુંભાષ્ય અને સ્વમાર્ગીય નિબંધ આદિ અનેક ગ્રંથો પ્રકટ કરીને **પુષ્ટિભક્તિ** માર્ગનો પ્રકાશ કર્યો. પછી પોતાને વિચાર ઉત્પન્ન થયો કે " જે કાર્યો કરવા સારૂં પૃથ્વી પર આવવું થયું છે તે કાર્યો સિદ્ધ થઇ ચુકયાં પણ હજુ તેઓમાંના બે કાર્યો અવશેષ છે. એકતો ભગવદ્વિયોગના રસનો અનુભવ કરવો બાકી છે અને બીજો **શુદ્ધભક્તિમાર્ગી** દૈવી જીવોને શરણે લઇને તેઓનો ઉદ્ધાર કરવો બાકી છે. " આ સ્થળમાં કોઇને શંકા ઉત્પન્ન થશે કે " જો **શ્રીમહાપ્રભુજી શ્રીકૃષ્ણનોજ** અવતાર હોય તો તેમને શ્રીકૃષ્ણના વિયોગરસનો અનુભવ કરવાની ઇચ્છા કેમ થાય. " આનુ સમાધાન—શ્રીકૃષ્ણ પોતે વિરૂદ્ધ ધર્મોના આશ્રય છે અને સર્વ રસોના ભોકતા છે તેથી એવો વિચાર પણ થયો કે " જેમ ભક્તજનો ભજનાનંદનો અનુભવ કરતાં સંયોગ વિયોગ આદિ રસનો અનુભવ કરે છે તેમ હું પણ **सर्वरसः** એ શ્રુતિ પ્રમાણે સર્વ રસોનો ભોકતા છું માટે તે શ્રુતિના અર્થને સિદ્ધ કરવા સારૂ મારે પણ વિયોગરસનો અનુભવ કરવો. અને તે અનુભવ કરવાથી **अतप्ततनूः** એ શ્રુતિના અર્થનો પ્રકાશ થશે, દૈવી જીવોનો ઉદ્ધાર કરવો અવશ્ય છે તે પણ થશે અને તેના પેટામાં દેશ દેશાંતર **માયાવાદીઓને** પરાસ્ત કરવા છે તે કામ થશે અને તીર્થોને માન દેવું છે તે કામ પણ થશે. એવી ધારણાથી **શ્રીમહાપ્રભુજીએ** પૃથ્વીનું પરિક્રમણ કરવાને દૃઢ સંકલ્પ કર્યો. પુત્રનો એ સંકલ્પ જાણીને માતાજી **ઇલમાગારૂજીએ** કહ્યું કે " પુત્ર! તમે હવે બ્રહ્મચર્ય છોડીને સમાવર્ત્તન કરો, હવે તમારો વિવાહ કરવો છે. " માતાજીનાં વચન સાંભળી **શ્રીમહાપ્રભુજીએ** કહ્યું કે ' હું હમણાં સમાવર્ત્તન નહી કરૂં મારે બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય રાખી એકલાએ ત્રણ વાર પૃથ્વીની પ્રદક્ષિણા કરવી છે. " એ પ્રમાણે પુત્રનાં વચન સાંભળી માતાજીના મનમાં બહુ ખેદ થયો પણ **શ્રીમહાપ્રભુજીએ** અનેક પ્રકારોથી તે ખેદનું સમાધાન કરી પૃથ્વી પરિક્રમ કરવા વિષેમાતાજીની આજ્ઞા લીધી. તેમને પોતાના મામા અટલે તેમના ભાઇ વિદ્યાભૂષણને ઘેર રાખ્યાં અને તેમની સેવા સારૂ ચાકરનોકર પણ યોગ્યરીતે રાખ્યા. પછી પોતાનો સર્વ આડંબર તથા સરસામાન છોડી દઇ **દામોદ-**

**રદાસ** હરસાણી તથા **કૃષ્ણદાસ** મેઘન વગેરે પોતાના કૃપાપાત્ર અને કામકાજના ઉપયોગી પાંચ સેવકોને સાથે લઇ સંવત્ ૧૫૪૮ ના વૈશાખ વદ ૨ ને રોહિણી નક્ષત્રમાં વૈષ્ણવ ધર્મને વૃદ્ધિ પમાડવાને પૃથ્વી પ્રદક્ષણા કરવા નિકળ્યા. ત્યારે તેમની ૧૩ વર્ષની વય હતી. આચાર્ય ધર્મ પ્રમાણે શીવેલા વસ્ત્ર ન પહેરતા, તેથી ઉપરણો ઓઢીને બ્રહ્મચારી સ્વરૂપે દંડ, કમંડળ, તથા પાદુકા ધારણ કરીને શુભમુહુર્ત્તમાં માતાજીની પાસેથી વિદાય થયા. એ સમયે માતાજીએ ગદ્‌ગદ્‌કંઠ થઇને આશિર્વાદ આપ્યો કે "હે પુત્ર! તમે મનથી, વાણીથી તથા ક્રિયાથી જે ધર્મને પાળો છો તે ધર્મ સર્વ અંગોનાં કવચ જેવા થઇને તમારી રક્ષા કરજો." એ આશિર્વાદ માથે ચડાવી **શ્રીમહાપ્રભુજી** વિજયનગરથી ચાલ્યા **વિઠ્ઠલનાથજીના** ગામમાં (પંઢરપુરમાં આવ્યા ત્યાં **શ્રીવિઠ્ઠલનાથજી** પોતાના મંદિરથી પધારીને શ્રીમહાપ્રભુજીને માર્ગમાં મળ્યા. **શ્રીમહાપ્રભુજીએ** કહ્યું કે "આપે આટલો પરિશ્રમ શા માટે લીધો, હું તો આપનાં દર્શનને વાસ્તે અહીં આવ્યો છું તે મંદિરમાં આવતોજ હતો." **શ્રીવિઠ્ઠલનાથજીએ** ઉત્તર આપ્યો કે "મિત્રની સામે જઇને તેડી આવવાનો મિત્રનો ધર્મજ છે." આ પ્રમાણે વાત કરીને **વિઠ્ઠલનાથજી** પાછા પોતાના મંદિરમાં મૂર્ત્તિનિષ્ટ થયા ત્યારે **શ્રીમહાપ્રભુજીએ** મંદિરમાં જઇ તેમનાં દર્શન, આલિંગન અને પૂજન યથાવિધિ કર્યાં. **શ્રીમહાપ્રભુજી** પાંચ સાત દિવસ ત્યાં બીરાજ્યા અને પેલી સાત સોનામોહોર કે જે **કૃષ્ણ** દેવરાજાના થાળમાંથી પોતે લીધી હતી તેનાં નેપુર ઘડાવીને **શ્રીવિઠ્ઠલનાજીને** ધરાવ્યાં. એક દિવસે **શ્રીવિઠ્ઠલનાથજીએ** આજ્ઞા કરી કે "તમે તુરત વિવાહ કરો અમે તમારે ઘેર પ્રકટ થઇને પુષ્ટિભક્તિના રસનો અનુભવ કરશું, અને પુષ્ટિભક્તિનો બહુ પ્રચાર કરશું. પૃથ્વીમાં તમારો વંશ ઘણા કાળ સુધી રેહેશે," એ વચન સાંભળી **શ્રીમહાપ્રભુજીએ** ઉત્તર આપ્યો કે "અમારી ઇચ્છા તો નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાની હતી પરંતુ હવે ભગવદાજ્ઞાનું ઉલ્લંઘન થઇ શકે નહી તેથી, ત્રણવાર પૃથ્વી ક્રમણ કરવાનો જે સંકલ્પ છે તેને પુરો કરીને પછી ગૃહસ્થાશ્રમ કરશું." **શ્રીમહાપ્રભુજી** એ પ્રમાણે વચનથી બધાઈ **શ્રીવિઠ્ઠલનાથજીની** આજ્ઞા લઇ **પૃથુદક** નામના તીર્થ ઉપર આવ્યા અને ત્યાં યથાવિધિ સંકલ્પ કરીને પૃથ્વીપરિક્રમામાં પધાર્યા. એ પરિક્રમામાં પૃથ્વી ઉપર જે જે મુખ્ય તીર્થોનાં સ્થળ છે અને મુખ્ય ભગવદ્ધામ છે ત્યાં ત્યાં ત્રણ દિવસ અથવા સાત દિવસ બીરાજી ને **શ્રીમદ્‌ભાગવતની** એક એક પારાયણ કરી, સર્વ સ્થળોમાં દૈવીજીવોને પોતાને શરણે લીધા, સર્વ સ્થળોમાં

વાદીઓને પરાસ્ત કર્યા અને સર્વ સ્થળોમાં અનેક પ્રકારનો વિચિત્ર ચરિત્ર દેખાડયા. એવી રીતે શોભા સહિત ત્રણવાર પૃથ્વીપરિક્રમણ કર્યું તેમાં પોતાની સાથે **વાસુદેવદાસ** તથા **દામોદરદાસ** **હરસાની, પ્રભુદાસ-જલોટા, કૃષ્ણદાસમેઘન** અને કાશ્મીરી **માધવભટ્ટ** એ પાંચ સેવકો હતા. એ પાંચમાં પેહેલા ચાર ક્ષત્રિય હતા અને છેલો બ્રાહ્મણ હતો. એ **માધવભટ્ટના** નિંબાર્કના મતને અનુસરનારા કેશવભટ્ટનો ભાઇ હતો કે જે **કેશવભટ્ટના** કરેલા ક્રમદીપિકા આદિ ગ્રંથો પ્રસિધ્ધ છે. પોતાની સાથે પાંચ સેવકો રાખ્યા હતા તેનું કારણ એ હતું કે તેઓ પોતાના ઐશ્વર્ય આદિ છ ધર્મોના પાંચ ધર્મોને સૂચવનારા હતા.

પ્રભૂના ઐશ્વર્ય આદિ છ લક્ષણોની કારિકાઓ કે જેઓ શ્રી મહાપ્રભુજીએ પોતે કરેલી સુબોધીની નામની શ્રી ભાગવતની ટીકામાં દશમસ્કધના વેણુગીત ઉપર લખી છે તેઓનો અર્થ, ઉપર કહેલા પાંચ સેવકોમાં પણ જોડવાને વાસ્તે આ ગ્રંથમાં તે કારિકાઓ અર્થ સહિત લખીએ છીએ.

### ઐશ્વર્ય ગુણની કારિકા.

**ईश्वरःपूज्यतेलोकेमूढैरपियदातदा ॥**
**निरुपाधिकमैश्वर्यंवर्णयंतिमनीषिणः ॥ १ ॥**

( જ્યારે જગતમાં મૂઢ લોકો પણ ઇશ્વરની પૂજા કરે ત્યારે તે ઇશ્વરના સાચા ઐશ્વર્યનું વિદ્વાનો વર્ણન કરે છે. ) **શ્રીમહાપ્રભુજીની** સાથે જે **વાસુદેવદાસ** હતો તે મહા મૂઢ અને ભાર ઉપાડનાર હતો. શ્રીમહાપ્રભુજીની સાથેના સઘળા સામાનને એ એકલોજ માથાપર ઉપાડીને ચાલતો હતો તેથી એને સર્વે લોકો છકડો કેહેતા હતા. એ વાસુદેવદાસ સ્નાન, સંધ્યા, જપ કે પાઠ કાંઈ પણ જાણતો ન હતો. કેવળ **શ્રીમહાપ્રભુનેજ** પરમતત્વ સમજતો હતો. આવા મૂઢ માણસે પણ **શ્રીમહાપ્રભુજીની** સેવા કરી તેથી **શ્રીમહાપ્રભુજીમાં** ઐશ્વર્યગુણ સંપૂર્ણ હતો એ સિધ્ધ થાય છે.

### યશગુણની કારિકા.

**यशोयदिविमूढानांमत्यक्षासक्तिवारणात् ॥**
**स्वधर्मेयोजयेत्तेषुततोभवतिनान्यथा ॥ २ ॥**

( મૂઢ લોકોને પણ તેઓની વિષયોમાં આસક્તિ અટકાવીને સ્વધર્મમાં જોડે તો તેથીજ યશ થાય છે. એ જેવો યશ બીજા કોઈ પ્રકારથી થતો નથી. ) **શ્રીમહાપ્રભુજીની** સાથે દામોદરદાસ નામનો જે સેવક હતો તે પ્રથમ લૈકિક કાર્યોમાં બહુજ આસક્ત હતો. એક દિવસે પોતાના ઘરની

ખડકીમા બેઠો હતો ત્યાં માર્ગમાં **શ્રીમહાપ્રભુજીને** પધારતા જોઇ દર્શન કરતાંજ સ્વરૂપાસક્ત થઇ સઘળાં સ્ત્રીપુત્રાદિકને છોડી દઇને તુરત શરણે આવ્યો હતો અને સર્વે સેવકોમાં અગ્રણી થયો હતો. આ ઉપરથી **શ્રીમહાપ્રભુજીમાં** યશગુણ સંપૂર્ણ હતો એ સિદ્ધ થાય છે. ઉપર લખેલી કારિકાનો બીજો અર્થ પણ છે તે એ છે કે (પુરાણાદિકમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂપાર્થ જે પ્રસિદ્ધ છે તેઓમાં આસક્તિનું નિવારણ કરીને મૂઢ લોકોને ભગવદીય ચાર પુરૂક્ષાર્થમાં જોડવામાં આવે તો તેથી યશ થાય એવો યશ કોઇ બીજા પ્રકારથી થતો નથી. આમાં કહેલા ભગવદીય ચાર પુરૂપાર્થોનું નિરૂપણ **भक्तिमार्गेहरेर्दास्यंधर्मोर्थोहरिरेवच ॥ कामोहरिदिदृक्षाचमोक्षःकृष्णस्यसेवनम् ॥ २ ॥** એ કારિકામાં કર્યું છે એ કારિકાનો અર્થ એ છે કે (પુષ્ટિમાર્ગમાં શ્રીકૃષ્ણનું દાસપણું કરવું એજ ધર્મ છે, શ્રીકૃષ્ણજ અર્થ છે, **શ્રી**કૃષ્ણના દર્શનની ઇચ્છા એજ કામ છે અને શ્રીકૃષ્ણનું સેવન કરવું એજ મોક્ષ છે.) શ્રી મહાપ્રભુજીએ દામોદરદાસને એ પુરૂપાર્થોમાં પણ જોડ્યો હતો તેથી પણ શ્રી મહાપ્રભુજીમાં યશગુણ સંપૂર્ણ હતો એ સિદ્ધ થાય છે.

## શ્રી ગુણની કારિકા.

## श्रियोहिपरमाकाष्ठासेवकास्तादृशायदि ॥

(જો સેવકો પણ સ્વામિના જેવાજ હોય તો શ્રીગુણની પરમ અવધિ છે.) શ્રી મહાપ્રભુજીની સાથે પ્રભુદાસ નામનો જે સેવક હતો તે શ્રી મહાપ્રભુજી જેવોજ હતો. એક દિવસે ઉષ્ણકાળમાં શ્રી મહાપ્રભુજીએ પોતાના મનમાં વિચાર કર્યો કે 'આ સમયે ક્યાંથી દહી આવે તો શ્રી ઠાકોરજીને ભોગ ધરીએ.' **પ્રભુદાસ** શ્રી મહાપ્રભુજીના મનની વાત જાણીને તુરતજ એક ગોવાલણના ઘરથી શુદ્ધ દહી લઇ આવ્યો. અને એ ગોવાલણે દહીના મુલ્યમાં મુક્તિ માગતાં તેને મુક્તિ પણ આપતો આવ્યો. આ પ્રમાણે અંતર્યામિપણું અને મુક્તિદેનારપણું શ્રી મહાપ્રભુજીના સેવકમાં પણ હતું તેથી શ્રી મહાપ્રભુજીમાં શ્રીગુણ સંપૂર્ણ હતો એ સિદ્ધ થાય છે.

## જ્ઞાનગુણીની કારિકા.

## ज्ञानोत्कर्षस्तदैवस्यात्स्वभाववं जयीभवेत् ॥ ३ ॥

(જ્યારે ભક્ત લોકો પોતાના સ્વભાવને જીતે ત્યારે પ્રભુમાં જ્ઞાનગુણનો ઉત્કર્ષ જણાય છે.) શ્રી માહાપ્રભુજીની સાથે જે કાસ્મીરી બ્રાહ્મણ **માધવભટ્ટ** હતો તે પોતાના બ્રાહ્મણપણાના અભિમાનને છોડીને તથા ઇ-

ન્દ્રિયોના વિષયાસક્તિરૂપ સ્વભાવને જીતીને દાસભાવથી શ્રી મહાપ્રભુજીની સેવા કરતો હતો તથા શ્રી મહાપ્રભુજી શ્રી ભાગવતની સુબોધિની ટીકા કરીને કહેતા હતા ત્યારે પંક્તિના અર્થને તથા ભાવને યથાર્થ સમજીને લખતો હતો તેથી શ્રી મહાપ્રભુજીમાં જ્ઞાનગુણ સંપૂર્ણ હતો એ સિદ્ધ થાય છે.

**વૈરાગ્ય ગુણની કારિકા.**

**हरेश्चरणयोःप्रीतिःस्वसर्वस्वनिवेदनात् ॥**
**उत्कर्षश्चापिवैराग्येहरेरपिहरिर्यदि ॥ ४ ॥**

( પોતાની પાસે ઇંદ્રના ઈંદ્ર જેવી સમૃદ્ધિ હોય તો પણ પોતાનું સર્વસ્વ નિવેદન કરી ભગવાનના ચરણમાંજ પ્રીતિ રાખે એવા ભક્તો હોવાથી પ્રભુમાં વૈરાગ્યનો ઉત્કર્ષ જણાય છે. ) શ્રીમહાપ્રભુજીની સાથે જે **કૃષ્ણદાસ** હતો તેને શ્રી મહાપ્રભુજીમાં એવીજ અસાધારણ પ્રીતિ હતી. પૃથ્વીપરિક્રમામાં એક દિવસે શ્રીઅંગમાં કાંઇક ખેદ થવાથી શ્રીમહાપ્રભુજી કાંઇ આરોગ્યા નહી હતા અને રાતે આરોગવાની કાંઇક ઇચ્છા થઇ તે સમયે **કૃષ્ણદાસે** નદી તરીને સામે કાંઠેથી ધાન લાવી તેના મરમરા બનાવીને શ્રી મહાપ્રભુજીને આરોગાવ્યા હતા. એક દિવસે માર્ગમાં જતાં પર્વતમાંથી શિલા ટુટી તેને **કૃષ્ણદાસે** હાથથી ઝાલી રાખીને, શ્રી મહાપ્રભુજી પધારી ગયા પછી નીચે પાડી હતી. એ ઉપરથી શ્રી મહાપ્રભુજીમાં વૈરાગ્યગુણ સંપૂર્ણ હતો એ સિદ્ધ થાય છે. એ પાંચે સેવકોની એવી વાતો ચોરાશી વૈષ્ણવોની વાર્તાના ગ્રંથમાં સ્ફુટ છે.

**૭ ધર્મોમાં એક વીર્યગુણ રહ્યો તેની કારિકા.**

**वीर्यंदेवेषुतत्रापिस्त्रीषुतत्रापिकामतः ॥**
**सान्निध्येपुरुषाणांचतेनततोमहत् ॥ ५ ॥**

( શ્રીકૃષ્ણનાં વેણુનાદ અને રાસોત્સવ આદિ ચરિત્રો જોઇને દેવતાઓ મૂર્છિત થઈ ગયા, તેઓમાં પણ તેઓની સ્ત્રીઓ મૂર્છિત થઇ ગઇ, તેમાં વળી કામદેવથી મૂર્છિત થઇ ગઇ અને તેમાં વળી પતિઓ પાસે છતાં પણ મૂર્છિત થઇ ગઇ તેથી શ્રીકૃષ્ણમાં વીર્યગુણનો ઉતકર્ષ જણાય છે. ) શ્રીમહાપ્રભુજીનાં ચરિત્ર જોઇ પૃથ્વીના દેવ બ્રાહ્મણો મોહિત થયા હતા અને તેઓમાં પંડિત લોકોની વાણીરૂપ સ્ત્રીઓ મોહિત થઇ ગઇ હતી તેથી શ્રી મહાપ્રભુજીમાં વીર્યગુણ સંપૂર્ણ હતો એ સિદ્ધ થાય છે.

શ્રીમહાપ્રભુજીએ પૃથ્વીપર બીરાજીને જે જે કાર્ય કર્યાં હતાં તે સઘળાં નિજવાર્તાના ગ્રંથમાં અને ચોરાશી વૈષ્ણવોની વાર્તાના ગ્રંથમા પ-

સિદ્ધ છે. તેઓમાં જે જે કાર્યો આ ગ્રંથમાં ઉપયોગી જણાય છે તે હવે લખીએ છીએ.

શ્રી મહાપ્રભુજી પૃથ્વીપરિક્રમણ કરતાં કરતાં જ્યારે પુરૂષોત્તમ ક્ષેત્ર એટલે શ્રીજગન્નાથ ધામમાં પધારતા હતા ત્યારે એમને માર્ગમા શ્રીકૃષ્ણચૈતન્ય નામના આચાર્યનો મિલાપ થયો. **શ્રીકૃષ્ણચૈતન્યની** સાથે શ્રી મહાપ્રભુજીને સ્નેહ ઘણો હતો તેથી **શ્રીકૃષ્ણ** ચૈતન્યે સ્નેહની રીતિથી હાસ્યપ્રસંગમાં શ્રી મહાપ્રભુજીને કહ્યુ કે "આપનો માર્ગ તો પુષ્ટિરૂપ છે તે છતાં આપના સેવકો દુર્બળ કેમ છે?" શ્રી મહાપ્રભુજીએ ઉત્તર આપ્યો કે "અમારા માર્ગમાં દુર્બળપણુએ વિરૂદ્ધ ધર્માશ્રયપણાને જણાવે છે. અમારો માર્ગ વિયોગરૂપ તાપના કલેશથી પુષ્ટ છે તેથી અમારા માર્ગમાં જે આવે છે તે દુર્બળ થઇ જાય છે. તેમ તમારા માર્ગમાં રસ પ્રકટ રાખ્યો છે તેથી ભક્તોને સંયોગમાં પણ વિયોગ રહે છે." એ વાત સાંભળી તે વિષયમાં કૃષ્ણચૈતન્ય કાંઇ બોલ્યો નહી. વળી કૃષ્ણચૈતન્યે કહ્યું કે "અમારા માર્ગમાં તો નિત્ય એક લાખ ભગવન્નામ લેવાનો આગ્રહ રાખ્યો છે." એ સાંભળી શ્રી મહાપ્રભુજીએ કહ્યું કે "અમારા માર્ગમાં તો એવો આગ્રહ છે કે એક ક્ષણમાત્ર પણ ભગવન્નામનું વિસ્મરણ થાય તો તુરત આસુરી આવેશ થાય છે, તેથીજ અમે **નવરત્ન** નામનાં ગ્રંથમાં નિચે પ્રમાણે કહ્યું છે. **तस्मात्सर्वात्मनानित्यंश्रीकृष्ण:शरणंममावदद्भिरेवसततंस्थेयमित्येव मेमतिः** ॥ (એટલા માટે વૈષ્ણવોએ સર્વ ભાવથી 'નિત્ય શ્રીકૃષ્ણ મારૂ શરણ છે' એમ સર્વદા બોલ્યાજ કરવું જોઇએ એવો મારો નિશ્ચય છે.) વળી બીજા ગ્રંથમાં કહ્યું છે કે **साहानिस्तन्महाछिद्रंसाचांधजडमूकता ॥ यन्मुहूर्त्तक्षणंवापिवासुदेवंनाचिंतयेत्** ॥ (મુહુર્તમાત્ર કે ક્ષણમાત્ર પણ **વાસુદેવ**નું ચિંતન ન થાય તો તેજ હાની છે તેજ મોટું છિદ્ર છે અને તેજ આંધળા પણું, જડપણું તથા મુંગાપણું છે.") પછી શ્રીકૃષ્ણ ચૈતન્યે કહ્યું કે "અમે તો વનના માર્ગથી તુરત જઇને શ્રી જગન્નાથજીના દર્શન કરશું." શ્રી મહાપ્રભુજીએ કહ્યું કે "અમે તો વીકટ માર્ગમાં નહી ચાલીએ, કારણ કે કોઇ સમયે અમારે વાસ્તે પ્રભુને શ્રમ કરવો પડે." પછી શ્રી મહાપ્રભુજી તો સીધા માર્ગથી પૃથ્વી પરિક્રમણ કરતા કરતા શ્રી જગન્નાથ ક્ષેત્રમાં ગયા. શ્રીકૃષ્ણચૈતન્ય તો વનના માર્ગથી ચાલ્યા ત્યાં રસ્તામાં તેમને હાથીએ સુંઢવતે પકડી લેતા શ્રી જગન્નાથજીએ પોતાની ભુજા લાંબી કરીને બચાવ્યા. આ વૃત્તાંત શ્રી જગન્નાથ ક્ષેત્રમાં સાંભળવામાં આવતાં શ્રી મહાપ્રભુજીએ કે સ્વર્ગ કાંઇપણ ન હતું. સર્વે દેવતાઓ, સર્વે પિતૃઓ અને સર્વે મનુષ્યો

શ્રીકૃષ્ણચૈતન્યને કહ્યું કે "પ્રભુને એટલો પરિશ્રમ પડે એ અમારાથી સહન થાય નહી." એટલા માટે અમે એ રસ્તાથી આવ્યા નહિ. એ સાંભળી શ્રીકૃષ્ણચૈતન્ય લજ્જાઇ ગયા. એક દિવસે શ્રી મહાપ્રભુજી દર્શનને વાસ્તે શ્રી જગન્નાથજીના મંદિરમાં પધારી ઉભા ઉભા દર્શન કરતા હતા ત્યાં અકસ્માત્ મેઘની ગર્જના જેવો મોટો શબ્દ થયો, તેથી ભયને લીધે પંડ્યા આદિ જેટલાજણા મંદિરમાં હતા તેઓ સઘળા બાહાર નીકળી ગયા શ્રી મહાપ્રભુજી એકલાજ મંદિરમાં રહ્યા અને મંદિરના કમાડ પોતાની મેળે બંધ થઇ ગયાં. મંદિરની અંદર શ્રી જગન્નાથજીને અને શ્રી મહાપ્રભુજીને પરસ્પર વાતો થવા લાગી. શ્રી જગન્નાથજીએ કહ્યું કે 'તમે જે સેવાનો માર્ગ પ્રકટ કર્યો છે તે અમને બહુ પ્રિય છે માટે હવે તમે તમારા વંશદ્વારાએ સેવામાર્ગના પ્રચારનો વિસ્તાર કરો.' એ સાંભળી શ્રી મહાપ્રભુજીએ '**તથાસ્તુ**' કહ્યું. વળી શ્રી જગન્નાથજીએ કહ્યું કે "તમે જે કૃષ્ણપ્રેમામૃત, નામનો ગ્રંથ પ્રકટ કર્યો છે તે જાણવાની ઇચ્છા અમારા ભક્ત કૃષ્ણચૈતન્યને છે." શ્રી મહાપ્રભુજીએ ઉત્તર આપ્યો કે "શ્રીકૃષ્ણચૈતન્યની સાથે મારે પણ મિત્રતા છે માટે તેમને હું એ ગ્રંથ અવશ્ય આપીશ." વળી શ્રી જગન્નાથજીએ કહ્યુ કે "શ્રી જયદેવકૃત ગીતગોવિંદ કાવ્ય અમને બહુ પ્રિય છે માટે તેનો પ્રચાર તમારા સંપ્રદાયમા રાખો અને રીંગણાનું શાક અમને પ્રિય છે પણ તેનો તમે નિષેધ કર્યો છે તો હવે તેનો વિધિ કરીને તમારા ઠાકોરજીને ભોગ ધરતા જાઓ." આ બે વાત પણ શ્રી મહાપ્રભુજીએ સ્વીકારી લિધી. આટલી વાતચીત થયા પછી મંદિરના કમાડ ઉઘડી જતાં પંડ્યા વગેરે લોકો અંદર આવ્યાં અને તેઓ સર્વે એ ચમત્કારને તથા શ્રી મહાપ્રભુજીના પ્રભાવને જોઇ વિસ્મિત થઇને ધન્ય ધન્ય કેહેવા લાગ્યા. પછી શ્રીમહાપ્રભુજી પોતાને ઉતારે આવ્યા. બીજે દિવસે પોતે મંદિરમાં જઇને પોતાના હાથથી **શ્રીજગન્નાથજીને** શૃંગાર કર્યો અને મહાપૂજાનો મનોરથ કર્યો તે સમયે કૃપાપાત્ર લોકોને વેણુનાદ કરતાં **શ્રીજગન્નાથજીનાં** દર્શન થયાં. એ જગન્નાથપુરીનો **ભોજદેવ** નામનો રાજા હતો તેણે એક મહીના પેહેલાં ત્યાંનાં પંડિતોને, શ્રોતાસ્માર્ત્તોને તથા સર્વ સંપ્રદાયવાળાઓને એકઠા કરી સર્વને નીચે પ્રમાણે ચાર પ્રશ્ન પુછ્યાં હતાં. ૧ પરમાર્થના સાધનરૂપ એક મુખ્યશાસ્ત્ર કોણ છે, ૨ જેને પરબ્રહ્મ શબ્દ લાગુ પડે છે એવો સેવવા યોગ્ય દેવ કોણ છે? ૩ સંસારમાંથી તારનારનો એક મંત્રી કયો છે? ૪ મુખ્ય કર્મ કયું છે એ ચાર પ્રશ્નો સાંભળી સર્વ લોકો પોત પોતાને ગમતું કેહેતા હતા અને પરસ્પર વાદ

કરીને એક બીજાનું ખંડન કરતા હતા તેથી કલેશ થતો હતો અને રાજાના મનનું સમાધાન થતુ ન હતું. પછી રાજાએ શ્રીમહાપ્રભુજીને ત્યાં આવ્યા સાંભળ્યા અને તેમનો પ્રભાવ પણ સાંભળ્યો તે ઉપરથી રાજાએ શ્રીમહાપ્રભુજીની પાસે આવી સાષ્ટાંગ પ્રણામ કરીને સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું. એ સાંભળીને શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે "અમો વેદશાસ્ત્રની રીતિથી તમારા ચાર પ્રશ્નના ઉત્તર આપી સમાધાન કરશું માટે સઘળી સભા એકઠી કરીને ખબર કરો એટલે અમે ત્યાં આવીશું. એ ઉપરથી રાજાએ સઘળી સભા એકઠી કરી અને પોતે જાતે જઇ શ્રીમહાપ્રભુજીને ઉતારાથી પધરાવી આવીને તેમને ઉંચા સિંહાસન ઉપર બીરાજમાન કર્યા. એ સમયે શ્રીમહાપ્રભુજીએ સભાના પંડિતોની સાથે થોડી ચર્ચા કરીને જોઇ લીધું કે "આ સભામાં પ્રૌઢ પંડિત કોઇ નથી, સર્વે નિરર્થક જીકર કર્યા કરશે." તેથી શ્રીમહાપ્રભુજીએ સર્વેને કહ્યુ કે "કાંતો તમો સઘળા યથાર્થવાદ કરીને રાજાના મનનું સમાધાન કરો અને તેમ નહી તો જે શ્રીજગન્નાથજી લખી આપે તે વાતને તમો તથા રાજા પ્રમાણ કરો." શ્રીમહાપ્રભુજીનાં એ વચન સાંભળી સભામાં બેઠેલા સર્વે લોકો બોલ્યા કે "આપની સાથે વાદ કરવાનું અમારૂં સામર્થ્ય નથી માટે સર્વે શ્રીજગન્નાથજીના લખવાને પ્રમાણ માનીશું." એ ઉપરથીશ્રીમહાપ્રભુજીએ રાજાને કહ્યું કે "એક કાગળ તથા તેની સાથે શાહીનું ઠામ તથા લેખણ મંદિરમાં શ્રીજગન્નાથજીની પાસે મુકી કમાડ બંધ કરીને અમારી પાસે આવો." રાજાએ તે પ્રમાણેજ કરતાં શ્રીમહાપ્રભુજીએ થોડીવાર ખોભરી રાજાને પાછો મંદિરમાં મોકલી કાગળ મંગાવીને સભામાં બેઠેલા સર્વે લોકોને વંચાવ્યો. એ કાગળમાં શ્રીજગન્નાથજીએ નીચે પ્રમાણે એક શ્લોક લખ્યો હતો.

**एकंशास्त्रंदेवकीपुत्रगीतमेकोदेवोदेवकीपुत्रएव ॥**
**मंत्रोप्येकस्तस्यनामानियानिकर्माप्येकंतस्यदेवस्यसेवा १ ॥**

( શ્રીકૃષ્ણનાં વાક્યરૂપ જે શ્રીગીતાજી છે તેજ એક મુખ્ય શાસ્ત્ર છે. શ્રીકૃષ્ણજ એક મુખ્ય દેવ છે. શ્રીકૃષ્ણનાં જે નામો છે તેઓજ મુખ્ય મંત્ર છે અને શ્રીકૃષ્ણની સેવા એજ મુખ્ય ધર્મ છે.' એશ્લોક વાંચી તેને સર્વેએ પ્રમાણ માન્યો અને તે વિષે કોઇએ પણ ઉત્તર પ્રત્યુત્તર કર્યો નહી પરંતુ જે લોકો બહિર્મુખ હતા તે લોકોને એ વાત અસહ્ય થઇ પડતાં તેઓમાંના એક અધમ બ્રાહ્મણે શંકા કરી કે "શ્રીજગન્નાથજીને હાથતો છે નહી તે છતાં તેમણે લખ્યું કેમ ?" એ દુષ્ટનું વાક્ય સાંભળી શ્રીમહાપ્રભુજી ક્રોધપૂર્વક

બોલ્યા કે " શ્રીહસ્ત નથી ત્યારે ભોગ સામગ્રીને કેમ આરોગે છે માટે આ શંકાનો ઉત્તર પણ શ્રીજગન્નાથજીજ દેશે. " પછી પેહેલાની પેઠેજ ફરીવાર કર્યું ત્યાં કાગળમાં નીચે પ્રમાણે શ્લોક લખાઇ આવ્યો.

यःपुमान्पितरद्वेष्टितंविद्य दन्यरेतसम् ॥
यःपुमान्भगवद्वेषीतंविद्यादन्येरेतसम् ॥ २ ॥

(જે પુરૂષ પિતાનો દ્વેષ કરે તેને જારના વીર્યથી ઉત્પન્ન થએલો જાણવો અને જે પુરૂષ ભગવાનનો દ્વેષ કરે તેને પણ જારના વીર્યથી ઉત્પન્ન થએલો જાણવો) એશ્લોક જોઇ સભામાં બેઠેલા સર્વે લોકોએ તે વાતને સાચી કહી નિંદા કરનાર બ્રાહ્મણ નીચું જોઇ રહ્યો અને પછી રાજાએ તે પ્રમાણે ખાતરી કરી શિક્ષા કરીને તે બ્રાહ્મણને જાતિબહિષ્કૃત કરીદીધો. આ પ્રમાણે શ્રી મહાપ્રભુજી ભોજદેવ રાજાના મનનું નિસ્સંદેહ સમાધાન કરીને પાછા પોતાને ઉતારે પધારયા. પછી શ્રીમહાપ્રભુજીએ તે ક્ષેત્રના શકિત ઉપાસક જે અધમ બ્રાહ્મણો તથા પંડિતો ક્ષેત્રમાં ભૈરવીચક્ર કહેતા હતા તેઓની સાથે વાદ કરીને સર્વેને પરાસ્ત કર્યા અને ભગવત્પ્રસાદ માહાત્મ્નો વિસ્તાર કરયો. આ ઉપરથી દ્વૈષભાવ થતાં તે સર્વે બ્રાહ્મણોએ વિચાર કરયો કે "વૈષ્ણવ સંપ્રદાયમાં એકાદશીને દિવસે ઉપવાસ કરવાનો મોટો આગ્રહ છે અને આ વલ્લભાચાર્ય મહાપ્રસાદના માહાત્મ્યનું વર્ણન કરે છે કે 'જેસમયે મહાપ્રસાદ મળે તે સમયેજ જમી જવો' તો હવે આપણે આને એકાદશીને દિવસેજ પ્રસાદ દેશું. બે વાત માંથી એક વાત કરશે એટલે એના મતથીજ એને પરાસ્ત કરી દેશું " એવો વિચાર ગોઠવી રાખી, શ્રી મહાપ્રભુજી એકાદશીને દિવસે પ્રાતઃ કાળે જ્યારે દર્શન કરવા પધાર્યા ત્યારે તેઓમાંના એકે શ્રીમહાપ્રભુજીને મહાપ્રસાદ દીધો. શ્રી મહાપ્રભુજી તો એ મહાપ્રસાદને શ્રીહસ્તમા લઇ ગરૂડસ્તંભની પાસે ઉભા ઉભા તે મહાપ્રસાદની સ્તુતી કરવા લાગ્યા તથા મહાત્મ્યનું વર્ણન કરવા લાગ્યા તે બીજે દિવસ સૂર્યનાં કીરણ નીકળ્યાં ત્યારે તે મહાપ્રસાદને મુખમાં ધરી શ્રીજગન્નાથજીનાંદર્શન કરીને પાછા ઉતારે પધાર્યા. એ વાત જોઇને સર્વે લોકો ચકિત થઇ ગયા. જેમ સિંહની ગર્જનાના ત્રાસથી મૃગના સમૂહો ભાગી જાય તેમ શ્રીમહાપ્રભુજીના પ્રભાવના ચમત્કાર જોઇ ત્રાસને લીધે દુર્જન લોકો ભાગીજ ગયા.

**હવે પ્રસંગને લીધે મહાપ્રસાદનું મહાત્મ્ય લખીયે છીએ.**

**મહોપનિષદમાં કહ્યું છે કે**—નારાયણ એકજ હતા. બ્રહ્મા,પૃથ્વી

વિષ્ણુએ ખાધેલું ખાયછે, વિષ્ણુએ સુંઘેલું સુંઘેછે, વિષ્ણુએ પીધેલું પીએછે અને વિષ્ણુએ ચાખેલું ચાખેછે એટલા માટે વિદ્વાનોએ વિષ્ણુને જે નૈવેધ ધરાવ્યું હોય તે ખાવું જોઇએ.

**સારસંગ્રહમાં પદ્મપુરાણનાં વચન છે કે**-મોક્ષને ઇચ્છનારા મુનિઓએ વિષ્ણુના શુદ્ધ નૈવેદ્યનું ભક્ષણ કરવું. બીજા દેવનું નૈવેદ્ય ખાવામાં આવે તો ચાંદ્રાયણ કરવું જોઇએ. વિષ્ણુએ ધરેલી માળા શુદ્ધ છે અને પાપને હરનાર છે. જે માણસ એ માળાને માથે ચડાવે તે માણસ અનાયાસે વિષ્ણુને પામે છે. વિષ્ણુના નૈવેદ્યરૂપ તુળસી સહિત અન્નમાં વિષ્ણુનું ચરણામૃત નાખી જે માણસ વિષ્ણુની આગળ તે અન્નને જમે છે તેને કરોડો યજ્ઞ કર્યાનું પુણ્ય થાય છે. પૃથ્વીમાં જે માણસ વિષ્ણુને નિવેદન થએલા અન્નને જમે છે તે માણસ એવા ઉત્તમ સ્થાનને પામે છે કે જ્યાંથી પાછું ફરવું પડતું નથી.

**નારદી પુરાણમાં** કહ્યું છે કે—નારાયણનું નૈવેદ્ય જમવાથી બ્રહ્મહત્યાનો પણ નાશ થાય છે પણ જો તે નૈવેદ્યની કણિકા પણ ધરતીપર ફેંકી દેવામાં આવે તો બ્રહ્મહત્યાથી આઠ ગણું પાપ લાગે છે.

**એજ પુરાણમાં દાલ્ભ્યનું વચન છે કે**-વિષ્ણુનાં અન્નપાનાદિ પ્રસાદનું નિત્ય સેવન કરવાથી સઘળા પાપોનો નાશ થાય છે, સઘળાં પુણ્ય મળે છે, મુક્તિ મળે છે અને શુભ થાય છે. વૈષ્ણવે તો વિશેષેકરી વિષ્ણુનું નૈવેદ્ય જમવું જોઇએ. એ જમવાથી તુરતજ સો જન્મનાં પાપનો નાશ થાય છે.

**હરિતસ્મૃતિમાં કહ્યું છે કે**-બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસીઓએ ભગવાનના નૈવેદ્યરૂપ પવિત્ર ઉત્તમ અન્નને જમે છે.

**ભારદ્વાજસ્મૃતિમાં કહ્યું છે કે**-જે માણસ શ્રાદ્ધના કામમાં પિતૃઓને વિષ્ણુનુ નૈવેદ્ય ન આપે તેના પિતૃઓ તથા શ્રાદ્ધમાં બેસાડેલા બ્રાહ્મણો વિષ્ટાને અને મૂત્રને ખાય છે. વિષ્ણુને નિવેદિત કરેલું હવિ નિત્ય દેવતાઓને વાસ્તે હોમવું અને વિશેષે કરીને પિતૃઓને દેવું. એમ કરવાથી સઘળું અક્ષય થાય છે. વિષ્ણુને નિવેદન કરેલું અભક્તોને દેવું, પછી વૈશ્વદેવ કરવો અને પછી શ્રાદ્ધની ક્રિયા વગેરે કરવું.

**નારદ પંચરાત્રમાં કહ્યું છે કે**-મારૂં પૂજન કરીને ત્યાં નિવેદન કરેલા ઉત્તમ શેષ અન્નનું ભક્ષણ કરવા કરતાં બીજું વધારે સુખ કયું છે? શંખનું જળ તીર્થના જળ કરતાં શ્રેષ્ટ છે, ચરણામૃત અનેક તીર્થો કરતાં ઉત્તમ છે, નૈવેદ્ય જમવું કરોડો યજ્ઞ બરાબર છે અને વિષ્ણુનું નિ-

માલ્ય ધરવું એ વ્રત સમાન છે તથા દાન સમાન છે. છ મહીના સુધી ઉપવાસો કરવાથી જે પુણ્ય થાય તે પુણ્ય કળિયુગમાં વિષ્ણુના નૈવેદ્યની કણિકા માત્રથી પ્રાપ્ત થાય છે.

**મોક્ષ વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે**-હે બ્રાહ્મણ ! શ્રી જગન્નાથજીના નૈવેદ્યનું અને અન્નપાનાદિકનું ભક્ષણ કરવામાં ભક્ષ્યાભક્ષ્યનો વિચાર રાખવો નહીં. જગન્નાથજીનું નૈવેદ્ય પરબ્રહ્મની પેઠે નિર્વિકાર છે અને વિષ્ણુના જેવુંજ પવિત્ર છે. જે બ્રાહ્મણો, ક્ષત્રિઓ કે વૈશ્યો જગન્નાથજીનું નૈવેદ્ય ખાવામાં વિકાર કરે તેઓ કોઢીઆ થાય છે, સ્ત્રી પુત્રોથી રહિત થાય છે અને એવા નરકમા પડે છે કે જ્યાંથી પાછું નિકળાતુંજ નથી.

**શ્રી ભાગવતમાં ઉદ્ધવજીએ શ્રીકૃષ્ણને કહ્યું છે કે**-" અમો દાસ લોકો કે જેઓ તમે ભોગવેલા માળાં ચંદનો, વસ્ત્રો તથા અલંકારોને અમારા અંગપર ધરીએછીએ અને તમારાં ઉચ્છિષ્ટને જમીએ છીએ તેઓ તમારી માયાને જીતશુંજ."

એ પ્રમાણે જગન્નાથ ક્ષેત્રમાં પોતાનો પ્રભાવ દેખાડી શ્રીમહાપ્રભુજી ત્યાંથી પૃથ્વી પ્રદક્ષિણા કરતા કરતા શ્રીરંગજીના ધામમાં પધાર્યા.

પેહેલે દિવસ શ્રીરંગભગવાનનાં દર્શન તથા મહાપૂજા યથાવિધિ કરી ત્યાં સાત દિવસ બીરાજીને શ્રી ભાગવતની એક પારાયણ કરી. એસ્થળમાં રામાનુજના મતને અનુસરનારા શ્રી નિવાસાચાર્યનો અને જનાર્દનાચાર્યનો મિલાપ થયો. એઓએ કહ્યું કે" તમારા શુદ્ધાદ્વૈતનો અને અમારા વિશિષ્ટાદ્વૈતનો તાત્પર્ય તો એકજ છે.,શ્રી મહાપ્રભુજીએ ઉત્તર આપ્યો કે" તાત્પર્ય એક નથી શુદ્ધદ્વૈતમાં અને વિશિષ્ટાદ્વૈતમાં મોટો અંતર છે જેમ' દંડી, કેહેવાથી દંડનું ગ્રહણ થયા વગર રહેતું નથી તેમ 'વિશિષ્ટાદ્વૈત' કેહેવાથી વિશેષણરૂપ દ્વૈતનું ગ્રહણ થયા વગર રેહેતું નથી. એમાં વિશેષ્ય, વિશેષણ અને તેઓનો સંબંધ એ ત્રણેનું ગ્રહણ થાય છે. વળી તમો કારણસૂક્ષ્મચિતને અને કારણ સૂક્ષ્મઅચિતૂને બ્રહ્મથી વાસ્તવિક રીતે ભિન્ન માનો છો અને સ્થુળચિત્તને તથા સ્થુળ અચિત્તને તેઓને કાર્યરૂપ કહો છો. એમ કહીને વળી તેઓને સ્વરૂપે કરી તથા અંગાંગી ભાવે કરી બ્રહ્મથી અભેદસિદ્ધ કરો છો. કારણ કે-**वस्तुतोभिन्नमेवैतद्ब्रह्मणश्चिदचित्सदा ॥ स्वरूपतःस्वभावाद्यैःशरीरत्वादभेदवाक् ॥** એતમારી કારિકામાં એ પ્રમાણેજ કહ્યું છે. તમો જે એ પ્રમાણે કહો છો તે સર્વે વેદ સંમત નથી. વેદમાં તો સર્વત્ર અદ્વિતીય બ્રહ્મનેજ કારણ માનેલ છે. જુવો **एकमेवाद्वितीयंब्रह्म । नेहनानास्तिकिंचन । नासदासीन्नोसदासीत् । सदेवसौम्येद-**

**मग्र आसीत्** ॥ ઇત્યાદિ શ્રુતિઓ કેવળ બ્રહ્મનેજ કારણ કેહે છે. સર્વ શ્રુતિઓમાં જે **एव** શબ્દ છે તે અન્યના કારણનો નિષધ કરનાર છે કદાપી તમો કેહેતા હો કે શુદ્ધાદ્વૈતમાં પણ ભેદ પ્રતીતિ તો છેજ' તો તે ઠીક. પરંતુ એ પ્રકારથી ભેદ પ્રતીતિ નથી. અમારા મતમાં જડ, જીવ અને અંતર્યામી એ ત્રણે બ્રહ્મનાં કાર્ય છે તેથી તેઓમાં પોતપોતામાં ભેદ પ્રતીત થાય છે પણ તેઓનો બ્રહ્મથી ભેદ પ્રતીત થતો નથી. **ब्रहुस्यांप्रजायय । सोकामयत । सदात्मानंस्त्रयमकुरुत । सइदंसर्वमसृजत** ॥ ઇત્યાદિક શ્રુતિઓ કાર્યમાત્રને બ્રહ્મરૂપજ કેહે છે. જેમ ઘડા અને કોડીઆં આદિ મૃત્તિકાનાં કાર્યોમાં તથા કડાં અને કુંડળ આદિ સુવર્ણના કાર્યોમાં પરસ્પર ભેદ પ્રતીત થાય છે તેમ બ્રહ્મનાં કાર્યોમાં પરસ્પર ભેદ પ્રતીત થાય છે પણ કાર્યો કારણથી જુદાં પડતાં નથી એવો અમારો સિદ્ધાંત છે તેથી શુદ્ધાદ્વૈત છે. તમારૂં જે વિશિષ્ટાદ્વૈત છે તેતો દ્વૈતની કોટિમાં જાય છે."

એ પ્રમાણે શ્રીમહાપ્રભુજીમાં વચનો સાંભળી મતવિષયમાં એમાંથી કોઇનાથી પણ ઉત્તર દઇ શકાયો નહી. પછી તે રામાનુજના મતવાળાઓએ બીજી વાત કાહાડી કે "તમે તપ્તમુદ્રાનું ધારણ કરવાનો નિષેધ કેમ કરયો છે? તપ્તમુદ્રા વિના જીવ મોક્ષનો અધિકારી થતો નથી." એ વચન સાંભળી શ્રીમહાપ્રભુજી બોલ્યા કે—"તપ્તમૂદ્રનાં જે પ્રમાણ છે તે સઘળાં નિર્મૂળ છે." એ સાંભળી **पवित्रंतेवितत** એ ભાગથી **अतप्ततनूर्नतदामोअश्नुते** એ ભાગ પર્યંત શ્રુતિ બોલીને શ્રીનિવાસાચાર્ય બોલ્યા કે "જેનું શરીર તપ્ત ન થયું હોય તે જીવને બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી એમ એ શ્રુતિમાં કહ્યુ છે માટે તપ્તમુદ્રા (ઉની ઉની છાપો) લેવી એ વાત શ્રુતિસિદ્ધ છે." શ્રીમહાપ્રભુજીએ એ વાતનું ખંડન કર્યું કે "એ શ્રુતિમાં તો શરીરને તપાવવાનું કહ્યુંછે પણ અગ્નિથી તપાવવાનું કહ્યું નથી. એ શ્રુતિમાં તપ્તમુદ્રાનો વિધિ જોવામાં આવતો નથી. તેમ એ શ્રુતિનો તપ્તમુદ્રામાં વિનિયોગ કરનારી બીજી પણ કોઇ શ્રુતિ મળતી નથી અને પુરાણાદિકમાં **તપ્તમુદ્રાનો** નિષેધ કરેલો સ્પષ્ટ જોવામાં આવે છે. **બૃહન્નારદપુરાણના** ચૌદમા અધ્યાયમાં કહ્યું છે કે—જે માણસના શરીરમાં **શંખ આદિ તપ્તમુદ્રાનાં** ચિન્હ હોય તે માણસ નરક સંબંધી સઘળી વેદનાઓને ભોગવે છે અને સાત જન્મમાં ચાંડાળ થાય છે. વાયુ પુરાણમાં કહ્યું છે કે—જે બ્રાહ્મણ મોહથી **તપ્તમુદ્રા** લિયે તો તે કર્મો કરવાને લાયક નહી રેહેતાં પાખંડી થાય છે. **લિંગપુરાણમાં** કહ્યું છે કે—જેના દેહમાં તપાવેલા શંખચક્રની નીશાનીઓ જોવામાં આવે તેને સર્વ વૈદિક કર્મોથી બહિષ્કૃત થએલો તથા જીવતે મુવો સમજીને

છોડી દેવો જોઇએ. **આદિત્યપુરાણમાં** કહ્યું છે કે-જેને વેદોમાં અને યજ્ઞોમાં અધિકાર ન હોય તેણે શંખચક્રાદિકને તપાવીને તેઓની પોતાના બન્ને હાથમાં છાપ લેવી. **અગ્નિપુરાણમાં** કહ્યું છે કે-જે માણસ સ્નાન, દાન અને જપ આદિ કરવાથી પણ પાપમુક્ત થતો નથી." એ પ્રમાણે શ્રીમહાપ્રભુજીના મુખથી **તપ્તમુદ્રાના** નિષેધનાં વચનો સાંભળી શ્રીનિવાસાચાર્યે વિધાયક વચનો પણ બે ચાર કહ્યાં. તે સાંભળીને શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે "આ વચનો સર્વ સંમત નથી અને દુર્બળ છે." તે ઉપરથી શ્રીનિવાસાચાર્ય બોલ્યા કે" ત્યારે **अतप्ततनूः** એ શ્રુતિનો અર્થ કેવો કરવો." શ્રીમહાપ્રભુજી બોલ્યા કે "એ શ્રુતિનો વિયોગના તાપ ઉપર અભિપ્રાય છે. જ્યારે ભગવાનના વિયોગનો ઉત્કટ તાપ થાય ત્યારે ભગવત્પ્રાપ્તિ થાય છે, જેમકે ગોપીઓને થઇ હતી. **दुःसहप्रेष्ठविरहतीव्रतापधुताशयाः** એ શ્રીભાગવતના શ્લોકમાં એ પ્રમાણેજ કહ્યું છે. કૌહિન્યઋષિ આદિ ભક્તોને પણ વિયોગના ઉત્કટ તાપથી ભગવત્પ્રાપ્તિ થઇ છે." એ પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ અનેક પ્રમાણવચનો કહ્યાં પણ **શ્રીનિવાસાચાર્યે** અને **જનાર્દનાચાર્યે** પોતાનો આગ્રહ છોડયો નહી. પછી શ્રીમહાપ્રભુજીએ શંકા કરી કે "તમો સઘળા પરમ વૈષ્ણવ થઇને કંઠમાં તુળસીની માળા કેમ રાખતા નથી." **શ્રીનિવાસાચાર્ય** તથા **જનાર્દનાચાર્ય** બોલ્યા કે "અમારા સંપ્રદાયમાં અહર્નિશ માળાનું ધારણ થતું નથી. કેવળ ભગવાનની પૂજા કરવાના સમયમાં ધારણ કરવામાં આવે છે, કારણ કે (ભોજન કરતાં, મૈથુન કરતાં અને મળમૂત્ર આદિ કરતાં જે માણસ **તુળસીનું** ધારણ કરતો હોય તે માણસ વિષ્ણુનો દ્રોહી છે એમાં સંશય નથી.) એમ શાસ્ત્રમાં કહેલું છે." એવાં બે ચાર વચનો બોલીને તેઓ બંધ પડતાં શ્રીમહાપ્રભુજીએ ઉત્તર દીધો કે "એ નિષેધનાં વચનો પ્રમાણ છે. પરંતુ એ વચનોમાં કેવળ 'તુળસી' પદ છે તેથી તુળસીનાં પત્રોની માળા ભોજન આદિના સમયમાં ધરવી નહી એવો નિષેધ છે. કોઇ વચનોમાં '**તુળસી-કાષ્ટ**' પદ પણ છે. તોપણ તેથી મોટી અને લાંબી માળાનો નિષેધ થાય છે કારણ કે વિધાયક વચનોમાં સર્વ તુળસી કાષ્ટ પદ છે. **તુળસીનાં કાષ્ટની** માળ ધરવાનાં વચનો અને નહી ધારણ કરવાની નિંદાના વચનો ઘણાં ઘણાં મળે છે માટે સામાન્ય શાસ્ત્રથી વિશેષ શાસ્ત્રને બળવાન્ સમજવું જોઇએ. **પદ્મપુરાણમાં** કહ્યું છે કે-**તુળસીની** માળાને કંઠમાં યજ્ઞોપવીતની પેઠે ધરવી જોઇએ. તુળસીની માળા બ્રહ્મરૂપ છે માટે તેને ધારણ કરવામાં પવિત્ર સ્થિતિની જરૂર નથી. નારદપંચરાત્રમાં કહ્યું છે કે-જે માણસ અપ-

વિત્ર સ્થિતિમાં, અનાચાર સ્થિતિમાં અને સઘળા સમયોમાં પણ તુળસીની માળાનું ધારણ કરે તેને પરમગતિ પ્રાપ્ત થાય છે. હે મુનિઓમાં ઉત્તમ! જે માણસ તુળસીની કાષ્ટની માળાને પેહેરીને સ્નાન કરે તેને પુષ્કરમાં અને **પ્રયાગમાં** સ્નાન કરયાનું પુણ્ય થાય છે. જે બ્રાહ્મણ તુળસીનાં કાષ્ટની માળાને ધરીને ભોજન કરે તેને અન્નની પ્રત્યેક કણીએ વાજપેય યજ્ઞનું ફળ થાય છે, પદ્મપુરાણમાં કહ્યુ છે કે-હે પાર્વતી! જેમાણસ તુળસીની માળા પેહેરીને ભોજન કરે તેને અન્નની પ્રત્યેક કણીએ વાજપેયનું શુભ ફળ થાય છે. હે સુંદરી! ઝાઝું કેહવાનું કશું પ્રયોજન નથી. તમે સાંભળો કે દિશા-જંગલ જવા વગેરેના સમયમાં પણ કંઠમાળનો ત્યાગ કરવો નહી. જેઓ તુળસીની માળાને ધરતા નથી તે માણસોને મૂઢ જાણવા. જે ક્ષણમાં તુળ-સીની માળા ન હોય તે ક્ષણમાં અન્ન વિષ્ટા સમાન, જળ મુત્ર સમાન અને દુધ રૂધિર સમાન થાય છે એટલા માટે સર્વ સમયમાં કંઠમાળાનો ત્યાગ કરવોજ નહી. અરધાક્ષણમાત્ર પણ તુળસીની માળાથી રહિત રેહેનો વિષ્ણુ-નો દ્રોહી થાય છે એમાં સંશય નથી.” ઇત્યાદિક વચનોને અને વ્યવસ્થાને સાંભળી શ્રી**નિવાસાચાર્ય** અને **જનાર્દનાચાર્ય** લજ્જિત થઇને ‘ બન્ને પક્ષ પ્રમાણ છે ’ એમ કેહેવા લાગ્યા

એ પ્રમાણે શ્રીમહાપ્રભુજી **શ્રીરંગજીના** ધામમાં રામાનુજ સંપ્રદાય-વાળાઓને નિરૂત્તર કરી ત્યાંથી વેણા નદીની ઉપર ‘ ઉડપીકૃષ્ણનગર ’ નામનું એક શેહેર છે ત્યાં આવ્યા. એ નગરમાં માધ્વમતને અનુસરનારા ‘ ગોવિંદા-નંદતીર્થ ’ નો મિલાપ થયો અને તેની સાથે મતવિષયની ચર્ચા પણ થઇ-“ સેવ્યસેવકભાવ તો દ્વૈતમાંજ છે ” એમ ગોવિંદાનંદતીર્થે ભાષણ કરતાં શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે “ તમારો મત એક દેશી છે, સર્વ સંમત નથી. તમો જગતના કર્તા પરમાત્માને કુંભારની પેઠે નિમિત્તકારણ માનો છો અને પ્રકૃતિને જુદું ઉપાદાનકારણ માનો છો એ વેદથી વિરૂદ્ધ છે. સર્વ વેદોનું ઉપનિષદોનું અને વ્યાસસૂત્રાદિકનું તાત્પર્ય અદ્વૈત વિષે છે અને પરમાત્માજ જગતનું નિમિત કારણ છે તથા ઉપાદાનકારણ પણ તેજ છે ’ એ વિષે છે. **ऐतदात्म्यमिदंसर्वं । तदात्मानंस्वयमकुरुत** ઇત્યાદિ અનેક શ્રુતિઓ એ પ્રમાણેજ નિરૂપણ કરે છે.” એ ઉપર ગોવિંદાનંદતીર્થે જીવના તથા બ્રહ્મના ભેદને જણાવનારી **द्वासुपर्णासयुजासखायासमानंवृक्षंपरिषस्वजाते** એ શ્રુતિ સંભળાવતાં શ્રીમહાપ્રભુજીએ ઉત્તર આપ્યોર કે “ એ શ્રુતિ તો સૃષ્ટિ-કાળમાં જીવના તથા અંતર્યામિના પરસ્પર ભેદને સિદ્ધ કરનારી છે પણ દ્વૈતનું પ્રતિપાદાન કરનારી નથી. **एकोहंबहुस्यां । एकाकीनरमते । सद्वै-**

**तमैच्छत** ॥ ઇત્યાદિ અનેક શ્રુતિઓ સર્વત્ર સ્વષ્ટરીતે પ્રભુની ઇચ્છાને કારણરૂપ કહે છે માટે તમારો મત યથાર્થ નથી." એ પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ દ્વૈતમતનું ખંડન કર્યું અને પોતાના શુદ્ધદ્વૈતમતમાં અંશાંશિભાવથી તથા ધર્મધર્મિભાવથી જે વેદ પ્રતિપાદિત સેવ્યસેવકભાવ છે તે સિદ્ધ કરી દીધો કે જે સાંભળી ગોવિંદાનંદતીર્થ ચૂપ થઇ ગયા. શ્રીમહાપ્રભુજી એ રીતે માધ્વામતવાળાઓને નિરૂત્તર કરી ત્યાંથી પૃથ્વીપરિક્રમણ કરતા કરતા શ્રીબદરિકાશ્રમમાં પધાર્યા. ત્યાં શ્રીબદરીનારાયણનાં દર્શન કર્યાં યથાવિધિ પૂજન કર્યું અને ત્યાંના અર્ચક લોકોને બદરીનારાયણના શૃંગારનો વિધિ તથા રસોઇની ક્રિયા બતાવ્યાં. સાત દિવસસુધી ત્યાં રહી શ્રીભાગવતની એક પારાયણ કરી ત્યાંથી નીચે ઉતર્યા. નીચે ઉતરી પોતાની સાથેના સેવકોને કહ્યું કે "તમો સઘળા અહીં બેસો. હું શ્રીવ્યાસજીના આશ્રમમાં જઇ વ્યાસજીનાં દર્શન કરીને આવુંછું." તેઓમાં એક બે વૈષ્ણવોએ સાથે આવવાનો આગ્રહ કરયો તોપણ શ્રીમહાપ્રભુજી કોઇને પણ સાથે નહી લેતાં એકલાજ ગહન વનમાં પ્રવેશ કરીને જ્યાં આશ્રમ હતો તે તરફ ચાલ્યા. શ્રી વ્યાસજી જ્ઞાનદષ્ટિથી 'પોતાની પાસે શ્રીવલ્લભાચાર્ય આવે છે' એમ જાણી પોતાના આશ્રમમાંથી ઉઠી સામા જઇને શ્રીમહાપ્રભુજીને મળ્યા. વ્યાસજીને આવતા જોઇ શ્રીમહાપ્રભુજીએ દુરથીજ **ज्ञानावतारश्रीवेदव्यासगुरुचरणेभ्योनमः**' એમ બોલીને પ્રણામ કર્યા. વ્યાસજી પણ '**वागधीशश्रीवल्लभाचार्यचरणेभ्योनमः**' એમ બોલી નમસ્કારપૂર્વક આલિંગન કર્યું. પછી શ્રીમહાપ્રભુજીને વાત્સલ્યભાવ સહિત મોટા હર્ષથી આગળ કરીને વેદવ્યાસ પોતાના આશ્રમમાં તેડી આવ્યા. પરસ્પર વાતો ચાલતાં વ્યાસજીએ કહ્યું કે "અમે વિષ્ણુસ્વામીનો અવતાર લઇને પ્રકાશિત કરેલો શુદ્ધાદ્વૈતમત હમણાં ગુપ્ત થઇ ગયો હતો તેને તમે માયાવાદનું ખંડન કરી બ્રહ્મવાદના સ્થાપન પૂર્વક પાછો પ્રકાશિત કરયો તેથી અમે બહુ પ્રસન્ન થયા છીએ." શ્રીમહાપ્રભુજીએ ઉત્તર આપ્યો કે "આપ કે જે ગુરૂછો તેમનું કાર્ય કરવાનો શિષ્યને અધિકારજ છે તેથી મેં કરયું છે." વ્યાસજી બોલ્યા કે "તમે પોતાના સ્વરૂપને ગુપ્ત રાખ્યું છે અને મેં પણ આપના અવતારનું પુરાણાદિકમાં સ્ફુટ વર્ણન નહી કરતાં તે વિષે ગુપ્ત રીતેજ લખ્યું છે." શ્રીમહાપ્રભુજી બોલ્યા કે "આપ જ્ઞાનાવતાર છો તેથી આપનાથી કશું છાનું નથી. મેં શ્રીભાગવતના દશમસ્કંધના પૂર્વાર્દ્ધમાં વત્સાહરણના ત્રણ અધ્યાયને ક્ષેપક માન્યા છે તે એ પ્રમાણેજ છે કે કેમ?" વ્યાસજી બોલ્યા કે "હા, એજ પ્રમાણે છે. એ ત્રણ અધ્યાય ક્ષેપક છે.

સમાધિ ભાષારૂપ શ્રીભાગવતમાં પૂર્ણાવતારની લીલાનું વર્ણન કર્યુ છે અને તે પૂર્ણાવતાર સારસ્વતકલ્પમાં થયો હતો ત્યારે વત્સાહરણની લીલા થઇ ન હતી. **भवान्कल्पविकल्पेषुनविमुह्यतिकर्हिचित्** એ દ્વિતીય સ્કંધના શ્લોક પ્રમાણે બ્રહ્માને મોહ ન થવાનું વરદાન થયું હતું માટે સારસ્વતકલ્પના બ્રહ્માને મોહ થવાનો સંભવજ ન હતો. વત્સાહરણની લીલા બીજા કલ્પની છે તો પણ એક આધુનિક મૈથિલ બ્રાહ્મણે ત્રણ અધ્યાય કરીને શ્રીભાગવતમાં નાંખી દીધી છે." શ્રીમહાપ્રભુજીએ પુછ્યું કે "શ્રીભાગવતના દશમસ્કંધનાં પૂર્વાર્દ્ધમા દોઢ શ્લોક ઓછો થાય છે તેનું કેમ કરવું." વ્યાસજીએ કહ્યું કે "લખનારાઓના પ્રમાદથી લુપ્ત થઇ ગએલ છે માટે સમાવેશ કરો. સાતમાં અધ્યાયમાં **समेत्यवैकत्रकृताशिषोमलाविचारया-मासुरुपायमत्र** એ અરધો શ્લોક ઉમેરીને તે પછી **अहोवतात्यद्भुतमेष-रक्षसावालोनिवृत्तिंगमितोभ्यगात्पुनः** એ લખવું. અગીયારમાં અધ્યાયમાં **देवाश्चपरिसंतुष्टाबभूवुःपुष्पवर्षिणः** એ અરધો શ્લોક ઉમેરીને તે પછી **तौवत्सपालकौभूत्वासर्वलोकैकपालकौ** એ લખવું. તેમજ સડતાલીશમાં અધ્યાયમાં **आत्मत्वाद्रक्कवश्यत्वात्सत्यवाक्त्वात्स्वभावतः** એ અરધો શ્લોક ઉમેરીને તે પછી **यथाभूतानिभूतानिभूतेषुखंवाय्वग्नि-र्जलंमही** એ લખવું." એ પ્રમાણે દોઢ શ્લોક વ્યાસજીએ બનાવતાં શ્રી મહાપ્રભુજીએ શ્રીભાગવતમાં તેને દાખલ કરયો. વળી વેદવ્યાસજીએ કહ્યું કે "તમે શ્રીભાગવત ઉપર સુબોધિની ટીકા કરી છે તેમાંથી દશમસ્કંધના પૂર્વાર્દ્ધના એક અધ્યાયની ટીકા અમને સંભળાવો." એ પ્રમાણે વ્યાસજીનાં વચન સાંભળી શ્રીમહાપ્રભુજી યુગલગીતનો અધ્યાય સંભળાવવા લાગયા. તેમાં **वामबाहुकृतवामकपोलोवल्गितभ्रूरधरार्पितवेणुम्** એ એક શ્લોકની વ્યાખ્યાપુરી ન થઇ તેટલામાંજ શ્રીવ્યાસજી દેહાનુસંધાન ભૂલીને ભક્તિ રસમાં નિમગ્ન થવા લાગતાં શ્રીમહાપ્રભુજીએ વિચાર કરયો કે "આ જ્ઞાનાવતાર છે, તેથી હજી એમને ભક્તિમાં તેવો અધિકાર પ્રાપ્ત થયો નથી. પાત્ર જોઇને દાન દેવુંયોગ્ય છે." એવા વિચારથી શ્રીમહાપ્રભુજીએ વ્યાખ્યા બંધ કરતાં શ્રીવ્યાસજી બોલ્યા કે "અમને જ્ઞાનોત્તર ભક્તિના સ્વરૂપનો બોધ આજપ્રાપ્ત થયો. શ્રીભાગવત ઉપર ટીકાઓ ઘણી થઇ છે પણ તેના અંતરંગ અર્થનો અને ભાવનો આપેજ પ્રકાશ કરયો છે તેથી હવે શ્રીભાગવતનું સાર્થકપણું થયું."

શ્રીમહાપ્રભુજી એ પ્રમાણે શ્રીવ્યાસજીની સાથે વાતચીત કરી તેમને અભિવંદન કરી ત્યાંથી પોતાના સેવકોની પાસે આવ્યા. ઘણો વિલંબ થયાથી

આતુર થએલા સર્વે સેવકો દર્શન કરીને પરમ હર્ષ પામ્યા. પછી શ્રીમહાપ્રભુજી સર્વેને સાથે લઇ પૃથ્વી પરિક્રમણ કરતા કરતા મુમુક્ષુઓની ગતિરૂપ શ્રીદ્વારકાપુરીમાં પધાર્યા.

પ્રથમ **શંખોદ્ધાર અનેગોમતી** તીર્થમાં યથાવિધિ સ્નાન તથા શ્રાદ્ધાદિક કરી ત્રણ દિવસ બીરાજીને ગોમતીના સંગમ ઉપર શ્રીભાગવતની એક પારાયણ કરી. પછી ત્રણ દિવસ સુધી શંખોદ્ધાર તીર્થ ઉપર બીરાજીને એક પારાયણ કરી. ત્યાંના બ્રાહ્મણોએ શ્રીમહાપ્રભુજીની પાસે આવીને કહ્યું કે "વજ્રનાભે સ્થાપેલા અહીંના ઠાકોરજી શ્રીદ્વારકાધીશ **બોડાણા** નામના ભક્ત ઉપર પ્રસન્ન થઇને શ્રીડાકોરમાં જઇ બીરાજ્યા છે એ આપના જાણવામાં છે, ત્યારથી અહીંનું મંદિર ખાલી છે તે તીર્થનું મહાત્મ્યપણ ઘટી ગયું છે, યાત્રાળુ લોકો ઘણા આવતા નથી અને સઘળા અમ લોકોની આજીવિકા પણ નષ્ટ થઇ છે માટે આપ અહીંના મંદિરમાં કોઇ સ્વરૂપ બીરાજમાન કરો તો સઘળી વાત યથાસ્થિત થાય." એ વાત સાંભળી શ્રીમહાપ્રભુજીએ ઉત્તર દીધો કે "વાત તો ઠીક છે. શ્રીદ્વારકાધીશની જેવી ઇચ્છા હશે તેવું કાલ કહીશું" પછી રાતે શ્રીમહાપ્રભુજી એ વાતનો વિચાર કરવા લાગ્યા તે સમયે શ્રીદ્વારકાધીશજીએ સાક્ષાત્ પ્રકટ થઇને આજ્ઞા કરી કે "શ્રીરૂકમીણીજીએ સેવેલી અમારી મૂર્તિ અહીં રૂકમણી વનમાં ધરતીમાં બીરાજે છે અને એ મૂર્ત્તિની પાસે એક શંખ એકકિરીટ, એક માણક અને એક કટાર એ ચાર તે સમયના દિવ્ય પદાર્થો છે, તમે એ મૂર્ત્તિને પ્રકટ કરો." એ આજ્ઞા પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ પ્રાતઃકાળમાં આવેલા સર્વે બ્રાહ્મણોને, ત્યાં મોકલી સઘળા પદાર્થોસહિત તે મૂર્તિને ત્યાં મંગાવી લઇ તેનું મંદિરમાં સ્થાપન કર્યું અને સ્વરૂપને ઘટે તેવી સેવા પૂજાનો પ્રબંધ બાંધી ત્યાંના બ્રાહ્મણોને અધિકાર પ્રમાણે સેવામાં નિયુક્ત કર્યા. એ શ્રીમહાપ્રભુજીએ સ્થાપેલી મૂર્ત્તિ ઔરંગઝેબ પાદશાહના સમયમાં પ્રાચીન મંદિરમાંથી ઉઠીને શંખોદ્ધાર તીર્થ ઉપર બેટ નામનું ગામ છે ત્યાંજ બીરાજમાન છે. આ વિષયમાં કોઇને શંકા થશે કે "શ્રીરૂકિમણીજીએ સાક્ષાત શ્રીકૃષ્ણની સેવા છોડીને મૂર્ત્તિનું પૂજન સેવન શા માટે કર્યું હતું?" એનું સમાધાન આ પ્રમાણે છે કે "શ્રીરૂકિમણીજીને દુર્વાસાઋષિના શાપથી બાર વર્ષસુધી શ્રીકૃષ્ણથી દૂર રહેવું પડયું હતું. એ વિયોગદશામાં શ્રીરૂકિમણીજીએ એ મૂર્ત્તિનું પૂજન શેવન કર્યું હતું અને જ્યારે બાર વર્ષ પછી પાછો શ્રીકૃષ્ણનો સાક્ષાત્ સંયોગ થયો ત્યારે શ્રીરૂકમીણીજીએ એ મૂર્ત્તિને વનમાં ધરતીમાં પધરાવી દીધી હતી આ. કથા શ્રીદ્વારકામહાત્મ્યમાં સ્ફૂટ છે."

પછી શ્રીમહાપ્રભુજી શ્રીદ્વારકાથી સિદ્ધેશ્વર નામના ગામમાં પધાર્યા ત્યાં રામાનંદ અને શંકરમિશ્ર નામના બે બ્રાહ્મણો કે જેઓ પરસ્પર ભાઇઓ થતાં તેઓ શરણે આવીને સેવક થતાં શ્રીમહાપ્રભુજીએ શંકરમિશ્રનું નામ ફેરવીને ,પ્રભુદાસ' નામ વિખ્યાત કર્યું. આ સમયે એ બન્ને જણા-એ બ્રાહ્મણનું તો દાસ નામ ન જોઇએ' એવી શંકા કરતાં શ્રીમહાપ્રભુ-જીએ સમાધાન કર્યું કે " વૈષ્ણવ સંપ્રદાયમાં તો બ્રાહ્મણ આદિ સર્વ વર્ણો-ને ભગવન્નામની પછવાડે દાસ નામ આવશ્ય જોઇએ. જુવો શ્રીભાગવતમાં શુકદેવજીએ યુધિષ્ઠિર રાજાનું **हरिदासस्यराजर्षेः** એ શ્લોકમાં હરિદાસ નામ કહેલું છે તેમજ **हरिदासोव्रजौकसाम्** એ શ્લોકમાં ઉદ્ધવજીને પણ હરિદાસ કહેલ છે. વળી શ્રીભાગવતમાં કહ્યું છે કે સેવકવૃત્તિથી ભગ-વાન્ તુરત પ્રસન્ન થાય છે. બીજા પુરાણમાં પણ કહ્યું છે કે 'પોતાના દાસપણારૂપ અને ભગવાનના સ્વામીપણારૂપ સ્વભાવનું સર્વદા સ્મરણ કરયા કર સઘળા જીવો પોતાથી પરમાત્માના દાસરૂપજ છે.' ઇતિહાસસમુચ્ચય નામના ગ્રંથમાં પણ કહ્યું છે કે હજારો જન્માંતરમાં હું શ્રીકૃષ્ણનો દાસ છું એવી જેની મતિ હોય તે માણસ સર્વ લોકોનો ઉદ્ધાર કરે છે. આ પ્રમા-ણોથી દાસપણું એ, જીવનો મુખ્ય આત્મીય ધર્મ છે. ભક્તિદાસ ભાવનામાં-જ ફલિત થાય છે. બીજાં નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરી વિહિત કર્મો કરવામાં બ્રહ્મણપણાનું અભિમાન રાખવું નહી. જે શર્મ અને વર્મ આદિ સંજ્ઞાઓ છે તેઓ તો વર્ણ વિભાગને લઇને સંકલ્પાદિકના પ્રયોગમાં નામને પછવાડે મુકવાની છે."

ત્યાંથી શ્રીમહાપ્રભુજી સ્થાનેશ્વરમાં પધારયા ત્યાં રાણા વ્યાસ અને **ગોવિંદદૂબે** આદિ ઘણા જણો શરણે આવીને સેવક થયા ત્યાં નારાયણ વ્યાસ, વત્સાભટ્ટ અને ત્રિદંડી સંન્યાસી અચ્યુતાશ્રમ વગેરે લોકોની વિનતિ ઉપરથી શ્રીમહાપ્રભુજીએ થોડા દિવસ સુધી બીરાજી **શ્રીસુબોધિનીનું** ફળ પ્રકરણ અથવા બીજું પ્રકરણ સભંળાવ્યું. એ પ્રસંગમા કેઇએ " વૈષ્ણ-વોએ પંચાયતન પૂજન કરવું કે નહી " એવી શંકા કરતાં શ્રીમહાપ્રભુજીએ ઉત્તર આપ્યા કે "પંચાયતનની પૂજા સ્માર્ત્ત લોકોને વિહિત છે. વૈષ્ણવી દીક્ષાવાળા વૈષ્ણવોએ તો પંચાયતનનું પૂજન સર્વથા કરવું નહી. કારણ કે પંચાયતનમાં એક વિષ્ણુ ભગવાનજ મોક્ષ દેવાવાળા છે તેથી તેજ કેવળ પૂજવા યોગ્ય છે. **શિવજી** તો તમોગુણને આધીન છે અને વળી પંચાયતન ભેળું **શિવનું** પૂજન થયાથી પૂજના સઘળા પદાર્થો **શિવનિર્માલ્ય** થઇ જાય છે શિવજીનાં વ્રતો પણ શાપિત છે. આ વિષયમાં શ્રીભાગવતના ચતુર્થ-સ્કંધમાં **भवव्रतधरायेचयेतान्समनुव्रताः ॥ पाखंडिनस्तेभवंतुस-**

च्छास्त्रपरिपंथिनः ॥ ( જેઓ **શિવનાં** વ્રતો કરે અને જેઓ તેઓને અનુસરે તેઓ પાખંડી થજો અને ઉત્તમ શાસ્ત્રોથી વિમુખ થજો ) એવો ભૃગુઋષિએ શ્રાપ દિધાનું વચન પ્રમાણ છે. ત્યાંથી **શિવજીનાં** દર્શન કરવાનું અને જળ ધારા કરવાનું પણ પ્રયોજન નથી. કારણ કે સૂર્યને નમસ્કાર કરવાનો એક શ્લોક છે તેમાં કહ્યું છે કે સૂર્યને અરધા નિમેષમાં બે હજાર ને બસો યોજન ચાલવું પડે છે. પ્રભુએ પણ કહ્યું છે કે વાયુ મારા ભ-યથી વાય છે અને સૂર્યમારા ભયથીજ તપે છે. પંચાયતમાં જે દેવી છે તે ભગવાનની માયા છે, ભગવાનને આધિન છે અને મોક્ષમાં પ્રતિબંધ કર-નાર છે માટે તેનું પણ વૈષ્ણવોએ પૂજન કરવું નહી. માર્કંડેયપુરાણમાં કહ્યું છે કે એ ભાગવતી મહામાયાદેવી જ્ઞાનીએનાં ચિત્તોને પણ બળાત્કારથી મો-હમાં નાખે છે. શ્રીગીતાજીમાં પ્રભુએ પણ જેઓ મનેજ શરણાગત થાય છે તેઓ એ માયાને તરે છે. **પંચાયતનમાં** જે ગણેશ છે તેને તો **પાર્વ-તીજીએ** પોતાના દેહના મેલમાંથી ઉત્પન્ન કરેલ છે અને **પાર્વતીજી** પોતે મૃત્યુરૂપ છે માટે **ગણેશનું** પૂજન પણ વૈષ્ણવોએ કરવું નહી. ગીતાજીમાં પ્રભુએ કહ્યું છે કે મૃત્યુ પણ મારા ભયથીજ ગતિ કરે છે. તો એવી રીતે પ્રભુને આધિન **મૃત્યુરૂપ** જે **પાર્વતી** તેના અંગના મેલરૂપ ગણેશનું પુ-જન કરવાની વૈષ્ણવોને શી જરૂર હોય. આ પ્રમાણે પંચાયતનના દેવતા-ઓની વ્યવસ્થા છે માટે જે પોતેજ ભયયુક્ત હોય તે બીજાઓને જન્મમર-ણરૂપ સંસારના ભયથી નજ છોડાવી શકે. **શ્રીકૃષ્ણ** કે જે પોતે નિર્ભય છે તેમના ભજન સેવનથીજ જન્મ મરણરૂપ સંસારનો ભય મટે છે અને એમના પૂજનમાં બીજા સર્વ દેવતાઓનું પૂજન પણ થઇ જાય છે. શ્રીભા-ગવતમાં કહ્યું છે કે ' પોતે નિર્ભય હોય અને બીજા ભયાતુર લોકોનું સઘ-ળી રીતે રક્ષણ કરી શકે એવો હોય તેનેજ ધણી ધારવો જોઇએ. હે રાજા! એટલા માટે સર્વાત્મા પાપોને હરનાર અને સર્વના ઇશ્વર **શ્રીકૃષ્ણ** ભગ-વાનનાંજ સર્વદા સમરણ, કીર્તન, ધ્યાન અને પૂજન કરવાં જોઇએ. જેમ ઝાડના મૂળમાં પાણી રેડવાથી ઝાડનાં થડ, શાખાઓ અને ઉપશાખાઓ તૃપ્ત થાય છે અને જેમ પ્રાણને અન્ન આપવાથી સઘળી ઇંદ્રિઓ તૃપ્ત થાય છે તેમ એક ભગવાનનું પૂજન કરવાથી સર્વનું પૂજન થાય છે. ' આવાં અનેક પ્રમાણોના સમૂહો શ્રુતિ, સ્મૃતિ અને પુરાણ આદિ સર્વ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. આ[1] સ્થળમાં પ્રસંગને લીધે એક સંશયનિર્ણય વિષે આધુનિક

---

૧ આ વાત શ્રીમહાપ્રભુજીએ કહેલી સમજવી નહી. કારણ કે સં-વત ૧૫૪૪ થી સંવત ૧૫૭૩ સુધી દિલ્લીની ગાદી ઉપર સીકંદરલોદીજ હતો અને અકબર તો તે પછી ૩૯ વર્ષે ગાદીએ બેઠો હતો.

**અકબરશાહ** પાદશાહના વખતની વાત કહીએ છીએ. કોઇ સ્થળમાં દશ પાંચ જણા વાતો કરતા હતા તેઓમાં એકે પોતાના ઉપાસ્ય દેવનો ઉત્કર્ષ કહેતાં બીજાએ તેનું ખંડન કરીને પોતાના ઉપાસ્ય દેવનો ઉત્કર્ષ કહ્યો. ત્યાં ઘણા લોક એકઠા થઇ જવાથી પરસ્પર વાદવિવાદમાં મારપીટની લડાઇ ચાલવા લાગી. આમ થવાથી રાજકીય સીપાઇ લોકો સર્વને પકડીને પોલીસમાં લાવતાં પોલીસવાળા અમલદારે વિચાર કરયો કે 'આ મતનો ઝઘડો છે તો કોને સાચા કરીએ અને કોને જૂઠા ઠરાવીને સજા કરીએ.' આવા વિચારથી તેણે એ સર્વે લોકોને પાદશાહની પાસે દરબારમાં મોકલી દેતાં **અકબર** પાદશાહે સઘળી હકીકત જાણી લઇને સર્વે લોકોને કહ્યું કે 'તમોએ ભારે જુલમ કરયો છે તેથી તમો સજાને લાયક છો. ખેર, તમારા સર્વના ઝઘડાને અમો મટાડી દેશું તમો સઘળા પોતપોતાના દેવનાં યથાસ્થિત ચિત્રો બનાવીને લઇ આવો.' આવો હુકમ સાંભળીને કજીઆવાળાઓ તથા બીજા પણ ઘણા લોકો પોતપોતાના ઇષ્ટદેવતાઓનાં ચિત્ર બનાવીને લઇ ગયા. એઓમાં વિષ્ણુ, શિવ, શક્તિ અને ગણપતિ આદિ સર્વે દેવતાઓનાં ચિત્રો આવ્યાં. સર્વદેવતાઓની પાસે શંખ, ચક્ર, ધનુષ્, બાણ, ખડ્ગ અને ત્રિશૂળ આદિ શસ્ત્રો જોઇને અકબરશાહે સર્વને પુછ્યું કે 'તમારા સર્વે દેવતાઓએ શસ્ત્રો કેમ ધર્યાં છે.' લોકોએ ઉત્તર આપ્યોકે 'દૈત્યોને મારવા વાસ્તે તથા પોતાના ભક્તોની રક્ષા કરવાને વાસ્તે ધર્યાં છે.' એ સાંભળી પાદશાહે કહ્યું કે 'ઠીક છે. પરંતુ જેને કોઇનો ભય હોય તથા પોતાથી બીજાને બળવાન્ સમજતો હોય તેજ શસ્ત્ર રાખે છે. જે પોતે નિર્ભય હોય તેને શસ્ત્રો રાખવાનું કાંઇ કામ નથી, એટલા માટે સર્વે દેવતાઓ સભય છે. આ સઘળા દેવતાઓમાં નિર્ભય તો આ એક વેણુનાદ કરતા સુગલ સ્વરૂપ શ્રીકૃષ્ણજ છે માટે એજપરમતત્વ માનો અને બીજા સર્વને એમની વિભૂક્તિરૂપ સમજો. અમે પણ એક એનેજ જાણી એછીએ.' પાદશાહનાં વચન સાંભળી એ લોકોમાં જેઓ નિરાકાર વાદિ હતા તેઓ બોલ્યા કે અમારૂં બ્રહ્મ નિરાકાર છે તેથી તેનું ચિત્ર થઇ શકતું નથી. પાદશાહે પુછ્યું કે તમારા વેદમાં **अहंब्रह्मास्मि** એમ કોણ કહે છે. એ લોકોએ ઉત્તર આપ્યો કે એજ બ્રહ્મ છે, એ સાંભળી પાદશાહ બોલ્યા કે 'જ્યારે એ બ્રહ્મ બોલે છે તે દેખે છે અને સાંભળે છે ત્યારે તે કોઇ પ્રકારથી નિરાકાર ઠરી શકતું નથી માટે તમે પણ જૂઠા છો અને તમારો મત પણ જુઠો છે. જો એ નિરાકાર છે તો તમે સાકાર ક્યાંથી પેદા થયા અને દુનિઆમાં સર્વે આકારો કયાંથી થયા.' આ પ્રમાણે સર્વને નિરુત્તર કરીને

પાદશાહે હુકમ કરયો કે, જાઓ. હવે પછી કોઇના દેવને દૂષણ નહી દેતાં પોત પોતાના ઉપાસ્ય દેવનું ભજન કરજો.' આ [1] ઘોર અનર્થના હેતુ કળિકાળમાં સર્વે લોકો સંસ્કારદુષ્ટ અને ક્રિયાદુષ્ટ થઇ જવાને લીધે મંત્રાધીન ક્રિયા અને ઉપાસના આદિ સર્વે માર્ગો નષ્ટપ્રાય થઇ ગયા છે તેથી આ કાળમાં તરવાનો ઉપાય તો એક **શ્રીકૃષ્ણનું** ભજનજ છે. પદ્મ પુરાણમાંના શ્રીભાગવત માહાત્મયમાં કહ્યું છે કે 'કોઇ યોગી, સિદ્ધ કે સત્કારને યોગ્ય-જ્ઞાની રહ્યા નથી. હમણાં કળિયુગરૂપ દાવાનળથી સઘળાં સાધનો ભસ્મ થઇ ગયાં છે. સર્વે ધર્મોથી રહીત અને મહાભયંકર કળિયુગ પ્રાપ્ત થતાં જે માણસો **શ્રીકૃષ્ણનું** સર્વદા ભજન કરે છે તેઓ કૃતાર્થ છે એમાં સંશય નથી.' એટલા માટે નિબંધગ્રંથના સર્વ નિર્ણયભક્તિ પ્રકરણમાં અમે કહ્યું છે કે 'હમણાં કળિયુગમાં તો સર્વે લોકો વિરૂદ્ધ આચારમાં લાગી રહ્યા છે, વેદાધ્યયન આદિ ક્રિયાઓથી રહિત થયા છે, જે આચારથી વિમુખ થયા છે, જે આચાર પાળે છે તે પણ વિધિરહિત પાળે છે, અવ્યવસ્થિત મનવાળા થઇ ગયા છે, ભૂલા પડયા છે, જીભના તથા ઉપસ્થનાજ સ્વાદમાં તત્પર થઇ રહ્યા છે, સંસ્કારોથી ભ્રષ્ટ થયા છે અને પોતાથીજ દુષ્ટ છે માટે તેઓમાં ધર્મ હોવાનો સંભવ કયાંથી હોય? જો સત્પુરૂષો હોય તો ધર્મનો સંભવ થાય પણ કળિયુગમાં સત્પુરૂષોજ અત્યંત દુર્લભ છે. આમ થઇ ગયું છે તો પણ ધર્મના માર્ગમાં રહી શ્રીભાગવતમાં કહ્યા પ્રમાણે જે માણસ સર્વદા **શ્રીકૃષ્ણનું** ભજન કરશે તે માણસ કોઇ રીતે પણ અવશ્ય તરી જશે.' એ કારણોને લીધેજ શ્રીભાગવતમાં કહ્યું છે કે કેવળ નિર્મળ ભક્તિથીજ ભગવાન પ્રસન્ન થાય છે. ભક્તિ શિવાય બીજી બધી ક્રિયાઓ ચાળાચુંથવા જેવી છે.' કળિયુગમાં ભગવાનની ભક્તિજ પરમ પુરૂષાર્થ છે એવો **વેદવ્યાસજીનો** પણ સિદ્ધાંત છે. એ વિષયમાં સંપૂર્ણ પ્રમાણો શ્રીભાગવતમાં તથા ગીતાજીમાં ભર્યાં છે માટે જેને જોવાં હોય તે પેટ ભરીને જોઇ લીઓ. માહાત્મ્ય જાણીને ભગવાનમાં અત્યંત દઢ અને સર્વથી અધિક સ્નેહ રાખવો એજ ભક્તિનું સ્વરૂપ છે અને મુક્તિ પણ એથીજ થાય છે, બીજા કોઇ ઉપાયથી થતી નથી."

શ્રીમહાપ્રભુજી **શ્રીવ્રજધામથી** પ્રયાગ આવતાં અથવા પ્રયાગથી શ્રીવ્રજધામ જતાં માર્ગમાં કન્નોજ ગામમાં ગયા ત્યાં એક **પૌરાણિક** કનોજીઓ બ્રાહ્મણ પદ્મનાભ પંડિત કે જેની કથા બહુ વિખ્યાત હતી તે, શ્રીમહાપ્રભુજીને પધાર્યા સાંભળી દર્શન કરવા આવ્યાં અને એની સાથે શ્રીમહાપ્ર-

1 અહીંથી પાછાં શ્રીમહાપ્રભુજીનાં વચન શરૂ થાય છે.

ભુજીને શાસ્ત્ર વિષમની ઘણી ઘણી વાતો થઇ. એ બ્રાહ્મણ પોતાનાં નેત્રમાં-માં માયકમલરૂપી લીલા કાચનાં ચશમાં ચડાવીને પુરાણુ વાંચતો હતો ત-થા અર્થ પણ માયિકમતના અનુસારથીજ કરતો હયો. શ્રીમહાપ્રભુજીએ તેનાં એ ચશમાં ઉતારી નાખીને તેના નેત્રમાં ભક્તિરૂપ સળીથી બ્રહ્મવાદરૂપી અંજન લગાવી નેત્રને સ્વચ્છ કરી દીધાં અને પછી તેના હૃદયમાં જ્ઞાન થવાની પ્રેમલક્ષણા ભક્તિનું સ્વરૂપ પ્રકાશિત કર્યું તેથી તેને શ્રીમહાપ્રભુ-જીના સ્વરૂપનું અને ભગવત્સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થયુ. પછીએ સ્ત્રીપુરૂષ બન્ને શરણે આવીને સેવક થયાં ત્યારે શ્રીમહાપ્રભુજીએ સ્વમાર્ગીય સિદ્ધાંતરૂપ પુ-ષ્ટિભક્તિનું સ્વરૂપ સમજાવ્યું અને **भजसेवायां** એ ધાતુ ઉપરથી ભક્તિ-પદના અર્થનો ઉપદેશ કરચો તેથી એ ઓને ભગવત્સેવામ અસાધારણ રૂચિ થઇ. રૂચિ થયા પછી શ્રીમહાપ્રભુજીએ તેઓને નિબંધગ્રંથના ભક્તિ પ્રકર-ણના નીચે લખેલા શ્લોક સંભળાવ્યા.

**पठेच्छानयमंकृत्वाश्रीभागवतमादरात् ॥**
**सर्वसहेतपरुषंसर्वेषांकृष्णभावनात् ॥ १ ॥**
**वैराग्यंपरितोषंचसर्वथानपरित्यजेत् ॥**
**यत्तदेहावसानेहंकृतार्थःस्यांमसंशयः ॥ २ ॥**
**इतिनिश्चत्यमनसाकृष्णंपरिचरेत्सदा ॥**
**सर्वापेक्षांपरित्यज्यदृढंकृत्वामनःस्थिरम् ॥ ३ ॥**
**अथवासर्वदाशास्त्रंश्रीभागवतमादरात् ॥**
**पठनीयंप्रयत्नेनसर्वहेतुविवर्जितम् ॥ ४ ॥**
**वृत्यर्थंनैवयुंजीतप्राणैःकंठगतैरपि ॥**
**तदभावेयथैवस्यात्तथानिर्वाहमाचरेत् ॥ ५ ॥**

(નિયમ રાખીને પ્રેમપૂર્વક શ્રીભાગવતનો પાઠ કરવો. સર્વમાં શ્રી-**કૃષ્ણની** ભાવના રાખી સર્વનાં કઠોર વચનોને સહન કરવાં. વૈરાગ્યને અને સંતોષને સર્વથા છોડવાં નહી. હું આ દેહ પડી ગયા પછી અવશ્ય કૃતાર્થ થઇશ એવી રીતે મનમાં દઢનિશ્ચય રાખી સર્વ પ્રકારની અપેક્ષાને છોડી દઇ મનને સ્થિર અને દઢ કરીને સર્વદા **શ્રીકૃષ્ણની** સેવા કરવી. અથવા કોઇ પ્રકારની કામના નહી રાખતાં પ્રયત્ન પૂર્વક પ્રેમથી શ્રીભાગવતનોજ સર્વદા પાઠ કરવો. પ્રાણ કંઠગત થતાં પણ આજીવિકાને વાસ્તે શ્રીભાગવતનો ઉપયોગ કરવો નહી. આજીવિકા ન ચાલતી હોય તો જેમ થાય તેમ નિ-ર્વાહ ચલાવી લેવો પણ શ્રીભાગવત વાંચીને વૃત્તિ લેવી નહી.

આ સઘળાં શ્લોક સાંભળી **પદ્મનાભ** પંડિતને મનમાં બહુ ગ્લાનિ થઇ. 'મેં તો શ્રીભાગવતની પણ કથા વાંચીને ધન ભેળું કર્યું છે માટે ધન આદિ ઘરનું સઘળું મારે કામનું નથી એવો વિચાર કરીને સર્વસ્વ શ્રીમહાપ્રભુજીને ભેટ કરી દીધું, અને પોતે તથા પોતાની સ્ત્રી નિષ્કિંચન થઇ રહ્યાં. શ્રીમહાપ્રભુજીએ પણ એના ધન આદિ સર્વ પદાર્થોનો ભગવદર્થ વિનિયોગ કરયો. એ સેવક થયો ત્યારથી તેણે પોતાનું '**પદ્મનાભાસ**' એવું નામ વિખ્યાત કર્યું. પછી તેણે એક શંકા પછી કે '**શ્રીકૃષ્ણાવતાર** પ્રત્યેક કલ્પમાં થાય છે તો તે સઘળા અવતાર તુલ્ય છે કે તેઓમાં કાંઇ ન્યુનાધિક ભાવ છે.' શ્રીમહાપ્રભુજીએ ઉત્તર આપ્યો કે "સઘળા અવતારોમાં **કૃષ્ણાવતાર** મુખ્ય છે અને પૂર્ણાવતાર છે એ વાત સર્વ સંમત છે પરંતુ પરમેવિધિ રસાત્મક પરમબ્રહ્મ પુરૂષોત્તમનું પ્રાકટ્ય તો સારસ્વત કલ્પમાંજ છે. બૃહદ્વામનપુરાણમાં બ્રહ્મનો અને ભૃગુનો સંવાદ છે તેમાં વ્યાપિ વૈકુંઠના વર્ણન પુર્વક વેદની શ્રુતિઓને પ્રભુનુ વરદાન થયાની નીચે પ્રમાણે કથા છે. પ્રાકૃત મહા પ્રલયમાં એક કેવળ ચિન્માત્ર અક્ષર બ્રહ્મની અંદર વેદની શ્રુતિઓએ પરબ્રહ્મની સ્તુતિ કરી ત્યારે 'વર માગો' એવી પરોક્ષવાણી થતાં શ્રુતિઓએ માગ્યુ કે-**नारायणादिरूपाणिज्ञातान्यस्माभिरच्युत ॥ सगुणंब्रह्मसर्वेषुवस्तुबुद्ध्यानतेपुनः ॥ १ ॥ ब्रह्मेतिपठ्यते स्माभिर्यद्रूपंनिर्गुणंपरम् ॥ वाङ मनोगोचरातीततोनज्ञायतेतुतत ॥ २ ॥ आनंदमात्रमितिचैयद्वदंतिपुराविदः ॥ तद्रूपंदर्शयास्माकंयदिदेयोवरोहिनः ॥ ३ ॥** (હે અચ્યુત! તમારાં **નારાયણ** આદિ જેટલાં રૂપો છે તેઓને અમો સગુણબ્રહ્મ જાણીએ, અમે વાસ્તવિક રીતે તેઓને બ્રહ્મ કરી માનતા નથી. જો અમને વરદાન દેવું હોય તો અમો જે રૂપને નિર્ગુણ, પર વાણીના તથા મનના વિષયથી અતીત અને તેને લીધે કોઇથી પણ નહી જણાએલું બ્રહ્મ કહીએ છીએ અને જે રૂપને પ્રાચીન વિદ્વાનો આનંદમાત્ર કહે છે તે રૂપ અમને દેખાડો.) આ પ્રમાણે વર માગતાં **શ્રીકૃષ્ણે** શ્રુતિઓને અક્ષરબ્રહ્મની અંદર વ્યાપી વૈકુંઠરૂપ ક્રીડાસ્થળમાં વેણુનાદ કરતું પોતાનું યુગલસ્વરૂપ દેખાડયું. તે સમયે શ્રુતિઓને કામભાવથી પોતાની સાથે રમણ કરવાની ઉત્કંઠા થઇ જેથીને ફરીવાર વરદાન આપ્યું કે **कल्पंसारस्वतंप्राप्यव्रजेगोप्योभविष्यथ॥ पृथिव्यांभारतक्षेत्रेमाथुरेममभंडले ॥ वृंदावनेभविष्यामिप्रेयान्वोरासमंडले ॥** (જ્યારે સારસ્વતકલ્પ આવશે ત્યારે પૃથ્વી ઉપર ભરતખંડમાં અમારૂં **મથુરાક્ષેત્ર** છે ત્યાં વ્રજમાં તમો ગોપીઓ થશો અને તે સમયે હું પણ પ્રકટ થઇને વૃંદાવનમાં રાસમંડ-

જાની અંદર તમારા મનોરથોને પરિપૂર્ણ કરીશ.) આ પ્રમાણે વરદાન આપ્યું હતું તેથી પુરૂષોત્તમ પૂર્ણાવતાર તો સારસ્વત કલ્પમાંજ હતો, સમાધિભાષારૂપ શ્રીભાગવતના દશમસ્કંધમાં કથા પણ સારસ્વતકલ્પનીજ છે અને **પુષ્ટિમાર્ગમાં** સેવ્ય સ્વરૂપ પણ એકજ છે."

વળી પણ એ **પદ્મનાભદાસે** એક શંકા પુછી કે 'પુરુષોત્તમનું પ્રાકટ્ય **શ્રીનંદરાયજીને** ત્યાં થયું હતું કે **શ્રીવાસુદેવજીને** ત્યાં થયું હતું? શ્રીમહાપ્રભુજીએ ઉત્તર આપ્યો કે શ્રીભાગવતના લેખ પ્રમાણે બન્ને સ્થળમાં પ્રાકટ્ય છે. **आविवेशांशाभागेनमनआनकदुंदुभे:** એ શ્લોક પ્રમાણે **અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન** અને **સંકર્ષણ** એ ત્રણ વ્યૂહ સહિત પુરૂષોત્તમનું પ્રાકટ્ય **શ્રીવસુદેવજીને** ત્યાં થયું હતું અને **પ્રથમ** ભગવત્પ્રાદુર્ભાવ **તથા** બીજા ક્ષણમાં માયાનો પ્રાદુર્ભાવ એવી રીતે **વાસુદેવ** વ્યૂહ સહિત પુરૂષોત્તમનું પ્રાકટ્ય **શ્રીનંદરાયજીને** ત્યાં થયું હતું. **શ્રીનંદરાયજીને** ઘેર પ્રગટેલા પ્રભુએ પ્રાકૃત બાળકરૂપે પાછા **વસુદેવજીને** દર્શન દીધાં તે પોતાના વ્યાપકપણાને લીધે દીધાં અને ત્રણ વ્યૂહવાળા પોતાના સ્વરૂપનો પોતાના બાળકરૂપમાં અંતર્ભાવ કરવો હતો એ પણ તેમાં પ્રયોજન હતું ત્રણ વ્યૂહવાળા પોતાના સ્વરૂપનો પોતામાં અંતર્ભાવ કરીને પાછા **વસુદેવજી** ધારાવ્રજમાં પધાર્યા હતા. શ્રુતિરૂપ ગોપીઓએ યુગલગીતમાં **देवकीजठरभूदराजः** એ વાક્યમાં **શ્રીકૃષ્ણને દેવકીના** ઉદરથી પ્રકટયા કહ્યા છે અને **तवसुतःसतियदाधरबिंबे** એ વાક્યમાં **યશોદાના** પુત્ર કહ્યા છે તે બે વાત ઉપર કહ્યા પ્રમાણે વ્યવસ્થાથીજ ઘટે છે. તેમ **नंदस्त्वात्मजउत्पन्ने। तन्मातरौनिजसुतौघृणयास्नुवंत्यौ** ઇત્યાદિ **શ્રીશુકદેવજીનાં** વાક્યો પણ બન્ને ઠેકાણે પ્રકટ્ય થયું હોય તોજ ઘટે છે જો **વસુદેવજીને** ઘેરજ જન્મ્યા એમ માનીએ તો **નંદરાયજીને** પોતાને ઘેર પુત્ર જન્મ્યાની કેવળ ભ્રાંતિજ થઇ થતી એ માનવું જોઇએ તે યોગ્ય કેહેવાય નહી. બન્ને ઠેકાણે પ્રકટ થવાનાં સંક્ષિપ્ત કારણો કહ્યાં. જો આથી વધારે જોવું હોય તો **શ્રીસુબોધિની** તથા નિબંધ આદિ ગ્રંથોમાં જોઇ લેવું.

વળી પણ એ **પદ્મનાભદાસે** એકાદશીના વ્રતવિષે પુછતાં શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે "દશમીના વેધવાળી **એકાદશી સર્વથા ન કરવી** એ તો તમે પંડિત હોવાથી જાણોજ છો. વેધ ચાર પ્રકારનો છે. દશમી જો ૪૫ ઘડી હોય તો સ્પર્શ વેધ કહેવાય છે, જો ૫૦ ઘડી હોય તો સંગવેધ કેહેવાય છે, જો ૫૫ ઘડી હોય તો શલ્યવેધ કેહેવાય છે અને જો ૫૬ ઘડી હોય તો 'વેધ' નામનો વેધ કેહેવાય છે. તેમાં એવી વ્યવસ્થા છે

કે સત્યયુગમાં ચારે વેધનો ત્યાગ કરવો, ત્રેતાયુગમાં સંગ આદિ ત્રણ વેધનો ત્યાગ કરવો, અને દ્વાપરમાં શલ્યવેધનો તથા વેધનો ત્યાગ કરવો અને કળિયુગમાં 'વેધ' નામના વેધનો ત્યાગ કરવો, આ પ્રમાણે છે એટલા માટે કળિયુગમાં ૫૬ ઘડીનો વેધ માનવો જોઇએ. તે જો દશમી ૫૫ ઘડીથી ઉપર એક પળ પણ હોય તો એ વેધ થઇ ચુકયો એમ સમજવું. જો **એકાદશી** બે હોય તો બીજી કરવી અને એકાદશીનો ક્ષય હોય તો શુદ્ધ દ્વાદશીમાંજ વ્રત કરવું. **જન્માષ્ટમી** આદિ વ્રતોમાં જો સૂર્યોદયમાં સપ્તમી આવતી હોય તો વેધ માનવો પણ અરૂણોદયમાં સપ્તમી હોય તો તેનો બાધ આવતો નથી. સૂર્યોદય સમયે એક પળ પણ સપ્તમી હોય તો વેધ થાય છે, કારણ કે "સપ્તમીનો એક પળ માત્ર પણ વેધ હોય તો જેમ ગંગાજળનો કળશ મદિરાના એક છાંટાના સ્પર્શથી પણ અપવિત્ર થાય છે તેમ એ સપ્તમીના સ્પર્શવાળી **અષ્ટમી** અગ્રાહ્ય થાય છે," એવું શાસ્ત્રનું વચન છે. જો બે **અષ્ટમી** હોય તો પેહેલી **અષ્ટમી** શુદ્ધાધિકા છે માટે તે વેધ રહિત ભગવદ્વ્રતનો ત્યાગ કરવો નહી. બીજીને મળતિથિરૂપ સમજવી કારણ કે "સાઠ ઘડીવાળી તિથિનો થોડોક ઉપરાંતનો જે ભાગ બીજે દિવસે આવે છે તે ભાગ કર્મ કરવામાં અયોગ્ય છે અને તિથિના મળરૂપ છે એમ સમજવું પણ **એકાદશી** શિવાય" એવું શાસ્ત્રનું વચન છે. જો **અષ્ટમીનો** ક્ષય હોય તો તે **સપ્તમીનો** વેધવાળી અને ન્યુન તિથિ છે માટે **નવમીને** દિવસેજ વ્રત કરવું. (ઉત્સવ અને વ્રતાદિકનો સવિસ્તર નિર્ણય ઉત્સવ વ્રતાને આદિ ગ્રંથો છે તે જોઇ લેવો.)

એ પ્રમાણે ઉપદેશ કરીને શ્રીમહાપ્રભુજી પધારવા લાગતાં વિયોગથી મનના આકુળ ખેદ પામતા **પદ્મનાભદાસે** ભગવત્સ્વરૂપની સેવાને વાસ્તે વિજ્ઞપ્તિ કરી ત્યારે શ્રીમહાપ્રભુજીએ તેને શ્રીમથુરાનાથજીનું સ્વરૂપ સેવા કરવાને વાસ્તે આપ્યું, સેવાની પ્રણાલિકા બતાવી અને સ્વમાર્ગીય ગ્રંથો પણ આપ્યા.

પછી શ્રીમહાપ્રભુજી ત્યાંથી પધારી ગયા ત્યારથી **પદ્મનાભદાસ** તથા તેની સ્ત્રી એ બન્ને જણાએ સ્નેહપૂર્વક તનમનથી **શ્રીઠાકોરજીની** સેવા કરવા માંડી. એક દિવસે **પદ્મનાભદાસને** તેની સ્ત્રીએ કહ્યું કે "આપણે તો નિષ્કિંચન થઇ ગયાં. દેહના નિર્વાહને વાસ્તે અથવા પ્રભુની સેવાને વાસ્તે ધનાદિક તો અવશ્ય જોઇએ એટલા માટે તમે પુરોહિતવૃત્તિનો સ્વીકાર કરીને યજમાનો પાસેથી ધનાદિક લઇ આવો તોજ કામ ચાલે." સ્ત્રીનાં વચન સાંભળીને **પદ્મનાભદાસે** ઉત્તર આપ્યો કે "હું ભિક્ષાવૃત્તિ

તો નહી કરૂં. કારણ કે એમ કરવાથી મૂર્ખ લોકો આ માર્ગપર દૂષણ મુકશે કે 'જુવો **પદ્મનાભ** એવા સંપ્રદાયમાં ગયા કે જેથી **વ્યાસાસન** મુકીને ભીખ માગવી પડી.' બ્રાહ્મણની ઉત્તમ વૃત્તિ તો ઓહલો કરી આવવાની છે માટે તેથી દેહનો નિર્વાહ કરીશું." એમ કહીને તેણે સ્ત્રીને નીચે લખેલા ચાર શ્લોક સંભળાવ્યા.

**वसनाशनयोर्जहीहिचिंतामनुरागंसततंविधेहिकृष्णे ।**
**अयिपश्यसिकिंमयाज्ञसेनीमनयोरक्षयतामितःप्रयाताम् ॥ १ ॥**
**भोजनाच्छादनेचिंतांवृथाकुर्वंतिवैष्णवाः ॥**
**योसौविश्वंभरोदेवःसकिंभक्तानुपेक्षते ॥ २ ॥**
**चीराणिकिंपथिनसंतिदिशंतिभिक्षांनैवांघ्रिपाः**
**परभृतःसरितोप्यशुष्यन् ॥**
**रुद्धागुहाःकिमजितोवतिनोपसन्नान्कस्माद्भजंतिक**
**वयोधनदुर्मदांधान् ॥ ३ ॥**
**नहिसाधानसंपत्त्याहरिस्तुष्यतिकर्हिचित ॥**
**भक्तानांदैन्यमेकंहिहरितोषणकारणम् ॥ ४ ॥**

**અર્થ**—વસ્ત્રની અને અન્નની ચિંતા છોડી દે. નિરંતર **શ્રીકૃષ્ણમાં** પ્રેમ કર્ય. **શ્રીકૃષ્ણમાંજ** પ્રેમ રાખ્યાથી **દ્રોપદીને** વસ્ત્રો પણ અખુટ થઇ પડયાં હતાં અને અન્ન પણ અખુટ થઇ પડયું હતું એ તારા જાણવામાં નથી? ॥ ૧ ॥ વૈષ્ણવો અન્નની અને વસ્ત્રની ચિંતા વૃથાજ કરે છે, કારણકે જે પ્રભુ વિશ્વંભર કેહેવાય છે તે પોતાના ભક્તોની ઉપેક્ષા કેમ કરશે. ॥ ૨ ॥ શું માર્ગમાં ફાટલ વસ્ત્રો નથી હોતાં? પરનું પોષણ કરનારાં વૃક્ષો ભિક્ષા નથી આપતાં? નદીઓ સુકાઇ ગઇ છે? ગુફાઓ રોકાઇ ગઇ છે? અને પ્રભુશરણાગતોનું રક્ષણ નથી કરતા? કે જેથી વસ્ત્રની, અન્નની, જળની, ઘરની અને શરીરના રક્ષણની આપ્રમાણે ચિંતા કરીએ. અન્નવસ્ત્રાદિકતો સેહેજ મળે એમ છે તે છતાં વિદ્વાન લોકો, ધનના દુષ્ટ મદ થી આંધળા થએલા લોકોની ખુશામત શા માટે કરે છે. ॥ ૩ ॥ પ્રભુ સાધનોની સંપત્તિથી કદી પ્રસન્ન થતા નથી, કારણ કે ભક્તોની એક દીનતાજ પ્રભુને પ્રસન્ન થવાના કારણ રૂપ છે. ॥ ૪ ॥

**પદ્મનાભદાસે** એ પ્રકારના **ઉપદેશથી સ્ત્રીના** મનમાં દૃઢ વૈરાગ્ય ઉત્પન્ન કર્યું અને પછી બન્ને જણા શુદ્ધ સ્નેહભાવથી પોતાના શ્રીઠાકોરજી-

ની સેવા કરવા લાગ્યાં. એઓ જ્યારે પરસ્પર ભગવદ્વાર્ત્તા કરતાં હતાં ત્યારે એઓને દેહનું અનુસંધાન પણ રેહેતું નહતું. થોડાજ કાળમાં માનસી સેવારૂપ પ્રેમલક્ષણાભક્તિ સિદ્ધ થતાં એઓ કેટલાક દિવસ પછી પાછા અડેલ ગામમાં શ્રીમહાપ્રભુજીની પાસે આવીને સેવામાં તત્પર થયાં હતાં. **પદ્મનાભદાસના** અને તેની સ્ત્રીની વાર્તા બહુજ અનિર્વચનીયઅને અલૌકિક છે. સઘળા સેવકોમાં એઓ અત્યંત કૃપા પાત્ર થયાં હતાં.

શ્રીમહાપ્રભુજી પૃથ્વીપરિક્રમણ કરતાં કરતાં જ્યારે કાશીમાં પધારચા ત્યારે તેમણે પેહેલે દિવસે **મણિકર્ણિકામાં** યથાવિધિ સ્નાન તથા શ્રાદ્ધ કરી **શ્રીવિશ્વનાથનાં** તથા **શ્રીબિંદુમાધવનાં** દર્શન કરચાં. બીજે દિવસે પંચગંગા નામના તીર્થમાં સ્નાન કરીને, ત્યાં બીરાજ્યા તે સમયે સાથેના સેવક લોકોએ એક ધ્વજ ખડી કરીને સર્વને સંભળાવવાને વાસ્તે ઊંચા શબ્દથી પ્રસિદ્ધ કરયુ કે " **શ્રીવિષ્ણુસ્વામીના** મતને અનુસરનારા, વૈષ્ણવસંપ્રદાયોના આચાર્યોમાં શિરોમણિ **શ્રીવલ્લભાચાર્ય** અહીં આવીને બીરાજ્યા છે. એમણે વિજયનગરમાં **કૃષ્ણદેવરાજા** તે ત્યાં સર્વેવાદીઓને જીતી માયાવાદનું ખંડન તથા બ્રહ્મવાદનું સ્થાપન કરીને શુદ્ધાદ્વૈતમતનો પ્રકાશ કરયો છે. આ **કાશીમાં** જો કોઇને એ વિષે વાદ કરવાનો અભિલાષ હોય તો તેઓએ ખુશીથી આવવું." એ ઉપરાંત એવાજ અભિપ્રાયનો એક પત્ર પણ **શ્રીવિશ્વનાથજીના** મંદિરના દ્વાર ઉપર ચોંડી દીધો. એ પત્ર જોઇને તથા ઉદ્ઘોષ સાંભળીને **કાશીના** સર્વે પંડિતો, શાસ્ત્રીઓ અને મહાત્મા સાધુ લોકો શ્રીમહાપ્રભુજીની પાસે આવ્યા. એઓમાં **દિનકરભટ્ટ, લક્ષ્મણભટ્ટ, નિત્યાનંદમહાશય, ચંદ્રશેખર** અને **નીલકંઠ** એઓ મુખ્ય હતા. એઓએ પ્રથમ શિષ્ટાચારની રીતિથી નમસ્કાર કરીને કહ્યું કે " આપનું અલૌકિક સામર્થ્ય છે. આપ સાક્ષાત્ ઇશ્વરનો અવતાર છો. કાશીસ્થ પંડિતોએ તો આપની બાલ્યાવસ્થામાંજ આપના પાંડિત્યનો અનુભવ કરયો છે. વળી આપે દક્ષિણ દેશમાં રાજાને ત્યાં બ્રહ્મસભાને જીતીને વિજયપત્ર મેળવ્યું છે તે પણ અમે સાંભળ્યું છે માટે અમારે વાદ કરવાની ઇચ્છાનથી પરંતુ આપે જે શુદ્ધાદ્વૈતમતનો પ્રકાશ કરયો છે તે મત સાંભળવાની અમો ઇચ્છા કરીએ છીએ. " વિદ્વાનોનાં એ વચન સાંભળી શ્રીમહાપ્રભુજીએ સર્વનો યોગ્ય સત્કાર કરી તથા યોગ્ય સંભાષણ કરી સર્વને વેદ સંમત શુદ્ધાદ્વૈતમત ઉપપાદનપૂર્વક સંભાળાવ્યો. એ સાંભળી પ્રસન્ન થયાને સર્વ કહેવા લાગ્યા કે " આપે શુદ્ધ બ્રહ્મભાવમાં સર્વવેદ પ્રતિપાદિત સેવ્યસેવકભાવનો કરયો એ વિલક્ષણતા કરી છે, હવે આ ધ્વજા સમેટી

લઇને આશ્રમમાં પધારો.' એટલામાં **એકદંડી ઉપેદ્રાશ્રમ** તથા પ્રકાશાનંદ સરસ્વતી એ બે સન્યાસીઓ કે જેઓ માયાવાદી, હઠ રાખનાર અને પં-ડિતપણાનું અભિમાન ધરાવનારા હતા તેઓએ વાદચર્ચાનો આરંભ કરતાં શ્રીમહાપ્રભુજીએ સર્વની સમક્ષ ચાર ઘડી સુધી વાદ કરીને એઓને પરાસ્ત કર્યા. કલ્લોલ નામના ગ્રંથમાં લખ્યું છે કે એ વાદ સત્યાવીશ દિવસ સુધી ચાલ્યો હતો.) પછી એઓમાંનો એક સન્યાસી ક્રોધમુદ્રાથી ભક્તિમાર્ગ ઉપર આક્ષેપકરીને વિતંડવાદ કરવા લાગતાંતેજોઇને શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે "તમે પોતાના સ્વરૂપમાં નિષ્ઠાવાળા નથી. જેવું તમારૂં બહારનું કાષાયવસ્ત્ર નિર્મળ છે તેવું તમારૂં અંતઃકરણ નિર્મળ નથી,તમે તમારા વેષને લજવો છો. ભાગવદ્ગીતામાં કહ્યુ છે કે જે મૂઢ બુદ્ધિવાળો કર્મેંદ્રિયોનો નિગ્રહ કરીયે મનમાં વિષયોનું સ્મરણ કર્યા કરતો હોય તે પુરૂષ ખોટા આચારવાળો કેહેવાય છે. શ્રીભાગવતમાં પણ કહ્યું છે કે મૌન ક્રિયાનો ત્યાગ અને પ્રાણાયામ એઓ અનુક્રમે વાણીના, દેહના અને ચિત્તના દંડ છે માટે એ સાચા દંડો નહી રાખતાં વાંસના દંડ રાખવાથી સન્યાસી કેહેવાય નહી. વળી શ્રીભાગવતમાં કહ્યુ છે કે સન્યાસીએ વાદવિવાદોનો" તથા તર્કોનો ત્યાગ કરવો અને કોઇ પણ પક્ષનો આ-શ્રય કરવો નહી. આ વચનો સાંભળી વળી એ સન્યાસી ક્રોધાવિષ્ટ થઇને બોલ્યો કે "તમે જ્ઞાનમાર્ગનો દ્વેષ કરો છો તથા સન્યસ્ત ધર્મની નિંદા કરોછો માટે તમને જ્ઞાનમાર્ગમાં અધિકાર નથી અને ચતુર્થાશ્રમ ( **સન્યાસ** ) પણ તમને પ્રાપ્ત થવાનો નથી." સન્યાસિનાં એ વચનો સાંભળી શ્રીમહા-પ્રભુજી બોલ્યા કે "સન્યસ્ત ધર્મ તો અમને સર્વ પ્રકારે અભીષ્ટ છે. અમો સન્યસ્ત ધર્મની નિંદા કરતા નથી પણ એમ કહીએ છીએ કે તમારો સ-ન્યાસ પાખંડરૂપ છે તેથી નિંદિત છે. શિખાસૂત્રનો ત્યાગ કરી એકદંડ સ-ન્યાસતો ત્યારે કરવો જોઇએ કે જ્યારે મદિરાથી મત્ત થએલાની પેઠે દશા થઇ જાય. શ્રુતિમાં કહ્યું છે કે જ્યારે કટિ ઉપરથી વસ્ત્ર પડી જતાં તેની ખબર પણ ન રહે ત્યારે કાષાયવસ્ત્રનું ધારણ કરવું. આ કાળમાં તો દઢતર વૈરાગ્યનો અસંભવ હોવાથી ત્રિદંડસન્યાસનો પણ અધિકાર નથી. સ્મૃતિમાં કહ્યુ છે કે જ્યારે મનમાં સર્વ વસ્તુઓથી વૈરાગ્ય થાય ત્યારેજ વિદ્વાને સ-ન્યાસ લેવો, વૈરાગ્ય વિના સન્યાસ લીએ તો પતિત થાય છે. આ કારણને લીધેજ **अग्निहोत्रं गवालंभं सन्यासं पलपैतृकम् ॥ देवराच्च सुतोत्पत्तिं कलौ पंच विवर्जयेत्** એ સ્મૃતિએ કળિયુગમાં સન્યાસનો નિષેધ કરચો છે અને અમે પણ તેને અનુસરીનેજ સન્યાસનિર્ણય નામનો ગ્રંથ કરવાનું ધાર્યું છે. જો કે અમે અમારા સંપ્રદાયમાં **સન્યાસનો** નિષેધ કરચો છે તોપણ...

'સન્યાસ ધર્મ તમને પ્રાપ્ત નહી થાય' એમ તમે બોલી ગયા એટલા માટે અમે યોગ્ય સમયમાં સન્યાસી થઇને તમને તથા સઘળા **કાશીસ્થ** લોકોને સન્યાસીના ધર્મ દેખાડીશું. તમે અમને જ્ઞાનમાર્ગના દ્વેષી કહીને પોતાને જ્ઞાનમાર્ગના અધિકારી માનો છો તેથી અમે ફરીવાર તમને પુછીએ છીએ કે તમે જ્ઞાન ને પ્રપંચરૂપ અવિદ્યાનું ધ્વંસક (વિનાશ કરનાર) કહો છો તો તે પ્રપંચરૂપ અવિદ્યા ભાવરૂપ છે કે અભાવરૂપ છે? ભાવરૂપ કહેશો તો જ્ઞાનથી અવિદ્યાનો બાધ નહી થાય. કારણ કે **नासतोविद्यतेभावोनाभावोविद्यतेसतः** (અસત્ પદાર્થનો ભાવ હોતો નથી) એવો નિયમ છે. એક બ્રહ્મની અને બીજી ભાવરૂપ અવિદ્યાની એમ બે સત્તાઓ થઇ તેથી અદ્વૈતનો ભંગ થાય છે. તેમજ જો તમે, અવિદ્યાનો અભાવરૂપ કહેશો તો તે અભાવનો પ્રતિયોગીભાવ હોવાથી પ્રપંચનું સત્યપણું ઠરે છે તો તેથી પણ તમારા અદ્વૈતનો ભંગ થાય છે."

શ્રીમહાપ્રભુજીનાં એ વચનો સાંભળી પેલો **સન્યાસી** 'અમે પ્રપંચને બ્રહ્મરૂપ માનીએ છીએ' એમ તુરત બોલી દેતાં શ્રીમહાપ્રભુજી હસીને બોલ્યા કે "તમે મારા પંથમાં આવી ચુક્યા છો માટે ઘણું જીવો. તમે જ્યારે પ્રપંચરૂપ અવિદ્યાને બ્રહ્મરૂપ કહી ત્યારે તમારો પરમતમાં પ્રવેશ થઇ ચુક્યો. અમે સર્વ વેદની સંમતિથી પ્રપંચને બ્રહ્મરૂપ કહીએજ છીએ" આ પ્રકાર સાંભળી પેલો સન્યાસી નિરૂત્તર અને લજ્જિત થઇને ઉઠી ગયો અને એ વાદ જોઇને, બીજા લોકો પણ કે જેઓના મનમાં વાદની ઇચ્છા હતી તેઓને પણ સંતોષ થઇ ગયો. એ વાદચર્ચા સાંભળવાને તથા શ્રીમહાપ્રભુજીના દર્શન કરવાને જે ઘણા ઘણા લોકો આવ્યા હતા તેઓમાં જેઓ દૈવી જીવ હતા તેઓ શરણગત થઇને સેવક થયા. એઓમાં ક્ષત્રિય જાતનો એક **પુરૂષોત્તમદાસ** નામનો ધનાઢ્ય શેઠ હતો તેણે વિનતિ કરી શ્રીમહાપ્રભુજીનેપોતાને ઘેર પધરાવીને ત્યાં બીરાજમાન કર્યા અને પોતે તન મનથી સેવા કરવા લાગ્યો, એનો શુદ્ધ સ્નેહભાવ જોઇ તેના આગ્રહ ઉપરથી શ્રીમહાપ્રભુજી થોડાક દિવસ તેને ઘેર બિરાજ્યા. એક દિવસે એ **પુરૂષોત્તમદાસ** શેઠે વિનતિ કરીને કહ્યુ કે "આપણા સંપ્રદાયમાં જે **સિદ્ધાંતપક્ષ** છે તે મને સમજાવો." એ ઉપરથી શ્રીમહાપ્રભુજીએ પોતાના સોળ ગ્રંથોમાં જે **સિદ્ધાંતમુક્તાવાળી** નામનો ગ્રંથ છે તે અર્થ સહિત તેને સંભળાવ્યો. સર્વ લોકોના સમજવામાં આવવાને વાસ્તે આ ગ્રંથ અને બાકીના શ્રીવૈષ્ણવોના નિત્ય નિયમનાં બાવીશ ગ્રંથ કે જે પુષ્ટિ માર્ગમાં જરૂરના છે તેઓના છેવટના ભાગોમાં મૂળ અને ભાષાંતર સહિત દાખલ કર્યા છે.

એ સિદ્ધાંતમુક્તાવળી સાંભળ્યા પછી પુરૂષોત્તમદાસ શેઠે સેવાને વાસ્તે ભગવત્સ્વરૂપ માગતાં શ્રી મહાપ્રભુજીએ શ્રી મદનમોહનજીનું સ્વરૂપ સેવ્ય કરીને આપ્યું અને સેવા કરવાની સઘળી પ્રનાળીકા બતાવી. પછી એક દિવસે પુરૂષોત્તમદાસ શેઠે પુછ્યું કે "કાશી શિવનું ક્ષેત્ર છે માટે જે વૈષ્ણવ કાશીમાં આવે તેણે કાશીની યાત્રા કરવી કે નહી ?" શ્રીમહાપ્રભુજી ઉત્તર આપ્યો કે "કાશી તો મુખ્ય તીર્થ છે. જે જે તીર્થમાં જવું તે તે તીર્થની યાત્રા અને તીર્થનું સન્માન અવશ્ય કરવાં. કાશીમાં પેહેલે દિવસ મણિકર્ણિકા ચક્રપુષ્કરિણીમાં સ્નાન, દાન, મુંડન તથા શ્રાદ્ધાદિક કરવું અને તે પછી શ્રીવિશ્વનાથનાં તથા શ્રીબિંદુમાધવનાં દર્શન અવશ્ય કરવાં." વળી એ શેઠે પુછ્યું કે "રામાનુજ સંપ્રદાયના અને માધ્વસંપ્રદાયના લોકો શિવાલયમાં જવાનોજ નિષેધ કરે છે તેનું કેમ ? શ્રી મહાપ્રભુજીએ ઊત્તર આપ્યો કે "આપણા માર્ગમાં એવડો બધો આગ્રહ નથી. શિવજી બ્રહ્મકોટીમાં છે અને વિષ્ણુસ્વામીના સંપ્રદાયના મુખ્ય પ્રવર્તક છે. પણ શિવજીના વતાદિક સ્થાપિત છે માટે તે તો સર્વથા કરવા નહી." વળી એ શેઠે પુછ્યું કે "જેઓ ભસ્મનું અને રૂદ્રાક્ષનું ધારણ કરે છે તેઓની સાથે કેવી રીતે વર્તવું ? માધ્વમતને અનુસરનારાઓ તો એ લોકોને અસ્પૃશ્ય માને છે." એ સાંભળી શ્રી મહાપ્રભુજીએ કહ્યું કે "ઠીક છે. જો કે પુરાણાદિકમાં એવાં વચનો પણ મળી આવે છે તોપણ આપણે ખેંચ કરીને એવો આગ્રહ કરવો નહી સાધાન્યભાવથી રેહેવું. ભસ્મ રૂદ્રાક્ષ તો કેવળ શૈવી દીક્ષાવાળાઓને વિહિત છે. બાકી સ્માર્ત કર્મકાંડી આદિ સર્વે લોકોને તો કેવળ ઉર્ધ્વપુંડ્રજ વિહિત છે. સ્કંદ પુરાણમાં કહ્યું છે કે મરણ પ્રાપ્ત થતાં પણ આડું ટીલું કરવું નહી અને નારાયણના નામ વિના બીજું નામ બોલવું નહી. પદ્મપુરાણમાં કહ્યું છે કે જેના કપાળ ઉપર અને પેટ ઉપર ઉર્ધ્વપુંડ્ર જોવામાં ન આવે તેનું ફરીવાર મોહોડું જોવું નહી અને જોવાઇ જાયતો સૂર્યનાં દર્શન કરવાં. વળી કહ્યું છે કે 'ઉર્ધ્વપુંડ્ર સર્વ લોકોને વાસ્તે વિહિત છે, કદીપણ નિષિદ્ધ નથી. જે બ્રાહ્મણ આદિ લોકો ઉર્ધ્વપુંડ્રનું ધારણ કરે તેઓ વિષ્ણુના ભક્ત થાય છે.' બ્રહ્માંડપુરાણમાં કહ્યું છે કે 'ઉર્ધ્વપુંડ્ર ધર્યાવિના જે કાંઇ યોગ, દાન, જપ, હોમ, વેદાધ્યયન કે પિતૃતર્પણ કરવામાં આવે તે સઘળું ભસ્મ થઇ જાય છે.' વળી કહ્યું છે કે 'જે અધમ બ્રાહ્મણો છિદ્રવગરનું ઉર્ધ્વપુંડ્ર કરે છે તેઓના કપાળમાં સર્વેદા કુતરાનો પગ છે એમ નિસ્સંશય સમજવું. યજુર્વેદની કઠશાખામાં કૃતोर्ध्वपुंड्रः कृतचक्रधारी विष्णुपरं ध्यायति यो महात्मा स्वरेण मंत्रेण सदा हृदि

**स्थंपरात्परंयन्महतोमहांतं** એ શ્રુતિ છે તેમાં ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાનું કહ્યું છે. **વાયુપુરાણમાં** પણ કહ્યું છે કે 'જેણે અંગમા ગોપીચંદનની સુંદર માટીથી **શ્રીકૃષ્ણનાં** આયુધનાં ચિન્હ કર્યાં હોય તેને પ્રયાગ આદિ તીર્થોમાં જવાનું કશું પ્રયોજન નથી." વળી **પુરૂષોત્તમદાસ**શેઠે પુછ્યું કે "**કાશી** શિવનું ક્ષેત્ર છે માટે વૈષ્ણવોએ **કાશીમાં** રેહેવાનું કેમ કરવું ?' શ્રીમહાપ્રભુજીએ સમાધાન કર્યું કે **बिंदुमाधवपार्श्वस्थाविष्णुकांचीतिविश्रुता** ( **કાશીનો** બિંદુમાધવની આસપાસ જેટલો ભાગ છે તે **વિષ્ણુકાંચી** કેહેવાય છે ) એ વચન પ્રમાણે **કાશી** શિવનું અને વિષ્ણુનું બન્નેનુ ક્ષેત્ર છે તેમાં વિવેકિ વૈષ્ણવોએ **વિષ્ણુની** સીમામાં ઘર બાંધીને નિવાસ કરવો ઉચિત છે અને તેપ્રમાણે તમારૂં ઘર **વિષ્ણુની** સીમામાંજ છે. પમેશ્વર મહાદેવથી જે દક્ષિણ ભાગ છે તે **શિવનું** ક્ષેત્ર છે અને જે ઉત્તર ભાગ છે તે **વિષ્ણુનું** ક્ષેત્ર છે." આજપર્યંત કાશીમાં **પુરૂષોત્તમશેઠના** ઘરમાં શ્રીમહાપ્રભુજીની બેઠક પ્રસિદ્ધ છે અને જે મેહેલ્લામાં એ ઘર છે તે મેહેલ્લામાં એ ઘર છે તે મેહેલ્લો '**યત્નવટ**' નામથી પ્રખ્યાત છે.

એ પ્રમાણે **કાશીમાં** પોતાનો પ્રભાવ દેખાડીને અને **પુરૂષોત્તમદાસ**શેઠના સઘળા મનોરથો પરિપૂર્ણ કરીને શ્રીમહાપ્રભુજી પૃથ્વીપરિક્રમણ કરવા સારૂ આગળ પધાર્યા. એ પ્રમાણે બે પરિક્રમા પુરી કરીને ત્રીજી કરવાને વાસ્તે પધારતાં જ્યારે **ઝાડખંડમાં** આવ્યા ત્યારે રાતે પ્રભુની આજ્ઞા થઇ કે "અમે 'ગોવર્દ્ધનધરી સ્વરૂપથી ગિરિરાજની કંદરામાં બીરાજીએ છીએ એ તમારા જાણવામાં છે ત્યાંના વ્રજવાસી લોકોને અમારા દર્શન થયાં છે અને એઓ અમને પ્રગટ કરવાને વાસ્તે વિચાર કરે છે પરંતુ અમે તમારી વાટ જોઇએ છિએ માટે તમે હવે તુરત ત્યાં આવીને અમને પ્રગટ કરો અને **શ્રીકૃષ્ણાવતારના** જીવો વ્રજમાં આવ્યા છે તેઓને શરણે લઇને સેવક કરો એટલે અમે તેઓની સાથે ક્રીડા કરીશું." આ પ્રમાણે **ભગવદાજ્ઞા** થતાં શ્રીમહાપ્રભુજી તુરત ત્યાંજ પરિક્રમા છોડી દઇને વ્રજમાં પધારયા તે પ્રથમ શ્રીમથુરાજીમાં આવીને **ઉજાગર** નામના એક ચોબાને ઘેર બીરાજ્યા. ત્યાંથી શ્રીયમુનાજીમાં સ્નાન કરવા **વિશ્રાંતઘાટ** તરફ ચાલવા લાગ્યા ત્યાં **ઉજાગર** ચોબાએ તથા બીજા લોકોએ પણ કહ્યું કે "મહારાજ ! વિશ્રાંતઘાટ ઉપર તો પાંચ દિવસ થયા મોટો ઉપદ્રવ ઉઠયો છે. એ સાંભળી શ્રીમહાપ્રભુજીએ પુછ્યું 'શો ઉપદ્રવ છે સર્વ લોકોએ વૃત્તાંત કહ્યું કે પ્રથમ દિલ્લીથી પાદશાહનો કામદાર **રૂસ્તમઅલ્લી** અહીં આવ્યો હતો તેની અહીંના ચોબા લોકોએ કાંઇ હાંસી કરતાં તેણે ક્રોધાવિષ્ટ થઇ દિલ્લી જઇને

ત્યાંથી એક યંત્ર સિદ્ધ કરીને મોકલ્યો છે. વિશ્રાંત ઘાટનાં નાકાં રોકી ત્યાં એ યંત્ર ટાંગીને યવન લોકો બેઠા છે. જે કોઇ હિંદુ તેની નીચે આવે જાય તેની ચોટલી કપાઇને ડાઢી થઇ જાય છે. એ ભયથી પાંચ દિવસ થયા ત્યાં સ્નાન કરવું બંધ છે." એ સાંભળી શ્રી મહાપ્રભુજી બોલ્યા કે "તીર્થ ઉપર આવી તીર્થથી વિમુખ થઇને જવું યોગ્ય નથી માટે અમે તો સ્નાન કરવા જઇએ છીએ. યંત્રની હરકત અમને થવાની નથી અને જે બીજા લોકોને સ્નાન કરવું હોય તેઓ પણ ભલે અમારી સાથે આવે." એટલાં વચન કહી શ્રીમહાપ્રભુજીએ લોકોના સમુદાય સહિત ત્યાં આવીને સુખપૂર્વક સ્નાન કર્યું અને **શ્રીયમુનાજીનું** યથાવિધિ પૂજન પણ કર્યું તે-માં કોઇને પણ યંત્રની હરકત થઇ નહી પણ શ્રીમહાપ્રભુજી સ્નાનાદિક કરીને પાછા ઉતારે પધાર્યા પછી એવીને એવી હરકત થવા લાગી. શ્રી મહાપ્રભુજીનો પ્રભાવ જોઇ **ઉજાગર** ચોબા આદિ સર્વે લોકોએ વિનતિ કરી કે "આપ એવો કાંઇ ઉપાય કરો કે જેથી યંત્ર અહીંથી ઉપડે અને સર્વ પ્રજાનું દુઃખ મટી જાય." એ વચન સાંભળવાથી કરૂણા આવતાં શ્રીમહાપ્ર-ભુજીએ યંત્રના મિષથી એક કાગળ લખી પોતાના સેવક **વાસુદેવદાસ** અને **કૃષ્ણદાસ**ના હાથમાં આપી તેઓને કહ્યું કે "તમે **દિલ્લી** જાઓ અને દિલ્લીના સદર દરવાજા પાસે રાજમાર્ગમાં આ કાગળ ટાંગીને બેસો. તમારી ખબર પૃથ્વીપતી પાદશાહની પાસે પોહોંચશે ત્યારે આનો ન્યાય થશે" એ ઉપરથી એ બન્ને જણાએ દિલ્લીમાં જઇને તે પ્રમાણેજ કર્યું અને તેની નીચે જે કોઇ યવન લોકો જવા આવવા લાગ્યા તેઓની ડાઢીઓ ઉખડી પડીને ચોટલીઓ થઇ જવા લાગી. આ ખબર લોદી **સિકંદર** પાદશાહની પાસે પોહોચી કે "બે હિંદુ ફકીરોએ આવીને આ ઉપદ્રવ કર્યો છે." તે ઉપરથી પાદશાહે તે બન્નેને બોલાવી પુછતાં બન્નેએ અરજ કરી કે "હજુર પૃથ્વીના પતિ હાકેમ છો. હિંદુ મુસલમાન સર્વે આપની પ્રજા છે. આવો ઉપદ્રવ પ્રથમ હજુર કામદાર **રૂસ્તમઅલ્લીએ** મથુરામાં સાત દિવસ થયા કર્યો છે તેથી વસ્તીને દુઃખ દેખીને અમારા ગુરૂ શ્રીએ અમો બન્નેને અ-હીં મોકલ્યા છે કે જેથી હજુર સુધી ખબર પોહોચે." એ સાભળીને લોદી **સિકંદર** પાદશાહે તુરત **રૂસ્તમઅલ્લીને** સઘળી હકીકત પુછીને કહ્યું કે "પેહેલી કસુર તારી છે. તે શું જાણ્યું હતું કે હિંદુઓમાં આવો કરા-મતી ફકીર નહી હોય; હવે આંખ્યોથી જો અને તારો યંત્ર જલદી મગા-વી લે. કદી કોઇના ધર્મ ઉપર નજર કરીશમાં." આ પ્રમાણે **રૂસ્તમઅલ્લી-ને** કહીને પાદશાહે શ્રીમહાપ્રભુજીના એ બન્ને સેવકોને કહ્યું કે" જ્યારે મથુ

**રામાંથી** યંત્ર આવી જાય ત્યારે તમો પણ પોતાનો યંત્ર ઉઠાવીને જલદી ચાલ્યા જજો અને તમારા ગુરૂને અમારી બંદગી કહેજો." આ પ્રમાણે શ્રીમહાપ્રભુજી **વિશ્રાંતઘાટ** ઉપરથી યવનોનો યંત્ર કઢાવી નાખીને પછી ત્યાંથી **શ્રીગિરિરાજમાં** આવ્યા અને **સિદ્ધ પાંડેનાં** ઘરમાં બીરાજ્યાં. ત્યાં સઘળી વાતનું ઠીકઠાક કરી, **શ્રીગિરિરાજની** કંદરામાં જ્યાં **શ્રીગોવર્દ્ધનધર** બીરાજમાન હતા ત્યાંથી તેમને પ્રકટ કરયા, પ્રકટ કરી **શ્રીગિરિરાજના** ઉપર પોતાની ઇચ્છા પ્રમાણે સુંદર મંદિર તૈયાર કરાવી તેમાં બીરાજમાન કરયા અને બીરાજમાન કરી અધિકાર પ્રમાણે **રામદાસજી** વગેરે બ્રાહ્મણોને તથા **કુંભનદાસ** ચોહાણ વગેરે વ્રજવાસીઓને **પુષ્ટિ** માર્ગની રીતિનો સેવા પ્રકાર બતાવ્યો. **શ્રીનાથજી** સંબંધી વિસ્તારપૂર્વક વૃત્તાંત નિજવાર્તા નામના ભાષા ગ્રંથમાં સ્ફુટ છે. સાક્ષાત્ પ્રભુએ સ્વરૂપથી **શ્રીગિરિરાજમાં** સદા બીરાજતા હતા અને તે, શ્રીમહાપ્રભુજીદ્વારાપ્રકટ થયા તે વિષે તથા દર્શનના મહાત્મ્ય વિષે **ગર્ગસંહિતાના** ગિરિરાજ ખંડમાં નીચે પ્રમાણે લખ્યું છે.

"હે રાજા **શ્રીકૃષ્ણે** જે રૂપથી **ગોવર્દ્ધન** પર્વતને ધરયો હતો તે રૂપ ત્યાંસૂંમાર મંડળમાં હજી સુધી બીરાજમાન છે. કળિયુગના આરંભથી ચાર હજાર અને **આઠસો** વર્ષ વ્યતીત થયા પછી એ સ્વતઃસિદ્ધ **શ્રીકૃષ્ણનું** સ્વરૂપ કે જે હમણાં શૃંગાર મંડળમાં ગુપ્ત છે તે સ્વરૂપ સઘળાઓ દેખતાં ગિરિરાજની ગુફાના મધ્યમાંથી પ્રકટ થશે. જે પ્રભુ ગિરિરાજમાં સર્વદા લીલા કરે છે તેમને સજ્જનો **નાથશ્રીજી** અને **દેવદમન** એવાં નામોથી કહેશે તેઓ કૃતાર્થ થશે. **શ્રીજગન્નાથજી**, **શ્રીરંગનાથજી**, **શ્રીદ્વારકાનાથજી** અને **શ્રીબદ્રીનાથજી** એઓ ભરતખંડની ચારે દિશાઓમાં બીરાજે છે અને આ **શ્રીનાથજી** ભરતખંડના મધ્યમાં **શ્રીગિરિરાજમા** બીરાજે છે. પવિત્ર ભરતખંડમાં એ દેવતાઓના ઇશ્વર ચાર નાથ ઉત્તમ ધર્મરૂપી મંડપના સ્તંભરૂપ છે અને પીડાએલા લોકોના રક્ષણમાં તત્પર છે એઓના દર્શન કરવાથી મનુષ્ય **નારાયણરૂપ** થાય છે. સુબુદ્ધિ માણસ પૃથ્વીમાં ચાર નાથોની યાત્રા કરીને જો **દેવદમનનાં** દર્શન નહી કરે તો તેને યાત્રાનું ફળ થશે નહીં. ગોવર્દ્ધન પર્વતમાં **દેવદમન** નામવાળા **શ્રીનાથજીના** દર્શન કરવાથી પૃથ્વીમાં ચારે નાથોની યાત્રા કરવાનું ફળ પ્રાપ્ત થશે."

**શ્રીમહાપ્રભુજીએ** **શ્રીનાથજીની** સેવાનો પ્રબંધ બાંધીને પાછા **શ્રીમથુરાજી** આવવાનો વિચાર કર્યો ત્યારે **શ્રીનાથજીએ** આજ્ઞા કરી કે" તમે બાકીનું પૃથ્વીપરિક્રમણ સંપૂર્ણ કરીને તમારો વિવાહ કરો અને પછી **સકુટુંબ** આવી

આવીને અમારી સેવાનો વિસ્તાર કરો." આ ભગવદાજ્ઞાને માથે ચડાવી શ્રીમહાપ્રભુજી પાછા **શ્રીમથુરામાં** આવ્યા અને ત્યાંથી **ઉજાગર** ચોબાને સાથે લઇ ચોરાશી કોશની **વ્રજમંડળની** યાત્રા કરવા પધાર્યા. ચોરાશી કોશના વ્રજમંડળમાં વન અને ઉપવન આદિ સ્થળોમાં પ્રભુએ **શ્રીકૃષ્ણાવતારમાં** જે જે લીલાઓ કરી છે તે સઘળી લીલાઓને શ્રીમહાપ્રભુજીએ પ્રકાશિત કરી અને તે તે સ્થળમાં **શ્રીભાગવતની** પારાયણો કરી. **ઉજાગર** ચોબાના બતાવ્યા પ્રમાણે અનુક્રમથી વ્રજમંડળની પરિક્રમા કરતાં કરતાં **શ્રીગોકુળ** કે જે પોતાને પ્યારૂં સ્થળ હતું ત્યાં આવી **ઠકુરાનીઘાટ** ઉપર બીરાજી ત્યાં શ્રીભાગવતની એક પારાયણ કરીને થોડાક દિવસ અધિક બીરાજ્યા. ત્યાં એક દિવસે મધરાતે બારે ચિંતા ઉત્પન્ન થઇ કે "સઘળા જીવો મારી શરણે આવે છે પણ તેઓમાં જે અહંતા મમતા આદિ પ્રાકૃત દોષો છે તેઓની નિવૃતિ શી રીતે થાય ?" શ્રીમહાપ્રભુજીને આ પ્રમાણે ચિંતાથી ઘેરાયલા જોઇ **શ્રીનાથજીએ** સાક્ષાત પ્રગટ થઇને આજ્ઞા કરી કે " તમે શામાટે ચિંતા કરો છો. જે જે જીવ તમારી શરણે આવે તેઓનું સર્વસ્વ નિવેદન કરાવી તેઓને અમારો સંબંધ કરાવો. એમ કરવાથી જીવોને સઘળા દોષોની નિવૃત્તિ થશે તથા અમારી સેવામાં યોગ્યતા પ્રાપ્ત થઇઅનેમારી પ્રાપ્તિ થશે." આ **ભગવદાજ્ઞા** શ્રાવણ શુદી એકાદશીની મધરાતે થઇ તેજ સમયે શ્રીમહાપ્રભુજીએ પ્રભુને રેશમના અથવા સુતરનાં પવિત્રાં પેહેરાવીને **મિશ્રીનો** ભોગ ધરયો અને પ્રાતઃકાળમાં પ્રથમ **દામોદરદાસજીને** નિવેદન મંત્રનો ઉપદેશ કરી નિવેદનપૂર્વક **બ્રહ્મસંબંધ** કરાવ્યો અને ભગવદાજ્ઞા પ્રમાણે સિદ્ધાંત રહસ્ય નામનો ગ્રંથ પ્રકટ કરયો કે જેમાં નિવેદનનો વિષય સ્ફુટ છે.

એક દિવસે શ્રી ગોકુળમાં **ઠકુરાની** ઘાટ ઉપર શ્રી મહાપ્રભુજી બીરાજ્યા હતા ત્યાં એક **રાઘવદાસ** નામનો સાધુ પુજાનો સંપુટ (ડાબલો) ઉઘાડીને ઠાકોરજીની પૂજા કરવા લાગતાં શ્રી મહાપ્રભુજીના જોવામાં આવ્યું કે "તેણે ભગવન્મૂર્તિના વક્ષસ્થળ ઉપર **શાલગ્રામની** શિલા મુકીને પૂજન કર્યું અને પૂજન કરીને ઠાકોરજીને પાછા સંપુટમાં પોઢાડ્યા ત્યારે પણ મૂર્તિના વક્ષસ્થળ ઉપર **શાલગ્રામની** શિલા મુકી." એ વાત જોઇ તેનું સહન નહી થઇ શકતાં શ્રીમહાપ્રભુજીએ પેલા સાધુને પુછ્યું કે "આમ શામાટે કરો છો?" સાધુએ ઉત્તર આપ્યો કે "**શાલગ્રામમાં** સ્વતઃસિદ્ધ ભગવાન્ બીરાજે છે અને મૂર્તિમાં તો પ્રતિષ્ઠા કરવાથી ભગવાન બીરાજે છે માટે મુખ્ય પૂજન શાલગ્રામનું છે. એ કારણોથી હું આમ કરૂં છું." એ સાંભળીને શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે "ત્યારે મુર્તિનો આગ્રહ શા માટે રાખો

છો." સાધુ બોલ્યો કે "**શાલગ્રામમાં** સાકાર દર્શન થાય નહી એટલા માટે મુર્તિ રાખી છે." એ વાત સાંભળી વળી શ્રીમહાપ્રભુજીએ પુછ્યું કે "મુર્તિમાં કોની ભાવના કરો છો." સાધુએ કહ્યું કે "નંદરાયના પુત્ર જે **શ્રીકૃષ્ણ છે** તેમની ભાવના કરૂંછું." એ સાંભળી શ્રીમહાપ્રભુજી ક્રોધ કરીને બોલ્યા કે તમે ભક્ત છતાં અને એવી ભાવના કરતાં છતાં મૂર્તિના વક્ષસ્થળ ઉપર તમારા હાથથી શિલા મુકો છો તેથી તમારી ભાવના અને કૃતિ સર્વ નિષ્ફળ છે. ભગવાન તો ભક્તોને વશ્ય છે. શ્રીભાગવતમાં શ્રીમુખેંજ કહ્યું છે કે "**अहंभक्तपराधीनोह्यस्वतंत्रइवद्विज (હે દુર્વાસા** ! હું ભક્તોને પરાધીન છું તેથી અસ્વતંત્ર જેવો છું.)" આ પ્રમાણે છે તેથી ભક્તજનને ભક્તિના વધારાને લીધે ઉત્કંઠા થઇ હોય તો પ્રભુ **શાલગ્રામમાં** પણ પોતાનું સાકાર દર્શન દીયે છે. આ વિષયમાં **यद्यद्धियातउरूगायविभावयंतितत्तद्वपुःप्रणयसेसदनुग्रहाय** (હે પ્રભુ ! ભક્તલોકો બુદ્ધિથી તમારાં જેવાં જેવાં રૂપની ભાવના કરે છે તેવાંતેવાં સ્વરૂપથી તમે તેઓને દર્શન આપો છો) એ શ્રીભાગવતનું વચન પ્રમાણ છે. વળી **શાલગ્રામ** તો અક્ષરબ્રહ્મનું સ્વરૂપ છે તેથી તેની અંદર **શ્રીકૃષ્ણ** નિત્ય બીરાજે છે. **પદ્મપુરાણમાં** કહ્યું છે કે પ્રભુ **શાલગ્રામની** શિલામાં જેવું સર્વદા રમણ કરે છે તેવું રમણ **લક્ષ્મીજીના** અંગમાં કે વૈકુંઠમાં પણ કરતા નથી. **શાલગ્રામમાંજ** નહિ પણ ગમે તે પદાર્થમાં ભક્તજન ઉત્કંઠાથી તેવી ભાવના કરે તો તે પદાર્થમાંથી પ્રકટ થઇને પ્રભુ દર્શન દે છે. **પ્રલ્હાદજીને** થાંભલામાંથી પ્રકટ થઇને દર્શન દીધાં હતાં, **દ્રૌપદીને** વનમાં પ્રકટ થઇને દર્શન દીધાં હતા અને ગોપીજનના મંડળમાંઅંતર્દ્ધાન થયા છતાં પણ પ્રકટીને દર્શન દીધાં હતાં. આધુનિક હમણાના) ભક્તજનોને પણ એ પ્રમાણેજ દર્શન દે છે તેથી સિદ્ધ થાય છે કે ભગવાન મુખ્ય સ્નેહભક્તિથીજ પ્રસન્ન થઇને દર્શન દે છે. શ્રીભાગવતમાં કહ્યું છે કે પ્રભુ દાનથી, તપથી, યજ્ઞથી, પવિત્રતાથી કે વ્રતોથી પ્રસન્ન થતા નથી પણ કેવળ નિર્મળ ભક્તિથી પ્રસન્ન થાય છે માટે ભક્તિ શિવાય બીજું સઘળું ચાળા ચુંથવા બરાબર છે. પ્રતિષ્ઠા તો પૂજનની યોગ્યતાને વાસ્તે કરવામાં આવે છે અને પ્રતિષ્ઠા કરયા છતાં પણ પૂજન કરનારનું તપોબળ હોય તોજ મૂર્તિમાં ભગવાન પધારે છે એમ શાસ્ત્રમાં કહ્યું છે." શ્રી મહાપ્રભુજીએ એટલું બધું કહ્યું તો પણ તે સાધુએ પોતાનો દુરાગ્રહ છોડયો નહી પણ તે સાધુએ બીજે દિવસે પૂજાના સમયમાં સંપુટ ખોલ્યો ત્યાં **શાલગ્રામની** શિલાનાં બે ફાડીયાં થઇ ગએલાં તેના જોવામાં આવ્યાં. આ ઉપરથી શ્રીમહાપ્રભુજીના સ્વરૂપનો બોધ થતાં તે સાધુ શ્રીમહાપ્રભુજીની પાસે આવી ક્ષમા કરાવીને સેવક થયો.

પછી શ્રીમહાપ્રભુજીવ્રજની પ્રરિક્રમા કરતાં કરતાં **શ્રીવૃંદાવનમાં** પધારી **કેસીઘાટની** ઉપર ખીજડાના ઝાડની નીચે સુંદર સ્થળ જોઇને બીરાજ્યા. **વૃંદાવનમાં** સુશોભિત વૃક્ષોની પંક્તિઓ લાગી રહી હતી અને પુષ્પોના સમુહથી ઘેરાયલી સુંદર લતાઓમાં નાના પ્રકારનાં પક્ષીઓ મધુર શબ્દ કરી રહ્યાં હતાં તે જોઇને શ્રીમહાપ્રભુજીનું મન ત્યાં લાગ્યું અને **શ્રીકૃષ્ણચૈતન્યે** શ્રીભાગવતની વ્યાખ્યા સુબોધિની સાંભળવાની પોતાની ઇચ્છા જણાવી તેથી શ્રીમહાપ્રભુજીએ ચાર માસ પર્યંત ત્યાં બીરાજીને **શ્રીકૃષ્ણચૈતન્યને** જેટલી વ્યાખ્યા તૈયાર થઇ હતી તેટલી સંભળાવી એક દિવસે **ભાંડીર**વડના કુંજમાં **રૂપસનાતન** અને **જીવગોસ્વામી** નામના બે શ્રીકૃષ્ણચૈતન્યની અનુયાયિઓની સાથે ભગવદ્વાર્ત્તા ચાલતાં **રૂપસનાતને** શ્રીમહાપ્રભુજીને કહ્યું કે" તમે **શ્રીકૃષ્ણનું** ભજન પતિભાવથી કરો છો તો પતિનું નામ લેવુ તો ધર્મશાસ્ત્રથી નિષિદ્ધ છે." શ્રીમહાપ્રભુજીએ ઉત્તર દીધો કે "ધર્મશાસ્ત્રોમાં જે વિધિનિષેધો છે તેઓ લૌકિક અને અનિત્ય દેહસંબંધી ધર્મોને લાગુ પડેછે માટે લૌકિક દેહ સંબંધી પતિપુત્રાદિકમાં વિધિનિષેધની પ્રવૃત્તિ છે. પ્રભુમાં તો અલૌકિક અસ્મીય પતિસંબંધ છે [1]**सवैपतिःस्यादकुतोभयःस्वयंसमंततःपातिभयातुरंजनम्** એ શ્રીભાગવતના પંચમ સ્કંધમાં લક્ષ્મીજીના વચન રૂપ પ્રમાણથી તથા [2]**स्त्रियोवापुरूषावापिभर्तृभावेनकेशवं॥ हृदिकृत्वागतिंयांतिश्रुतीनांनात्रसंशयः** એ બૃહદ્વામનપુરાણમાં **ભૃગુ** પ્રત્યે **બ્રહ્માનાં** વાકયરૂપ પ્રમાણથી સિદ્ધ થયું છે કે **શ્રીકૃષ્ણ** જીવ માત્રના પતિ છે અને સઘળા જીવોએ પતિભાવથી **શ્રીકૃષ્ણનુ** ભજન કરવું જોઇએ. પતિભાવથી ભજન કરતાં પણ નામ લેવામાં કશો બાધ નથી પણ વિધિ છે. કારણ કે ભગવન્નામનું માહાત્મ્ય સઘળા વેદોમાં, શાસ્ત્રોમાં અને પુરાણાદિકમાં અત્યંત પ્રસિદ્ધ છે. સામાન્ય શાસ્ત્રથી વિશેષશાસ્ત્રને બલવત્તર સમજવું જોઇએ [3]**श्रद्धामृतकथायामेशश्वनमदनुकीर्त्तनम्** એમ શ્રીભાગવતના એકાદશ સ્કંધમાં તથા [4]**सदारटंतिमन्नाममसेसवापरायणाः॥ तेजनामाप्रियालोकेग**

---

૧ જે પોતે નિર્ભય હોય અને ભયથી આતુર થયેલા બીજા લોકોની સઘળી રીતે રક્ષા કરી શકે એમ હોય તેને પતિ કરવો જોઇએ.

૨ જે સ્ત્રીઓ અથવા પુરૂષો હૃદયમાં પતિભાવથી શ્રીકૃષ્ણનું ભજન કરે છે તેઓ શ્રુતિઓની ગતિને પામે છે એમાં સંશય નથી.

૩ મારી અમૃત જેવી કથામાં શ્રદ્ધા રાખવી અને નિરંતર મારાં નામ લીધા કરવાં ૪ જે લોકો સર્વદા મારાં નામ લે છે અને મારી સેવામાં તત્પર રેહે છે તે લોકો સર્વ જગતમાં મને પ્યારા છે અને તેઓ મારા પદને પામેછે.

**ચ્છંતિમમતત્પદમ્** એમ **નારદ પંચરાત્રમાં** શ્રીમુખેજ કહ્યું છે તેથી **એ** વચનો માનવાંજ જોઇએ. કારણકે પતિની આજ્ઞા પાળવી એ મુખ્ય પતિવ્રત્યધર્મ છે." એ સાંભળીને રૂપ સનાતન પ્રસન્ન થયા.

પછી એ **રૂપસનાતને** [૫]**ભુક્તિમુક્તિસ્પૃહાયાવત્પીશાચીહૃદિવર્તતે ॥તાવત્પ્રેમરસસ્યાત્રકથમભ્યુદયોભવેત્** ॥ એ પોતાની કૃતિનો શ્લોક સંભળાવતાં શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે "તમે મોક્ષની ઇચ્છાને પિશાચીરૂપે વર્ણવી છે માટે શિષ્ટ લોકો આ લેખનો આદર કરશે નહી પણ ઉલટા દુષણ દેશે. કારણ કે સર્વના મતમાં મોક્ષ એ પરમ પુરૂષાર્થ છે અને મોક્ષદશામાંજ પ્રેમલક્ષણા ભક્તિ સિદ્ધ થાય છે." શ્રીમહાપ્રભુજીનાં એ વચન સાંભળી **રૂપસનાતન** તો માની ગયા પણ **જીવગોસ્વામીએ** તે ઉપર બહુ વાદ કરયો. આ વાત સાંભળવામાં આવતાં **શ્રીકૃષ્ણચૈતન્યે** રૂષ્ટ થઇને જીવગોસ્વામીને કહ્યું કે" તમે મોટી અવજ્ઞા કરી. શ્રીવલ્લભાચાર્યજીમાં અને શ્રીકૃષ્ણમાં કાંઇ ભેદ નથી બન્ને એકરૂપ છે. તમે ભગવાનનો દ્વેષ કરયો તેથી જાઓ, હું તમારો ત્યાગ કરૂં છું." ગુરૂજીનાં એ વચન સાંભળી **જીવગોસ્વામીને** ઘણો ખેદ થયો અને તેથી તેણે વિચાર કરયો કે "ગુરૂશ્રીએ મારો ત્યાગ કરયો તો હવે હું પણ આ દેહનો ત્યાગ કરી દઇશ.', આવા દ્રઢ વિચારથી **જીવગોસ્વામી** અનશનવ્રત લઇને શ્રીયમુનાજીના તટ ઉપર જઇ બેઠા અને રેતીની બે મુઠી ખાઇને બે દિવસ સુધી એમજ રહ્યા. આ વૃતાંત્ત સાંભળવામાં આવતાં શ્રીમહાપ્રભુજી શ્રીકૃષ્ણ ચૈતન્યને સાથે લઇને ત્યાં ગયા. **જીવગોસ્વામી** પોતાના ગુરૂશ્રીનાં અને શ્રીમહાપ્રભુજીનાં દર્શન કરી બહુ પ્રસન્ન થઇને અપરાધની ક્ષમા માગતાં શ્રીમહાપ્રભુજીએ અનુમોદન કરીને શ્રીકૃષ્ણ ચૈતન્યની સાથ તેને એકમત કરી દીધા અને પોતે પણ ચાર માસ બીરાજી શ્રીકૃષ્ણ ચૈતન્યના શિષ્યોમાં એક બંગાળી બ્રાહ્મણ બહુ સ્નેહી હતો તેને **શ્રીનાથજીની** સેવાને વાસ્તે સાથે લઇને આગળ પધારયા.

આ પ્રમાણે વ્રજની પરિક્રમા જે બાકી હતી તેને પુરી કરી **મથુરામાં ઉજાગર** ચોબાને દાનદક્ષિણા આપીને શ્રીમહાપ્રભુજી પોતે પૃથ્વી પરિક્રમાને જ્યાં છોડીને આવ્યા હતા ત્યાં (ઝાડખંડમાં) જવાને વાસ્તે પાછા ચાલ્યા. માર્ગમાં ચાલતાં શ્રીમથુરાજીના અને આગરાના વચમાં **ગૌઘાટ** કહેવાય છે ત્યાં પધાર્યા. એ ઘાટ ઉપર **સૂરદાસ નામનો** એક વિરક્ત બ્રાહ્મણ રેહેતો તે ઉત્તમ ભગવદ્ભક્ત હતો, ભાષામાં વિષ્ણુનાં પદ ઘણાં કરતો અને લોકોમાં

૫ જ્યાં સુધી ભોગની અને મોક્ષની ઇચ્છારૂપ પિશાચી (ડાકણ) હૃદયમાં હોય ત્યાં સુધી તે હૃદયમાં પ્રેમરસનો ઉદય કેમ થાય ? નજ થાય.

સૂરદાસ સ્વામી કેહેવાતો હતો. એ સૂરદાસ જો કે લોકોને સેવક પણ કરતો હતો પણ મનમાં ગ્લાનિ રાખતો કે 'મારામાં તેવી કૃતિ નથી તો પ્રભુ મારો ઊદ્ધાર કેમ કરશે' એ સૂરદાસ 'અહી' શ્રીવલ્લભાચાર્ય આવ્યા છે' એમ સાંભળી તેમનાં દર્શનને વાસ્તે આવ્યો અને સાષ્ટાંગ પ્રણામ કરીને સન્મુખ બેઠો. શ્રીમહાપ્રભુજીએ તેને કહ્યું કે" હે સૂરદાસ! તમે લોક ભાષામાં વિષ્ણુનાં પદ કર્યાં છે એમ અમે સાંભળ્યું છે માટે કાંઇક સંભળાવો." તે ઉપરથી સૂરદાસે નીચે લખેલું પદ ગાઇને સંભળાવ્યું.

**प्रभूमें सब पतितन कोटीको । और पतित सब द्योस चारके मैतो जन्मतहीको ॥ १ ॥ बाधेक अजामिल गनिका तारी और पूतन हीको । मोही छोरि तुम और उधारे मिटे सूल केसेजीको ॥ २ ॥ कोउ न समरथ सेव करनको खींचि कहत हौं लीको । मरियत लाज सूर पतितनमें कहत सबै मोहिनीको ॥ ३ ॥**

એ પ્રકારનાં બે ચાર પદ સંભળાવ્યાં તે સાંભળીને શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે" સુરદાસ! તમે તો ભક્તોમાં સૂર્યરૂપ છો છતાં કાયર કેમ બનો છો, ભક્ત-લોકો તો તીર્થાદિકને પણ પવિત્ર કરે છે. [1]**तेषां विचरतांपदभ्यांतीर्थानां पावनेच्छया तथो** [2]**तीर्थीकूर्वंतीतर्थानिस्वांतःस्थेनगदाभृता** એ શ્રીભાગવતનાં વચનો એ વિષયમાં પ્રમાણ છે. હવે તમે પ્રથમ પોતામાંથી પ્રાકૃતભાવ કહાડી નાખી સ્વરૂપનિષ્ઠ થઇ વ્રજલીલાનો અનુભવ કરીને પછી તેનું વર્ણન કરો અને વિયોગની ભાવના કરો તેથી તમારી ગ્લાનિ મટી જશે." એ સાંભળી સુરદાસે શંકા કરી કે "શ્રીમહારાજ! પ્રાકૃતભાવ એટલે શું અને તેની નિવૃત્તિ કેમ થાય." શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે "જે અહંતા મમતા છે તેજ પ્રાકૃત ભાવ છે કહ્યુ કે [3]**अहंताममतानाशेसर्वथा-निरहंकृतः ॥ स्वरुपस्थोयदाजीवःकृतार्थःसानिगद्यते** ॥ આ પ્રમાણે પ્રાકૃતભાવની નિવૃત્તિ નિવેદનદ્વારા થાય છે. જીવ ભગવાનના અંશરૂપ છે માટે દાસભાવથી ભગવદ્‌ભજન કરવું એ જીવનો સ્વધર્મ છે. શ્રુતિ કહે છે કે [4]**योयदंशःसंतभजत्.**" એ ઉપદેશ સાંભળી જેને બોધઉત્પન્ન

---

૧ ભક્તલોકો તીર્થોને પવિત્ર કરવાની ઇચ્છાથી પગવતે તીર્થોમાં જાય છે. ૨ ભક્તલોકો પોતાના અંતઃકરણમાં રહેલાં ભગવાનથી તીર્થોને પવિત્ર કરે છે.

૩ અહંતા તથા મમતાનો નાશ થતાં સર્વથા અહંકાર રહિત થએલો જીવ જ્યારે નિષ્ઠ થાય ત્યારે કૃતાર્થ થયો કેહેવાય છે

૪ જે જેનો અંશ હોય તેણે તેનું ભજન કરવું જોઇએ.

થયો એવા **સુરદાસે** પોતે કવિ તો હતાજ તેથી તુરતજ નીચે લખેલું પદ કરીને ફરી સંભળાવ્યું.

**अनुपको आपु नही बिसरयो। जैसे स्वान काचके मंदिर भ्रमि भ्रमि भूंसि मरयो ॥ १ ॥ दुरि सौरभ मृगनाभि बसतहे द्रुम तिन शोध सरयो। ज्यों सुपनेमे रंक भूप भयो तस्कर अरि पकरयो ॥ २ ॥ ज्यों के हरि प्रतिबिंब देखके आपुनी कूप परयो। ऐसे गज लखि स्फटिक शिलाको दसनन जाइ अरयो ॥ ३ ॥ मरकट मुठि छार नहि दीनी घर घर द्वारि फिरयो। सुरदास नलिनीको सूवा काहि कोने पकरयो ॥ ४ ॥**

એ પદ સાંભળીને શ્રીમહાપ્રભુજી બહુ પ્રસન્ન થતાં તે પછી **સુરદાસે** નીચે લખેલું એક વિજ્ઞપ્તિ સૂચક **પદ** સંભળાવ્યું.

**तुम तजि और कोन पैं जाऊं। काके द्वार जाय शिर नाऊं पर हथ कहां बिकाऊं ॥ १ ॥ ऐसो को दाता हे समरथ जाके दिये अघाऊं। अंतकाल तुमरे सुमिरण विनु और नही कहुं ठाऊं ॥ २ ॥ रंक सुदामा कियो अजाची दियो अभैपद ठाऊं। कामधेनुचिंतामनि दीनी कलपवृच्छ तरछांऊं ॥ ३ ॥ भव समुद्र अति देखि भयानक मनमे अधिक डराऊं। कीजे कृपा महाप्रभु मोपर सूरदासबलि जाऊं॥४॥**

આ પદ સાંભળી શ્રીમહાપ્રભુજીએ **સૂરદાસને** શ્રીયમુનાજીમાં નવરાવી શરણમંત્રનો તથા નિવેદનમંત્રનો ઉપદેશ કરીને સેવક કરયો અને **તે** પછી શ્રીભાગવતના દશમસ્કંધની અનુક્રમણિકાનો પાઠ કરી સંભળાવ્યો. એ સાંભળતાંજ જેને દિવ્ય નેત્રથી વ્રજલીલાનો અનુભવ થવા લાગ્યો. એવા **સૂરદાસે** તેવાંજ પદ કરીને સંભળાવવા માંડયાં.

## પ્રથમ પદ.

**ब्रज भयो महरिके पुत जब यह बात सुनी। सुनी आनंदे सब लोग गोकुल गुनक गुनी ॥ १ ॥ ब्रज पुरव पुरे पुण्य रोपी कुल सुथिर थुनी। ग्रहनछत्र सब सोध कीनी बेदधुनी ॥ २ ॥ सुनी धाई सबै ब्रजनारी सहज सिंगार किये। तन पहिरे नौतन चीर काजर नेन दिये ॥ ३ ॥**

આ સર્વ પદો કીર્ત્તનોના સંગ્રહપુસ્તકમાં અથવા સૂરસાગરમાં સ્પષ્ટ છે.

## બીજું પદ.

**आदि सनातन हरि अविनाशी। सदा निरंतर घटघट वासी ॥ १ ॥ पूरणब्रह्म पुरान बखाने। चतुरानन शिव अंत न जाने ॥ २ ॥**

**महिमा अगम निगम नहि पावे । ताहि जसोदा गोद खिलावे ॥ ३ ॥**

ઇત્યાદિ સઘળાં પદો સૂરસાગર ગ્રંથમાં સ્ફુટ છે. એવા પ્રકારનાં ઘણાં ઘણાં પદો સંભળાવીને શ્રીમહાપ્રભુજીને પ્રસન્ન કર્યા અને જેવા **વાલ્મીકિમુનિ** સંસ્કૃત પદ્યોના આદિ કવિ થયા હતા તેવાજ એ **સૂરદાસ** ભાષાના આદિ કવિ થયા. જેમ **નારદજીના** ઉપદેશથી **વ્યાસજીએ** સમાધિ ભાષારૂપ શ્રીભાગવત કરીને પોતાના તાપને દૂર કર્યો હતો તેમ શ્રીમહાપ્રભુજીના ઉપદેશથી **સુરદાસે** વ્રજભાષામાં વ્રજલીલાનું વર્ણન કરીને પોતાના તાપને દૂર કર્યો. શ્રીમહાપ્રભુજી એ પ્રમાણે સૂરદાસજીને શરણે લઇને ત્યાંથી ચાલ્યા તે **ઝાડખંડ** કે જ્યાં પોતે પૃથ્વી પરિક્રમણનો ત્યાગ કર્યો હતો ત્યાં આવ્યા. ત્યાંથી અવશેષ રહેલી પૃથ્વી પરિક્રમાનો સંપૂર્ણ કરી ફરી **શ્રીવિઠ્ઠલનાથજીનાં** દર્શન કરવા વાસ્તે **પંડરપુરમાં** પધારતાં શ્રીવિઠ્ઠલનાથજીએ ફરીવાર આજ્ઞા કરી કે **કાશીમાં** તમારી જાતનો " **મધુમંગળ** " નામનો બ્રાહ્મણ પોતાની દેવકન્યા દેવા વાસ્તે તમારી વાટ જુવે છે માટે તુરત ત્યાં જઇને વિવાહ કરો. **શ્રીવિઠ્ઠલનાથજીનાં** વચન સાંભળી ' **તથાસ્તુ** ' એમ કહી **બ્રહ્મચર્યવ્રતનું** સમાવર્તન કરી શ્રીમહાપ્રભુજી પોતાના યોગ્ય સમાજ સાથે લઇને **કાશીમાં** પધાર્યા. શ્રીમહાપ્રભુજીએ બાર વર્ષમાં પૃથ્વીની ત્રણ પરિક્રમાઓ કરી.

આવી રીતે શ્રીમહાપ્રભુજીએ ચાર ચાર વર્ષે એક એક પરિક્રમા પૂરી કરી. અને બાર વર્ષની વયે પરિક્રમા કરવાનો આરંભ કર્યો હતો, તેથી જ્યારે ૨૫ વર્ષના થયા, ત્યારે ત્રણ પરિક્રમા અને ત્રણ દિગવિજય કરી રહ્યા. અને આખી પૃથ્વીમાં વિષ્ણુ સ્વામીના મતને અનુસારે વૈષ્ણવ **ધર્મનો** સર્વત્ર પ્રચાર કર્યો. ત્યાર પછી પૃથ્વીપર ૨૧ વર્ષ સુધી બિરાજ્યા હતા. તેમાં કેટલાએક દિવસ અડેલમાં, અને કેટલાએક દિવસ કાશીમાં, તથા તેની પાસે ચરણાટ છે ત્યાં, તથા કેટલાક દિવસ **વ્રજમાં શ્રી ગિરિરાજજી** વિગેરે સ્થળોમાં બિરાજ્યા હતા.

**ઇતિશ્રી વલ્લભદિગ્વિજય ગ્રંથમાં પૃથ્વીપરિક્રમણ પ્રકરણ સંપુર્ણ.**

---

## अथ श्रीगृहस्थाश्रम प्रकरण प्रारंभः

---

કાશીમાં એક **મધુમંગળ** નામનો તૈલંગ બ્રાહ્મણ **હનુમાન** ઘાટ ઉપર પોતાની નાતના સમુદાયમાં રેહેતો હતો. એ બ્રાહ્મણે માહાલક્ષ્મીના-

મની પોતાની કન્યાને રૂપથી, શીલથી અને ગુણોથી શ્રીલક્ષ્મીજી જેવી જોઇને વિચાર કર્યો કે "આ કન્યાને યોગ્ય પતિ તો અમારી નાતમાં જે શ્રીવલ્લભાચાર્યજી પ્રગટેલ છે તેજ છે માટે એ કોઇ પ્રકારથી અહીં આવીને આનું પાણિગ્રહણ કરે તોજ આ કન્યાનો જન્મ સાર્થક થાય" એ કન્યાએ પણ મનમાં એવો નિશ્ચય કર્યો હતો કે "જો શ્રીવલ્લભાચાર્ય મારૂં પાણિગ્રહણ કરે તોજ મારે જીવવું. એ વિના બીજા વરને વરવું નથી." એ કન્યા નિત્ય પોતાની માતાજીની સાથે **શ્રીગંગાજીમાં** નાહાવા જતી હતી ત્યાં શ્રીગંગાજીની પાસે એજ વરદાન માગતી હતી. એ કન્યાનો ભક્તિભાવ જોઇ શ્રીગંગાજીએ પ્રસન્ન થઇ એક દિવસે રાત્રિમાં સ્વપ્નદ્વારા દર્શન દઇને તેને કહ્યું કે "આજથી પાંચમે દિવસે શ્રીવલ્લભાચાર્ય અહીં આવીને તને વરશે." એ પ્રમાણે વરદાન દઇ સૌભાગ્યદ્રવ્ય આપીને **શ્રીગંગાજી** અંતર્દ્ધાન થઇ ગયાં. કન્યાએ પ્રાતઃકાળમાં ઉઠી એ વૃત્તાંત પોતાની સાહેલીઓની પાસે કહ્યું અને સૌભાગ્યદ્રવ્ય પણ દેખાડયું. **મહાલક્ષ્મીએ** પોતના મનને દૂત બનાવી પોતાના પ્યારની પાસે મોકલતાં પ્યાર શ્રીવલ્લભાચાર્ય પોતે અંતર્યામી હોવાથી એ વાત જાણી પ્રવાસ છોડી દઇને **કાશીમાં** પધાર્યા. શ્રીમહાપ્રભુજી **કાશીમાં** પધારતાં તે વાત સાંભળી **મધુમંગળે** તેમની પાસે આવીને વિનંતિ કરી કે "મારી કન્યાને આપ વરો." શ્રીમહાપ્રભુજીએ પણ "ઠીક છે અમને પણ એવીજ ભગવદાજ્ઞા થઇ છે," એમ કહીને શુભ મુહૂર્તમાં વિવાહ કર્યો. પછી 'તીર્થમાં ગૃહસ્થાશ્રમ નિંદિત છે અને તેમાં પણ કાશીમાં વધારે નિંદિત છે' એમ વિચારી શ્રીમહાપ્રભુજી કાશીથી પ્રયાગમાં આવીને બીરાજ્યા અને ઘર બાંધી નિવાસ કરવા સારૂ તિર્થથી દૂર સ્થળ શોધવાને વાસ્તે સેવકોને મોકલ્યા. ત્રવેણીને સામે પાર અરિલ ગામની પાસે દેવરિખિ નામનું એક નાહાનું ગામ એકાંત સ્થળ અને સર્વ પ્રકારે સુખદાઇ જોવામાં આવતાં સેવકોએ આવી તે પ્રમાણે વિનંતિ કરી એટલે શ્રી મહાપ્રભુજીએ પોતાના ગૃહસ્થાશ્રમ સમાજને લઇ ત્યાં જઇ પોતાને વાસ્તે તથા પોતાની સાથે નાતના જે શિષ્ટ લોકો હતા તેઓને વાસ્તે યોગ્ય ઘરો બધાવીને ત્યાં નિવાસ કર્યો.

જેમ કાશીને અને પ્રયાગને તિર્થ જાણી તેથી દૂર ઘર બંધાવીને નિવાસ કરયો તેમ વ્રજને પણ તિર્થ જાણી તેથી દૂર નિવાસ કરયો એમ સમજવું નહી. કારણ કે **વ્રજ**, શ્રીગોકુલ અને **વૃંદાવન** તો પરમપ્રિય **નિજધામ છે** પણ જેવાં પુષ્કર, પ્રયાગ અને કાશી આદિ તીર્થો છે તેવાં નથી. અને ચોરાશી કોશનું જે વ્રજમંડળ છે તે **શ્રીકૃષ્ણને** ક્રીડા કરવાના

સ્થળરૂપ નિજધામજ છે. વ્રજમાં સર્વદા **શ્રીકૃષ્ણ**ક્રીડા કરે છે. **બૃહદ્વામન** પુરાણમાં કહ્યું છે કે [1]**पृथिव्यांभारतेक्षेत्रेमाथुरेममंडले ॥ वृंदावने मयिष्यामिप्रियांस्तेरासमंडले ॥ १ ॥** [2]**वृंदावनंपरित्यज्यपदमेकं नगच्छति ॥** બીજા પુરાણમાં પણ એવી કથા છે કે " **શ્રીકૃષ્ણભગવાને** પ્રયાગને તીર્થોનો રાજા કરીને પૃથ્વીપર મોકલતાં પૃથ્વીઉપરના સઘળાં તીર્થો ભેટના પદાર્થો લઇને પ્રયાગરાજની પાસે આવ્યાં પણ તેઓમાં વ્રજ નહી આવ્યું. એ જોઇ પ્રયાગરાજે કોપિત થઇ ફરી ભગવાનની પાસે જઇને એ વૃત્તાંતનું નિવેદન કરતાં ભગવાને ઉત્તર આપ્યો કે અમે તને તીર્થોનો રાજા કર્યો છે પણ અમારા ઘરનો રાજા કર્યો નથી. " આ ઉપરથી સિદ્ધ થાય છે કે વ્રજમંડળ પરમધામ છે અને **શ્રીકૃષ્ણ** ત્યાં સર્વદા નિત્ય ક્રીડા કરે છે. ત્યાં અદ્યાપિ સુધી પણ પોતાના કૃપાપાત્ર તેવા ભક્તજનોને **શ્રીકૃષ્ણ** પોતાની ક્રીડાનો અનુભવ કરાવે છે. શ્રીમહાપ્રભુજીએ વ્રજમાં નિવાસ નહી કર્યો તેનું કારણ તો એજ છે કે " પોતે વ્રજલીલા સંબંધી વિયોગરસનો અનુભવ કરવાને વાસ્તે પૃથ્વીપર પધાર્યા હતા માટે વ્રજમાં નિવાસ કરવામાં આવે તો તેવા વિયોગરસનો અનુભવ ન થાય. ' ' એ કારણથીજ શ્રીમહાપ્રભુજી વ્રજથી દુર બીરાજીને વિયોગરસનો અનુભવ ' કરતા હતા ' એમ **નિરોધલક્ષણ** આદિ સ્વમાર્ગીય ગ્રંથોમાં સ્ફુટ લખ્યું છે.

એ પ્રમાણે **દેવરિષિ** નામના ગામમાં બીરાજી શ્રીમહાપ્રભુજી **શાસ્ત્રોક્ત** રીતિ પ્રમાણે ગૃહસ્થાશ્રમ ચલાવવા લાગતાં એ ખબર સર્વત્ર વિદિત થવાથી પંડિતલોકો શંકા સુમાધાનને વાસ્તે અને સાધુલોકો દર્શનને વાસ્તે ત્યાં આવવા લાગ્યા. પ્રયાગમાં એક **મધુસૂદન સરસ્વતી** નામના સન્યાસી રેહેતા હતા તેમને શ્રીમહાપ્રભુજીએ **દેવરિષિ** ગામમાં ભક્તિશાસ્ત્રનાં ગ્રંથોનું અધ્યયન કરાવ્યું અને તેજ ગામમાં શ્રીમહાપ્રભુજીને ઘેર સંવત ૧૫૬૮ ના ભાદરવા વદી ૧૨ દ્વાદશીને દિવસે મોટા પુત્ર **શ્રીગોપીનાથજીનો** જન્મ થયો. એ શ્રીગોપીનાથજી બળભદ્રનો અવતાર હતા અને તે પૃથ્વીપર થોડા દિવસજ બીરાજ્યા હતા.

**દેવરિષી** ગામમાં લોકોની ભીડ બહુ થવા લાગતાં શ્રીમહાપ્રભુજીનું

---

૧ પ્રભુએ પ્રિયાને કહ્યું છે કે " પૃથ્વીમાં ભરતખંડમાંના મારા **મથુરા** મંડળમાં વૃંદાવનની અંદર રાસમંડળમાં હું તમારા મનોરથ પૂર્ણ કરીશ. "

૨ પ્રભુવૃંદાવનને છોડીને એક પગલું પણ દુર જતાં નથી.

મન ખિન્ન થયું હતું તેટલામાં **શ્રીમહાલક્ષ્મીજીને** બીજો ગર્ભ રેહેવાની ખબર પડતાં શ્રીમહાપ્રભુજીએ વિચાર કરયા કે "હવે મારે ઘેર [1]**આત્માવૈ-પુત્રનામાસિત્** એ શ્રુતિ પ્રમાણે બીજા પુત્રરૂપે સાક્ષાત્ ભગવાનનો પ્રાદુર્ભાવ થવાનો છે, પંઢરી **શ્રીવિઠ્ઠલનાથજીએ** પણ પોતે પ્રકટ થવાની આજ્ઞા કરી છે અને પુરાણ તથા તંત્ર આદિ ગ્રંથોમાં એમનો પ્રાદુર્ભાવ ચરણાદ્રિમાં થવાનું ભવિષ્ય લખ્યું છે માટે અહીંથી ઉઠીને થોડોક કાળ **ચરણાદ્રિમાં**નિવાસ કરવો યોગ્ય છે." આવો વિચાર કરીને શ્રીમહાપ્રભુજી પોતાના સર્વ સમાજ સહિત **ચરણાદ્રિમાં** પધારયા. એ પર્વતની ઉપર નાનાપ્રકારનાં વૃક્ષોની પંક્તિઓ અને લતાઓ પ્રફુલ્લિતપણાથી તથા ફલિતપણાથી શોભી રહી હતી, સુંદર ઝરણાંઓ ઝરતાં હતાં.ઝરણાંઓ ઝરવાથી સરોવરો ભરપુર હતાં,નાના પ્રકારનાં પક્ષીઓ મીઠા શબ્દ કરી રહ્યાં હતાં,અને નીચે **શ્રીગંગાજી** વેહેતાં હતાં કે જે શોભા જોઇને શ્રીમહાપ્રભુજી બહુ પ્રસન્ન થયા. એ પર્વતમાં ચરણ પહાડીની ઉપર ભગવાનના ચરણનું ચિન્હ બીરાજે છે તેથી તે પર્વત **'ચરણાદ્રિ'** એ નામથી વિખ્યાત છે. શ્રીમહાપ્રભુજીએ ત્યાં જઇ ચરણ ચિન્હનાં દર્શન કરયાં કે જે ચિન્હ ઔરંગજેબ પાદશાહનો ઉપદ્રવ થયો ત્યારથી યવન લોકોના સ્વાધીનમાં થઇ ગએલ છે. એ સ્થળમાં ગામથી કાંઇક છેટે સુંદર સ્થળ શોધી શ્રીમહાપ્રભુજીએ ત્યાં ઘર બાંધીને સુખપુર્વક નિવાસ કરયો અને તે ઘરમાં સંવત ૧૫૭૨ શકે ૧૪૩૭ ના પૌષ વદી ૯ શુક્રવારને દિવસે શ્રીમહાપ્રભુજીના બીજા પુત્ર **શ્રીવિઠ્ઠલનાથજીનો** જન્મ થયો. જેવો **શ્રીનંદરાયજીને** ઘેર શ્રીકૃષ્ણનો જન્મોત્સવ થયો હતો તેવોજ શ્રીમહાપ્રભુજીને ઘેર શ્રી **વિઠ્ઠલનાથજીનો** જન્મોત્સવ થયો અને શ્રીમહાપ્રભુજીએ મોટા હર્ષથી જાતકર્મ વિધાન તથા સર્વના યથાયોગ્ય દાનમાન આદિ સત્કાર કરયા કે જેઓનું વર્ણન તથા તે સમયના અલૌકિક આનંદનું વર્ણન અષ્ટછાપના વૈષ્ણવોએ કરેલા ગીતછંદપ્રબંધ નામના ગ્રંથમાં સ્ફુટ છે. સારંગ રાગમાં ગવાતા અને ગોસ્વામી **શ્રીદ્વારકેશજીએ** કરેલા પદમાં શ્રીવિઠ્ઠલનાથજીનું જન્મલગ્નાદિક જે જે લખેલ છે તે નીચે પ્રમાણે છે.

સંવત ૧૫૭૨ ના પોષવદી ૯ ગુજરાતી માગશર વદી ૯ ને શુકરવારે મૃગૌ નવીન મેઘ સરખી કાંતિવાળા **શ્રીવિઠ્ઠલનાથજીનો** પ્રાદુર્ભાવ થયો તે સમયે હસ્ત નક્ષત્ર હતું, શોભનયોગ હતો અને તૈતિલકરણ હતું.

---

૧ પિતા પોતેજ પુત્રરૂપે થાય છે.

## ॥ श्री विठलनाथजीनि जन्मकुंडली. ॥




શ્રુતિઓ પણ જેનો પાર પામતી નથી એવા, પુર્ણાવતાર અને શ્રી-નંદરાયના કુમાર જે **શ્રીકૃષ્ણ** છે તેજ પોતે આ **શ્રીવિઠ્ઠલનાથજી** રૂપે પ્રગટ્યા હતા. એ વિષયમાં પ્રમાણરૂપે પુરાણોમાંથી તથા તંત્ર આદિ ગ્રંથો માંથી જે વચનો મળી આવ્યાં છે તે નીચે લખીએ છીએ.

**અગ્નિપુરાણના** ભવિષ્યોત્તર ખંડમાં કહ્યું છે કે "[1]**अग्निरूपोद्विजाचारो भविष्यामीहभूतले ॥ वल्लभोह्यग्निरुपःस्याद्विठ्ठलःपुरुषोतमः** " ॥**અગ્નિસંહિતાના** ચૌદમાં અધ્યાયમાં કહ્યું છે કે "[2]**पौषमासस्यकृष्णेतुनवम्यां मुनिसत्तम ॥ गोप्यावतारः कृष्णस्यनिजरूपेणभूतले ॥ भविष्यतिमहाप्राज्ञोदैवप्रोद्धरणायच ॥ वल्लभस्यगृहेऽनंतगिरिराजधरोहरिः** " ॥ **સનત્કુમાર** સંહિતામાં કહ્યું છે કે " [3]**करूणारसभावज्ञोलीलाकरप**

---

૧ હું પૃથ્વીમાં બ્રાહ્મણોનો આચાર પાળનારા અગ્નિરૂપ થઇશ વલ્લભને અગ્નિરૂપ અને વિઠલને પુરૂષોતમરૂપ સમજવા.

૨ પૃથ્વીમાં પોષવદી ૯ ને દિવસે દૈવીજીવોનો ઉદ્ધાર કરવા સારૂ વલ્લભાચાર્યને ઘેર શ્રીકૃષ્ણનો ગુપ્ત અવતાર થશે, ગિરિરાજને ધરનારા શ્રીકૃષ્ણજ એ મહાપંડિત બ્રાહ્મણરૂપે અવતરશે. ૩ કરૂણારસના ભાવને જાણનારા, લીલાઓ કરવામાં તત્પર અને સર્વદા આનંદમય યશોદાના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાન દૈવી જીવોના ઉદ્ધારને વાસ્તે બ્રાહ્મણરૂપે અવતરશે અને તેમનું વિઠ્ઠલેશ, એ અદ્ભુત નામ થશે કે જેથી ત્રણે તાપોનો નાશ થશે.

**तत्पर: ॥ सदानंदमयोदेवोयशोदानंदनोहरि: ॥ विप्रवेषेणदैवानामु द्धारार्थेभाविष्यति ॥ विठ्ठलेशोद्भुतंनामतापत्रयविनाशकम् "** ॥ ગૌરી તંત્રમાં કાલમહાદેવે કહ્યું છે કે [4]**पौषकृष्णनवम्यांचविठ्ठलेशेतिसंज्ञक: ॥ द्विजालयेमहादेविकाश्या:सन्निहितहरि. ॥ गुप्तंवृंदावनंयत्रनाना पक्षिसमाकुलं ॥ गिरिराजकनिष्टस्यचरणाद्रेश्चगव्हरे ॥ भाविष्यतिक लेर्मध्येप्रथमंनंदनंदन : "** ॥ બ્રહ્મયામલમાં કહ્યું છે કે " [5]**पौषकृष्णन वम्यांचअवतारे हरेर्द्विजा: ॥ भविष्यातिर्द्विजाचारे फलेराद्येमहाद्भुत:**

બ્રહ્માંડપુરાણમાં પણ ભગવાનનો અને બ્રહ્માનો સંવાદ છે.તે પ્રકરણમાં **कृष्णो बुद्धोविठ्ठलेश:कल्किर्म्लेच्छनिकृंतन:** શ્લોકમાં કળિયુગની અંદર **કૃષ્ણ, બુદ્ધિ, વિઠ્ઠલેશ** અને કલ્કિ એ ચાર ભગવદ અવતાર ગણાવ્યા છે. આ જે પ્રમાણે બતાવ્યા છે તે આધુનિક ઇતર જીવોને વાસ્તે છે, કારણ કે સ્વમાર્ગિય કૃપાપાત્રજનો તો **શ્રીવિઠ્ઠલેશજીના** પ્રભુપણાનો જાતે અનુભવ કરે છે.

ગોસ્વામી **શ્રીવિઠ્ઠલનાથજીએ** નવમીને દિવસે પ્રગટ થઇને પોતાનું પૂર્ણપણું, વ્યાપકપણું અને આનંદાદિક ધર્મસંયુક્ત પ્રભુપણું બતાવી આપ્યું છે કેમકે નવનો અંક પુર્ણ છે. નવના અંક ઉપર અકેકોને ગણીને શત પર્યંત જુવો તો સર્વત્ર નવની સંખ્યાજ પ્રાપ્ત થાય છે.

**શ્રી વિઠ્ઠલનાથજીના** પ્રાકટ્ય પછી થોડેક કાળે શ્રી મહાપ્રભુજી **ચરણાદ્રિમાંથી** ઉઠીને પાછા **અરેલની** પાસે **દેવરિષિ** ગામમાં આવી પોતાના જુના ઘરમાં બીરાજ્યા અને ત્યાં તેમણે પંદર વર્ષસુધી બીરાજીને **(મહાલક્ષ્મીજીને )** ગૃહસ્થાશ્રમના સુખનો અનુભવ કરાવ્યો તથા સર્વે સેવકોને ભગવ લીલાનો, સેવાનો, કથાવાર્તાનો અને બીજાં પણ અનેક પ્રકારનાં ચમત્કારી ચરિત્રોનો અનુભવ કરાવ્યો, આ વૃત્તાંતનું સવિસ્તર વર્ણન **ચોરાશી વૈષ્ણવની**વાર્તાના ભાષા ગ્રંથમાં તથા **નિજવાર્તા** નામના ભાષા ગ્રંથમાં સ્ફુટ છે.

---

૪ હે પાર્વતી! કાશીની પાસે ગોવર્દ્ધનના નાહના ભાઇ ચરણાદ્રિનો ધાટો પ્રદેશ કે જ્યાં અનેક પક્ષીઓથી વ્યાપ્ત ગુપ્ત વૃંદાવન છે ત્યાં કળિયુગમાં શ્રી કૃષ્ણ પૌષવદી ૯ ને દિવસે બ્રાહ્મણના ઘરમાં પ્રથમ અવતરશે અને તે વિઠ્ઠલેશ " કેહેવાશે.

૫ હે બ્રાહ્મણો ! કળિયુગના પ્રથમ ભાગમાં પોષ વદ૯ ને દીવસે વલ્લભાચાર્યને ઘેર મહાઅદ્દ્ભુત શ્રીકૃષ્ણનો અવતાર થશે.

ચોરાશી વૈષ્ણવોના વાર્તા ગ્રંથ ઉપરથી કોઇને શંકા ઉત્પન્ન **થાય** કે “ શ્રીમહાપ્રભુજીએ **ભુતળપર** બીરાજીને માત્ર **ચોરાશીજ** સેવકો કરયા હતા તો તેનું **સમાધાન** એમ છે કે “ શ્રીમહાપ્રભુજીના સેવકો તો હજારો **થયા** હતા **પણ** તેઓમાં મુખ્ય ગણવા યોગ્ય **ચોરાશી** હતા તેથી ચોરાશીની વાર્તા લખાઇ છે. **ચોરાશીની** સંખ્યામાં પણ નીચે પ્રમાણે કારણ છે. ભક્તોમાં રહેલી ભક્તિના ભેદ ચોરાશી છે. જેમકે **શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મ** નિવેદન એ રીતે ભક્તિના નવ પ્રકારોમાં પ્રત્યેકનો સાત્વિક રાજસ અને તામસ એ ત્રણ ત્રણ ભેદ કરતાં અને તેઓના પણ શ્રીભાગવતના તૃતિય રીસ્કંધમાં લખ્યા પ્રમાણે ) કામના પરત્વે ત્રણ ત્રણ ભેદ કરતાં સગુણ ભક્તિના **એકાશી** ભેદ થાય છે એથી ઉત્તમ નિર્ગુણ પ્રેમલક્ષણા ભક્તિ બ્યાશીમી છે કે જે ભક્તિના અધિકારવાળી તો વ્રજસુંદરીઓજ હતી. ધીરા, અધીરા અને ધીરાધીરા **એ** ત્રણ ભેદથી નિર્ગુણ પ્રેમલક્ષણા ભક્તિ ત્રણ પ્રકારની છે એટલે સર્વ મળીને ભક્તિના **ચોરાશી** ભેદ છે એ સૂચવવાને વાસ્તે **ચોરાશી** ભક્ત પ્રસિદ્ધ કરયા છે. ” આ વાત અમે **શ્રીદ્વારકેશજીએ** કરેલા **ભાવના** ગ્રંથનો આશ્રય લઇને લખી છે.

એક સમયે **શ્રીકૃષ્ણચૈતન્ય** બંગાળાથી શ્રીવૃંદાવન જતાં મધ્યાન્હ સમયે શ્રીમહાપ્રભુજીની પાસે **અરેલ** ગામમાં આવ્યા, તે સમયે શ્રીમહાપ્રભુજીએ પોતાની પત્ની **શ્રીમહાલક્ષ્મીજીને** કહ્યું કે “ **શ્રીકૃષ્ણચૈતન્યને** પ્રસાદ લેવરાવો.” શ્રીમહાલક્ષ્મીજીએ કહ્યું કે શ્રીઠાકોરજીનો રાજભોગ થઇને **અનોસર થઇ** ગયો છે અને મહાપ્રસાદ પણ ઉઠી ગયો છે.” એ સાંભળી શ્રીમહાપ્રભુજીએ **અનિવેદિત** સામગ્રીમાંથી શ્રીકૃષ્ણચૈતન્યને ભોજન કરાવતાં તે જોઇને એક સેવકે શંકા કરી. તે ઉપરથી શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે “ શ્રીકૃષ્ણ ચૈતન્યનાં હૃદયમાં સાક્ષાત્ **શ્રીકૃષ્ણ** બીરાજે છે.” વળી શ્રીકૃષ્ણચૈતન્યે પુછ્યું કે “ આપણું સર્વસ્વ તો **વ્રજધામ** છે તેછતાં આપે વ્રજથી દૂર સ્થિતિ કેમ કરી છે ? ” શ્રીમહાપ્રભુજીએ ઉત્તર આપ્યો કે “ અમને વ્રજલીલાનો વિયોગ છે તેથી વ્રજલીલાના **વિરહ** સંબંધી તાપની ભાવનાને વાસ્તે અમે **વ્રજથી** દૂર સ્થિતિ રાખી છે. તાપ સંબંધી કલેશ ભોગવ્યા વિના ભગવત્પ્રાપ્તિ થાય નહી.” એ વચન સાંભળી **શ્રીકૃષ્ણચૈતન્યે** પોતાના સેવકોને કહ્યું કે “ આ **શ્રીકૃષ્ણનાં** શ્રીમુખનાં વચન સિદ્ધાંતરૂપ છે, એટલા માટેજ **શ્રીકૃષ્ણ** શ્રીવલ્લભાચાર્યરૂપે પ્રકટયા છે માટે તમો શ્રીવલ્લભાચાર્યજીને **શ્રીકૃષ્ણજ** સમજો. એ વિષયમાં કોઇએ પોતાના મનમાં જરા પણ શંકા રાખવી નહી.”

શ્રીમહાપ્રભુજીના પુત્ર જે શ્રીમદ્ગોસ્વામી **શ્રીવિઠ્ઠલનાથજી** હતાતે-મના પુત્રો સાત હતા. તેઓમાં મોટા પુત્ર શ્રીગિરિધરજી સંવત ૧૫૯૭ ના કાર્તિક શુદી ૧૨ ને દિવસે પ્રકટ્યા હતા અને તે સાક્ષાત્ **ઐશ્વર્ય** આદિ ૭ ગુણોવાળા પ્રભુ હતા તેથી **શ્રીગુસાંઇજીએ** તેમને મુખ્ય તથા **શ્રીગોવર્દ્ધનનાથજીની** મુખ્ય સેવા આપ્યાં અને દાયભાગમાં **શ્રીમથુરેશજી ઠાકોરજીનું** સ્વરૂપ આપ્યું.

બીજા પુત્ર **શ્રીગોવિંદરાયજી** સંવત **૧૬૦૦** ના માર્ગશીર્ષ વદી અષ્ટમીને દિવશે પ્રકટ્યા હતા અને તે ઐશ્વર્ય ગુણરૂપ હતા. એમને દાયભાગમાં શ્રી**વિઠ્ઠલેશરાયજી શ્રીજીદ્વારછે** તેનું સ્વરૂપ આપ્યું.

ત્રીજા પુત્ર **શ્રીબાળકૃષ્ણજી** સંવત ૧૬૦૬ ના આશ્વિન વદી ૧૩ ને દિવસે પ્રકટ્યા હતા અને તે વીર્યગુણરૂપ હતા. એમને દાયભાગમાં **શ્રીદ્વારકાનાથજી** કાંકરોલીમાં છે તેનું સ્વરૂપ આપ્યું.

ચોથા પુત્ર **શ્રીગોકુળનાથજી** સંવત ૧૬૦૮ ના માર્ગશીર્ષ શુદી ૭ ને દિવસે પ્રકટ્યા હતા અને તે યશગુણનું સ્વરૂપ હતા. એમને દાયભાગમાં **શ્રીગોકુળનાથજી** ગોકુળમાંછે તેનું સ્વરૂપ આપ્યું.

પાંચમા પુત્ર **શ્રીરઘુનાથજી** સંવત ૧૬૧૧ ના કાર્તિક શુદી ૧૨ ને દિવસે પ્રકટ્યા હતા અને તે શ્રીગુણનું સ્વરૂપ હતા, એમને દાયભાગમાં શ્રીગોકુળચંદ્રમાજી કામ વનમાંછે તેનું સ્વરૂપ આપ્યું.

છઠા પુત્ર શ્રીયદુનાથજી સંવત ૧૬૧૩ ના ચૈત્ર શુદી ૬ નેદિવસે પ્રકટ્યા હતા અને તે જ્ઞાનગુણરૂપ હતા. એમને દાયભાગમાં શ્રીબાળકૃષ્ણજીનું સ્વરૂપ દેવા માંડયું પણ તેમણે તે સ્વરૂપને નાહાનું જાણીને લીધું નહી. પછી એમના વંશમાં ઘણો કાળ વિત્યા પછી કાશીમાં રહેલા શ્રીગિરધરજી મહારાજે શ્રીમુકુંદરાયજીનું સ્વરૂપ લીધું હતું.

એવી રીતે ૭ પુત્ર તો અરેલ ગામમાંજ પ્રકટ્યા હતા. તે પછી શ્રી મદ્ગોસ્વામી શ્રીવિઠલનાથજી અરેલ ગામમાજ ગૃહસ્થાશ્રમ લઇ શ્રીગોકુળમાં જઇને સુખ પૂર્વક નિવાસ કરી રહ્યા હતા. ત્યાં તેમણે શ્રીનાથજીની સેવાનો વિસ્તાર બારે કર્યો અને પોતાનો પ્રભાવ ચારે દિશાઓમાં પ્રકાશિત કર્યો. રાજા બીરબલ અને રાજા તોડરમલ્લ આદિ ઘણા રાજાઓ એમના સેવક થયા હતા. અકબરશાહ પાદશાહ દર્શનને વાસ્તે આવ્યા હતા તેમણે કેટલાએક પ્રશ્નો કરતાં શ્રીવિઠ્ઠલનાથજીએ સર્વ પ્રશ્નોનાં સમાધાન કર્યાં હતાં એ વાત વાર્ત્તાના ભાષાગ્રંથમાં સ્ફુટ છે.

પછી સાતમા પુત્ર **શ્રીઘનશ્યામજી** બીજી ભાર્યામાં સંવત ૧૬૨૭ માર્ગશીર્ષ વદિ ૧૩ ને દિવશે પ્રકટ્યા હતા અને તે વૈરાગ્યગુણરૂપ હતા. એમને શ્રીગુંસાઇજીએ દાયભાગમાં **શ્રીમદનમોહનજીનું** સ્વરૂપ આપ્યું.

આ પ્રમાણે શ્રી ગુંસાઇજીએ સાતે પુત્રોને જુદા કરી દાયભાગમાં નોખનોખાં ભગત્સ્વરૂપ આપ્યા હતાં તેથી શ્રીવલ્લભીય સંપ્રદાયમાં સાત ગાદી મુખ્ય છે. પૃથ્વીમાં ત્રણ કુળ વિખ્યાત કહેવાય છે તેઓમાં રઘુકુળ અને યદુકુળ જતાં રહ્યાં છે અને હાલ વલ્લભકુળ સરસાઇ ભોગવે છે.

**ઇતિશ્રી વલ્લભદિગ્વજયમાં ગૃહસ્થાશ્રમ પ્રકરણ સંપૂર્ણ.**

---

## अथ सन्यस्त प्रकरण प्रारंभः

એક દિવસે રાત્રિના સમયમાં શ્રીનાથજીએ પ્રત્યક્ષ દર્શન દઇને શ્રીમહાપ્રભુજીને કહ્યું કે "તમે શ્રીભાગવતની સુબોધિની ટીકાને સંપૂર્ણ કરવાના આગ્રહનેલીધે અમારી આજ્ઞા બે વાર તો ન માની પણ હવે એ આગ્રહ છોડી દઇને લોકોને સન્યસ્ત ધર્મ દેખાડો અને તુરત અમારી પાસે આવો." આ ત્રીજીવારની ભગવદાજ્ઞા થતાં શ્રીમહાપ્રભુજીએ **'અંતઃકરણપ્રબોધ'** નામનો ગ્રંથ બનાવીને તેમાં પોતાના મનને સમજાવ્યું કે "હું સેવકધર્મનો સ્વીકાર કરીને પૃથ્વીપર આવ્યો છું તો ધર્મમાં સ્વામીની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું યોગ્ય નથી. જો કે પ્રથમ શ્રીભાગવતની વ્યાખ્યા કરવાના આગ્રહથી બેવારની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે તોપણ હવે આ ત્રીજીવારની આજ્ઞાનું સર્વથા ઉલ્લંઘન કરવું નહી." આ પ્રમાણે મનને સમજાવી, તેસમયમાં પ્રથમ સ્કંધની, દ્વિતીય સ્કંધની અને તૃતિય સ્કંધની **સુબોધિની** પુરી થઇને ચતુર્થ સ્કંધના થોડાક અધ્યાયોની થઇ હતી તેને ત્યાંથીજ છોડી દેતાં દશમસ્કંધને પોતાનું નિરોધ સ્થળ જાણી દશમસ્કંધની **સુબોધિની** પુરી કરી અને થોડાક એકાદશ સ્કંધના અધ્યાયોની **સુબોધિની** કરી લઇને સમયનો અતિક્રમ થવાના ભયથી **સંન્યાસ નિર્ણય.'** નામનો ગ્રંથ કરયો અને તેમાં પોતાના માર્ગમાં પ્રાકૃત સન્યાસનો નિષેધ કરી ભક્તિમાર્ગિય **સન્યાસનુ** વિધાન કર્યું. પછી શ્રીમહાપ્રભુજીએ પોતાના બીજા પુત્ર શ્રીમદ્ગોસ્વામી **શ્રીવિઠલનાથજીમાં** પોતાનાં સઘળા માહાત્મ્યનું સ્થાપન કરી, કોઇ યુક્તિથી પોતાની પત્ની **શ્રીમહાલક્ષ્મીજીની** પાસેથી ઘરનો ત્યાગ કરવાની આજ્ઞા લઇ, કોઇ નજાણે એવી રીતે એકલાજ **શ્રીવેણીજીના** તટ ઉપર આવી,

ત્રિદંડ વિધિ કરી, **નારાયણેંદ્રતીર્થ** નામના સન્યાસીથી પ્રૈશમંત્રનું ઉચ્ચા-રણ કરીને સન્યાસ લીધો, આ વૃત્તાંત સાંભળવાથી સર્વે સેવક લોકો શો-કાતુર થઇને પોતાની પાસે આવતાં પોને તેઓનુ સમાધાન કરયું કે અમે સ્વરૂપથી સર્વદા બીરાજમાન છીએ માટે તમોને અમારો વિયોગ બાધ નહી કરે. તમો જ્યારે એકાગ્ર થઇને અમારૂં સ્મરણ કરશો ત્યારે અમે તમોને દર્શન દેશું અને તમારા સમળા મનોરથ પૂર્ણ થશે. આ **સન્યાસ**ની લીલા તો અમે કોઇ નિમિત્તથી લોકોને દેખાડવાને વાસ્તે અને અસુરી જી-વોને વ્યામોહ કરવાને વાસ્તે કરી છે. " આ પ્રમાણે સમાધાન કરી સર્વેને વિદાય કરયા પછી **શ્રીમહાપ્રભુજી** " અહીં રહીશું તો લોકોનાં સમુદા-યને લીધે ચિત્તની એકાગ્રતામાં વિક્ષેપ થશે અને **કાશીમાં** રેહેનારા સ-ન્યાસીઓને સન્યસ્તમાર્ગ દેખાડવો પણ છે " એવો વિચાર કરી એકાએક કાશીમાં પધારીને અસીનાં સંગમની પાસે **શ્રીગંગાજીને** કિનારે **હનુમાન ઘાટ** ઉપર બીરાજ્યા. ત્યાં ચાળીશ દીવસ સુધી એક આસનથી, અનશનવ્રતથી અને ધ્યાનમુદ્રાથી રહી ચાળીશમે દિવસે મધ્યાન્હ સમયમાં શ્રીગંગાજીના પ્રવાહ ઉપર મધ્યપ્રવાહાપર્યંત જઇ પ્રવાહથી સૂર્યમંડળપર્યંત એક અખંડ દંડાકાર તેજનો પુંજ દેખાડીને પૃથ્વી ઉપરથી અંતર્દ્ધાન થઇ ગયા. એ સ-મયમાં કાશીમાં રેહેનારા સર્વે લોકો ધન્ય ધન્ય કહીને પરસ્પર કેહેવા લાગ્યા કે ' સાચો સન્યાસ તો શ્રીવલ્લભાર્યજીએજ કરયો. " .

**ઇતિશ્રી વલ્લભદિગ્વિજયમાં સન્યસ્ત પ્રકરણ સમાપ્ત થયું.**

---

## शिक्षासुधाकर.

**श्रीमत्रिभंगिललिते मिलिते निजगोप गोपिकानिकरे ॥**
**मृदुकरवरघृतलकुटे कुटिल कटाक्षे सदा मति र्भूयात् ॥ १ ॥**

આ જગતમાં જગતની ઉત્પત્તિ સાથે ચાર સંપ્રદાયો ઉત્પન્ન થયા છે. જેમાં મુખ્ય આપણુનો શ્રીપુષ્ટિસંપ્રદાય છે. પુષ્ટિ એટલે પોષણ એટલે શ્રીકૃ-ષ્ણુનો અનુગ્રહ. પુષ્ટિસંપ્રદાયના આચાર્ય શ્રીવલ્લભાચાર્યજી (શ્રીમહાપ્રભુજી) શ્રીકૃષ્ણુના મુખારવિંદરૂપ આ ભૂતલમાં પ્રગટ થઇ દૈવીજીવોનો ઉદ્ધાર કર્યો-કરે છે-અને કરશે. આચાર્ય શબ્દોનો અર્થ આ છે કે શાસ્ત્રવિહિત કર્મો યથાર્થ આચરણુ કરનાર, પૂર્ણુપણુાથી શાસ્ત્રોને જાણુનાર, બીજાઓને તેમાં પ્રવૃત્ત ક-રાવનાર ઇત્યાદી વાકયોને આધારે શ્રીઆચાર્યજી માહાપ્રભુજીયે નિંબધ નામના ગ્રંથમાં આજ્ઞા કરી છે કે—

**श्लोकः—कृष्णसेवापरं वीक्ष्य दंभादिरहितं नरम् ॥**

**श्रीभागवततत्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ॥ १ ॥**

**અર્થ**—શ્રીકૃષ્ણની સેવામાં તત્પર મનુષ્યોને દેખાડવા માટે ધર્મનો ડોલ નહી કરનાર શ્રીભાગવતનું તત્વ (એટલે શ્રીભગવાન એવા નામથી પ્રાતપાદિત તત્વ) ને શ્રીમાહાપ્રભુજીના અભિપ્રાય પ્રમાણે જાણનાર એવા પુરૂષને આદરથી ભજે-અને અગ્નિપુરાણમાં કહેલ છે કે **अविद्यो वा सविद्यो वा गुरु रेव जनार्दनः॥** વિદ્યારહિત અથવા વિદ્યાવાન ગુરૂજ જનાર્દન (એટલે અવિદ્યાને મટાડનાર છે) આ વાકયોથી એમ સમઝવાનું કે મૂલ સંપ્રદાય-પ્રવર્તક શ્રીમહાપ્રભુજી આચાર્ય છે અને તેમની આજ્ઞા પ્રમાણે ઉપદેશ કરનાર તેમના વંશજો એ આચાર્યદ્વાર છે. તે બન્નેમાં સમાન બુદ્ધિ રાખવી. એવો શાસ્ત્રનો અભિપ્રાય છે. સંપ્રદાયશબ્દનો અર્થ આ છે કે શ્રુતિ સ્મૃતિ, વ્યાસસૂત્રાદિની એક વાકયતાથી સિદ્ધ થયેલો જે સિદ્ધાન્ત તે સંપ્રદાય કહેવાય. આસંપ્રદાયનો સદાચાર આવો છે કે પ્રથમ શ્રીઆચાર્યદ્વારા શ્રીકૃષ્ણ નામમંત્ર સ્મરણરૂપ શરણમંત્ર ગ્રહણ કરવો. શ્રીકૃષ્ણ આ નામમંત્ર પરમપવિત્ર અને સર્વનો સારભૂત માહાપાતકોનો પાત કરનાર પાવનોને પાવન કરનાર તે નામમંત્ર શાસ્ત્રમાં ગણેલો છે. જેમકે સ્કન્દપુરાણમાં કહ્યું છે કે—

**नाम्नां मुख्यतरं नाम कृष्णाख्यं यत्परंतप ॥**

**प्रायश्चित्त मशेषाणां पापानां मोचकं परम् ॥**

**અર્થ**—સર્વ નામોમાં મુખ્ય, સર્વ પાપોનું પ્રાયશ્ચિત કરણ, પાપીજનોને પાપથી મુકાવનાર, આવું પરમપવિત્ર શ્રીકૃષ્ણ આનામ છે. ભગવદ્ગીતામાં પણ અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ વાકય.

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ॥**

**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

**અર્થ**—હે અર્જુન સર્વ ધર્મોનો ત્યાગ કરી કેવલ માહારે શરણ પ્રાપ્તથા, હું સર્વ પાપોથી તને મુકત કરીશ, શોક ના કર. આ પ્રમાણે બીજાં પણ વચનો ઘણાં છે. પરંતુ વિસ્તારના ભયથી વિશેષ વચનો નથી લખી જણાવતા. શ્રીકૃષ્ણનામરૂપ શરણમંત્રનો મહિમા સર્વત્ર વેદશાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. શરણમંત્ર ગ્રહણ કર્યા પછી વૈષ્ણવપણું પ્રાપ્ત થાય છે. વૈષ્ણવપણું ભગવદ્દાસપણું સમજવું. કારણ કે પ્રભુ સર્વના કર્તા(ઉત્પન્ન કરનાર) રક્ષણ કરનાર પોષણ કરનાર છે તો **स्वभावतः** જીવોને દાસપણું સિદ્ધ છે. કોઇ પણ સાભિમાન મનુષ્ય અમે પરમેશ્વરના દાસ નથી. આમ બોલે છે તે

તેની ભૂલ સમૂલ બિલકુલ સ્પષ્ટ માલમ પડવાથી પ્રતિકૂલ છે. કારણ કે જીવમાત્ર ભગવદંશ છે. તો સર્વે જીવોને ઉત્પન્ન કરનાર. તેઓનું પાછું રક્ષણ કરનાર સર્વે રીતથી પાલન કરનાર એક પ્રભુ શ્રીકૃષ્ણજ છે. તો **स्पष्टरीत्या** જીવોને દાસપણું સિદ્ધજ છે આ કલિયુગમાં કેશવ (શ્રીકૃષ્ણ) કીર્તનરૂપભકિતથી પ્રસન્ન થાય છે. અને મોક્ષાદિ પદાર્થો પણ ભકિતથી મળે છે. જે ભગવાને અર્જુનને ભગવદ્‌ગીતા નામના ગ્રંથમાં ઉપદેશ કર્યો છે

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन** ॥ અર્થ—હે અર્જુન હું ભક્તોને કેવલ અનન્ય ભક્તિથીજ પ્રસન્ન થાઉં છું. બીજાં તેવાં સાધનો નથી. માટે ઘટે છે કે સર્વે જનોએ નિરભિમાન થઇ અનન્ય ભક્તિ કરવી. આજ અત્યુત્તમ માર્ગ છે. ભક્તિમીમાંસા સૂત્રમાં પણ ॥ **सा परानुरक्तिरीश्वरे** આ પ્રમાણે કહેલ છે. તેથી પણ સિદ્ધ થાય છે કે શ્રીકૃષ્ણનેવિષે જે અનન્ય પ્રેમયુક્ત પ્રીતિ તેનું નામ ભક્તિ અને તેજ ભક્તિ કરવાથી તેઓની પ્રાપ્તિ સમજવી. આ સંપ્રદાયમાં શ્રીશરણમંત્ર ગ્રહણ કર્યા પછી તે મત્રનો રાત્રિદિવસ જપ કર્યા કરવો. અન્યાશ્રય સર્વથા ન કરવો. કારણ કે અનન્યભક્તિ આ શબ્દનો અર્થ આ છે કે બીજાનો આશ્રય સર્વથા ન કરતાં કેવલ શ્રીકૃષ્ણનીજ અનન્યભક્તિ કરવી. અને તે ભક્તિ પણ સર્વાંશથીજ કરવી. આનુ નામ અનન્યભક્તિ સમજવી.

---

# બીજો વિષય.

---

જે ગામમાં આપણે નિવાસ કરતા હૈયે તે ગામમાં જો આપણા સંપ્રદાયનું મંદિર હોય તો શ્રીઠાકોરજીના દર્શન શિવાય જલપાન પણ ન કરવું. બીજા વૈષ્ણવોને મળતાં શ્રીકૃષ્ણસ્મરણ અવસ્ય કરવું. વૈષ્ણવોયે હમેશ પ્રાતઃકાલમાં ઉઠતાંજ પોતાના ગળામાં ધારણ કરેલ બે તુલસીની માલા હોય તે તુલશીમાળાના દર્શન કરી નેત્રને સ્પર્શ કરાવવો. ત્યાર પછી શ્રીનાથજીપ્રભૃતિ આઠે સ્વરૂપનું નામસ્મરણ કરવું તે આ પ્રકારે. શ્રીનાથજી–શ્રીનવનીતપ્રિયજી–શ્રીમથુરેશજી–શ્રીવિઠ્ઠલેશરાયજી–શ્રીદ્વારકાનાથજી-શ્રીગોકુલનાથજી–શ્રીગોકુલચંદ્રમાજી–શ્રીમદનમોહનજી પછી પોતાના શ્રીગુરૂદેવના સેવ્યસ્વરૂપનુ નામ સ્મરણ કરવું ત્યાર પછી શ્રીમાહાપ્રભુજી શ્રીગુસાંઇજી–શ્રીગિરિધરજી–શ્રીગોવિંદરાયજી–શ્રીબાલકૃષ્ણજી––શ્રીગોકુલનાથજી–શ્રીરઘુનાથજી–શ્રીયદુનાથજી–શ્રીઘનસ્યાથજી–તદનંતર શ્રીહરિદાસવર્ય (શ્રીગિરિરાજ) શ્રીયમુનાંજી–અને પોતાના શ્રીગુરૂદેવનું નામસ્મરણ કરી ધ્યાન કરવું. પછી બિછાનામાંથી ઉઠી દંતધાવનાદિ (દાતણ વિગેરે) દેહકૃત્ય કરી સુદ્ધજલથી સ્નાન કરવું. ત્યાર પછી ધોયેલ વસ્ત્ર અથવા ધોયેલ રેશમી વસ્ત્ર પેહેરી ચરણામૃત લઇ ભગવત્પ્રસાદી કુંકુમાદીકથીજ સુંદર દ્વાદશ તિલક કરવાં.

---

॥ श्रीः ॥

# अथ गोस्वामिश्रीपुरुषोत्तमजीमहाराजकृता

## ॥ द्रव्यशुद्धिः प्रारभ्यते ॥

### ॥ १ ॥ अथ स्नानाचमननिमित्तविचारः ॥

मू०—तत्र तावत्प्रायश्चित्तमिताक्षरायांयाज्ञवल्क्यः ॥ "उदक्याशुचिभिः स्नायात्संस्पृष्टस्तैरुपस्पृशेत् ॥ अब्लिंगानि जपेच्चैव गायत्रीं मनसा सकृत्" इत्याह ॥ तत्र विज्ञानेश्वरः ॥ उदक्या रजस्वला ॥ अशुचयः शवचांडालपतितसूतिकाशावाशौचिनः एतैः संस्पृष्टः स्नायात् ॥ तैःपुनरुदक्याशुचिसंस्पृष्टादिभिःसंस्पृष्ट उपस्पृशेत् आचामेत्॥ आचम्य च अब्लिंगान्यापोहिष्ठेत्येवमादीनि त्रीणि मंत्रवाक्यानि जपेत् ॥ त्रिष्वपि बहुवचनस्य चारितार्थ्यात् ॥ तथा गायत्रीं च मनसा सकृज्जपेत्॥ननूदक्यादिसंस्पृष्टः स्नायादित्येकवचनोनिर्दिष्टस्य कथं तैरिति बहुवचनेन परामर्शः ॥ सत्यमेवं किंत्वत्र उदक्यादिसंस्पृष्टव्यतिरिक्तस्नानार्हमात्रस्पर्शेऽप्याचमनमात्रविधानार्थं तैरिति बहुवचनमित्यविरोध इति व्याख्यातवान् ॥ तेन रजस्वलाशवशावाशौचिचांडालपतितसूतिकानां स्पर्शे सचैलं स्नानम् ॥ अपरार्के तु मनुवाक्ये ॥ "दिवाकीर्तिमुदक्यां च पतितं सूतिकां तथा ॥ शवं तत्स्पृष्टिनं चैव स्पृष्टः स्नानेन शुद्ध्यति" इति शवस्पृशः स्पर्शेऽपि सचैलं स्नानमुक्तम् ॥ मर्यादासिंधौ तु व्याख्यातम् ॥ दिवाकीर्तिरत्र चांडालः ॥ अत्यंताशुचिसाहचर्यात् ॥ पतितो महापातकी ॥ सूतिका

प्रसवे सत्यमाप्तशुद्धिकाला ॥ स्पृष्टं स्पर्शः तस्य स्पृष्टं तत्स्पृष्टं तद्-स्यास्तीति तत्स्पृष्टी अत्र तत्पदेन दिवाकीर्तिप्रभृतयः पंचाऽपि परामृश्यंत इति ॥ अपरार्केऽप्येवम् ॥ तेन पंचस्पृशामपि स्पर्शे स्नानम् ॥ यद्यप्यत्रस्नानमात्रमुक्तंतथापि सचैलं स्नानं सर्वसंमतम् ॥ "श्वानं श्वपाकं प्रेतधूमं देवद्रव्योपजीविनं ग्रामयाजकं सोमविक्रयिणं चितिं चितिकाष्टं मद्यं मद्यभांडं सस्नेहं मानुषास्थि शवस्पृशं महापातकिनं शवं स्पृष्ट्वा सचैलमंभोऽवगाह्योत्तीर्याऽग्निमुपस्पृश्य गायत्र्यष्टशतं जपेत् ॥ घृतं प्राश्य स्नात्वा त्रिराचामेत्" इति च्यवनवचनात् ॥ तेन रजस्वलाशवचांडालपतितसूतिकातत्स्पर्शिशावाशौचितत्स्पर्शिस्पर्शे सचैलं स्नानम्॥तद्व्यातिरिक्तस्नानार्हस्पर्शे त्वाचमनमिति सिद्ध्यति ॥ ॥ ते च स्नानार्हा विज्ञानेश्वरेण संगृहीता अग्रे वाच्याः ॥ सांप्रतं तु रजस्वलादिस्पर्शविषयेऽन्यो विशेष उच्यते ॥ मर्यादासिंधौ पराशरः ॥ "उदक्यास्पर्शने स्नायादंशुकेनांगतोऽपि वा ॥ स्याच्चतसृष्वपि स्नानं तुल्याः॰सर्वा रजस्वलाः" इति तुल्या इति स्पर्शदोषजनने सर्वास्तुल्या इत्यर्थः ॥ तथा ॥ वस्त्रसंस्पर्शने तस्य सचैलांगावगाहनम् ॥ अंगस्पर्शनवत्तस्य वदंति द्विजसत्तमाः" इति चे ॥ १ ॥

॥ १ ॥ અથ સ્નાનાચમન નિમિત્ત વિચાર ॥

ગુ૦ ટી૦-પ્રાયશ્ચિત્તમિતાક્ષરામાં યાજ્ઞવલ્કયઋષિનું વચન છે કે, રજસ્વલા, શબ, ચાંડાલ, મહાપાતકી, સૂતિકા અને મૃતકસૂતકી ( મરેલા માણસનું સૂતક પાળનાર ) એઓની સાથે સ્પર્શ કરનાર માણસે સ્નાન કરવું, અને તેઓનો સ્પર્શ કરનારનો સ્પર્શ કરવાથી આચમન કરવું. અને "આપોહિષ્ઠા૦" ઇત્યાદિ ત્રણ મંત્રનો જપ કરવો. અને ગાયત્રી મંત્રનો પણ એકવાર જપ કરવો. વિજ્ઞાનેશ્વર નામના મહાપંડિત પણ આ પ્રમાણેજ લખેછે. અને વળી લખેછે કે, મૂલ શ્લોકમાં બહુવચન છે. તેથી એકવચનનો પ્રયોગ બહુવચન સાથે સંબંધ ન રાખે. બહુવચન, બહુવચન સાથેજ સંબંધ

રાખનારૂં હોયછે. ( **स्नायात्** ) એ એકવચન અને ( **तैः** ) એ બહુવચનમાટે ઉપરના શ્લોકનો સારાંશ એવો છે કે, રજસ્વલા વિગેરેનો સ્પર્શ કરનાર માણસ શિવાય બીજાના સ્પર્શમાંજ ફક્ત આચમન કરવું. આ પ્રમાણે અર્થ કરવાથી બહુવચનના પ્રયોગનો સમાવેશ થાયછે. એટલે રજસ્વલા, શબ, સૂતકી, ચાંડાલ, મહાપાતકી અને સૂતિકા એઓનો સ્પર્શ થવાથી સચૈલ ( વસ્ત્રસહિત ) સ્નાન કરવું. **અપરાર્ક**નામના ગ્રંથમાં અને **મનુ**વાક્યથી પણ ચાંડાલ, રજસ્વલા, મહાપાતકી, સૂતિકા[1], શબ અને શબનો સ્પર્શ કરનાર, આ ઉપર કહેલાઓનો જો સ્પર્શ થાય તો, તે ધણીયે સચૈલસ્નાન કરવું. જોકે ઉપરના શ્લોકમાં ફક્ત સ્નાનજ કરવાને લખ્યુંછે. પરંતુ અમને એમ ભાસેછે કે, સચૈલસ્નાન કરવું એ સર્વસંમત વાત છે. અને વળી **મર્યાદાસિંધુ** નામના ગ્રંથમાં પણ સચૈલ સ્નાન કરવાને કહ્યું છે. વળી **ચ્યવનઋષિ**નું પણ આપ્રમાણે મત છે કે, કૂતરૂં, ચાંડાલ, શબનો ધૂવાડો, દેવદ્રવ્યથી આજીવિકા કરનાર, આખા ગામનો યાજક ( કર્મ કરાવનાર )સોમનાગની ઔષધિનો વેચનાર, ચિતા, ચિતાનું કાષ્ટ, મદિરા, મદિરાનું પાત્ર, મનુષ્યનું તરતનું હાડકું, શબનો સ્પર્શ કરનાર, મહાપાતકી, શબ, આટલા પદાર્થોમાંથી કોઇ એકનો જો સ્પર્શ થાય તો, વસ્ત્રસહિત જલમાં ઉતરી સ્નાન કરવું. પછી અગ્નિનો સ્પર્શ કરી, એટલે અગ્નિ તાપીને આઠસો વાર ગાયત્રીમંત્રનો જપ કરવો. પછી જરા ઘી ખાઈ સ્નાન કરી, ત્રણવાર આચમન કરવું. આપ્રમાણે **ચ્યવનઋષિ**નું વચન છે. ત્યારે આઉપરથી એમ ભાસે છે કે, રજસ્વલા, શબ, ચાંડાલ, પતિત, સૂતિકા અને તેનો સ્પર્શ કરનાર મૃતકાશૌચી ( મરેલાનું સૂતક પાળનાર ) તેને અડકનાર, અને તેનો સ્પર્શ કરનારનો જો સ્પર્શ થાય તો, સચૈલસ્નાન કરવું. અને આ શિવાયના બીજાઓના સ્નાન કરવાલાયકના સ્પર્શમાં આચમન કરવું, એમ સિદ્ધ થાય છે. અને તે સ્નાન કરવા લાયકની ગણના **વિજ્ઞાનેશ્વર** નામના ગ્રંથકારે કરેલી છે તે આગળ કહેવાશે. હમણાં તો રજસ્વલા વિગેરેના સ્પર્શમાં બીજો પણ કાંઈ વિશેષ કહેવામાં આવેછે. **મર્યાદાસિંધુ** નામના ગ્રંથમાં **પરાશર**નો મત એવો છે કે, બહાર બેઠેલી સ્ત્રીના અંગનો સ્પર્શ થાય અથવા તેના કપડાનો સ્પર્શ થાય તોપણ, સચૈલસ્નાન કરવું. અને સર્વ જાતની રજસ્વલા સ્ત્રિયો દોષથી સમાનજ સમજવી. મોહોટા મોહોટા વિદ્વાન બ્રાહ્મણો પણ એમજ પ્રતિપાદન કરેછે કે, રજસ્વલાના અંગનો તથા વસ્ત્રનો સ્પર્શ સમાનજ ગણવો. ॥ ૧ ॥

---

૧ પ્રસવ થવાથી શુદ્ધિકાલને પામ ન થયેલી સ્ત્રી.

## ॥ २ ॥ अथ वस्त्राद्यंतरितस्पर्शे बुद्धिपूर्वकस्पर्शे च स्नानादिविचारः ॥

मू०—पृथ्वीचंद्रोदये ॥ " वस्त्राद्यंतरितस्पर्शे साक्षात्स्पर्शोऽभिधीयते ॥ साक्षात्स्पर्शे तु यत्प्रोक्तं तद्वस्त्राद्यंतरेऽपि च " इति प्रचेतोवचनमप्युक्तम् ॥ पराशरवाक्ये तु ॥ " स्नानं स्पृष्टेन येन स्यात्काष्ठाद्यैर्यदि तं स्पृशेत् ॥ नावारोहणवत्स्पर्शे तत्रोपस्पर्शनाच्छुचिः " इत्युक्तम् ॥ तेनेदं सिध्यति ॥ मतूरकानां दिवाकीर्त्यादीनां पंचानां वस्त्राद्यंतरितस्पर्शे स्नानम् ॥ शावाशौचिनां तु तत्राऽनुक्तत्वात्तदशुचित्वस्य प्रत्यहं क्षीयमाणत्वाच्च काष्ठादिना बुद्धिपूर्वकतत्स्पर्शेऽपि न स्नानं किंत्वाचमनादेव शुद्धिरिति॥ एवं च पूर्वोक्तयाज्ञवल्क्यवाक्यमपि संगतं भवतीति ॥ चेतनव्यवधानस्पर्शे तु विशेषः संवर्तेनोक्तः ॥ " तत्स्पृष्टिनं स्पृशेद्यस्तु स्नानं तस्य विधीयते ॥ ऊर्ध्वमाचमनं प्रोक्तं द्रव्याणां प्रोक्षणं तथा " इति ॥ तेनोदक्यादिस्पर्शे द्वयोः स्नानं तृतीयस्याचमनम् ॥ एवं द्रव्येष्वपि तत्स्पृष्टस्पृष्टयोर्द्वयोः क्षालनं तृतीयस्य प्रोक्षणमितिसिध्यति॥तथेत्यतिदेशस्याऽऽचमनोत्तरमुक्तत्वेन प्रोक्षणस्य तत्समानदेशिकतया द्वयोत्तरमेव तत्र प्राप्तेः ॥ इदं चाऽबुद्धिपूर्वकस्पर्शे द्रष्टव्यम् ॥ गौतमेन " पतितचांडालोदक्याशवस्पृष्टितत्स्पृष्ट्युपस्पर्शने सचैलमुदकोपस्पर्शनाच्छुद्ध्येत् " इत्यादिना तृतीयस्य स्नानस्योक्तत्वात् ॥ तथा " उपस्पृश्याशुचिस्पृष्टं तृतीयं चाऽपि मानवः ॥ हस्तौ पादौ च तोयेन प्रक्षाल्याऽऽचम्य शुद्ध्यति " इति मर्यादाविधौ देवलवाक्याच्च त्रयाणां स्नानस्य चतुर्थे आचमनस्य च बुद्धिपूर्वकस्पर्शविषयत्वेन सर्वैरप्यंगीकारात् ॥ तेन बुद्धिपूर्वकस्पर्शे त्रयाणां स्नानं चतुर्थस्याऽऽचमनम् ॥ यद्यप्यत्र प्रथमस्याऽबुद्धिपूर्वे

द्वितीयादीनां तत्पूर्वं प्रथमस्य बुद्धिपूर्वं द्वितीयादीनां बुद्धिपूर्वं स्पर्शे विशेषः कुत्राऽपिनोक्तस्तथाऽपि बुद्धेरेव दोषप्रयोजकत्वकल्पनात्तादृशस्थले आतृतीयस्नानमिति प्रतिभाति ॥ अयमेव न्यायो द्रव्येष्वपि ॥ चतुर्थानंतरमशुद्धनुवृत्त्यभावाद्दोति ॥ इतः स्वल्पो वाचनिकस्तु द्रव्यशुद्धिप्रकारो अमेध्यादिस्पृष्टपात्रविचारे वक्ष्यते ॥ स्पर्शानंतरंस्नाने तु मर्यादासिंधौ विशेष उक्तः ॥ २ ॥

**॥ ૨ ॥ હવે સાક્ષાત્ નહીં પણ વસ્ત્ર વિગેરેથી અને જાણિજોઇને રજસ્વલાદિકનો સ્પર્શ થવાથી સ્નાનાદિક કરવાનો વિચાર ॥**

**ગૂ૦ ટી૦-પૃથિવીચંદ્રોદય**નામના ગ્રંથમાં લખ્યુંછે કે, વસ્ત્રાદિક વચમાં હોય એટલે જેમ કે એક માણસને એક રજસ્વલાના અંગનો નહીં પણ તેણે ધારણ કરેલા કપડાનો સ્પર્શ થયો તો, તે સ્પર્શને પણ સાક્ષાત્ સ્પર્શ સમજવો. અર્થાત્ રજસ્વલાનો સ્પર્શ થવાથી જે કાંઇ કરવું પડે તેજ તેના કપડાનો સ્પર્શ થવાથી પણ સાક્ષાત્ સ્પર્શ જેવુંજ સમજવું. એ રીતે **પ્રચેતા**નું વચન છે. **પરાશરઋષિ**નું વચન જે સ્પર્શ કરનારનો સ્પર્શ કરવાથી સ્નાન કરવાને•લખ્યું છે તેનો જો કાષ્ઠાદિકથી સ્પર્શ કરવામાં આવે તો, આરોહણ ( શબને ઉપાડનાર ) માફક તે સ્પર્શને ન સમજવો. એટલે જેમ કોઇ માણસે શબનું આરોહણ કરેલછે, એટલે શબને ઉપાડેલ છે. પછી તેને બીજો માણસ અડયો, બીજાને ત્રિજાનો સ્પર્શ થયો, અને તે ત્રિજાનો ચોથાને સ્પર્શ સાક્ષાત્ નહીં પણ કાષ્ઠાદિકથી કરવામાં આવ્યો હોય, તો પણ તે સ્પર્શથી સ્નાન નહીં પણ, આચમન કરવાથી એટલે હાથ પગ ધોઇ, ભગવત્સ્મરણ કરી આચમન કરવાથી શુદ્ધિ થાય. કારણ કે **મનુ**એ ગણેલાઉપર જણાવેલા પાંચ જણામાં શબના સૂતકીનું ગ્રહણ નથી કર્યું માટે આઉપરથી એમ સિદ્ધ થાય છે કે, ચાંડાલ વિગેરે પાંચનો તો જો વચમાં વસ્ત્ર કાષ્ઠાદિક હોય અને સ્પર્શ થાય તો પણ, તે સ્પર્શને સાક્ષાત્સ્પર્શ સમજીસચેલ સ્નાનાદિક કરવુંજ પ્રાપ્ત છે. પરંતુ સૂતકીનો સ્પર્શ કરનાર જે માણસ તેનો સ્પર્શ જો કાષ્ઠાદિકથી જાણીજોઇને પણ કરવામાં આવે તો આચમન કરવું એટલે હાથપગ ધોઇ, ભગવત્સ્મરણ કરી આચમન કરવું. કારણ કે સૂતક દિવસે દિવસે ઘટતું ચાલ્યું જાયછે. માટે હવે ચેતન ( સજીવ ) પદાર્થ વચમાં આવવાથી થતો સ્પર્શ માટે વિશેષ વિચાર-**સંવર્ત્ત**નામના

ઋષિનો એવો મત છે કે, અજાણતાં ( ન જાણીને ) ઉપર કહેલાં રજસ્વલા વિગેરેનો કોઇ માણસ સ્પર્શ કરે તો, તે તો સચૈલસ્નાન કરે. પણ તેનો બીજાયે સ્પર્શ કર્યો તો તે પણ સચૈલસ્નાન કરે, અને તેનો ત્રીજો માણસ સ્પર્શ કરે તો તે આચમન કરે. એમ પદાર્થોને માટે પણ સમજવું. અર્થાત્ અપવિત્ર પદાર્થનો અજાણતાં સ્પર્શ થવાથી ત્રીજા પદાર્થનું પ્રોક્ષણ ( જલથી છાંટવું ) કરવાથી પવિત્રપણુ માનવું. બે પદાર્થ સુધી તો તે પદાર્થને ધોઇ નાખવો. હવે જો જાણીજોઇને સ્પર્શ થયો હોય તો, તેની શુદ્ધિ-**ગૌતમઋષિ** કહેછે કે, પતિત, ચાંડાલ, રજસ્વલા, શબનો સ્પર્શ કરનાર, તેનો સ્પર્શ કરનારનો સ્પર્શ કરવામાં આવે તો સચૈલસ્નાન કરવું. તથા ચોથા માણસે હાથપગ ધોઇ આચમન કરવું. સારાંશ આ છે કે, ઉપર ગણાવેલી ચીજોમાંથી કોઇએક અપવિત્ર ચીજ જેમકે રજસ્વલા સ્ત્રી છે તેનો કોઇ માણસને સ્પર્શ થયો, તે માણસનો બીજા માણસને સ્પર્શ થયો, અને તે માણસનો ત્રીજો માણસને સ્પર્શ થયો તો તે ત્રીજાનો જો ચોથા માણસને સ્પર્શ થાય તો, ચોથા મનુષ્યે હાથપગ ધોઇ આચમન કરવું. એટલે તે ચોથો શુદ્ધ થાય. પરંતુ ત્રીજા સુધી તો સચૈલસ્નાનજ કરવું જોઇયે. આપ્રમાણે **મર્યાદાસિંધુ** નામના ગ્રંથમાં **દેવલઋષિ**નુંપણ વચન છે. તેમ બીજાપણ ગ્રંથકારોનાં વચનો ઘણાં છે. જોકે, પ્રથમ સ્પર્શ કરનારનો સ્પર્શ અજાણતાં થયોછે અને બીજા ત્રીજાનો જાણીજોઇને થયોછે. અથવા પેહેલાનો બુદ્ધિપૂર્વક સ્પર્શ થયોછે અને બીજાત્રીજાનો અજાણતા થયોછે. આવી બાબતમાં શાસ્ત્રકારોયે કાંઇ વિશેષ ક્યાંય પણ કહ્યું નથી. તો પણ દોષની પ્રાપ્તિની કલ્પના દરેકને બુદ્ધિમાંજ થાય છે, માટે અમોને એમ ભાસેછે કે, ત્રીજાસુધી તો સ્નાનજ કરવું. ચોથાયે આચમન, ત્યારે પછી પાંચમાં છઠ્ઠા વિગેરે માણસોયે કાંઇ પણ ન કરવું જોઇયે. કારણ કે ચાર પુરૂષ પછી અશુદ્ધિ આવવાનો અસંભવ છે. હવે આનો આ વિચાર પદાર્થોને માટે પણ સમાન સમજી રાખવો. બાકી કાંઈ પ્રકાર કેહેવાનો છે. તે અપવિત્ર પદાર્થના સ્પર્શથી પાત્રોની શુદ્ધિ કહેવાશે ત્યાં કહીશ. હવે સ્પર્શ થયા બાદ સ્નાન કરવું તે કેમ કરવું તે બાબતમાં **મર્યાદાસિંધુ**માં કહેલો વિશેષ વિચાર ॥ ૨ ॥

## ॥ ३ ॥ अथ शीतोष्णोदकस्नानविचारः ॥

**मू०—अस्पृस्यस्पर्शनादौ स्नानं तीर्थादिषु शीतोदकेन कार्यम् ॥**

" अस्पृश्यस्पर्शने चैव न स्नायादुष्णवारिणा " इति वृद्धमनुवचनात् ॥ तीर्थाऽभावे तु उष्णोदकेनाऽपि कार्यम् ॥ " नित्यं नैमित्तिकं काम्यं क्रियांगं मलकर्षणम् ॥ तीर्थाभावे तु कर्तव्यमुष्णोदकपरोदकैः " इति शंखवचनात् ॥ अत्र निमित्तानंतरं नैमित्तिकं कार्यमिति न्यायान्निश्यस्पृश्यस्पर्शे निश्येव स्नायात् ॥ ३ ॥

॥ ૩ ॥ હવે ઠંડા ગરમ જલથી સ્નાન કરવાનો વિચાર ॥

**ગૂ૦ ટી૦**-ઉપર કહેલા અસ્પૃશ્ય (ન સ્પર્શ કરવાલાયક) નો જો સ્પર્શ થાય તો, તીર્થાદિકમાં ઠંડા જલથી સ્નાન કરવું. **વૃદ્ધમનુનું** પણ આમજ કેહેવું છે કે, જેના સ્પર્શથી સ્નાન કરવું પડે તેવાઓનો જો સ્પર્શ થાય અને નાહાવું પડેતો ઠંડાજલથીજ નાહવું. જો તીર્થ વિગેરે ન હોય તો, ગરમ જલથી સ્નાન કરવું. કેટલાંએક નિત્ય કાર્ય છે જેમ કે, બ્રાહ્મણાદિને સંધ્યાવંદન. કેટલાએક નૈમિત્તિક કાર્ય છે. જેમ કે, પિતૃશ્રાદ્ધ. કેટલાંએક કામ્યકર્મ છે જેમ કે, સ્વર્ગમાં જવાની ઇચ્છા રાખનાર માણસે અમાવાસ્યા વિગેરે તિથિયોને દિવસે રોજ યજન કરવું. કોઇ વખતે કાર્યની અંગભૂત ક્રિયામાં સ્નાન કહેલું હોયછે. જેમ કે યજ્ઞની સમાપ્તિમાં અવભૃથ નામનું સ્નાન. માટે કેહેવાનો મતલબ એવો છે કે, જુદા જુદા કારણે જુદી જુદી રીતથી સ્નાન કરવાને શાસ્ત્રમાં કહેલુંછે. કયાંય ગરમ જલથી, કયાંય શીત જલથી અને કયાંય પરોદક એટલે એક પાત્રમાં પ્રથમ ઠંડુ જલ નાખવું. પછી ગરમ ત્યાર પછી વળી ઠંડુ જલ નાખવું. આવું જે જલ તેને પરોદક નામનું જલ કેહેવામાં આવેછે. માટે જેવું નિમિત્ત તે પ્રમાણે કાર્ય કરવું. જેમ કે રાત્રિયે કોઇ તેવો પ્રસંગ સ્નાન કરવાનો આવ્યો તો તે રાત્રિયેજ કરી લેવો. ॥ ૩ ॥

## ॥ ४ अथ रात्रौ स्नानविचारः ॥

**मू०** तथाह यमः॥ "चंडालैः श्वपचैः स्पृष्टे निशि स्नानंविधीयते ॥ न वसेच्चेदयं रात्रौ निशिस्नानेन शुद्ध्यति ॥ अथ तत्र वसेद्रात्रिमज्ञानादाविचक्षणः ॥ तदा तस्य तु तत्पापं शतधा परिवर्तते" इति ॥ अत्र चंडालादिपदं रजस्वलादीनामप्युपलक्षणम् ॥

अत्र विशेषमाह पराशरः ॥ "अस्तंगते यदा सूर्ये चंडालं पतितं स्त्रियम् ॥ सूतिकां स्पृशतश्चैव कथंशुध्धिर्विधीयते ॥ जातवेदः सुवर्णं च सोममार्गं तथैव च ॥ ब्राह्मणानुमतेनैव स्नात्वा दृष्ट्वाच शुद्ध्यति ॥ आचांतमनुगर्ते वा निशि स्नानं न विद्यते ॥ स्नानमाचमनं प्रोक्तं दिवोद्धृतजलेन तु" इति ॥ सोममार्गमाकाशम्॥ दृष्ट्वेत्यन्वयः ॥ अनुगर्ते जलाशये ॥ रात्रौ जलाशये स्नानमाचमनं च नास्ति ॥ किंतु दिवोध्धृतजलने रात्रौ स्नानमाचमनं च कार्यमित्यर्थः ॥ अन्योऽपि विशेषो देवलेनोक्तः ॥ "दिवोध्धृतैर्जलैः स्नानं निशि कुर्यान्निमित्ततः ॥ प्रक्षिप्य च सुवर्णं तु सन्निधाप्य च पावकम्" इति ॥ एतदप्युध्धृतोदकस्नानं शवस्पृष्टव्यतिरिक्तविषयम् ॥ तथाह वृद्धशातातपः ॥ " अनस्तमित आदित्ये संगृहीतं तु यज्जलम् ॥ तेन सर्वात्मना शुद्धिः शवतपृष्टं तु वर्जयेत् " इति ॥ रात्रौ शवतत्स्पृष्टयोः स्पर्शे मज्जनेनैव शुध्धिः ॥ इतरास्पृश्यस्पर्शे तूध्धृतोदकस्नानेनेत्यर्थः ॥ उध्धृतजलाभावे तु मरीचिराह ॥ "दिवाहृतं तु यत्तोयं गृहे यदि न विद्यते ॥ प्रज्वाल्याग्निं ततः स्नायान्नदीपुष्करिणीषु च" इति अग्न्यभावे विशेषमाहाऽत्रिः ॥ "रात्रौ स्नानं यदि भवेत्पश्यन्नाग्निं समाचरेत् ॥ स्वर्णांगुलिकरो विप्रो वह्निना वा विनाचरेत्" इति ॥ ४ ॥

॥ ४ ॥ રાત્રિમાં સ્નાન કરવાનો વિચાર ॥

**ગૂ૦ ટી૦–યમ** કહેછે કે રજસ્વલા ચાંડાલ વિગેરેનો સ્પર્શ રાત્રિમાં થાય તો રાતનાંજ સ્નાન કરવું. પરંતુ અજ્ઞાનથી તેમને તેમ સુઇ ન રેહેવું. કારણ કે જો રાત્રિના સ્નાન કરવામાં ન આવે તો તે પાપ સવારના સોગણું થાયછે. **પરાશરઋષિ** કહેછે કે, સૂર્ય અસ્ત પામ્યા પછી ચંડાલ પતિત રજસ્વલા સૂતિકાનો જો સ્પર્શ થાય તો અગ્નિનું, સુવર્ણનું, નક્ષત્રમંડલનું, બ્રાહ્મણની આજ્ઞાથી સ્નાન કરી દર્શન કરવું એટલે શુદ્ધ થાયછે. જલાશયમાં સ્નાન કે આચમન રાત્રિના કરવું નહીં. સ્નાન કે આચમન

કરવું પડે તો, દિવસમાં લઇ આવેલા જલથીજ કરવું. રાત્રિમાં જલાશયમાં જઇ સ્નાન આચમન થતું નથી. સ્નાન કરવાની બાબતમાં બીજો પણ એક વિશેષ **દેવલઋષિયે** કહ્યોછે. તે આ છે કે, દિવસમાં મંગાવેલું જલ કોઇ નિમિત્ત પ્રાપ્ત થવાથી જો સ્નાન માટે ઉપયોગમાં લેવું પડે તો તેમાં સુવર્ણ નાંખી અગ્નિના સાક્ષિથી લેવું. આ દિવસમાં મંગાવેલું જલ શગ અથવા શબનો સ્પર્શ થયો હોય તો સ્નાન કરવામાટે કામ ન આવે. એમ જાણવું. **વૃદ્ધ શાતાતપ** નામના ઋષિ કહેછે કે, દિવસમાં જે જલ લઇ આવવામાં આવ્યું હોય તે જલથી સર્વ પ્રકારે શુદ્ધિ પવિત્રતા થાયછે પરંતુ શબના સ્પર્શનો ત્યાગ કરીને રાત્રિમાં શબના સ્પર્શથી સ્નાન અથવા શબનો સ્પર્શ કરનારનો સ્પર્શ કરવાથી સ્નાન કરવું હોયતો મજ્જન ( એકદમ ઘણાજલમાં સર્વ અંગનું બુડાડવું. અથવા જેને ડુબકી મારી નહાવું કહેછે તે. કરવાથીજ શુદ્ધિ થાયછે. અને જો શબ યા તત્સ્પર્શ શિવાય બીજાનો સ્પર્શ થયો હોય તો ઘરના જલથી શુદ્ધિ થાય તેમ જાણવું. કદાચિત ઘરમાં જલજ ન હોય તો, અગ્નિને સળગાવી નદી અથવા હોજમાં સ્નાન કરવું. કદાચિત અગ્નિ ન હોય તો હાથમાં સોનાની વીટી ધારણ કરીને સ્નાન કરવું. અથવા અગ્નિની સાક્ષીથી સ્નાન કરવું. ॥ ૪ ॥

## ॥ ५ ॥ अथ रात्रौ नद्यादिजले स्नानविचारः ॥

मू०—रात्रौ नद्यादिस्नाने प्रकारविशेषमाह कात्यायनः ॥ "न विशेद्वारि न स्नानं न रात्रौजलमुद्धरेत् ॥ अन्यत्र धाम्न इत्येव तत्रस्थे स्नानमिष्यते" इति ॥ अन्यत्रेत्यस्य पूर्वेण संबंधः ॥ धाम्न इति ॥ "धाम्नो धाम्नो राजान्नितो वरुण नो मुंच ॥ यदापो 'अघ्न्या इति वरुणेति शपामहे ततो वरुण नो मुंच" इति तैत्तिरीयशाखाद्युक्तं मंत्रं पठित्वा स्थानस्थित एव जले स्नायादित्यर्थः ॥ जलस्य रात्रावुद्धरणे तु बौधायनः ॥ " अस्तमित आदित्य उदकं गृह्णीयान्न गृह्णीयादिति मीमांस्यते ॥ न गृह्णीयादित्येक आहुर्ब्रह्मवादिनो गृह्णीयादित्यपरे यावदुदकं गृह्णीयात्तावत्प्राणानायच्छेद्‌ग्निर्हवा उदकं गृह्णातीति" इदं[3] मर्यादासिंधुस्थं प्रमेयमुक्तम् ॥ तेनास्पृश्य-

---

१ अघ्निया । २ या । ३ इदं सर्वं-

स्पर्शे दिवा जाते दिवैव तीर्थादौ शीतांभोऽवगाहनम् ॥ तीर्थाद्य-भावे उष्णोदकेन परोदकेन वा स्नानम् ॥ निशि जाते तु तीर्थे गत्वाग्निं प्रज्वाल्य धाम्न इत्यादिमंत्रं पठित्वा ततोऽवगाहनम् ॥ तदभावे दिवोध्धृतेन उष्णोदकेनपरोदकेन वा तत्राप्यग्निं पश्यता सुवर्णं तु प्रक्षिप्य स्नानं कार्यम्॥अग्न्यभावे सुवर्णांगुलिकरेण तदभावे तु रात्रावप्युध्धृत्य यथालाभं पूर्वोक्तप्रकारं कृत्वा स्नायात्ततः प्राणा-नायच्छेत् ॥ सर्वाभावे तु हरिं स्मृत्वा यथाकथंचिदपि स्नायात् ॥ नतु रात्रौ तथैव तिष्ठेदिति ॥ शवतत्स्पृष्टस्पर्शने तु मज्जनेनैव शुध्धिः ॥ अत्रापि मज्नार्हजलाभावे हरिस्मरणपूर्वकं स्नानमिति प्रातिभाति ॥ तथैव स्थितेरनुचितत्वादिति ॥ सूर्योदयोत्तरं पुनः स्नायादिति च ॥ ५ ॥

॥ ૫ ॥ હવે રાત્રીમાં નદી વિગેરેના જલમાં સ્નાન કરવાનો વિચાર ॥

ગૂ૦ ટી૦-કાત્યાયન ઋષિ કહેછે કે, રાત્રિમાં. જલ ભરવું નહી. જલમાં પ્રવેશ કે સ્નાન કરવું નહીં. જો કદાચિત્ તેટલી બધી જરૂર પડે તો તૈત્તિરીય શાખામાં કહેલા આ મંત્રનો પાઠ કરી સ્નાન કરવું. તે મંત્ર. “धाम्नोधाम्नो राजन्नितो वरुणनो मुंच ॥ यदापो अध्न्या इति वरुणेति शपामहे ततो वरुणनो मुंच” ॥ રાત્રિમાં જલ ન ભરવા માટે મર્યાદા સિંધુ નામના બોધ યનનું મત છે કે, સૂર્ય અસ્તંગત થયા બાદ જલ લેવું યા ન લેવું તે બાતે વિચાર કરિયે છીયે. તો ન ગ્રહણ કરવું એમ કેટલાએક માહાત્મા ઋષિયોનું વચન છે. અને વળી ગ્રહણ કરવું એમ પણ કોઇનું કહેવું છે. પરંતુ જેટલા પ્રમાણમાં જલ લેવામાં આવે તેટલા પ્રાણાયામ કરવા, ઇત્યાદિ વિચાર કરેલો છે. તેથી એમ જાણવું કે, ન કરવાલાયકનો સ્પર્શ અથવા તત્સ્પર્શ જો દિવસમાં થાય તો દિવસમાંજ તીર્થ વિગેરેમાં શીતલ જલથી સ્નાન કરવું. તીર્થ વિગેરે ન હોય તો, ગરમ જલથી અથવા પરોદક ( નીચે ઉપર ઠંડુ વચમાં ગરમ ) નામક જલથી સ્નાન કરવું. અને જો રાત્રિમાં તેવો સ્પર્શ થાય તો, તીર્થમાં જઇ અગ્નિને સળગાવી આગળ કહેવાઇ ગયેલો “ધામ્નો૦” એ મંત્રનો પાઠ કરી સાર પ-

છી મજ્જન કરવું. મજ્જન એ નામનો એક જાતનો સ્નાનનો પ્રકાર છે જેનો અર્થ આગળ કહેવાઇ ગયો છે. અને મજ્જન પણ ન બની શકે તેમ હોય તો, દિવસમાં આવેલું ધરવું જલ ગરમ કરાવીને અથવા પરોદક નામક જલથી અગ્નિને સન્મુખ રાખી, જલમાં સુવર્ણ નાંખી, સ્નાન કરવું. કદાચિત્ અગ્નિ પણ ન મળે તો, હાથમાં સુવર્ણ ધારણ કરીને સ્નાન કરવું. અને તેમ પણ ન બને તો પછી રાત્રિમાં જલ બાહાર કાઢી જેમ બને તેમ પ્રથમ કહેલા પ્રકારે સ્નાન કરવું. અને સ્નાન કર્યા પછી [1]પ્રાણાયામ કરવા. કદાચિત્ કાંઇ પણ ન બની શકે તેમ હોય તો પછી **શ્રીહરિનું** સ્મરણ કરતાં કરતાં જેમ બની શકે તેમ પણ સ્નાન કરવું. પરંતુ એમ ને એમ બેસી રહી રાત્રિ કાઢવી નહીં. શબનો તથા તેના સ્પર્શ કરનારનો સ્પર્શ થયો હોય તો તો મંજનથીજ શુદ્ધ થાય છે. એમાં પણ કદાચિત મજ્જનલાયક જલ ન મળે તો પછી **શ્રીહરિનું** સ્મરણ કરતાં કરતાં સ્નાન કરવું એમ અમને ભાસેછે. પણ એમ ને એમ બેસી તો નજ રેહેવું. અને પછી સૂર્યોદય થાય ત્યારે બીજી વાર સ્નાન કરવું. ॥ ૫ ॥

## ॥ ६ ॥ अथ रात्रौ जन्ममृतिरजःसु कालविभागादि-विचारः ॥

**मू०—मिताक्षरायां कश्यपः ॥ " उदिते तु यदा सूर्ये नारीणां दृश्यते रजः ॥ जननं वा विपत्तिर्वा यस्याहस्तस्य शर्वरी ॥ अर्धरात्रावधिः कालः सूतकादौ विधीयते ॥ रात्रिं कुर्यात्त्रिभागां तु द्वौ भागौ पूर्व एव तु ॥ उत्तरोंऽशः प्रभातेन युज्यते मृतसूतके ॥ रात्रावेव समुत्पन्ने मृते रजसि सूतके ॥ पूर्वमेव दिनं ग्राह्यं यावन्नाभ्युदितो रविः " इति ॥ अत्राचारतो व्यवस्थेत्युक्तम् ॥ अत्र यस्येत्यनेन वारो ग्राह्यो न तिथिरिति बोध्यम् ॥ नोचेदुदित इत्यादिकथनवैयर्थ्यापत्तेः ॥ तेन म्लेच्छवद्रात्रिमारभ्य गणना वारिता ॥ शुद्धिमयूखे तु ॥ तत्रापि त्रिभागपक्षमेवाद्रियंते शिष्टा इत्येतावदधिकमुक्तम् ॥ ६ ॥**

---

૧ પ્રાણાયામ. એ એક જાતનો યોગશાસ્ત્રનો પ્રાણવાયુને ચડાવવા ઉતારવાનો માર્ગ છે. તે સત્પાત્ર બ્રાહ્મણોને પૂછવાથી જણાય છે.

॥ ૬ ॥ હવે રાત્રિમાં જન્મ-મરણ તથા અટકાવ આવે તો તે બાબતસર કાલવિભાગનો વિચાર ॥

ગૂ૦ ટી૦-મિતાક્ષરામાં કશ્યપઋષિનું વચન-સૂર્યનો ઉદય થતાં સ્ત્રિયોને અટકાવ આવે અથવા કોઇનો જન્મ થાય યા મરણ થાય. તો જો દિવસ હોય તો દિવસ લેખવો. રાત્રિ હોય તો રાત્રીથી ગણુના કરવી. અર્ધ રાત્રી-સુધી પ્રથમ દિવસ પછી બીજો દિવસ ગણાય છે. રાત્રિના ત્રણ ભાગ કરવા. તેમાં પ્રથમના બે ભાગ પૂર્વ દિવસમાં ગણવા. અને ત્રીજો ભાગ આવતા દિવસ સાથે ગણવો. રાત્રિમાં મરણ યા અટકાવ અથવા સૂતક પ્રાપ્ત થાય તો સૂર્યોદયપ્રથમ પ્રથમ દિવસજ ગણવો. આ ઠેકાણે સદાચારથી વ્યવસ્થા જાણવી. એટલે જેમ રીત શિષ્ટોતરફથી ચલાવવામાં આવતી હોય તેમ ચાલવું. ઉપર કહેલી બાબતમાં તિથિનું મુખ્ય પણું ન સમજવું. વારથી ગણુના કરવી. જે વારને રોજ સૂર્યનો ઉદય થયો તો તે વારથી ગણાય. પણ તિથી જો ગણવા જાય અને પછી તિથી વધ ઘટ હોય તો પછી ઘણી અડચણ આવે માટે સૂતકાદિના વિષયોમાં વારથી ગણુના કરવી યોગ્ય છે. તેમજ રાત્રિની ગણત્રી પણ પ્રોક્ત પ્રકારથીજ કરવી. એટલે બે પક્ષ સમજવા. એક તો અર્ધ રાત્રિપર્યંત પ્રથમ દિવસ ગણાય. બીજો પક્ષ રાત્રિના ત્રણ ભાગ કરવા, તેમાં બે ભાગસુધી પ્રથમ દિવસ. ત્રીજે ભાગે આવતો દિવસ જાણવો. પરંતુ નીચ જાતિમાફક રાત્રિની ગણુના ન કરવી. શુદ્ધિમયૂખ નામના ગ્રંથમાં પણ રાત્રિના ત્રણ ભાગ કરવાનો પક્ષ શિષ્ટ મનુષ્યોયે સ્વીકારેલો છે, એમ લખેલું છે. ॥ ૬ ॥

## ॥ ७ ॥ अथ चतुर्थदिनादौ रजस्वलाशुधिविचारः

मू०–मि¹ताक्षरायां स्मृत्यंतरे ॥ "शुध्धा भर्तुश्चतुर्थेऽह्नि स्नानेन स्त्री रजस्वला ॥ दैवे कर्मणि पित्र्ये च पंचमेऽहनी शुद्धयति" इति ॥ पंचमेऽहनीति रजोनिवृत्त्युपलक्षणम् ॥ रजस्युपरते साध्वी स्नानेन स्त्री रजस्वलेति मनुवाक्यात्साध्वीति दैवपित्र्यकर्मार्हेति व्या-

१ रजस्वला विषये तु मिताक्षरायां स्मृत्यन्तरे इति पुरातनपु पाठः ।

ख्यानात् ॥ तेनानुपरतेऽपि रजसि चतुर्थेऽह्नि स्नानेन स्पर्शादिषु शुध्यति ॥ दैवपित्र्यकर्मविषये तु चतुर्थेऽह्नि स्नातापि रजोराहितैव योग्येत्यर्थ इत्युक्तम् ॥ इदमेव च युक्तम् ॥ चतुर्थेऽहनि संशुध्या भवति व्यावहारिकी " इति तत्रैव वृध्धमनुना सर्वव्यवहारेषु शुध्धेरुक्तत्वात् परंपरितेषु दैवादिकार्येष्वदोषात् ॥ तेनान्नसंज्ञारहितशाकपिष्टादिस्पर्शेऽप्यदोषः साक्षात्पाकादिक्रियायां तु दोष इति सिध्यति ॥ एवं सति शुध्ध्युत्तरं रजोऽनुपरमे पाकाद्युपकरणसंपादनदशायां यदा परिहितवसने रजःसंसर्गो दृश्येत तदांगादि संशोध्य वस्त्रांतरं परिधाय तत्करणे दोषो न भवतीति सिध्यति ॥ ७ ॥

॥ ૭ ॥ હવે રજસ્વલા સ્ત્રીની શુદ્ધિનો વિચાર ॥

ગૂ૦ ટી૦–મિતાક્ષરા નામના ગ્રંથમા સ્મૃત્યંતરમાં લખે છે કે, રજસ્વલા સ્ત્રી ચોથે દિવસે સ્નાન કરી સાધારણ શુદ્ધ થાયછે. એટલે દેવસંબંધી, પિતૃસંબંધી કર્મમાં યોગ્યતાવાળી થતી નથી. સહજ કામકાજ કરવાને શુદ્ધ થાયછે. પરંતુ યથાયોગ્ય શુદ્ધ તો પાંચમે દિવસેજ થાયછે. પાંચમો દિવસ રજની નિવૃત્તિ થવા માટે જાણવો. અર્થાત્ પાંચમે દિવસે રૂધિરનો સ્રાવ બંધ થઇજાયછે. માટે રજની નિવૃત્તિથી સ્નાન કરી, પતિવ્રતા સ્ત્રી સર્વ કાર્યોમાં લાયક સમજવી. એટલે દૈવ, પિત્ર્ય વિગેરે કાર્યોમાં તે આવી શકે છે. એમ મનુ વિગેરે ગ્રંથકારો પણ લખે છે. સારાંશ આટલો નિકળે છે કે, રજોદર્શન બંધ થયા પછી પણ ચોથે દિવસે સ્નાન કરવાથી સ્પર્શાદિકમાં શુદ્ધિ થાયછે, પરંતુ દૈવ, પિત્ર્ય કાર્યોમાં તો રજોદર્શન રહિતજ પાંચમે દિવસે યોગ્ય સમજવી. વૃદ્ધમનુ લખે છે કે, ચોથે દિવસે સ્નાન કર્યા પછી વ્યવહાર ( સ્પર્શાદિ ) માં શુદ્ધ થાયછે. એટલે શાક, લોટ વિગેરેના સ્પર્શમાં યોગ્ય થઇ શકેછે; પરંતુ રશોઇ વિગેરે કાર્યોમાં યોગ્ય થઇ શકાતું નથી. કદાચિત્ શુદ્ધિ થયા પછી કંઇ કામકાજ કરતાં ધારણ કરેલાં વસ્ત્રમાં રજનો સંબંધ જાણવામાં આવે તો તરત અંગાદિકની શુદ્ધિ કરી બીજું વસ્ત્ર ધારણ કરવું. તેમાં દોષ નથી, એમ ગ્રંથકારોના વચનોથી સિદ્ધ થાયછે. ॥ ૭ ॥

## ॥ ८ ॥ अथोपरमोतरं पुना रजोदर्शनाविचारः ॥

मू०—तत्राहात्रिः॥ "रजस्वला यदि स्नाता पुनरेव रजस्वला ॥ अष्टादशदिनादर्वागशुचित्वं न विद्यते ॥ एकोनविंशतेरर्वागेकाहः स्यात्ततो ऽय्हम् ॥ विंशप्रभृत्युत्तरेषु त्रिरात्रमशुचिर्भवेत्" इति ॥ अर्थस्तु ॥ रजोदर्शनमारभ्य पुनः सप्तदशदिनाभ्यंतरे रजोदर्शने अशुचित्वं नास्ति ॥ अष्टादशेत्वेकाहादुनविंशे ऽय्हाद्विंशतिप्रभृतिषु त्र्यहाच्छुद्धिरिति ॥ यत्तु "चतुर्दशादिनादर्वागशुचित्वं न विद्यते" इति स्मृत्यंतरे तत्र तु स्नानप्रभृतित्वमभिप्रेतमित्यविरोधः ॥ अयं चाशुचित्वप्रतिषेधो यस्या विंशतिदिनोत्तरमेव प्रायशो रजोदर्शनं तद्विषयः ॥ यस्याः पुनः प्रागेवाष्टादशदिनात्प्राचुर्येण तद्दर्शनं तस्यास्तु प्रागप्यष्टादशभ्यस्त्रिरात्रमिति विज्ञानेश्वरः ॥ एवंच यदि प्रथमदिन एव रजो यस्या दृष्टं न द्वितीयादिषु तदाप्युक्तकश्यपवाक्ये दर्शनस्यैव निमित्तत्वेनोक्तत्वात् ॥ वासिष्ठेन च रजस्वला त्रिरात्रमशुचिर्भवतीत्युक्त्वाऽनंजनादिविधानकथनाच्चतुर्थेऽह्न्येव शुद्धिर्न तु प्रागित्यपि बोध्यम् ॥ अज्ञाते तु रजसि निर्णयसिंधौ पराशरमाधवीये प्रजापतिः ॥ "अविज्ञाते मले स्नातु मलवद्वसना यदि ॥ कृतं गृहेषु दुष्टं स्याच्छुद्धिस्तस्यास्त्रिरात्रतः" इत्युक्तवान् ॥ तेनैतन्मते मलसत्तैवाशुचित्वापादिका ॥ कर्मतत्त्वप्रकाशिकाख्ये कृष्णभट्टीये धर्मप्रवृत्तौ च "ज्ञानादशुचिरिष्यते" इति चतुर्थपादः पठितः॥ तथा यमोऽपि ॥ "व्यसनात्कार्यकरणान्निद्राविस्मरणादपि ॥ रजः स्त्रावमविज्ञाता सा शुचिः सर्वकर्मसु ॥ ज्ञानादूर्ध्वं यदि स्पृष्टा शोधयेत्कर्मसाधनम् ॥ मृण्मयानि परित्यज्य लोहानपि विलापयेत् ॥ तक्षणं दारुशृंगास्थ्नां कांस्यं वा भस्मभिः शतैः ॥ गृहं विलेपयेन्मृद्भिर्गोमयेन च वारिणा ॥ धान्यानां चैव सर्वेषां मोक्षणाच्छुद्धिरिष्यते ॥ ज्ञाताज्ञातेषु दोषेषु अनक्तेष्वशुभेषु च ॥ पुण्याहवाचनं

कुर्याद्विप्राणामनुशासनादिति'' तथा ''असंदिग्धे परिज्ञाते स्वार्तवे शुद्धिकारणम् ॥ संदिग्धमात्रे स्नानं स्यादित्युवाच प्रजापतिः'' इति चोक्तम् ॥ तेनैतन्मते ज्ञानमेवाशुचित्वापादकम् ॥ स्मृत्यर्थसारे तु अज्ञाते रजःस्रावे चतुर्षु दिनेषु ज्ञाते तु रजःस्रावादिकमशुचित्वम् ॥ जननादौ तु ज्ञानादिकमशुचित्वम् ॥ सर्वथा अज्ञातं चेत् शुचित्वमेव ॥ एवं सर्वं पापनिमित्तं स्वसत्तादिपापापादमित्युक्तम् ॥ स्वसत्तादीति स्वसत्तामारभ्य ॥ तथा चायमर्थः ॥ रजःप्रभृतीनां स्वसत्तामारभ्य पापजनकत्वात्तदारंभकालमनुमाय तदारभ्य स्पर्शदोषोऽनुसंधेयः ॥ आरंभकालानुमानाशक्तौ तु शुचित्वमेवेति ॥ अत्र यद्यपि पूर्वावधि कालसंदेहे ॥ पंचमदिवसादौ तज्ज्ञाने च निर्णयो नोक्तस्तथापि ''संदिग्धमात्रे स्नानं स्यात्'' इति वाक्यात् संदिग्धया स्नातव्यम् ॥ तद्वस्त्रादीनां साक्षात्स्पृष्टानां क्षालनं गोमूत्रस्वर्णजलादिभिरपवित्रः पवित्रो वेत्यादि मंत्रपूर्वकमन्येषामभ्युक्षणं कार्यम् ॥ यत्र च बहुस्त्रीके गृहे दुष्टवस्त्रादिना मलमात्रज्ञानं न मलिनायास्तदापि दिनगणनादिभिर्या मालिन्ये संदिग्धा तया तथा कार्यम् ॥ तत्रापि संदेहे तु सर्वाभिः ॥ पुण्याहवाचनं तादृशस्थले सर्वत्र ज्ञाताज्ञातेष्विति पूर्वोक्तवाक्यात् हरिस्मरणादिपूर्वकं प्रोक्षणादिकं च सर्वत्र ॥ तद्व्यतिरेकेणान्यस्य शोधकतमस्याभावात् ॥ संधितपर्पटयोस्तु त्याग एवं ॥ ''उदक्यास्पृष्टसंघुष्टं पर्यायान्नं च वर्जयेत्'' इति याज्ञवल्क्यवाक्ये पक्वान्नत्यागकथनादेतयोश्चान्नसंज्ञासत्त्वादिति तु मम प्रतिभाति ॥ ८ ॥

॥ ८ ॥ હવે નિયમિત દિવસો પછી પાછું રજોદર્શન થાય તે બાબતનો વિચાર ॥

ગુ૦ ટી૦-તે બાબતમાં અત્રિઋષિ કહેછે કે, જો સ્નાન કરી શુદ્ધ થયેલી રજસ્વલા સ્ત્રી પાછી રજસ્વલા અઢારદિવસથી પ્રથમ થાય તો અપવિત્રતા ન પાળવી. ઓગણીશ દિવસ પ્રથમ એક દિવસ અપવિત્રપણું,

ત્યારપછી બે દિ. અપવિત્રપણું અને **વીશ દિવસ** પછી પુરેપુરૂં એટલે ત્રણરાત્રિ અપવિત્રપણું પાળવું. સારાંશકે, જે દિવસે રજોદર્શન થાય તે દિવસથી માંડીને પાછું **સત્તર** દિવસની અંદર ફરીથી રજોદર્શન થાય તે અપવિત્રપણું સમજવું નહીં, અને જો **અઢારમે** દિવસે થાય તો એક દિવસથી શુદ્ધિ. **ઓગણીશમે** બે દિવસથી શુદ્ધિ, અને **વિશમેથી** ત્રણ દિવસે શુદ્ધિ જાણવી. કોઈ **સ્મૃતિમાં** એમ લખેલું છે કે, **ચૌદદિવસોની** પ્રથમ અપવિત્રપણું નથી હોતું. તો તેનો અર્થ એમ સમજવો કે, સ્નાન કરી લેવું એમ જણાય છે. આ અપવિત્રપણાના ખાતાનો વિચાર, જે સ્ત્રીને **વીશ દિવસ** પછીજ ઘણું કરીને રજોદર્શન થતું હોય તે સંબંધી આ વિષય છે એમ જાણવું. **વિજ્ઞાનેશ્વર** કહેછે કે, જે સ્ત્રીને **અઢાર** દિવસ પ્રથમજ પાછું રજોદર્શન ઘણું કરીને થાય તો, તે સ્ત્રીયે તો **અઢાર** દિવસ પ્રથમ પુરેપુરૂં એટલે ત્રણ રાત્રિ અઅપવિત્રપણું પાળવું. જો પેહેલે દિવસે રજોદર્શન થયું તેમ જણાયું અને બીજે દિવસે ત્રીજે દિવસે, નથી જણાતું તોપણ પુરેપુરૂં અપવિત્રપણું પાળવું. કારણ કે **કશ્યપઋષિનું** વચન છે કે, રજસ્વલા સ્ત્રીએ અંજન વિગેરે કરવું નહીં, તો તે નિષેધ ઉપરથીજ સિદ્ધ થાયછે કે, ચોથે દિવસેજ શુદ્ધિ થાય; પરંતુ ચોથા દિવસથી પ્રથમ શુદ્ધ ન થાય, અને કદાચિત્ રજોદર્શન થયું છે પરંતુ તેની ખબર નથી પડી તો તે બાબતમાં **નિર્ણયસિંધુ** નામક ગ્રંથમાં **પ્રજાપતિ** કહેછે કે, જો રજોદર્શનથી મલિન થયેલું કપડું માલમ પડયું, અને રજોદર્શન થવાની ખબર નથી, ફક્ત કપડા ઉપરથી રજોદર્શન થયું એમ માત્ર જણાય તો, ઘરમાં કરેલું કામકાજ સર્વ દોષવાળું સમજવું. અને ત્યાર પછી ત્રિરાત્રથી શુદ્ધિજાણવી. આ ઉપરથી એમ દેખાયછે કે, મલરૂપ દોષની વસ્ત્રાદિકમાં રહેલી સત્તાજ અપવિત્રપણાને ઉત્પન્ન કરનારી છે. **કર્મતત્વપ્રકાશિકા** નામના ગ્રંથમાં તથા **ધર્મપ્રવૃત્તિ** નામના ગ્રંથમાં, **કૃષ્ણભટ્ટ** કેહેછે કે, અટકાવ જાણવા પછી દોષ લાગેછે. જાણ્યાથી પ્રથમ દોષ હોવાનો સંભવ નથી. અને તેમ **યમ** નામના ગ્રંથકાર પણ જણાવે છે કે, કોઇ જાતના વ્યસનને લીધે અથવા નિદ્રાસંબંધી વિસ્મરણને લીધે થયેલું રજોદર્શન જાણવામાં નથી આવ્યું તો ત્યાંસુધી તે સ્ત્રી પવિત્ર કેહેવાય, અને જ્ઞાન થયા બાદ જો કોઇ પદાર્થોનો સ્પર્શ કરે તો, જો તે માટિનાં વાસણ હોય તો તે ફેંકી દેવાં; ઘી તેલ હોય તો ગરમ કરી બીજા પાત્રોમાં ભરી લેવાં. લાકડાંનાં વાસણ વગેરે હોય તો ઘસાવી લેવાં. શીંગડાંનાં તથા દાંતના પણ તેમજ અથવા સોવાર રાખથી માં-

જી લેવાં. ગોબર માંડી જલથી ઘર લિપાવી કાઢવું. અનાજ હોય તો પ્રોક્ષણ કરી લેવું. આ પ્રમાણે શુદ્ધિ કરવી. નહીં કહેલા અશુભ પણ દોષો જાણેલા હોય અથવા ન જાણેલા હોય તો પણ બ્રાહ્મણોની આજ્ઞા લઇ **પુણ્યાહવાચન** કરાવવું. એટલે સર્વની શુદ્ધિ થઇ જાય છે. સંદેહવાળા રજોદર્શન ખાતે **પ્રજાપતિયે** સ્નાન કરવાને કહેલું છે. તે ઉપરથી એમ સમજવું કે, જ્ઞાનથીજ અપવિત્રપણું પેદા થાય છે. **સ્મૃત્યર્થસાર** નામના ગ્રંથમાં લખવામાં આવ્યું છે કે, રજસ્રાવ પ્રથમ ન જાણવામાં આવ્યો અને પછી ચાર દિવસમાં જાણવામાં આવે તો અપવિત્રપણું પ્રામજ થાય છે. અને **જનનાશૌચ** વિગેરેમાં જાણવાથીજ અપવિત્રપણું, પણ ન જાણવામાં આવે તો પવિત્રપણુંજ સમજવું. એ પ્રમાણે જે કાંઇ પાપનું નિમિત્ત થાય તે પોતાની સત્તાથીજ પાપને સંપાદન કરનારૂં સમજવું. રજોદર્શન વિગેરેમાં પોતાની સત્તાને લઇનેજ પાપ ઉત્પન્ન થાય છે, માટે આરંભકાળનું અનુમાન કરીને સ્પર્શ દોષ લાગુ થાય છે અથવા નષ્ટ થાય છે એમ જાણી રાખવું. અને જો આરંભકાલનું અનુમાનજ ન થઇ શકે તો, અપવિત્રપણું પણ કેમજ આવી શકે? માટે આરંભકાલનું અનુમાન કરણભૂત માનવું. આ ઠેકાણે શંકા થાય કે, કહેલા સમયમાં જેમ કે પાંચમે દિવસે અથવા, કોઇ વખતમાં કોઇ બાબતમાં સંદેહ થયો તો તે બાબતમાં કેમ કરવું એ ખાતે કાંઇ નિર્ણય કર્યો નથી. પરંતુ "**संदिग्धमात्रे स्नानं स्यात्**" ॥ આ વચનના પ્રમાણથી જે સ્ત્રીને સંદેહ પેદા થાય તેણે સ્નાન કરવું. અને તે સંદેહવાળી સ્ત્રીએ સ્પર્શ કરેલાં વસ્ત્રાદિને ધોઇ નંખાવવાં, અને ગોમૂત્ર, સુવર્ણ તથા જલથી "**अपवित्रःपवित्रोवा**" ઇત્યાદિ મંત્રોએ કરીને બીજા પદાર્થોની ઉપર પ્રોક્ષણ કરાવવું. કદાચિત્ જો જે ઘરમાં ઘણી સ્ત્રીઓ હોય અને મલમાત્રનુંજ ફક્ત જ્ઞાન થાય, રજસ્વલા સ્ત્રીનું જ્ઞાન ન થાય તો પણ દિવસોની ગણનાથી જે સ્ત્રી રજોદર્શનને લાયક હોય તે સ્ત્રીએ ઉપર પ્રમાણે કરવું. કદાચિત્ એ બાબતમાં પણ સંદેહ પેદા થાય તો, તે ઘરમાં જેટલી સ્ત્રીઓ હોય તે સર્વ સ્ત્રીઓએ ઉપર પ્રમાણે કરવું. અને એવી બાબતમાં પુણ્યાહવાચન કરાવવું તથા જાણેલા ન જાણેલા સર્વ પદાર્થો ઉપર પૂર્વોક્ત વાક્યથી બધે ઠેકાણે પ્રોક્ષણ કરાવવું. આ શિવાય બીજી શુદ્ધિ જણાતી નથી. **સંઘુષ્ટાન્ન** અને **પર્યાયાન્નનો** પણ ત્યાગ કરવો. સંઘુષ્ટાન્ન એટલે રજસ્વલા સ્ત્રીએ જે અન્નને સ્પર્શ કર્યો હોય તે અન્ન સંઘુષ્ટાન, તથા પર્યાયાન્ન ઇત્યાદિ શબ્દોથી વ્યવહૃત છે એમ

જાણવું. અર્થાત્ યાજ્ઞવલ્ક્યઋષિ પણ જણાવે છે કે, ઉપર કહેલા અન્નનો, પક્વાન્નનો સર્વથા ત્યાગ કરવો જોઇયે માટે તેમ કરવું. એમ ગ્રંથકાર કહે છે એમ મને ભાસે છે. ॥ ૮ ॥

## ॥ ९ ॥ अथ रजस्वलाया अशुच्यंतरस्पर्शे रजस्वलयोः परस्परस्पर्शे च विचारः ॥

मू०—तत्रापरार्के बहूनि वचनानि संतीति तेषामर्थ एवोच्यते ॥ उदक्यासूतिकयोः शवचंडालकर्मके स्पर्शे त्रिरात्रोपवासः ॥ चंडालश्वपचकर्तृकेऽपि तथा पंचगव्याशनं चाधिकं शातातपेनोक्तं कश्यपेन तु शुद्ध्युत्तरं यथाकरणमुक्तम् ॥ तद्वाऽप्यनंतरं त्वजाघ्रातकरणमप्युक्तम् ॥ बृहस्पतिना तु पतितश्वपाककर्तृके स्पर्शे प्रथमदिने जाते त्र्यहः, द्वितीये व्द्यहः, तृतीय एकाहः, अग्रे नक्तं कार्यं परतुं शुद्धनंतरमित्युक्तम् ॥ अत्राशक्तौ वृद्धशातातपेन तदारभ्य स्नानावध्युपवासः स्नानोत्तरं तु कालेन शुद्धिरित्युक्तम् ॥ अत्राप्यशक्तौ तु पराशरेणाहोरात्रोपवासः पंचगव्याशनं ततः शक्त्या स्वर्णदानं ब्राह्मणभोजनं चोक्तम् ॥ रजस्वलयोः परस्परस्पर्शे तु सगोत्रयोः स्नानमात्रम् ॥असगोत्रयोरपि सवर्णयोः स्पर्शे एकरात्रमुपवासः॥ क्षत्रियास्पर्शे ब्राह्मण्यास्त्रिरात्रम् ॥ वैश्यास्पर्शे पंचरात्रम् ॥ शूद्रास्पर्शे षड्रात्रमिति वृद्धवसिष्ठेनोक्तम् ॥ रजस्वला चेन्मूत्राद्युत्सृजंतीं स्पृशेत्तदा उत्सृजंती अहोरात्रमुपवसेत् ॥ भूंजानां चेत्तदा भुंजाना त्रिरात्रं जलं पिबेत् ॥ रजस्वलां चेत् श्वजंबुकखरप्रभृतयः स्पृशेयुः सा वा तान् स्पृशेत्तदा स्नात्वा सज्योतिरुपवसेत्पंचगव्यं चाश्नीयादित्यादिकं तत्र बहूक्तम् ॥ ९ ॥

॥ ૯ ॥ હવે રજસ્વલાને કોઇ બીજો અપવિત્ર સ્પર્શ કરે અથવા એક રજસ્વલા બીજી રજસ્વલાનો સ્પર્શ કરે તે બાબત વિચાર ॥

ગુ૦ ટી૦—અપરાર્ક નામના ગ્રંથમાં અનેક વચનો લખ્યાં છે તે-

એનો અર્થ આહીં કહિયે છીયે. રજસ્વલા અને સુવાવડી સ્ત્રીને શબ તથા ચાંડાલનો સ્પર્શ થાય તો તેઓએ ત્રણ રાત્રિપર્યંત ઉપવાસ કરવો, તથા ચાંડાલ અથવા શ્વપચનો સ્પર્શ થાય તો પણ પંચગવ્યનું પ્રાશન (ખાવું) અધિક કરવું, એમ શાતાતપનું કહેવુ છે. કશ્યપઋષિ કહે છે કે શુદ્ધ થયા બાદ તેમ કરવું. અને તે રાત્રિ પછી અજાઘાતકરણ (બકરીના નાકથી તે પદાર્થ સુંઘાવી લેવો) એમ ધર્મશાસ્ત્રમાં જણાવ્યું છે. બૃહસ્પતિ તો એમ કહે છે કે. કોઇ મહાપાતક તથા શ્વપાક જાતિનો ચાંડાલનો સ્પર્શ થાય તો પેહલે દિવસે ત્રણ દિવસ, બીજે દિવસે બે દિવસ અને ત્રીજે દિવસે એક દિવસ પછી આગળ એક ટેક ભોજન; પરંતુ નક્તભોજન એકલે સાયકાલે ભોજન એ પ્રમાણે રજસ્વલા સ્ત્રીએ કરવું પરંતુ શુદ્ધિ થયા બાદ અને કદાચિત્ તેમ કરવાને ન બની શકે તો શાતાતપ નામના ઋષિ કહે છે કે, રજોદર્શનના દિવસથી ઉપવાસ સ્નાનના દિવસ પર્યંત કરવા સ્નાન કર્યા પછી સમયથી તેની શુદ્ધિ થાયછે એમ પણ કદાચિત્ ન બને તો, પરાશર ઋષિ કહેછે કે, અહોરાત્ર ઉપવાસ કરવો. *પંચગવ્યનું પ્રાશન ( ભક્ષણ ) કરવું. અને બને તેટલું સુવર્ણનું દાન કરવું અને બ્રાહ્મણ ભોજન યથાશક્તિ કરાવવુ. હવે પરસ્પરરજસ્વલા એક બીજાનો સ્પર્શ કરે તે બાબતમાં કેમ કરવું તેનો ખુલાસો, એક ગોત્રવાળી રજસ્વલાઓ પરસ્પર સ્પર્શ કરે તો સ્નાન કરવું. અને જોભિન્ન ગોત્રવાળી રજસ્વલા સ્ત્રી સર્વ વર્ણમાં એક બીજાનો સ્પર્શ કરેતો એક રાત્ર ઉપવાસ કરવો. અને જો ક્ષત્રિયજાતિની રજસ્વલા સ્ત્રીનો સ્પર્શ થાય તો, બ્રાહ્મણી રજસ્વલા સ્ત્રીને ત્રિરાત્ર, વૈશ્યજાતિની સ્ત્રીના સ્પર્શમાં પંચરાત્ર, અને શૂદ્રજાતિની સ્ત્રીના સ્પર્શમાં ૭ રાત્ર, એ પ્રમાણે વૃદ્ધવશિષ્ઠ નામના ઋષિનો મત છે. હવે જો રજસ્વલા સ્ત્રી કોઇ પેશાબ કરતી બીજી સ્ત્રીને અડકી જાયતો, પેશાબ કરનારી સ્ત્રીએ અહોરાત્ર ઉપવાસ કરવો. અને જો ભોજન કરતી સ્ત્રીને રજસ્વલાનો સ્પર્શ થાય તો, ભોજન કરનારી સ્ત્રીએ ત્રણ રાત્રિસુધી જલનું પાન કરી રેહેવું. હવે જો રજસ્વલા સ્ત્રીને કુતરનો, શીયાળનો, અથવા ગર્દભ વિગેરે જાનવરનો સ્પર્શ થાય તો, અથવા રજસ્વલા સ્ત્રી ઉપર કહેલા જાનવરનો જાતે જાણી જોઇને સ્પર્શ કરે તો, સ્નાન કરી તારા ઉગે ત્યાં સુધી ઉપવાસ કરે, અને પંચગવ્યનું ભક્ષણ કરે. એ પ્રમાણે ધર્મશાસ્ત્રમાં ઘણુંક કહેલું છે. ॥ ૮ ॥

---

* પંચગવ્ય એટલે દૂધ, દહીં, ઘી ગોબર અને ગોમૂત્ર સમજવાં.

## ॥ १० ॥ अथ रजस्वलास्नानादिविचारः

मू०—रजस्वलायाः स्नानदिवसे तैलादिमलिनं शिरोमलिनं वसनादिकं च यथावच्छोधनीयम् ॥ तदाह कृष्णभट्टीये पराशरः ॥ " रजस्वला त्रिरात्रांते मलं प्रक्षाल्य संगवे ॥ दंतानां धावनं कृत्वा मृत्तिकाषष्टिभिः पृथक् ॥ शौचं कृत्वा ततो देहं क्षाल्य गोमयवारिणा ॥ स्नायात्सचैलं नाऽगारे तडागादिजलाश्रये " इति ॥ अत्र मलप्रक्षालनस्य गोमयेन स्नेहमालिन्यक्षालनस्य चोक्तया तल्लाभः ॥ अत्रिरपि ॥ " रजस्वला चतुर्थेऽह्नि मृत्तिकाषष्टिभि : पृथक् ॥ शौचं कृत्वा यथान्यायं दंतानां धावनं तथा ॥ कृत्वा तु संगवे तीरे सचैलं स्नानमाचरेत् ॥ भस्मगोमयमृद्भिश्च सर्वैरन्यतमेन वा ॥ स्नात्वांशुकं परिच्छाद्य गंधपुष्पैरलंकृता ॥ आचम्य पुष्पैरादित्य मर्चयित्वा यथोचितम् ॥ ऐंद्रं वरं प्रभो मह्यमिदानीं दातुमर्हसि ॥इत्युक्त्वार्केऽद्रभावेन प्रार्थयेत्तु स्वकं पतिम् ॥ ऋतुस्नाता तु या नारी यं स्नेहान्नरमीक्षते तादृशं जनयेत्पुत्रं पतिमेव निरीक्षयेत् " इति स्मृत्यर्थसारे त्वेवं संगवे स्नानमात्रमुक्तं गृहे वा तडागादौ वेति तु न विचारितम् ॥ षष्टिमृत्तिकादिभिः शौचं ब्राह्मण्याःक्षत्र्यादिस्त्रीणां पादपादन्युनमृत्तिकादिभिर्विधवाया द्विगुणाभिः शौचमित्युक्तम् ॥ अन्येषु तु प्राचीनार्वाचीननिबंधेषु चतुर्थेऽह्नि स्नानमात्रं वदंति न तु तत्प्रकारं कालं वा देशं वा ॥ शिष्टाचारस्तु सूर्योदयोत्तरं चतुर्थेऽह्नि पूर्वोक्तप्रकारेण गृहेऽपि दृश्यते ॥ व्यासस्मृतौ द्वितीयाध्याये ॥ "स्नायात्सा तु त्रिरात्रांते सचैला उदित रवौ ॥ विलोक्य भर्तृवदनं शुद्धा भवति धर्मतः" इति वाक्यात् ॥ तेन स्मृत्याचाराभ्यामेषा देशकालव्यवस्थोचितैव तडागादीनामसार्वत्रिकत्वादपि ॥ वस्तुतस्तु देशकालकथनमसहायविषयम् ॥ न ह्येकाकिन्या गृहेऽतिशुद्धया स्नातुं शक्यते न वा दुष्टेऽस्मिन्कलौ सकज्जया तरुण्या

बीहस्तया कर्तुं शक्यत इति ॥ एवं गृहे स्नाने रजस्वलास्पृष्टार्द्रभूमिर्गृहं च यथावच्छोध्यमेव ॥ "व्यसनात्कार्यकरणात्" इति पूर्वोक्तयमवाक्येषु ज्ञानोत्तरं कर्मसाधनशोधनस्य गृहविलेपनस्य चोक्तत्वादिति ॥ तत्स्पृष्टं जलं च त्याज्यमेव ॥ "अक्षुब्धानामपां नास्ति प्रसृतानां च दूषणम् ॥ स्तोकानामुद्धृतानां च कल्मषैर्दूषणं भवेत्" इति मर्यादासिंधौ देवलवाक्यात् ॥ किंबहुना ॥ "अत्राक्षुब्धतडागादिनदीवाप्यः सरांसि च ॥ कश्मलाऽशुचिसंस्पर्शे तीर्थतः परिवर्जयेत्" इत्यमेध्ययुक्तदेशस्थानां त्यागस्य तेनैवोक्तत्वाच्च चंडालाद्यशुचिस्पर्श इति पाठांतरस्योक्तत्वाच्च कैमुतिकादेवोद्धृतजलत्यागप्राप्तेरिति॥तेन रजस्वलास्पृष्टार्द्रभूसंस्काराभावस्तत्स्पृष्टजलत्यागाभावश्चाऽनाचार एव गुर्जराणाम् ॥ तथा तृतीयदिवसे मलापकर्षस्नानं सारस्वतद्विजक्षत्रियादिस्त्रीणां यो मध्यदेशे सोऽप्यनाचार एव ॥

एवं रजस्वलावदेव शवस्पृग्मिश्र शिरोवस्त्रप्रभृति शोध्यमेव॥यद्यपि मृत्तिकासंख्या न तत्र शास्त्रोक्ता तथापि स्मृत्यंतरे सकृन्मृत्तिकाभस्मस्नानस्योक्तत्वात्तथा शिष्टाचाराच्च तदप्यावश्यकम् ॥ बृहदाशौचत्वाच्च ॥ अतस्तत्स्पृष्टजलादिकं च त्याज्यमेव ॥ रजस्वलादीनामातुरत्वे तु यमः पराशरश्च ॥ "आतुरे स्नान उत्पन्ने दशकृत्वो ह्यनातुरः॥ स्पृष्ट्वा स्पृष्ट्वा तु तं स्नायात् ततः शुद्ध्येत्स आतुरः" इत्याहतुः ॥ उशनाश्च ॥ "ज्वराभिभूता या नारी रजसा च परिप्लुता ॥ कथं तस्या भवेच्छौचं शुद्धिः स्याच्छौचकर्मणि ॥ चतुर्थेऽहनि संप्राप्ते स्पृशेदन्या तु तां स्त्रियम् ॥ सा सचैलाऽवगाह्यापः स्नात्वास्नात्वा पुनःस्पृशेत्॥दशद्वादशकृत्वो या आचामेच्च पुनःपुनः॥ अंते च वाससां त्यागस्ततः शुद्धा भवेत्तु सा ॥ दद्याच्छक्त्या ततो दानं पुण्याहेन विशुद्ध्यति" इति ॥ रजोदिवसेषु मध्ये ग्रहणापाते तु निर्णयसिंधौ स्नानमुक्तम्॥ "न सूतकादिदोषोऽस्ति ग्रहे होम-

जपादिषु ॥ ग्रस्ते स्नायादुक्यापि तीर्थे दुद्धृत्य वारिणा" इति भार्गवार्चनदीपिकायां सूर्योदयनिबंधवचनात् ॥ "स्नाने नैमित्तिके प्राप्ते नारी यदि रजस्वला ॥ पात्रांतरिततोयेन स्नानं कृत्वा व्रतं चरेत्" इति पराशरवचनाच्च॥त्रिदिनमध्य एव ग्रहणनिमित्तकं स्नानं कृत्वा अनंजनादिरूपं रजस्वलाव्रतं निर्वाहयेदित्यर्थः ॥ एवं ग्रहणनिमित्तके स्नाने प्राप्ते यदि चंद्र दर्शग्रस्तस्य मुच्यमानदशायामुदयस्तदा "ग्रस्यमाने भवेत्स्नानम्" इत्युक्तस्य निमित्तस्याभावेऽपि दृष्टा स्नयादिति वाक्यांतरोक्तनिमित्त स्नानम् यदि च तावन्नावकाशस्तदा मुख्यस्य दानकालस्य सत्त्व न्मार्जनपूर्वकं दानमेव कृत्वा मुक्तिस्नानं कार्यमिति प्रतिभाति ॥ बालादीनां रजस्वलादिस्पर्शे तु शुद्धिमयूखे हरिहरभाष्ये शातातपः॥ "शिशोरभ्युक्षणं कार्यं बालस्याचमनं स्मृतम् ॥ रजस्वलादिसंस्पर्शे स्नातव्यं च कुमारकैः ॥ प्राक् चूडाकरणाद्बालः प्रागन्नप्राशनाच्छिशुः ॥ कुमारकः स विज्ञेयो यावन्मौंजीनिबंधनम्" इति ॥ रजस्वलादिदृष्टान्ने तु शातातपः ॥ "जीवाभिशस्तपतितैः सूतिकोदक्यनास्तिकैः ॥ दृष्टं वा स्याद्यदन्नं तु तस्य निष्कृतिरुच्यते ॥ अभ्युक्ष्य किंचिदुद्धृत्य तदंजीताविशंकितः ॥ भस्मना वापि संस्पृश्य संस्पृशेदुल्मुकेन वा ॥ सुवर्णरजताभ्यां वा भोज्यं प्रातमजेन वा" इति॥ एतेन जलादिनाशुद्धिरिति प्रतिभाति ॥ एवमत्यंताशुचिविषये विचारितम् ॥ १० ॥

॥ १० ॥ હવે રજસ્વલા સ્રીના સ્નાનાદિકનો વિચાર ॥

ગુ૦ ટી૦—રજસ્વલાના સ્નાનને દિવસે તેલ વિગેરેથી થયેલાં તથા મસ્તકથી થયેલાં મલીન વસ્ત્રો સર્વે ધોઇ નાખવાં એ પ્રમાણે કૃષ્ણભટ્ટીય નામક ગ્રંથમાં પરાશરઋષિ કહે છે કે, રજસ્વલા સ્રીએ ત્રિરાત્ર પૂર્ણ થાય એટલે સંગવ* નામક ચોથા દિવસના સવારના સમયમાં મલને ધોઈ નાખી, આઠ વખત મૃત્તિકાથી દંતધાવન કરવું. પછી મલત્યાગ કરી,શરીરને ગોબરના

* સંગવ એટલે પ્રાતઃકાલ પછી ત્રણ મુહૂર્તનો વખત.

જલથી ધોઇ નાંખી, સચૈલ સ્નાન કરવું. પરંતુ ઘેર સ્નાન કરવું નહિં. તળાવ યા નદી વિગેરે જલાશયમાં સ્નાન કરવું. આ ઠેકાણે ઘેર સ્નાન ન કરવું અને જલાશયમાં જઇ સ્નાન કરવું એનું કારણ એમ દેખાય છે કે, વિના જલાશય યથયોગ્ય મલ ન ધોવાય તથા તેલ વિગેરેની ચીકાશ સાફ ન થઇ શકે, અને ગોબરના જલથી સર્વની શુદ્ધિ કરવી ઇત્યાદિ લેખ ઉપરથી માલમ પડે છે કે, જલાશયમાં જઇ સ્નાન કરવું. અત્રિ ઋષિ પણ કહે છે કે, રજસ્વલા સ્ત્રી ચોથે દિવસે વારંવાર સાઠ વખત માટી લઇ પોતાના દાંતોની શુદ્ધિ કરે અને સંગવનામક સમયમાં તીર ઉપર જઇ, સચૈલ સ્નાન કરે, અને તે સ્નાનમાં રાખ ગોબર અને મૃતિકાથી ઉપયુક્ત થવું. સ્નાન કર્યાં બાદ પવિત્ર વસ્ત્ર ધારણ કરી ચંદન પુષ્પાદિકથી સુશોભિત થઇને આચમન કરી પુષ્પોથી સૂર્યનું પૂજન કરે અને પ્રાર્થના કરે કે, હે પ્રભો! ઇંદ્રના જેવો માહરો પતિ મને અર્પણ કરો. એ પ્રમાણ પ્રાર્થના કરી ઇંદ્રાભાવથી પોતાના પતિની પ્રાર્થના કરવી. જે સ્ત્રી ઋતુનુ સ્નાન કર્યા પછી જેને સ્નેહપૂર્વક જુવેછે, તેવો તેને પુત્ર પ્રાપ્ત થાયછે. આ પ્રમાણે **સ્મૃત્યર્થસાર** નામક ગ્રંથમાં સંગવ સમયમાં ફક્ત સ્નાન કરવાને જણાવ્યું છે, પરંતુ સ્થાનમાટે નિર્ણય યથાયોગ્ય કર્યો નથી. તેથી ઘરમાં પણ સ્નાન થાય. સાઠ વખત માટીથી બ્રાહ્મણી સ્ત્રીએ, એકસો વીશ વખત માટીથી વિધવા સ્ત્રીએ તથા ક્ષત્રિયાદિકની સ્ત્રીઓએ સાઠના ચોથા ચોથા ભાગની ન્યૂનતાથી અપવિત્રપણું દૂર કરવું. બીજા પ્રાચીન અર્વાચીન ( નવીન ) ગ્રંથોમાં ચોથે દિવસે રજસ્વલાને સ્નાન માત્ર જણાવ્યું છે પરંતુ, તે સ્નાન ક્યાં અને ક્યે વખતે અને કેમ કરવું ઇત્યાદિ વૃત્તાંત જણાવ્યું નથી. પરંતુ સદાચાર એવો છે કે, સૂર્યોદય પછી ચોથે દિવસે પ્રથમ કહી ગયા તે પ્રકારથી ઘરમાં પણ સ્નાન થઇ શકે, વ્યાસસ્મૃતિના બીજા અધ્યાયમાં એમ લખ્યું છે કે રજસ્વલા સ્ત્રીએ ત્રણરાત્રિ પૂર્ણ થાય એટલે સૂર્યોદયમાં ચોથે દિવસે સચૈલ સ્નાન કરવું અને પછી ધર્મપૂર્વક ભર્તાનુ મુખદર્શન કરવું. ત્યારે શાસ્ત્ર અને સદાચારથી આ પ્રમાણે દેશકાલથી વ્યવસ્થા યોગ્ય ભાસે છે. જો કે તળાવ નદી વિગેરેમાં સ્નાન કરવું સર્વસંમત જેવું છે તો પણ. દેશકાલ તપાસતાં કેટલીક બાબતોમાં સહાયતા પૂર્ણ નથી બની શકતી. જુઓ કે કોઇ એકલી ઘરમાં સ્ત્રી હોય તો, તે સ્ત્રીએ યથાયોગ્ય પોતાની શુદ્ધિ કરવામાં અશકયતાને પ્રાપ્ત થવું પડે. અને આ અતિદુષ્ટ કલયુગમાં લાજવાળી તરૂણ સ્ત્રીએ ઘરથી બહાર યથાયોગ્ય સ્નાનાદિક કરવા

અશક્ય થવું પડે માટે આ બાબતમાં પણ દેશકાલ જોવાની જરૂરી જાણવી જોઇયે. એ પ્રમાણે ઘરમાં પણ રજસ્વલા સ્ત્રીએ સ્પર્શ કરેલી બીની ભૂમી તથા ઘરપણ યથાયોગ્ય પવિત્ર કરવું. વ્યસનથી અથવા કામ કરવાથી એ પ્રમાણે આગળના નિર્ણયમાં યમના વચનનું પ્રમાણ આપી ગયા છીએ તે ઉપરથી સાફ જણાય છે કે, કાંઇપણ અપવિત્રપણુ જાણવા પછી આવેછે. તો જાણ્યા પછી જે પદાર્થની શુદ્ધિ વિલેપનાદિથી કરવાને કહી છે તે પ્રમાણે રજસ્વલાયે સ્પર્શિત ભૂમીને શુદ્ધ કરવી. રજસ્વલાયે સ્પર્શિત જલનો ત્યાગ કરવો. **મર્યાદસિંધુ** નામના ગ્રંથમાં **દેવલ** ઋષિનું વચન છે કે અક્ષુબ્ધ* અને પ્રસૃત† જલનો રજસ્વલા સ્પર્શ કરે તો, તે જલ અપવિત્ર થતું નથી. અર્થાત્ નદીમાં જઇ યા તળાવમાં જઇને રજસ્વલા તળાવ નદીના ઘણાં જલનો સ્પર્શ કરેતો, તે જલ અપવિત્ર થતું નથી. અર્થાત્ કૂપાદિકથી બાહેર કાઢેલું જલ તથા થોડું જલ રજસ્વલાના સ્પર્શથી અપવિત્ર થાય છે. એમ સમજવું. અને અપવિત્ર પદાર્થના સંબંધથી સ્થાન પણ અપવિત્ર થાયછે એમ પણ સાથેજ સમજવું. મૂલ ગ્રંથમાં રજસ્વલા વિગેરેનો સ્પર્શ એમ લખ્યું છે તે ઉપરથી ચાંડાલાદિનો સ્પર્શ સમજી લેવો. અર્થાત્ તેના સ્પર્શથી પણ કૈમુતિકન્યાયને આધારે **ચાંડાલ, સુતકી સુતિકા, રજસ્વલા.** વિગેરેયે સ્પર્શ કરેલું જલ અપવિત્ર થાયછે એમ જાણવું. કેટલાએક ગુજરાતી લોકોનો ઉપર પ્રમાણે ન કરવાથી અનાચાર છે એમ પણ જાણવું. અને ત્રીજે દિવસે મલને દુર કરવા માટે **સારસ્વત** બ્રાહ્મણ તથા ક્ષત્રિય વિગેરેની સ્ત્રીઓ મધ્ય દેશમાં સ્નાન કરેછે તે પણ સર્વથા અયોગ્યજ છે. રજસ્વલાની માફક શબનો સ્પર્શ કરનારે યા શબના આશૌચવાળા મનુષ્યે મસ્તકનું વસ્ત્ર વિગેરે ધોઇ મૃત્તિકા તથા ભસ્મથી સ્નાન કરવું. જો કે આ બાબતમાં માટી કેટલીવાર લઇ સ્નાન કરવું વિગેરે બીના લખી નથી. તો પણ સદાચારને લીધે તેમ કરવું યોગ્ય છે. કારણ કે, મરણાશૌચ મોટી બાબતવાળું છે માટે તે લોકોયે પણ સ્પર્શિત જલનો ત્યાગ કરવો. હવે રજસ્વલા વિગેરે રોગી હોયતો, તે લોકોયે કેમ સ્નાન કરવું તે વિષે વિચાર કરિયે છીયે કે, સ્નાન કરનાર માણસ રોગી હોય એટલે સ્નાન ન કરી શકે તેમ હોય તો બીજો નિરોગી મનુષ્ય દશ વાર વારંવાર રોગીનો સ્પર્શ કરી કરીને સ્નાન કરે, ત્યારે તે રોગી માણસ

---

* અક્ષુબ્ધ એટલે નદી તળાવનું જલ. † પ્રસૃત જલ એટલે વિસ્તારવાળું જલ.

શુદ્ધ થાયછે એમ સમજવું. **શુક્રાચાર્ય** પણ કહેછે કે, તાવના રોગવાળી સ્ત્રી જો રજસ્વલા થાય તો કેવી તરેથી તેની શુદ્ધિ કરવી એ બાબતના ઉત્તરમાં જણાવે છે કે, ચોથે દિવસે બીજી સ્ત્રી તે રજસ્વલાનો સ્પર્શ કરે, વારંવાર સ્પર્શ કરતી જાય અને સ્નાન કરે, એમ દશ વખત યા બાર વખત કરી વારંવાર આચમન કરતી જાય. અને પછી છેલી વખતે તે કપડાંનો ત્યાગ કરે, ત્યારે તે રોગી રજસ્વલા સ્ત્રી શુદ્ધ થાયછે. ત્યારબાદ યથાશક્તિ દાન દે અને પુણ્યાહવાચન કરાવે. તેમ કરવાથી રજસ્વલાની શુદ્ધિ થાયછે. જો રજોદર્શનના દિવસોમાં વચમાં ગ્રહણ આવે તો નિર્ણયસિંધુ નામના ગ્રંથમાં સ્નાન કરવાને લખ્યું છે. સૂતિકા વિગેરેને ગ્રહણમાં હોમ જપાદિકમાં ઘરમાં સ્નાન કરતાં દોષ નથી. રજસ્વલા સ્ત્રી પણ તીર્થમાંથી જલ મંગાવી સ્નાન કરે. **ભાર્ગવાર્ચનદીપિકા** નામના ગ્રંથમાં તથા સૂર્યોદયનિબંધ વચનથી માલમ પડે છે. નૈમિત્તિક એટલે કાંઈ નિમિત્તથી આવેલું સ્નાન કરવામાં રજસ્વલા સ્ત્રી પણ લાયક છે. એમ **પરાશર**નું વચન પણ પ્રમાણમાં જાણવું. ત્રણ દિવસની અંદર જો ગ્રહણ આવે તો પણ સ્નાન કરી, આંજણ આંજ્યા વિના પાછું અપવિત્રપણું પૂર્ણ કરવું. અર્થાત્ રજસ્વલા વ્રત પૂર્ણ કરવું. એમજ ગ્રહણ નિમિત્ત સ્નાન પ્રાપ્ત થાયતો જો ગ્રસ્ત થયેલ ચંદ્ર યા સૂર્યનો મુકાવાના વખતમાં ઉદય થાયતો ગ્રહણ નિમિત્ત સ્પર્શકાલીન સ્નાન પ્રાપ્ત છે, છતાં તે વખત ન આવે અને શુદ્ધ ચંદ્રબિંબ અથવા શુદ્ધ સૂર્યબિંબનોજ ઉદય માલમ પડેતો, સ્નાન કરવામાં **"દૃષ્ટ્વા. સ્નાયાત્"** એ વચનથી વિરોધ આવે. કારણ કે તેનો એવો અર્થ છે કે, ગ્રસ્ત થયેલ ચંદ્રાદિને જોઇને સ્નાન કરવું. પરંતુ તે વખત ન આવવાને લીધે અવકાશના અભાવથી માર્જન પૂર્વક દાન કરી મોક્ષ સ્નાન કરવું. એ અમને યોગ્ય ભાસે છે. હવે બાલક વિગેરેને રજસ્વલાનો સ્પર્શ થાયતો તે બાબતમાં કેમ કરવું તેનો નિર્ણય **શુદ્ધિમયૂખ** નામક ગ્રંથમાં હરિહર ભાષ્યમાં શાતાતપ આ પ્રમાણે કહેછે કે, રજસ્વલાનો સ્પર્શ શિશુ* કરે તો તે શિશુને પ્રોક્ષણ (જલ છાંટવું) અને રજસ્વલાનો સ્પર્શ બાલક (જેના બાળમોવાળા ઉતરાવેલ ન હોય) તે કરે તો, તેને આચમન કરાવવું. અને જો કુમાર (જેને યજ્ઞોપવિત નથી થયું) તે જો કરે તો તેને સ્નાન કરાવવું. રજસ્વલા વિગેરેયે જોયેલા અન્નની શુદ્ધિ કેમ કરવી તે બાબતમાં **શાતાતપ** આજ્ઞા કરેછે કે, જીવ અભિશાપિત (નિંદિત) **મહાપાતકી, સ:**

---

* શિશુ એટલે જેને અન્નપાશન નથી થયું તેવું બાલક.

તિકા, રજસ્વલા, અને નાસ્તિક, એઓએ જોયેલા અન્નનો નિર્ણય એમ સમજવો કે, તે અન્નને પ્રોક્ષણ કરી તેમાંથી જરાક કાઢી નાખી, નિઃશંક થઇ પછી ભક્ષણ કરવું. અથવા ભસ્મથી સ્પર્શ કરી યા ઉંબાડીયાથી સ્પર્શ કરી અથવા સુવર્ણ રજતથી અડકી યા બકરાથી સુંઘાવી ભક્ષણ કરવું. આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે, ઉપર કહેલાં રજસ્વલા વિગેરેયે જોયેલું જલ છોવાતું નથી એમ અમને ગ્રંથકાર[1] કહેછે કે ભાંસે છે. આ પ્રમાણે અત્યંત અપવિત્ર પદાર્થ ખાતે વિચાર કર્યો છે. ॥ ૧૦ ॥

## ॥ ११ ॥ अतः परमेतव्द्यतिरिक्तस्नानादियोग्यनिमितविचारः ॥

मू०—तत्र पराशरः ॥ " दुःस्वप्ने मैथुने वांते विरिक्ते क्षुरकर्मणि ॥ चितिपूयश्मशानास्थ्नां स्पर्शने स्नानमाचरेत् " इति ॥ अत्र मैथुनिनः स्नानं ऋतुकालविषयं कालविशेषविषयं च ॥ " अनृतौ तु यदा गच्छेच्छौचं मूत्रपुरीषवत् " इति बृहस्पतिवचनात् ॥ " अष्टम्यां च चतुर्दश्यां दिवा पर्वाणि मैथुनम् ॥ कृत्वा सचैलं स्नात्वा तु वारुणीभिश्च मार्जयेत् " इति मिताक्षरापरार्कयोः स्मृत्यंतराच्च॥ मर्यादासिंधौ तु सद्यो भुक्तान्नवमने स्नानाभावः॥ "अश्नन् भुक्त्वार्द्रपाणिर्वा वांतो न स्नानमाचरेत् ॥ अन्यदा वमने स्नायात्तथा शोकाश्रुपातयोः ॥ इत्यापस्तंबवचनादित्युक्तम् ॥ शोकाश्रुपातयोरिति शोके तत्कृतेऽश्रुपाते चेत्यर्थः ॥ तथा विरिक्तस्य दशकृत्वो विरेके स्नानमिति गोविंदराजः ॥ हरीतक्यादिभक्षणेन व्याधिना वा अष्टसंख्यात ऊर्ध्वं विरेके स्नानमिति मेधातिथिः ॥ " मैथुने दुःस्वप्ने वमनविरकयोः " इति विष्णुवाक्यान्मिलितमेवैतान्निमित्तमित्युदीच्या इति मतत्रयमधिकमुक्तम् ॥ पूयस्पर्शे स्नानम् । तदनधिकृताकारणस्पर्शे वेदितव्यम् ॥ पूयं चाकारणादन्यः स्पृष्ट्वा स्नात्वैव शुद्ध्यति " इति लिंगपुराणादिति च विशेष उक्तः ॥ अस्थि-

स्पर्शे तु मनुना विशेष उक्तः ॥ " नारं स्पृष्ट्वास्थि सस्नेहं स्नात्वा विप्रो विशुद्धयति ॥ आचम्यैव तु निःस्नेहं गामालभ्यार्कमीक्ष्य चेत् " इति ॥सस्नेहमिति सांसमज्जादिसंदिग्धम् ॥ यत्तु ब्राह्मे ॥ मनुष्यास्थि तु संस्पृश्य स्निग्धंनिःस्निग्धमेव वा ॥ स्नायादार्द्रां सस्पृशेत्सूर्यं पश्येद्विष्णुमनुस्मरेत् " इति निःस्निग्धस्पर्शेऽपि स्नानमुक्तम् । तत्कामतः स्पर्शविषयमित्यविरोधः ॥ अन्यच्च यम आह ॥ " अजीर्णेऽभ्युदिते वांते तथा भ्यस्तमिते रवौ ॥ दुःस्वप्ने दूर्जनस्पर्शे स्नानमात्रं विधियत " इति ॥ अत्र अजीर्णापगमे स्नानं देदेवार्चादावधिकारत्वप्रतिपादनार्थमिति मर्यादासिंधौ ॥ तथा सूर्योदयास्तमयव्यापिनी निद्रा अभ्युदिताभ्यस्तामितपदाभ्यामुच्यत इत्यपरार्के उक्तम् ॥ कश्यपस्तु ॥ " उदयास्तमययोः स्कंदित्वाऽक्षिस्पंदने कर्णाक्रोशने चित्यारोहणे पूयसंस्पर्शने च सचैलं स्नात्वा पुनर्मन इति जपेत् ॥ महाव्याहृतिभिः सप्ताज्याहुतीर्जुहुयात् " इति विशेषमाह ॥ स्मृत्यंतरे ॥ " चितिं च चितिकाष्ठं च पूयं चांडालमेव च ॥ स्पृष्ट्वा देवलकं चैव सवासा जलमाविशेत् ॥ देवार्चनपरो यस्तु वित्तार्थी वत्सरत्रयम् ॥ स वै देवलको नाम हव्यकव्येषु गर्हितः " ॥ मिताक्षरायां ब्रह्मांडपुराणे ॥ " शैवान् पाशुपतान् स्पृष्ट्वा लोकायतिकनास्तिकान् ॥ विकर्मस्थान् द्विजान् शूद्रान् सवासा जलमाविशेत् " ॥ अपरार्के तु बौद्धानिति पाठः ॥ तथा तत्रैव स्मृत्यंतरम् ॥ " नग्नान् पाशुपतान्बौद्धान् कालान्कौलान् दिशश्चरान् ॥ एतान् दृष्ट्वा रविं पश्येत्स्पृष्ट्वा स्नानं समाचरेत् " ॥ मर्यादासिंधौ हारीतः ॥ " बौद्धान् पाशुपतान् जैनान् लोकायतिककापिलान् ॥ विकर्मस्थान् द्विजान् शूद्रान् सवासा जलमाविशेत् ॥ कापालिकांस्तु संस्पृश्य प्राणायामोऽधिको मतः " इत्याह हारीतः ॥ अत्र पाशुपता वेदबाह्या विवक्षिता इति व्याख्यातम् ॥ अपरार्के

तु अंगिरसा ॥ श्वपाकच्छायाधिरोहणे स्नानं घृतप्राशनं चोक्तम् ॥ अन्येऽपि बहवस्तत्रोक्ता ॥ "प्रत्यहं नित्यकर्माकर्ता पक्षानंतरं अस्पृश्यतां याति ॥ ज्ञातिबाह्यकृतश्च पुल्कसम्लेच्छभिल्लपारसीकादयः साविका नारी श्वपाल उन्मत्तः शूद्रोच्छिष्टं उच्छिष्टः शूद्रः श्वविडराहोष्ट्रखरवृकगोमायुवानरकाककुक्कुटगृध्रोलूकाः ॥ भासवायसवानरमार्जारखरोष्ट्रश्वविड्वराहाणाममेध्यम् ॥ सदाचारचंद्रोदये तु मयूरामेध्यमप्युक्तम् ॥ चिताप्रदेशो द्भवृक्षः, नीली नीली विकाराः, चंडालपतितच्छाया, शिवनिर्माल्यं, भक्षवर्जं पंचनखः, शवः, परकीयवसाविष्ठार्तवमूत्ररेतोमज्जाशोणितानीति" ॥ एतेषां स्पर्शे सचैलं स्नानम् ॥ एवं चात्र निषिद्धेतरपक्षिपक्षाणामनुक्त्वा त्तेषां वायूड्डायितानां स्पर्शे न कश्चिद्दोष इति प्रतिभाति ॥ अत्र च येषां स्नानमुक्तं तेषामस्नातानां स्पर्शे तु स्प्रष्टुराचमनमात्रम् ॥ अथात्र विशेषो मर्यादासिंधौ ॥ तत्र शातातपः ॥ "रजकश्चर्मकृच्चैव व्याधजालोपजीविनौ ॥ चैलनिर्णेजकश्चैवं नटः शैलूषकस्तथा मुखेभगस्तथा श्वा च वनिता सर्ववर्णगा ॥ चक्री ध्वजी वध्याघाती ग्राम्यकुक्कुटसूकरौ ॥ एभिर्यदंगं स्पृष्टं स्यात् शिरोवर्जं द्विजातिषु ॥ तोयेन क्षालनं कृत्वा आचांतः शुचितामियात्" ॥ अत्र रजको वस्त्ररंजनकर्ता ॥ शैलूषो नाटकाद्यभिनेता ॥ मुखेभगो मुखयोनिरिति ख्यातः ॥ शिरोवर्जमित्यत्र शिरः पदमूर्ध्वांगोपलक्षकमिति केचित् ॥ आपस्तम्बस्त्वेतान्प्रक्रम्य विशेषमाह "एतैः स्पृष्टस्तु उच्छिष्ट एकरात्रं पयः पिबेत्" ॥ "एतैरुच्छिष्टैस्त्रिरात्रं घृतं प्राश्य विशुद्ध्यतीति" ॥ बृहत्पराशरः ॥ "म्लेच्छाद्यासनस्पर्शे क्षेत्रे वा यदि वा गृहे ॥ उपस्पृशन् शिरः प्रोक्ष्य संशुद्धो जायते नरः" ॥ शंखः ॥ "उच्छिष्टं मानवं स्पृष्ट्वा भोज्यं वापि तथाविधम् ॥ तथैव हस्तौ पादौ च प्रक्षाल्याचम्य शुद्ध्यति" ॥ तथाविधमिति

उच्छिष्टम् ॥ तथैवेति आचमनाविधिना॥ तथा "यदंभः शौचनिर्मुक्तं क्षिति प्राप्य विनश्यंति ॥ प्रक्षाल्याशुचिलिप्तं च तत्स्पृष्ट्वाऽऽचम्य शुद्ध्यति" इति ॥ शौचजलासिक्तक्षितिमशुचिलिप्तं च स्पृष्ट्वा प्रक्षालनादाचमनाच्च शुद्ध्यतीत्यर्थः ॥ यमः॥ "सकर्दमं तु वर्षासु प्रविश्य ग्रामसंकरम् ॥ जंघानां मृत्तिकास्तिस्रः पभ्द्यां च द्विगुणाः स्मृताः" इति ॥ ग्रामसंकरो ग्रामावकरः ॥ अन्यान्यपि निमित्तानि स्मृत्यंतरादवगंतव्यानि ॥ यथा॥ "स्नात्वा पीत्वा क्षुते सुप्ते भुक्त्वा रथ्योपसर्पणे॥ आचांतः पुनराचामेद्वस्त्रं विपरिधाय च" इत्यादि॥ "कृतेष्वाचमनं कार्यं पितृकार्येषु सर्वदा ॥ अधोवायुसमुत्सर्गे आक्रंदे क्रोधने क्षुते ॥ मार्जारमूषकस्पर्शे प्रहासे ष्ठीवनेऽनृत" इत्यादि च कृष्णभट्टीये ॥ ११ ॥

॥ ૧૧ ॥ હવે ઉપર કહેલા શિવાયના સ્પર્શાદિકથી સ્નાન કરવા વિગેરેનો વિચાર ॥

ગૂ૦ ટી૦-તે ઠેકાણે **પરાશર** ઋષિ કહેછે કે, ખરાબ સ્વપ્ન આવ્યું હોય ત્યારે, સ્ત્રીસંભોગ કરવામાં આવે ત્યારે, ઓકીકાઢેલ પદાર્થનો સ્પર્શ થાય ત્યારે, મલત્યાગ કરવામાં આવે ત્યારે, હજામત કરાવવામાં આવે ત્યારે, ચિતાનો સ્પર્શ કરવામાં આવે ત્યારે, પૂયનો સ્પર્શ કરવામાં આવે ત્યારે, સ્મશાનમાં જવામાં આવે ત્યારે, અથવા સ્મશાનનાં હાડકાંનો સ્પર્શ કરવામાં આવે ત્યારે, સ્નાન કરવું પ્રાપ્ત થાયછે. આ ઠેકાણે મૈથુન કરનારને સ્નાન કરવાને જણાવ્યું છે તે ઋતુકાલસંબંધી વિષયમાં જાણવાનું છે. તેમ મનાઇ કરેલા સમય વિષયકને સ્નાન છે એમ જાણવું. ઋતુવિના જ્યારે સ્ત્રી પાસે જવામાં આવે ત્યારે મૂત્ર મલના ત્યાગથી જેમ અપવિત્રપણું થાયછે તેમ અપવિત્રપણું થાયછે એમ જાણવું. આઠમે દિવસે ચૌદશને દિવસે તથા દિવસમાં પર્વણીમાં જો મૈથુન કરવામાં આવે ત્યારે સચૈલસ્નાન કરવું. અને "**वारुणीभिश्च**" એ મંત્રોથી શરીર ઉપર માર્જન કરવું. એમ **મિતાક્ષરા**માં તથા **સ્મૃત્યંતર**માં **અપરાર્ક** નામક ગ્રંથકાર જણાવેછે. અને **મર્યાદ સિંધુ** નામક ગ્રંથમાં જણાવ્યું છે કે, ભોજનબાદ તરત જો વ-

મન થાય તો સ્નાન કરવું નહીં, એમજ ભોજન કરતાં કરતાં આર્દ્રહાથે જો વમન કરવામાં આવે તો સ્નાન ન કરવું. અને જો બીજા વખતમાં વમન થાય તો સ્નાન કરવું. તેમજ શોક અને અશ્રુપાતમાં પણ જાણવું, એમ **આપસ્તંબ**નું વચન છે. અર્થાત્ શોકમાં અશ્રુપાત થાય તો સ્નાન કરવું એમ અર્થ જાણવો. એમજ વિરિક્ત ( દસ્તવાળો ) માણસ હોય તેણે પણ દશ વખત જ્યારે વિરેક થાય ત્યારે સ્નાન કરવું. એમ **ગોવિંદરાજ** નામક ગ્રંથકાર કહેછે. હરડે વિગેરે ખાવાથી તથા વ્યાધિયુક્ત થવાથી આઠ વખત ઉપર વિરેક થાય તો સ્નાન કરવું એમ **મેધાતિથિ**નું વચન છે. તથા મૈથુનમાં દુ:સ્વપ્નમાં વમન વિરેકમાં સ્નાન કરવું એમ **વિષ્ણુ**નું વચન છે. આ નિમિત્તથી ઉત્તર દિશાના રેહેનારા લોકોનું કથન છે એમ ત્રણ મત છે.

પૂયના સ્પર્શમાં સ્નાન કરવું કહ્યું છે. પરંતુ વગર કારણે જ્યારે તેનો સ્પર્શ થઇ જાય ત્યારે એમ જાણવું. વગર કારણે કોઇ માણસ પૂયનો સ્પર્શ કરેતો સ્નાન કરવાથી શુદ્ધ થાયછે. એમ **લિંગપુરાણ**માં વચન છે. હાડકાના સ્પર્શમાં **મનુયે** વિશેષ કહ્યોછે. વિપ્ર એટલે બ્રાહ્મણ મનુષ્યના સ્નેહવાળાં અસ્થિનો જો સ્પર્શ કરે તો, સ્નાન કરવાથી શુદ્ધ થાયછે. અને જો સ્નેહવિનાના અસ્થિનો સ્પર્શ થાય તો, આચમન કરી પૃથ્વીનો સ્પર્શ કરતાં સૂર્યદર્શન કરવું. ( સ્નેહવાળું એટલે માંસ મજ્જા વિગેરેના સંદેહવાળું. ) એ-

મજ **બ્રહ્મપુરાણ**માં પણ લખ્યું છે કે, માણસના સ્નેહવાળા અથવા સ્નેહવિનાના હાડકાનો સ્પર્શ કરવામાં આવેતો સ્નાન કરવું. પૃથ્વીનો અથવા ગાયનો સ્પર્શ કરી સૂર્યનું દર્શન કરવું. અને વિષ્ણુનું સ્મરણ કરવું. અર્થાત્ સુકાં અસ્થિનો સ્પર્શ થાય તો પણ સ્નાન કરવું. પરંતુ તે જાણી જોઇને સ્પર્શ કરવાની બાબતમાં જાણવું. બીજુંપણ **યમ** કહેછે કે, અજીર્ણ થવામાં, વાંતિ થવામાં, સૂર્યાસ્ત થવામાં, દુ:સ્વપ્ન થવામાં, દુર્જનના સ્પર્શમાં, સ્નાનમાત્ર કરવું જોઇયે. અજીર્ણના અપગમમાં સ્નાન કરવાને દેવપૂજન વિગેરેમાં જણાવ્યું છે તે દેવપૂજનનો અધિકાર સિદ્ધ થવા માટે **મર્યાદસિંધુ**માં જણાવ્યું છે. તેમજ સૂર્યોદય તથા સૂર્યાસ્તમાં નિદ્રા કેહેવામાં આવી છે એમ **અપરાર્ક**માં જણાવ્યુંછે. **કશ્યપ**નું વચન એવું છે કે, ઉદયમાં અને અસ્તમાં રેત:પાત થાય તો, નેત્ર ફરકે તો, ચીંશ થાય તો, ચિંતામાં આરોહણ થાય તો, પૂયનો સ્પર્શ થાય તો સચૈલસ્નાન કરી **"પુનર્મનદાતે"** એ મંત્રનો જપ કરવો અને **મહાવ્યાહૃતિ**યે કરીને સાત ઘીની આહુતિથી અગ્નિમાં હોમ કરવો. એમજ **સ્મૃત્યંતર**માં પણ જણાવવામાં આવે છે કે,

ચિતા, ચિતાનું કાષ્ઠ, પૂય, ચાંડાલ અને *દેવલકનો સ્પર્શ થાય તો, વસ્ત્રસહિત જલમાં પ્રવેશ કરવો. **મિતાક્ષરા**માં **બ્રહ્માંડપુરાણ**માં પણ લખેલું છે કે, શૈવ, પાશુપત ( કોઇજાતનો શિવમાર્ગી ) લોકાયતિક ( કોઇજાતનો નાસ્તિક ) તથા શુદ્ધ નાસ્તિક, ન કરવાના કર્મમાં આસક્ત બ્રાહ્મણ અને શૂદ્ર ઇત્યાદિનો સ્પર્શ થાય તો વસ્ત્રસહિત જલમાંપ્રવેશ કરવો. **અપરાર્ક** નામક ગ્રંથમાં **બૌદ્ધ**નો પણ સ્વીકાર કરેલો છે. અને ત્યાં કોઇ બીજી સ્મૃતિમાં પણ લખેલું છે કે, નગ્ન, પાશુપત બૌદ્ધ કાલ ( મરણ કરનાર ) કૌલ ( પતિતની જાતિ ) અને દિશસ્ચર ( દિશાઓમાં ફરનાર ) ઇત્યાદિને જોઇને સૂર્યનું દર્શન કરવું. તથા સ્નાન કરવું એમજ **મર્યાદાસિંધુમાં હારીત** કહે છે કે, બૌદ્ધોને પશુપતોને જૈનોને લોકાયતિકોને કાપાલિકો ( એટલે મનુષ્યના મસ્તકની તુંબલી ધારણ કરનારાઓ ) ને ન કરવાના કર્મ કરનારા દ્વિજોને તથાશૂદ્રોને સ્પર્શ કરવાથી વસ્ત્રસહિત જલપ્રવેશ કરવો. કાપાલિકનો સ્પર્શ કરી વધારે એક પ્રાણાયમકરવો. એમ **હારિત**નામના ઋષિ કહે છે. પાશુપાત એટલે વેદધર્મથી બાહાર ગયેલા એમ વ્યાખ્યા કરી છે. **અપરાર્ક**માં **અંગિરા** કહે છે કે, શ્વપાક એટલે કૂતરાને પકાવી ખાનાર, એક જાતના ચાંડાલની છાયામાં આવવાથી સ્નાન કરવું અને ઘીનું પ્રાશન કરવું. બીજીપણ ઘણી જાતો ત્યાં કહેલી છે. હમેશ નિત્ય કર્મનો કરનારો એક પક્ષપછી અસ્પૃશ્યતા ( સ્પર્શ ન કરવાપણું)ને પ્રાપ્ત થાયછે. એમ જાતિબાહાર કરેલો પણ સમજી લેવો. તથા **પુલ્કસ**-નામક રાજા એક જાતનો ચાંડાલ તથા મ્લેચ્છ ( અનાર્ય ) **ભિલ્લ, પારસિ** વિગેરે, **સાવિકા** સ્ત્રી, શ્વપાલ, ( કૂતરાનો ધણી ) **ઉન્મત્ત શુદ્રનું** એઠું તેમજ ઉચ્છિષ્ટ મનુષ્ય, **શૂદ્રકુ તરૂં, વિષ્ટા, સૂવર, ઊંટ, ખર, નાઇડો, શિયાળ, વાનર, કાક, કૂકડો, ગીધ, ઘુવડ**, એ પણ ઉપર પ્રમાણે સમજી લેવાં. **ભાસ, કાગડો, વાનર માંજાર, ખર, ઊંટ, કૂતરૂં, વિષ્ટા, અને સુવર** એઓને અપવિત્રપણું જાણવું, **સદાચારચંદ્રોદય**માં મોરને પવિત્ર ગણવામાં આવેલ છે. એમ જાણવું. ચિતાની જગામાં થયેલું વૃક્ષ, ગળી, ગળીના કાંઇ વિકારો, **ચાંડાલ, બાહા**-

---

* પૈસો લઇ ત્રણ વર્ષ પર્યંત દેવ પૂજા કરે તેનું નામ દેવલક કહેલું છેઅને તે **હવ્યકવ્યમાં નિંદિત છે.**

પાતકીની છાયા, **શિવનિર્માલ્ય,** [1]પંચનખપશુ તથા **શબ,** પરકીયવસા, **વિષ્ટા, રજ, મુત્ર** તથા **રેત, મજ્જા** અને **રૂધિર** ઇત્યાદિનો સ્પર્શ **થાય** તો **સચૈલસ્નાન** કરવું. આ ઠેકાણે જેની મનાઇ કરી છે એ પક્ષિયો શિવાય બીજા પક્ષીયોના વાયુથી ઉડેલાં પીછાંનો સ્પર્શ થાય તો, તેમાં કોઇ જાતનો દોષ ન માનવો એમ અમને ભાસેછે. અને આ ઠેકાણે જેના સ્પર્શથી સ્નાન કરવાને જણાવ્યું છે તેવા સ્પર્શ કરેલા મનુષ્યનો જો સ્પર્શ થાય તો સ્પર્શ કરનારે આચમન કરવું. હવે **મર્યાદાસિંધુ** નામના ગ્રંથમાં **શાતાતપ** કહેછે કે; કપડાં રંગનાર, **મોચી, પારાધી, જાલ** નાખીને જીવનારો, કપડા વણનારો, **નટ શૈલૂષ,** એટલે નાટક વિગેરેને જાણનારો, મુખે ભગ એટલે મુખમાં વીર્ય ધારણ શીલ તથા **શ્વાન,** સર્વ વર્ણની **સ્ત્રી,** ચક્રનાં ચિંન્હવાળો, **ઘાંચી, ફાંસી** દેનાર, ગામનો **કુકડો** તથા **સુવર** એટલાઓમાંથી કોઇના પણ મસ્તક શિવાય બીજા અંગનો સ્પર્શ કરે તો, જલથી તે અંગ ધોઇ નાખવું અને આચમન કરવાથી શુદ્ધ થવાય છે. **આપસ્તંબ** શાખાવાળાઓનું આ બાબતમાં એવું કહેવું છે કે ઉપર કહેલામાંથી જો કોઇ ઉચ્છિષ્ટનો સ્પર્શ કરે તો એક રાત્રિ જલપાન કરે અને ઉપર કહેલા ઉચ્છિષ્ટ જો કોઇ ઉચ્છિષ્ટ મનુષ્યનો સ્પર્શ કરે તો, ત્રણ રાત્રિપર્યંત ઘ્રતપ્રાશન ( ઘીનું ભક્ષણ ) કરવું. ત્યારે શુદ્ધ થવાય એમ કહેવું છે. **બ્રહત્પરાશર** કહે છે કે, મ્લેછના તથા કાપણી કરનાર ( એટલે અન્ન, વૃક્ષ, ઘાસ વિગેરેનો કાપનાર ) અર્થાત્ લીલા વૃક્ષ તૃણાદિનું છેદન કરનારના આસનનો જો સ્પર્શ ક્ષેત્રમાં અથવા ઘરમાં થાય તો, આચમન કરી મસ્તક ઉપર જલથી પ્રોક્ષણ કરવું. તેમ કરવાથી મનુષ્ય શુદ્ધ થાય છે. **શંખ** નામક ઋષિ કહેછે કે, ઉચ્છિષ્ટ મનુષ્યનો સ્પર્શ કરીને અથવા ખાવાના ઉચ્છિષ્ટ પદાર્થનો સ્પર્શ કરીને તેમજ હાથ પગ ધોઇને આચમન કરવાથી શુદ્ધ થવાય છે. જે જલ પવિત્ર થવા માટે પૃથ્વી ઉપર નાખવામાં આવે, અર્થાત્ જેમ કે એક સાધારણ દાખલો લઇએ તો કોઇ મનુષ્યે પોતાના હાથ ધોવા માટે જલ લીધું અથવા તો કોઇને કહ્યું કે આ મહારા હાથ છે તે ધોવરાવો. બીજા માણસે અથવા પોતે પોતાના જલથી હાથ એક જમીનના વિભાગમાં ધોયા, હવે જે જલ હાથ ઉપર નાંખવામાં આવ્યું તે જલથી હાથ તો ધોવાયા, પરંતુ તે જલ જમીન ઉપર પડયું તે જમીન ભીની અપવિત્ર જલથી થઇ. તો તે જલ

૧ ભક્ષ્યવર્જિત પંચનખ પશુનો નિષેધ મનુએ લખ્યો છે, તે જોઇ લેવો

જો કે જમીનમાં ઉતરી ગયું પરંતુ તે ભીનાશ અપવિત્ર જલ પડવાથી થઇ છે એ આપણા જાણવામાં છે. હવે તે ભીનામાં આપણે જો જઇ ઉભા રહીયે અથવા તેમાં પગ મુકીયે અથવા તેનો સ્પર્શ કરીએ તો, જે અંગને તેનો સ્પર્શ થયો હોય તો તે અંગ ધોઇ નાખવું. તથા આચમન કરવું. ત્યારે શુદ્ધ થવાય છે. **યમ** કહે છે કે, વર્ષાદના દિવસોમાં ગારાવાળા ગામના ઉકરડાનો જો સ્પર્શ થાય તો પગને છ વખત માટી લઇ ધોઇ નાંખવા અને જાંઘને ત્રણ વાર માટીથી ધોઇ નાંખવી. આ પ્રમાણે શુદ્ધિ કરવી. બીજાં પણ નિમિત્તો બીજા શાસ્ત્રમાંથી જોઇ લેવાં. જેમ કે સ્નાન કરીને જો જલપાન કરવામાં આવે તો પાછું આચમન કરવું જોઇએ એ. મજ જો છીંક આવે તો પણ પાછું આચમન કરવું જોઇએ. જો શયન કરવામાં આવે તો પણ પાછું આચમન કરવું જોઇએ. રસ્તામાં જઇ આવ્યા તો પણ આચમન કરવું જોઇએ. ભોજન કરીને પણ આચમન કરવું યોગ્ય છે. તેમજ કપડાં પહેરીને પણ આચમન કરવું જોઇએ. જેમ કે પિતૃકાર્યમાં સર્વદા અધોવાયુનો ત્યાગ કરતાં, આક્રંદ કરતાં ક્રોધ કરતાં છીંક આવતાં, માંજાર તથા ઉંદરનો સ્પર્શ કરતાં. થુક નાખતાં, હાસ્ય કરતાં, અસત્ય બોલતાં પછી અવશ્ય આચમન કરવું. ॥ ૧૧ ॥

## ॥ १२ ॥ अथ स्पर्शे दोषाभावविचारः ॥[1]

**मू०—मर्यादासिंधौ बृहस्पतिः ॥ " तीर्थे विवाहे यात्रायां संग्रामे देशविप्लवे ॥ नगरग्रामदाहे च स्पृष्टास्पृष्टिर्न दुष्यति ॥ आपद्यपि हि कष्टायां रुग्भये पीडने तथा ॥ मातापित्रोर्गुरोश्चैव निदेशे वर्तनात्तथा " इति ॥ निदेशे आज्ञायाम् ॥ तथा च गुर्वाद्याज्ञयापि दोषाभाव इत्यर्थः ॥ शातातपः ॥ गोकुले कंदुशालायां तैलयंत्रेक्षुयंत्रयोः ॥ अमीमांस्यानि शौचानि स्त्रीषु राजकुलेषु च " इति ॥ अत्रिस्मृतौ तु ॥ स्त्रीणां च व्याधितस्य चेति चतुर्थपादः पठितः॥ पृथ्वीचंद्रोदये पराशरः ॥ " विवाहोत्सवयज्ञेषु संग्रामे जनसंकुले ॥ पलायने वनेऽरण्ये स्पृष्टास्पृष्टिर्न दुष्यति " इति ॥ षट्त्रिंशन्मतेऽपि ॥ " देवयात्राविवाहेषु यज्ञेषु विततेषु च उत्सवेषु च सर्वेषु**

---

१ स्पर्शदोषापवादः इत्यपि पा० ॥

स्पृष्टास्पृष्टिर्न दुष्यति " ॥ स्मृत्यंतरे ॥ " देवालयसमीपस्थान देवयात्रासमागतान् ॥ चंडालपतितादींश्च स्पृष्ट्वान स्नानमाचरेत् " ॥ अन्यथा यदि शंकेत देवताद्रोहमाचरेत् इत्यापि तत्रैव ॥ स्पृष्टास्पृस्टिस्वरुपं च स्मृत्यर्थसार उक्तम् ॥ " प्राप्यकारींद्रियं स्पृष्टमस्पृष्टमितरोंद्रियम् ॥ तयोस्तु विषयं प्राहुः स्पृष्टास्पृष्टयभिधानतः " इति ॥ अत्र च प्राप्यकारींद्रियं त्वगिंद्रियम् इतरेंद्रियं नयनादिकंतद्विषये स्पृष्टास्पृष्टिस्तत्र दोषाभाव इति केचिदिति पृथ्वीचंद्रः॥तथा चोक्तस्थलेषु तत्कर्मके तत्कर्तृके च स्पर्शादौ न दोष इत्यर्थः ॥१२॥

॥ ૧૨ ॥ હવે સ્પર્શમાં દોષ ન થવા બાબત વિચાર ॥

ગૂ૦ ટી૦—**મર્યાદાસિંધુમાં બ્રહસ્પતિ** કહે છે કે, તીર્થમાં, વિવાહમાં, યાત્રામાં, સંગ્રામમાં, દેશના વિપ્લવમાં, નગરનો અથવા ગામડાનો દાહ થતો હોય તો તેમાં સ્પર્શાસ્પર્શનો વિચાર દોષવાળો ન સમજવો. અર્થાત્ દોષ લાગતો નથી, એમજ પરમકષ્ટરૂપ આપત્તિમાં, રોગના ભયમાં તથા પીડામાં, માતાપિતા ગુરૂની આજ્ઞામાં દોષ પ્રાપ્ત થતો નથી. **શાતાતપ** ઋષિ કહે છે કે, ગોકુલમાં ( પશુ સંબંધી સમુદાયમાં ) *કંદોઇની શાલામાં, તૈલયંત્ર તથા શેરડીના રસના યંત્રમાં, સ્ત્રીયોમાં, રાજકુલમાં પવિત્રતાનો વિચાર કરવાનો નથી. અર્થાત્ ઉપર કહેલી બાબતોમાં અપવિત્રતા દોષાવહ થતી નથી. **અત્રિસ્મૃતિ**માં પણ લખે છે કે, સ્ત્રીયો સંબંધી તથા રોગી સંબંધી અપવિત્રતા દોષને ઉત્પન્ન કરનારી થતી નથી. **પૃથ્વીચંદ્રોદય**માં પણ **પરાશર** ઋષિ કહે છે કે, વિવાહ હોય, ઉત્સવ હોય યજ્ઞ હોય, સંગ્રામ થતો હોય, જનસમુદાય હોય, વનમાં અથવા ભયંકર અરણ્યમાં ભાગવું હોય તો, સ્પર્શાસ્પર્શનો દોષ લાગુ થતો નથી. એમજ " **षड्त्रिंशन्मत** માં પણ લખે છે કે, દેવયાત્રા, વિવાહ, મોટા મોટા યજ્ઞો અને સર્વ ઉત્સવોમાં સ્પર્શાસ્પર્શનો દોષ લાગુ થતો નથી. અર્થાત્ સ્પર્શાસ્પર્શ થાય તો, દોષ લાગતો નથી, **સ્મૃત્યંતર**માં પણ લખે છે કે, દેવાલયની સમીપમાં રહેલા દેવયાત્રા માટે આવેલા અને પતિત હોય અને તેનો જો સ્પર્શ થાય તો પણ સ્નાન ન કરવું. અને જો તેમ ન કરે તો સ્નાન કરનાર ધણીયે દેવદ્રોહ કર્યો એમ કહેવાય. **સ્મૃત્યર્થસાર**માં સ્પ-

*અથવા પવા-દાળીયા વિગેરે શેકનારની શાળા.

શાસ્પર્શ શબ્દનો અર્થ એવો લખ્યો છે કે, સ્પર્શ જેનાથી જાણવામાં આવે છે એવી त्वक् [ ચામડી ) નામની ઇંદ્રિયને બીજીઓ એટલે નેત્ર, કર્ણ, મુખ, કર, પાદ. ઇત્યાદિ ઇંદ્રિયનો સ્પર્શ થાય તો તે ઠેકાણે સ્પર્શ થયો એમ કહેવાય, અને જો સ્પર્શ ન થાય તો અસ્પર્શ એમ વ્યવહાર થાય છે. અર્થાત્ ઉપર કહેલી બાબતોમાં જો સ્પર્શ થવામાં આવે તોપણ તે સ્પર્શજન્ય દોષ ધર્મશાસ્ત્રના વચનોને આધારે લાગુ પડતો નથી એમ સમજવું. પછી તે સ્પર્શ આપણા તરફથી કરવામાં આવ્યો હોય અથવા તે અપવિત્ર પદાર્થ તરફથી કરવામાં આવ્યો હોય તો પણ એમ સમજી લેવું જોઇએ. અર્થાત્ તેના તરફથી યા આપણા તરફથી તે દોષ લાગતો નથી. ॥ ૧૨ ॥

## ॥ १३ ॥ अथ भगवत्सेवायां दैवपित्र्यकर्मसु स्नानादिना शुद्धस्य के वा अशुचित्वेहेतवः कथं च ततः शुद्धिरिति विचार्यते ॥

मू०—तत्र ये पूर्वं स्नानार्हा उक्तास्तत्स्पर्शे तु स्नानमसंदिग्धमेव ॥ ये पुनराचमनार्हास्तेषामपि स्पर्शे स्नानमेव ॥ सदाचार चंद्रोदये ॥ " श्वकाकोष्ट्र खरोलूकसूकरग्रामपक्षिणः ॥ दीपं शूर्पं तथा शय्यां पादत्राणं च मार्जनीम् ॥ स्नानांते यः स्पृशेदेतान् पुनः स्नानेन शुद्धति " इति ॥ बृहस्पतिनाऽन्येषां ग्रामपक्षिप्रभृतीनामाचमनप्रयोजकस्पर्शानामपि स्पर्शे स्नानबोधनात् तत्समानकक्षाणामन्येषामपि स्पर्शे स्नानस्य स१क्तुहोमेऽजलिव्याकोशत्ववदौचित्यबलादेव प्राप्तेः । इदं च नाभेरूर्ध्वे स्पर्शे । " नाभेरूर्ध्वं करौ मुक्त्वा यदंगं स्पृशते खगः ॥ तत्र स्नानं प्रकुर्वीत शेषं प्रक्षालनाच्छुचि " इति वाक्यादिति सदाचारचंद्रोदये ॥ मम त्वन्यदपि प्रतिभाति ॥ दीपादीनामस्पृश्यत्वं लौकिकानामेव ॥ " अजारजः खररजस्तथा संमार्जनी-

१ यथा सक्तुहोमे अंजलिव्याकोशस्य औचित्यबलात्प्राप्तिस्तथा।

रजः ॥ दीपमंचकयोश्छाया हंति पुण्यं पुराकृतम्" इति स्मृत्यंतरे ॥ शूर्पवातनखाग्रांबुस्नानवस्त्रांगमार्जनम् ॥ मार्जनीरेणुकेशांबु हंति पुण्यं पुराकृतम्" इत्यत्रिस्मृतौ च तादृशामेव पुण्यहंतृत्वोक्तेः ॥ न तु वैदिकोपयुक्तानामपि स्पर्शे ॥ अत एव देयत्वेन दानार्थमुपस्थापितानामपि स्पर्शे स्नानाभावो युज्यते ॥ अन्यथा त[१]स्य दुष्टत्वापत्तेः ॥ श्राद्धादौ दीपदानस्य कार्तिकादिषु भगवद्दीपप्रबोधनस्य शूर्पार्पितसौभाग्यद्रव्यस्पर्शस्य शय्यायांविष्णुमूर्तिस्थापनस्य गुरुपादुकादिस्पर्शस्य भगवन्मंदिरमार्जनादेश्च स्नानोत्तरमकर्तव्यत्वापत्तेश्च तेषां पुण्यजनकत्वात्तेश्च ॥ [२]अत्र वचनानि दानखंडे सदाचारचंद्रोदयविष्णुभक्तिचंद्रोदयहरिवल्लभसुधोदयप्रभृतिषु च द्रष्टव्यानि ॥ गुरुपादुकादीनां पूज्यत्वं च " त्वत्पादुके ह्यविरतं परि ये चरंति इति " श्रीभागवते भगवत्पादुकापरिचरणानुवादात् ॥ भगवता कृष्णावतारे उद्धवाय रामावतारे भरताय च स्वपादुकादानाच्च सिद्धे तत्परिचरणे ॥ "यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ॥ तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः" इति श्वेताश्वतरश्रुत्या देववद्गुरुभक्तेरपि कर्तव्यत्वात्सिद्धम् ॥ अतस्तदुपानह ऊर्ध्वांगस्पर्शेऽप्यदोषः ॥ तथा नृसिंहपुराणे दूतान् प्रति यमवाक्ये ॥ "संमार्जनं च यो दूता गोमयेनोपलेपनम् ॥ करोति भवने विष्णोस्तस्य त्याज्यं कुलत्रयम्" इति संमार्जनफलकथनाद्भगवन्मंदिरसंमार्जनरजसोऽपि पुण्यत्वे कुतस्तत्संमार्जनीस्पर्शे दोषः ॥ न चोपलेपनमेव संमार्जनमिति शंक्यम् ॥ श्रीभागवते संमार्जनोपलेपाभ्यामिति भगवद्वाक्यस्य द्विवचनविरोधापत्तेः ॥ अतो लौकिकानामेव तेषां स्पर्शे स्नानं न तु शास्त्रीयाणामिति निश्चयः॥ किंच ॥ स्नानोत्तरं नाभेरध उपानत्स्पर्शे यत्र दोषाभावस्तत्र तीर्थादौ स्नात्वा उपानत्परिधानेन गृहागमने

---

१ स्नानांगीकारे दानार्थमुपस्थापितस्य. २ अत्र च इत्यपि पाठः

पादमात्रस्पर्शे दोषाभावोऽर्थादेव सिद्धः ॥ दूरादागमने मध्येमार्गममेध्योच्छिष्टादीनां पतितानां संसर्गस्याशक्यपरिहारत्वेनांततो गत्वा पादौ शुची ब्राह्मणस्येति वाक्यं शरणीकरणीयम् ॥ गृह आगत्य पादशौचं च कार्यमेव ॥ तथासत्यध्वगतानेकदुःस्पर्शापेक्षया एकस्योपानत्स्पर्शस्याल्पत्वादपि तथा ॥ केचित्तु ॥ "पादके खंजतो मध्ये उत्तमांगे ह्युपानहौ इति वचनमप्याहुः ॥ तद्यदि समूलं तदा उत्तमांगपदस्योपानदुपरिभागबोधकत्वं ज्ञेयम् ॥ स्नानोत्तरं गृहाद्यागमन उपानहावपि मूत्राद्युत्सर्गे अपरिहिते एवं सांप्रदायिकाशिष्टाचाराद्धार्ये ॥ "मूत्रं पुरीषं नो कुर्यात्सोपानत्कः कदाचन" इति सदाचारचंद्रोदये स्मृत्यंतरे निषेधादिदानीं च सर्वदेशेषु तदानीं तत्परिधानदर्शनेन तदशुचित्वस्य स्फुटत्वादिति॥ शिष्टास्तूपानत्स्पर्शमपि गुल्फादध एवादुष्टमंगीकुर्वंति ॥ कलौ शिष्टाचारस्य स्मृत्यपेक्षयाप्यधिकत्वात्तथैवोचितं न तु तदुपर्यपीति ॥ एवं च चार्मस्नेहविशेषसंधितकाष्ठपेटिकादिष्वपि संधायकस्नेहस्य शुष्कीभावे उपरितदभावात्कचिल्लेशेन सत्त्वेऽपि तद्बुद्ध्यभावाच्च तादृशपटिकास्पर्शेऽपि न तत्कृतमशुचित्वं पुरुषस्य भोज्यव्यतिरिक्तवस्तुनश्चेति बोध्यम् । भोज्यस्य तु तद्भवत्येव । यमेन "कोशगतास्तथापः" इति दृतिगतायां त्याज्यत्वकथनात् न्यायसाम्येन भोज्यवस्तूनामपि तथात्वस्य युक्तत्वात् शिष्टानां तथैवाचारादिति । अन्यच्च मर्यादासिंधौ देवलः ॥ "ततः शरीरस्रोतोभ्यो मलानिःस्पंदनिःस्रवात् ॥ अन्नादीनां प्रवेशाच्च स्यादशुद्धिर्विशेषतः ॥ पतिताशुच्यमेध्यानां स्पर्शनाच्चाशुचिर्भवेत् ॥ सुप्तादुस्नाविपर्यासात्कृताध्वपरिश्रमात् ॥ उक्त्वा च वचनं शुक्तमनृतं क्रूरमेव च ॥ द्रप्साविद्धां तनुं लक्ष्य दृष्ट्वाचम्य शुचिर्भवेत् ॥ मलेपस्नेहगंधानामशुद्धौ व्यपकर्षणात् ॥ शौचलक्षणमित्याहुर्मृदपोगोमयादिभिः ॥ लेपे स्नेहे च गंधे च व्य-

पकृष्टे सुदूरतः॥पश्चाद्दाचमनं चापि शौचार्थं वक्ष्यते विधिः" इति॥ अत्र विवक्षितं शरीराच्छिद्रान्निर्गतं मलं द्वादशधा मनुविष्णुभ्यामुक्तम्॥ "वसा शुक्रमसृङ् मज्जा मूत्रं विट् कर्णविण्नखाः॥श्लेष्माश्रुदूषिकास्वेदा द्वादशैते नृणां मलाः" इति॥वसा हृन्मेदः॥ शुक्रपदं रजसोऽप्युपलक्षकम्॥ असृक्पदं पूयस्नायुमांसादेः॥ कर्णविट् कर्णमलम्॥ तदास्य मलस्य ष्ठीवनादेरप्युपलक्षणम्॥ नखपदं केशलोमादेः॥ स्वेदपदं गात्रमलानाम्॥ एतेषां निःस्पंदं ईषन्निःसरणम्॥निःस्रवो भूयो निःसरणम्॥ अन्नादीनामित्यादिपदं जलदुग्धौषधादीनामपि संग्राहकम्॥ तथा चैतेभ्योऽशुचिर्भवतीति कर्मकाले विशेषतो भवतीत्यर्थः॥ अत्र निःस्पंदस्यैवाऽशुद्ध्यापादकत्वे निःस्रवस्यार्थादेवाशुद्धिहेतुत्वात् तु[1]स्तदुक्तिवैयर्थ्यापत्तिः स्यादिति तद्वार[2]णाय पूर्वोक्तमलेषु पूर्वषट्कस्य निःस्पंदेऽपि विशेषतोऽशुद्धिरुत्तरषट्कस्य तु निःस्रव एव विशेषतोऽशुद्धिरिति व्याख्येयम्॥ एवं च यद्बौधायनेन पूर्ववन्मलानभिधायोक्तम्॥"आददीत मृदोऽपश्च षट्सु पूर्वेषु शुद्धये॥ उत्तरेषु च षट्स्वद्भिः केवलाभिर्विशुद्ध्यति" इति॥ तदपि संगतं भवतीति॥ इयं च शुद्धिस्तदंगस्य॥सापि स्वकीयमलस्पर्शे॥ परकीयतत्स्पर्शे स्नानस्य पूर्वमुक्तत्वादिति॥ तेन कर्मकाले पूर्वषट्कनिःस्पंदेऽपि स्नानम्॥ उत्तरषट्कस्य तु निःस्रव इति सिद्ध्यति मनुना तु द्वादशानामपि निर्गमे मृद्वार्युपादानमुक्तम्॥ तदिदमपि-कर्मकाले तद्योग्यत्वार्थमिति गोविंदराज इति कुल्लूकभट्टीये॥ मर्यादासिंधौ तु उत्तरषट्कस्य जलमात्रेण गंधलेपक्षयाभाव इत्युक्तम्। उभयमपि कालभेदेन युक्तमेव॥ पतिताशुच्यमेध्यानामित्यत्र पतितानि यान्यशुच्यमेध्यानीत्यर्थः॥ अत्राशुचिपदेनौपाधिकाशौचद्रव्यमुच्छिष्टादिकम्॥ अमेध्यं च स्वभावादशुचीति भेदो बोध्यः॥

---

१ निःस्रवोक्तिवैयर्थ्यापत्तिः. २ वैयर्थ्यापत्तिवारणाय.

तत्रामेध्यं तु देवलेन गणितम् ॥ " मानुषास्थि शवं विष्ठा रेतो मू-
त्रार्तवे वसा ॥ मेदोऽसृक् दूषिका श्लेष्मा मज्जा चामध्येमुच्यते "
इति ॥ एतेषां स्पर्शे अशुद्धिः स्फुटैव ॥ अत्रान्यत्र च मलेषु स्तन्य-
स्यागणनात्तस्य निःस्पंदादिना नाशुद्धिः ॥ न च " स्त्रियः क्षीरं
द्विजः पीत्वा " इति स्मृत्यंतरे पुनः संस्कारादिस्मरणात्सर्वदा अ-
शुचित्वं शंक्यम् ॥ तस्य प न एव तथात्वात् ॥ अन्यथा " हस्ते
दत्तानि चान्नानि प्रत्यक्षं लवणं तथा मृत्तिकाभक्षणं चैव गोमांसाश-
नवत्स्मृतम् " इति वाक्योक्तानामपि स्पर्शे [3] तथात्वापत्तेरिति ॥
सुप्ते त्वशुद्धिर्दक्षेणोक्ता ॥ अत्यंतमलिनः कायो नवच्छिद्रसमन्वितः॥
स्रवत्येव दिवारात्रौ प्रातः स्नानं विशोधनम् ॥ क्लिद्यंति हि प्रसुप्त-
स्य इंद्रियाणि क्षरंति च ॥ अंगानि समतां गच्छंत्युत्तमान्यधमैः
सह " इति ॥ अत्र प्रसुप्तस्येति कथनादासीनप्रचलायिते लालास्वे-
दाद्यभावेन तथा न दोष इत्याचमनमात्रम् ॥ लालादिस्रावे त्वासी-
नप्रचलायितेऽपि स्नानमेव ॥ यद्यपि दक्षेण प्रातःस्नानं प्रक्रम्य सु-
प्तदोष उक्तस्तथापि दूषकताबीजस्य स्वापांतरेऽपि तुल्यत्वात्प्रस्वा-
पमात्रे ज्ञेयः [4]॥ वस्त्रविपर्यासे क्षुतादौ [5]वाचमनमात्रं अल्पदोषत्वात्॥
अत एव सदाचारचंद्रोदय पराशरः ॥ " क्षुते निष्ठीवने सुप्ते परि-
धानेऽश्रुपातने ॥ कर्मस्थ एषु नाचामेद्दक्षिणं श्रवणं स्पृशेत्, " इ-
त्याहु: ॥ सुप्त इति आसीनप्रचलायिते बोध्यम्॥ युक्तेरुक्तत्वात् ॥
इदं च श्रोत्राचमनमाचमनाशक्तौ बोध्यम् ॥ सदाचारचंद्रोदय॥
" कुर्यादाचमनं स्पर्शं गोपृष्ठस्यार्कदर्शनम् ॥ कुर्वीतालभनं वापि
दक्षिणश्रवणस्य च ॥ अविद्यमाने पूर्वस्मिन्नुत्तरप्राप्तिरिष्यते " इति
मार्कंडेयपुराणात् श्रोत्राचमनप्राशस्त्यं याज्ञवल्क्य आह ॥ "गंगा च
दक्षिणे कर्णे नासिकायां हुताशनः ॥ उभयोः स्पर्शने चैव तत्क्षणा

---

३ तद्वदशुचित्वापत्तेः. ४ सुप्तदोषः ५ चा. पा.

देव शुद्धति " इति॥ मुखजाः स्वल्पतमा बिंदवस्तु पतिताः शुद्धा एव न तु देहे ॥ तदाह गौतमः ॥ न मुख्या विप्रुष उच्छिष्टं कुर्वंति न चेदंगे निपततीति " ॥ " उक्तत्वा च वचनं शुक्तम् " इत्यत्र शुक्तपदेन परुषमश्लीलं चोच्यते ॥ " शुक्ताम्ले परुषेऽपूते " इति विश्वकोशात् ॥ द्रप्साविद्धामिति घनीभूतश्लेष्मादिलिप्ताम् ॥ शौचार्थं वक्ष्यते विधिरिति सर्वशरीरशुद्ध्यर्थं आचमनस्य प्रकारो वक्ष्यत इत्यर्थः ॥ तथा ॥ " स्नात्वा पीत्वा क्षुते सुप्ते भुक्त्वा रथ्योपसर्पणे ॥ आचांतः पुनराचामेद्वस्त्रं विपरिधाय च " इत्यादि॥ शेषं स्फुटम् ॥ अन्यच्च छंदोगपरिशिष्टे ॥ " पित्र्यमंत्रानुद्रवणे आत्मालंभे अवेक्षणे अधोवायुसमुत्सर्गे प्रहासेऽनृतभाषणे ॥ मार्जारमूषकस्पर्शे आक्रुष्टे क्रोधसंभवे ॥ निमित्तेषु च सर्वेषु कर्म कुर्वन्नपः स्पृशेत् ,, इति ॥ अनुद्रवणमुच्चारणम् । आत्मालंभो हृदयस्पर्शः ॥ तस्यैवावेक्षणं च शेषं स्फुटम् ॥ भगवत्सेवायां त्वधोवायुसमुत्सर्गे स्नानमेव ॥ आगमे [1]च " अश्लीलभाषणं चैव अधोवायुविमोक्षणम् " इति ॥ वाराहपुराणे च ॥ " स्पृशन्मामग्रतो पूतिवातकं च प्रमुंचति॥ वायुं पुरीषसंयुक्तं स पिबेत्तु संशयः ॥ माक्षिका पंच वर्षाणि सप्त वर्षाणि मूषकः॥ श्वा चैव त्रीणि वर्षाणि नव वर्षाणि कच्छपः" इत्यपराधेषु गणनात्तत्फलस्य कथनात् अजीर्णे स्नानस्योक्तत्वेनाऽधोवायुसमुत्सर्गस्य चाजीर्णत एव प्रयोभवनाच्च स्नानस्यैव भगवत्सेवायामौचित्यादिति ॥ मार्जारस्पर्शे तु यत् स्नानं तन्मार्जारकर्मकस्पर्शविषयम्॥ "भासवायसमार्जारखरोष्ट्रांश्च श्वसूकरान् ॥ अमेध्यानि च संस्पृश्य सवासा जलमाविशेत्" इत्यंगिरसो वाक्ये संस्पर्शकर्मताया एवोक्तत्वात् ॥ अन्यथा मार्जारकर्तृकस्पर्शस्यापि दूषकत्वांगीकारे "मार्जारश्चैव दर्वी च मारुतश्च

---

[1] चकारोऽन्यपुस्तके नाऽस्ति.

सदा शुचिः" इति वाक्यविरोधापत्तेः ॥ यद्वा ॥ भांडादिस्पर्शे शुद्धिः ॥ शरीरस्पर्शे स्नानमिति ॥ दाक्षिणात्यनिबंधेषु तु भोजने पूजादिकर्मणि पुच्छे बिडालस्पर्शे स्नानम् ॥ अन्यदा तु शुचित्वम् ॥ पुच्छे बिडालकं स्पृष्ट्वा स्नात्वा विप्रो विशुध्यति ॥ भोजने कर्मकाले च विधिरेष सनातनः" इति रत्नावलीनिबंधोदाहृतस्मृतिवचनादित्युक्तम् ॥ एवं चास्नातादीनां वस्त्राद्यंतरितस्पर्शेऽपि वस्त्राद्यंतरितस्पर्श इति पूर्वोक्तप्रचेतोवाक्यात् स्नानमेव ॥ काष्टाद्यंतरितस्पर्शे त्वाचमनं समाचारात् ॥ तथैवाविकपट्टदुकूलाद्यंतरितस्पर्शेऽपि ॥ १३ ॥

॥ १३ ॥ ભગવત્સેવામાં તથા દૈવપિતૃ કાર્યોમાં સ્નાનાદિક કરવાથી શુદ્ધ થયેલને પાછું અપવિત્રપણું પ્રાપ્ત થવાને કયાં કયાં કારણો લાગુ પડેછે. અને પછી પાછી તેની શુદ્ધિ કેમ થાયછે તે બાબતસર વિચાર કરિયે છીયે ॥

તે બાબતમાં જેના સ્પર્શથી સ્નાન કરવાને જણાવ્યું છે તેનો સ્પર્શ થાય તો સ્નાન કરવું અવશ્ય પ્રાપ્ત છેજ. એમાં કાંઇ પણ સંદેહજ નથી. અને જેના સ્પર્શથી આચમન કરવાને જણાવ્યું છે તેના પણ સ્પર્શમાં સ્નાનજ કરવું યોગ્ય છે. જેમકે સદાચારચંદ્રોદયમાં લખેછે કે, કુતરૂં, કાગડો, ઊંટ, ગધેડો, ઘૂવડ, સૂવર, અને ગામનાં બીજાં પક્ષિયો, દીવો, સુપડું અને શૈયા, પાદત્રાંણ, સાવરણી. આટલા પદાર્થનો જે માણસ સ્નાન કરવા પછી સ્પર્શ કરેતો ફરીથી સ્નાન કરવાથી શુદ્ધ થવાયછે. બૃહસ્પતિ પણ કહેછે કે, જે બીજા કેટલાએક આચમન કરવાથી શુદ્ધ થાયછે, એવા પદાર્થો ગણેલા છે તેવા પદાર્થોનો સ્નાન પછી સ્પર્શ થાય તોપણ સ્નાન કરવું પ્રાપ્ત છે, અને બીજાપણ તેવા પદાર્થોના સ્પર્શમાં સ્વતઃસિદ્ધ સ્નાનજ પ્રાપ્ત થાયછે. જેમ સાથવાનો હોમ કરવાને જ્યાં શાસ્ત્રમાં કહ્યું છે તો ત્યાં, હોમ કરનાર પોતાની અંજલી પોહોળી કરીને જેમ હોમ કરેછે તેગજ, યોગ્યતાના બળથી આ ઠેકાણે પણ ઉપર કહેલા જાનવરોના બળથી સ્વતઃ સિદ્ધ સ્નાનજ પ્રાપ્ત છે. નાભીની ઉપર જો પક્ષીનો સ્પર્શ હાથને છોડીને થાય તો સ્નાન કરવું. અને જો બીજા અંગનો સ્પર્શ કરે તો ધોઇ નાંખવાથી શુદ્ધિ થાયછે. એમ સદાચારચંદ્રોદયમાં લખેલું છે. મને તો બીજીજ કાંઇ બાબત

ભાસેછે તે એ કે શાસ્ત્રમાં દીવા વિગેરેનો જો સ્પર્શ કરવામાં આવે તો તે સ્પર્શથી સ્નાન કરવું જોઇયે. પરંતુ તે દિવા વિગેરે લૌકિક આ ઠેકાણે સમજવાં. જેમ કે લખ્યું છે કે, બકરીની રજ, ગધેડાની રજ, અને સાવરણીની રજ, તથા દીવાની છાયા અને મંચક( પલંગ વિગેરે )ની છાયા પૂર્વકાળમાં કરેલા પુણ્યનો નાશ કરે છે. એમ શાસ્ત્રમાં કહ્યુછે. અને વળી કહેલું છે કે, સૂપડાનો પવન, નખના અગ્રભાગનું જલ, સ્નાનવસ્ત્રથી અંગનું માર્જન, સાવરણીની રજ, તથા કેશનું જલ. આટલા પદાર્થો પુરાકૃત પુણ્યનો નાશ કરેછે. એમ **અત્રિસ્મૃતિ**માં પુણ્યનો નાશ કરનારા પ્રોક્ત પદાર્થો છે એમ જણાવ્યું છે પરંતુ, તે લૌકિક પદાર્થો જાણવા. અલૌકિક નહીં. કારણુકે ધન માટે પાસે રાખેલા તે પદાર્થોના સ્પર્શમાં સ્નાન કરવું યોગ્ય નથી. કેમકે શ્રાદ્ધ વિગેરેમાં દીપદાન કરવાને જણાવ્યું છે, કાર્તિક વિગેરે માસમાં પરમેશ્વરને દીપ અર્પણ કરવાને જણાવ્યું છે. એમજ સૂપડામાં સૌભાગ્ય દ્રવ્ય રાખી અર્પણ કરવું. તથા શૈયામાં વિષ્ણુની મૂર્તિનું સ્થાપન કરવું, અને ગુરૂ પાદુકાદિનો સ્પર્શ કરવો, તથા ભગવાનના મંદિરમાં માર્જન વિગેરે કરવું. ઇત્યાદિ **ધર્મશાસ્ત્ર**માં કરવાને કહેલું છે. તો પછી પરસ્પર વિરોધ પ્રાપ્ત થશે. કારણ કે સ્નાનોત્તર ઉપર કહેલા દીપ શૂર્પાદિનો સ્પર્શ કરવાથી સ્નાન લખેલું છે. અને દાનાદિ કરવાથી પુણ્ય લખેલું છે. તો પછી પરસ્પર વિરોધ આવશે. માટે સ્નાન કર્યા પછી પણ અલૌકિક દીપ શૂર્પ સંમાર્જની પાદુકા વીગેરેનો સ્પર્શ થાય તોપણ સ્નાન ન કરવું,એમ સમજવું લૌકિકદીપ શૂર્પ સંમાજની જો સ્પર્શ થાય તો અવશ્ય સ્નાન કરવું એમ સમજી લેવું. આ ઠેકાણાનાં વચનો દાન ખંડમાં **સદાચારચંદ્રોદય, વિષ્ણુ ભક્તિચંદ્રોદય, હરિવલ્લભસુધોદય** ઇત્યાદિ ગ્રંથોમાં સ્પષ્ટ તપાસી જોવાં. ગુરૂપાદુકા વિગેરેનું પૂજ્યપણું **શ્રીમદ્‌ભાગવત**માં પણ જણાવવામાં આવ્યું છે. ભગવાને કૃષ્ણાવતારમાં ઉદ્ધવને, રામાવતારમાં ભરતજીને પોતાની પાદુકાનું અર્પણ કરેલુંજ છે. એમજ **શ્વેતાશ્વતર** નામના **ઉપનિષદ્**માં પણ કહ્યુ છે કે, જે માણસ દેવની માફક પોતાના ગુરૂની ભક્તિ કરે છે તે ગુરૂભક્તિ કરનાર માહાત્માને સર્વ પુરૂષાર્થો સિદ્ધ થાયછે. માટે દેવમાફક ગુરૂભક્તિ કરવી સ્વતઃસિદ્ધ હોવાથી ગુરૂ પાદુકાદિનો સ્પર્શ પ્રત્યુત પવિત્ર કરનારો છે, એમ જાણવું. અર્થાત્ ગુરૂ પાદુકાના ઉપર ભાગનો સ્પર્શ કરવાથી અપવિત્ર પણું પ્રાપ્ત થતું નથી કે જેથી સ્નાન કરવું પડે. **નૃસિંહપુરાણ**માં પણ પોતાના દૂતોને યમરાજાયે જણાવ્યું છે કે, હે દૂતો ! જે માણસ વિષ્ણુના મંદિરમાં સંમાર્જન ( સા-

વરસાથી વાશીંદુ કરવું ) અને ગોબરથી ઉપલેપન ( લીપવું ) કરેછે તે માણસના ત્રણ કુલનો તમારે ત્યાગ કરવો. અર્થાત્ આ ઉપરથી ભગવાનના મંદીરની રજપણ મહાપવિત્ર સ્પષ્ટરીત્યા માલમ પડે છે અર્થાત્ પછી સાવરણીનો સ્પર્શ તો કયાંજ રહ્યો. સારાંશ કે સંમાર્જની ( સાવરણી )તો માહા પવિત્ર છે. પરંતુ તે ભગવન્મંદિરમાંની, બીજી લૌકિક નહીં, ઉપલેપન કરવાને પણ **શ્રીભાગવત**માં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે, માટે એમ નિશ્ચય થાય છે કે, લૌકિક સંમાર્જની, દીપ, શૈયા, સૂર્પ વિગેરેની સ્પર્શ કરવામાં મનાઇ છે. અલૌકિકની નહીંજ. વળી બીજું એમ લખેલું છે કે, સ્નાન કરવા પછી નાભીને નીચે જો જોડાનો સ્પર્શ થાય તો સ્નાન કરવું નહીં, તે અંગ ધોઇ નાખવું. એ બાબતમાં એમ સમજવાનું છે કે, તીર્થાદીમાં સ્નાન કરી પગરખાં પેહેરી ઘેર આવતાં અપવિત્રપણું પ્રાપ્ત થતું નથી. કારણ કે, અર્થથીજ દોષ લાગુ પડતો નથી. કારણકે દૂરથી આવતાં રસ્તાના વચમાં અનેક અપવિત્ર પદાર્થો પડેલા હોય છે અને તેનો સ્પર્શ જરૂર કયાંકપણ થઇજ જાય માટે તે બાબત અશક્ય જેવી છે. તેથી શાસ્ત્રમાં લખેલું છે કે, બ્રાહ્મણના ચરણ નિરંતર પવિત્રજ રહે છે. માટે ઘેર આવી પગ ધોઈ નાખવા. સારાંશ આ છે કે, જો પગમાં પગરખાં પેહેરેલાં હોય તો, રસ્તાના અનેક અપવિત્ર પદાર્થોનો સ્પર્શ ન થાય અને ઘેર આવી પગરખાંનો ત્યાગ કરી, પગ ધોઇ નાખવા વધારે ઉત્તમ છે. અનેક અપવિત્ર પદાર્થોના સ્પર્શ કરતાં એક પગરખાંનો સ્પર્શ કરવોજ વધારે ઉત્તમ છે. શાસ્ત્રમાં લખ્યું છે કે પાદુકા ( ખડાઉ ) અથવા ચાંખડીયુ ઉપરના ભાગથી પવિત્ર કહેવાયછે અને પગરખાં પણ ઉપરના ભાગમાં પવિત્ર કેહેવાય છે, માટે સ્નાન કર્યા બાદ ઘેર વિગેરે આવવામાં મૂત્ર વિગેરેના ત્યાગમાં ધારણ ન કરવાં અથવા કરવાં એ બાબતમાં સંપ્રદાયની રીતપ્રમાણે આચાર પાળવો. **સદાચારચંદ્રોદય**માં તથા બીજી સ્મૃતિમાં પગરખાં મલ મૂત્રનો ત્યાગ કરતી વેળાયે ધારણ નહીં કરવાં એમ જણાવેલું છે. પરંતુ હાલ વર્તમાન કાળમાં સર્વ દેશમાં તે વખતે પગરખાં પેહેરવાનો ચાલ ચાલેછે, માટે તે ઉપરથી અપવિત્રપણું સ્પષ્ટ માલમ પડેછે. કેટલાએક શિષ્ટ મનુષ્યો તો એમ કહેછે કે, પગરખાંનો સ્પર્શ ગુલ્ફ (ઘુંટી)ની નીચે દુષ્ટ ન સમજવો અર્થાત્ અપવિત્ર ન જાણવો. કલિયુગમાં સદાચાર, સ્મૃતિ કરતાં પણ વધારે પ્રબલ ગણવામાં આવેછે. માટે પગરખાનું ધારણ અસાધારણપણાને પ્રાપ્ત કરેછે. **મર્યાદાસિંધુ** નામના ગ્રંથમાં **દેવલઋષિ** કહેછે કે, શરીરમાં પ્રવાહી માર્ગોથી મલાદિકનો પ્રવાહ થવો અથવા સ્રાવ થવો તેથી અને અન્ન વિગેરેના પ્રવેશથી અપવિત્રપણું પ્રાપ્ત થાયછે. પતિત, અશુચિ અને અપવિત્ર પદાર્થના સ્પર્શથી અપવિત્રપણું પ્રાપ્ત થાયછે. જેમ કે શયન પછી, કપડાં

ધારણ કર્યા પછી, ( એક વસ્ત્રનો ત્યાગ અને બીજાનું ધારણ ) પછી, રસ્તામાં ચાલી આવવા પછી અને, અસત્યને સત્ય તરીકે યા ક્રૂર તરીકે કેહેવાથી, છાશ નાખ્યા પછી ન મળેલાં અર્થાત્ દહીપણાને પ્રાપ્ત ન થયેલા દૂધના છાંટા ઉડવાથી અથવા અજ્ઞાનથી આચમન કરવું. ત્યાર પછી શુદ્ધ થવાય છે. એટલે જો શરીર ઉપર લેપ કરવો પડે અને તૈલ વિગેરેથી મર્દન કરવું પડેઅને કોઇ ગંધ વાળા પદાર્થો શરીર ઉપર લગાડવા પડેતો,પછી પવિત્ર થવા માટે માટી જલઅને ગોબરથી પવિત્ર થવું. લેપમાં સ્નેહમાં અને ગંધમાં શુદ્ધ થવા માટે માટી જલ અનેગોબરથી શુદ્ધથઇ પછી આચમન કરવાથી શુદ્ધ થવાયછે શરીરમાંથી નિકળતા મલો બાર પ્રકારનાછે. તે **મનુ** તથા વિષ્ણુએ આ પ્રમાણે જણાવ્યા છે. વસા (છાતીનો મેદ*) શુક્ર (પુરૂષ વીર્ય તથા સ્ત્રીનુંરજ) અસૃક્ (પરૂ સ્નાયુ માંસ વિગેરે) મજ્જા, મૂત્ર, વિષ્ટા, કાનનો મેલ, નખ, કેશ, (રૂવાટાં વગેરે) એટલે મુખમલ થૂક વિગેરે. શ્લેષ્મા[1], આંસુ, આંખના ચિપડા અને સ્વેદ એટલે અવાવનો મલ. આ બાર પ્રકારના મલોનું નિઃસ્પંદ ( થોડું નીકળવું) થાય. અથવા નિઃસ્ત્રવ (વારંવાર નીકળવું) થાય તો અને પ્રથમ કહી ગયા છીયે તેમ, અન્ન વિગેરેના પ્રવેશથી અશુદ્ધિ થાય છે તો તે ઠેકાણે અન્નાદિ શબ્દથી જલ દૂધ ઔષધ વિગેરે જાણી લેવાં. સારાંશ આ છે કે, ઉપર કહેલા દ્વાદશ મલોનું થોડું નીકળવું થાય યા વારંવાર નીકળવું થાય અથવા અન્નાદિનો પ્રવેશ થાય તો અપવિત્રપણું પ્રાપ્ત થાયછે અને કર્મકાલના સમયમાં વિશેષ અપવિત્રપણું પ્રાપ્ત થાયછે. આ ઉપરના બાર મલોની બાબતમાં સારાંશ એ સમજવાનો છે કે, પ્રથમ વસા ( છાતીનો મેદ ) થી આરંભીને વિષ્ઠાપર્યંતના જે છ મલો તેમાંથી કોઇનું જરાપણ નીકળવું થાય તો ઘણીજ અશુદ્ધિ જાણવી. અને બાકીના બીજા છ મલો જે કાનના મેલથી લઇને તે સ્વેદપર્યંતનામાંથી જો કોઇનો નિઃસ્ત્રવ ( વારંવાર નિકળવું ) થાય તો પણ ઘણીજ અશુદ્ધિ જાણવી એમ સમજી રાખવું જોઇયે **બૌધાયન** નામક ગ્રંથકાર કહેછે કે, બાર મલમાંથી પેહેલાના જે છ મલો તેનાથી જો શુદ્ધ થવું હોય તો માટી અને જલથી શુદ્ધ થવું. અને બાકીના બીજા જે છ મલો રહ્યા તેનાથી જો શુદ્ધ થવુ હોય તો ફક્ત જલથીજ શુદ્ધ થવાય છે. એ પ્રમાણે વ્યવસ્થા જાણવી. આ જે શુદ્ધિ કહી છે તે પોતાના મલ બાબત સમજવી. પારકા બાર મલમાંથી જો કોઇનો સ્પર્શ થાય તો સ્નાન કરવાને પ્રથમજ જણાવી ગયા છીયે, તેનું સ્મરણ રાખવું.

---

* છાતીનો મેદ એટલે કફ સમજવો. [1] શ્લેષ્મા એટલે સળખમ થવાથી નાસિકાદ્વારા નિકળતું જલ.

જો કદાચિત્ કર્મસંબંધી સમયમાં પેહેલાના છ મલોમાંથી કોઈનું નીકળવું થાય તો સ્નાન કરવું. બીજા બાકીના છ મલોનું પણ ઘણું વારંવાર નિકળવું થાય તો પણ સ્નાનજ કરવું સિદ્ધ થાયછે. મનુયેતો બાર મલમાંથી કોઇનું પણ નિકળવું થાય તો માટી અને જલનો ઉપયોગ કરવો એમ લખેલું છે. અને કુલ્લૂકભટ્ટની વ્યાખ્યામાં ગોવિંદરાજ લખેછે કે દેવસંબંધી તથા પિતૃસંબંધી કર્મના વખતમાં તે કર્મયોગ્ય સિદ્ધ થાય માટે માટી તથા જલ લેવું યોગ્ય છે એમ જણાવેલું છે. મર્યાદાસિંધુ નામક ગ્રંથમાં એમ લખેછે કે, બાર મલમાંથી છેલા છ મલ માટે કેવલ જલથી ગંધવાળા લેપનો બિલકુલ નાશ નથી સંભવતો. માટે જલ અને માટી યથાસમય બેયનો ઉપયોગ કરવો યોગ્ય છે. ઉપાધિથી અપવિત્ર થયેલ પદાર્થ જેમ કે એક ઉચ્છિષ્ટ. તો તે ઉપાધિથી ઉચ્છિષ્ટ થાયછે. એમજ કોઇ પદાર્થ એવો હોય છે કે સ્વભાવથીજ અપવિત્ર હોયછે. જેમ કે, દેવલ ઋષિયે કહેલું છે કે, માણસનું અસ્થિ ( હાડકું ) શબ, વિષ્ઠા, વીર્ય, પેશાબ, સ્રીનું રજ યા આર્તવ, વસા, ( હૃદયનો મેદ ) મેદ, રૂધિર, ચીપડા, સળખમનું જલાદિ, મજ્જા આટલી ચીજો અપવિત્ર કહેવાય છે. માટે આટલી ચીજમાંથી હર કોઇનો સ્પર્શ થાય તો અપવિત્રપણું સ્પષ્ટ સમજી લેવું. આ ઠેકાણે અથવા બીજે કોઇ ઠેકાણે પણ દૂધની મલમાં ગણત્રી કરી નથી. માટે સ્તનમાંથી કદાચિત્ દૂધનો સ્રાવ થાય તો પણ અપવિત્રતા લાગુ પડતી નથી. આ ઉપરથી એમ ન સમજવું કે તે સ્તનમાંથી નિકળતું દૂધ સર્વથા સર્વકાલ પવિત્રજ છે. કારણ કે એમ લખેલું છે કે, સ્રીનું દૂધ દ્વિજો પાન કરે તો અર્થાત્ પીયે તો ફરીથી સંસ્કારને પ્રાપ્ત થાયછે. માટે સર્વદા તે પવિત્ર નથી. અર્થાત્ સ્તનમાંથી જો સ્રાવ થાય તો તેનાથી અશુદ્ધિ નથી એમ જાણવું. અશુદ્ધિ લખી છે તે પાન કરવામાં લખી છે, બીજે ઠેકાણે નહીં. અને જો એમ ન હોય તો શાસ્રમાં લખ્યું છે કે હાથોહાથ અન્ન આપે તો, પ્રત્યક્ષ હાથોહાથ લૂણ આપે તો અને માટીનું ભક્ષણ કરે તો, ગોમાંસ ખાવા બરોબર બનેછે. ત્યારે તે પ્રમાણે કરનારના સ્પર્શમાં પૂર્ણ અપવિત્રપણું પ્રાપ્ત થવુંજ જોઇયે, પરંતુ તેમ નથી. હવે શયન ખાતે દૃષ્ટિ અપવિત્રપણું જણાવેલુ છે. તે આ પ્રમાણે—કે નવ છિદ્રવાળો અત્યંત મલિન આ દેહ દિવસરાત્રિ મલને સ્રવ્યા કરેછે અર્થાત્ મલિન થાયછે. માટે પ્રાતઃકાલમાં સ્નાન કરવું, એ પરમશુદ્ધિ છે. નિદ્રા કરનાર માણસની ઇંદ્રિયો ગંધપરશેવાવાળીઓ થાયછે. અને મલોથી ઝર્યા કરેછે. ઉત્તમ તથાહ અ૫

અંગો સર્વ સમાનતાને પ્રાપ્ત થઇ જાયછે. આ ઠેકાણે પ્રસુપ્ત ( સારી રીતે સુતેલો ) એ શબ્દથી બેઠેલો અથવા ચાલતો જે માણસ હોય છે તેની ઇંદ્રિયોમાંથી લાળ, પરશેવો વિગેરેનો અભાવ હોયછે તેથી સુતેલા મનુષ્ય સમાન દોષ લાગુ પડતો નથી. માટે તેવા માણસે આચમન કરવું, અને જો બેઠેલો માણુસ અથવા ચાલતો માણુસ હોય અને લાળ વિગેરેનો સ્રાવ થાય તો સ્નાન કરવું. જોકે દક્ષે પ્રાતઃસ્નાનને લઇને શયન પર્યંતનો દોષ કહ્યોછે, તો પણ નિદ્રાવસ્થામાં ગમે તે વખતે દોષનું તુલ્યપણું છે. માટે નિદ્રાવસ્થામાં તે દોષ લાગુ છે એમ સમજવું. હવે કપડાં બદલાવ્યાં હોય તો આચમન કરવું. કારણ કે અલ્પ દોષ લાગુ પડે છે માટેજ. **સદાચારચંદ્રોદયમાં પરાશર** લખે છે કે, થૂકવામાં, શયનમાં, કપડાં પેહેરવામાં, આંસુ પડવામાં, કર્મ કરનાર મનુષ્યને જો ઉપર કહેલી બાબતોમાંથી કાંઇ પણ બને તો આચમન કરવું. અથવા જમણા કાનનો સ્પર્શ કરવો. એમજ બેઠાં બેઠાં અથવા ચાલતાં ચાલતાં પણ તેમ કરવું પ્રાપ્ત છે, એમ સમજી લેવું. કારણ કે પ્રોક્ત યુક્તિથી સ્પષ્ટ જણાય છે. માટે ઉપર કહેલું શ્રોત્રાચમન ( દક્ષિણ કર્ણનો સ્પર્શ ) નબની શકે તે ઠેકાણે કરવાનું છે એમ જાણવું. **સદાચારચંદ્રોદય**માં લખે છે કે આચમન કરવું, અથવા ગાયના પાછલા ભાગનો સ્પર્શ કરવો, અથવા સૂર્યનું દર્શન 'કરવું', અથવા દક્ષિણ કર્ણનો સ્પર્શ કરવો. **માર્કંડેયઋષિ** પણ કહે છે કે, જો આચમન ન બને તો ગાયના પાછલા ભાગનો સ્પર્શ કરવો, તે પણ ન બની શકે તો સૂર્યદર્શન કરવું, અને તે પણ ન બની શકે તો દક્ષિણ કર્ણનો સ્પર્શ કરવો આ દક્ષિણ કર્ણનો સ્પર્શ**યાજ્ઞવલ્કયઋષિ**યે પણ વખાણેલો છે કે ગંગા દક્ષિણ કર્ણમાં વસે છે, અગ્નિ નાસિકામાં વસે છે. માટે એયનો જો સ્પર્શ કરવામાં આવે તો તત્કાલ મનુષ્ય શુદ્ધ થાય છે. હવે મુખમાંથી પડેલા થોડા પણ બિંદુ વસ્ત્ર વિગેરે ઉપર પડે તો તે જલ બિંદુઓ પવિત્ર છે એમ જાણવું પરંતુ વસ્ત્ર વિગેરે ઉપર પડયાં હોય તો, શરીર ઉપર પડે તો પવિત્ર ન સમજવા. તે બાબતસર **ગૌતમ** કહે છે કે, મુખસંબંધી જલના બિંદુઓ જો પડે તો ઉચ્છિષ્ટ થતું નથી, પરંતુ તે શરીર ઉપર પડવા ન જોઇયે. વસ્ત્ર ઉપર પડે તો અપવિત્રપણું થતું નથી. હવે કોઇને શુક્ત વચન ( કઠોર અથવા અસંબદ્ધ ) વચન કેહેવામાં આવે તો તથા દ્રપ્સાવિદ્ધ એટલે અત્યંત ધાટા કફાદિથી શરીર લિપ્ત થાય તો પવિત્ર થવા માટે વિધિ કહેવાય છે સર્વ

શરીરની શુદ્ધિ થવા માટે આચમન કરવાનો પ્રકાર કહ્યો છે. જેમ કે સ્નાન કરીને, પાન કરીને, છીંક આવવાથી, શયન પછી, ભોજન કરીને, રસ્તામાં ફરી આવવાથી આચમન કરેલા માણસે પણ ફરીથી આચમન કરવું, અને કપડાં બદલાવીને પણ આચમન કરવું એ પ્રમાણે લખાયલું છે. છંદોગપરિશિષ્ટ નામના ગ્રન્થમાં કહેલું છે કે, પિતૃસંબંધી મંત્રના ઉચ્ચારણમાં તથા કોઇ ન જોવાલાયક વસ્તુ જોવામાં આવે તો, અને અપાન વાયુના ત્યાગમાં, અત્યંત હસવામાં, અસત્ય ભાષણ કરવામાં, માર્જાર તથા મૂષકનો સ્પર્શ કરવામાં, ક્રોધથી પેદા થનારી ગાળીમાં ઇત્યાદિ સર્વ નિમિત્તોમાં કર્મ કરનાર મનુષ્યે જલનો સ્પર્શ કરવો, તથા હૃદયનો સ્પર્શ કરવો, અને ભગવત્સેવામાં જો અપાનવાયુનો ત્યાગ કરવામાં આવે તો સ્નાન કરવું પ્રાપ્ત છે, એ પ્રમાણે શાસ્ત્રમાં લખેલુ છે. '[1]અશ્લીલ ભાષણ કરવું' તથા અધોવાયુ ( અપાનવાયુ ) નો ત્યાગ કરવો. એ બેય બાબત કરવાની મનાઇ છે. વારાહપુરાણમાં ભગવાન આજ્ઞા કરે છે કે, માહારો સ્પર્શ કરતાં કરતાં જે માણસ અધોવાયુનો ત્યાગ કરે છે, તે માણસ વિષ્ઠાસહિત પવનનું પાન કરે છે એમાં સંશય નથી. પાંચ વર્ષ માંખી થાય છે, સાત વર્ષ ઉંદર થાય છે, ત્રણ વર્ષ કૂતરો થાય છે, અને નવ વર્ષ પર્યંત કાચબો થાય છે. એ પ્રમાણે અપરાધોમાં ગણના કરવામાં આવી છે, તથા તે બાબતસર ફલ કેહેવામાં આવ્યું છે. અજીર્ણ થયું હોય તો સ્નાન કરવાને કહેલું છે. કારણ કે અધોવાયુ ઘણું કરીને અજીર્ણથીજ ઉત્પન્ન થાય છે. માટે ભગવત્સેવામાં અધોવાયુનો ત્યાગ થવાથી સ્નાન કરવું યોગ્ય છે. મીંદડીનો સ્પર્શ થાય તો સ્નાન કરવાને કહ્યું છે તો તે બાબતમાં એમ સમજવાનું છે કે, માર્જારને સ્પર્શ કરનાર તરફથી સ્પર્શ કરવામાં આવે તો તેણે સ્પર્શ કરનારે સ્નાન કરવું એમ સમજવું. ગામનો કૂકડો, કાગડો, મીંદડો, ગધેડો અને ઉંટ તથા કૂતરૂં અને સૂવર, આટલાં અપવિત્ર જાનવરોનો સ્પર્શ થાય તો વસ્ત્રસહિત જલમાં પ્રવેશ કરવો, એમ અંગિરા ઋષિયે સ્પર્શની બાબતમાં અપવિત્રતા જણાવી છે. અને એમ જો ન હોય તો, એટલે માર્જાર પોતે જાતે ચલાવીને બીજા મનુષ્યનો સ્પર્શ કરે તો તે સ્પર્શ દૂષિત ગણવામાં આવતો નથી. કારણ કે શાસ્ત્રમાં એમ લખ્યું છે કે માર્જાર, કડછી, તથા પવન સદા પવિત્ર છે. તો આ બાબતમાં બાધ આવે, માટે ચલાવીને જો આપણે માર્જારનો સ્પર્શ કરિયે તો આપણને સ્નાન પ્રાપ્ત થાય છે, નહીં તો નહીં: અથવા વાસણ વિગેરેનો સ્પર્શ કરે તો તે પવિત્રજ

---

૧ ન બોલવાના બોલો બોલવા તેને સંસ્કૃતમાં અશ્લીલ એમ કહેછે.

રહે છે અને શરીરનો સ્પર્શ કરે તો સ્નાન કરવું. દક્ષિણિ પંડિતોના ગ્રન્થોમાં તો એમ લખ્યું છે કે, ભોજનમાં પૂજાદિ કર્મોમાં માર્જારના પૂંછનો સ્પર્શ થાય તો સ્નાન કરવું. એ શિવાયના બીજા સ્થલોમાં પવિત્રપણું છે. **રત્નાવલી નિબંધ**માં કહ્યું છે કે માર્જારના પૂંછનો સ્પર્શ ભોજન તથા કર્મકાલમાં બ્રાહ્મણ કરે તો સ્નાન કરવાથી શુદ્ધ થવાય છે, આજ સનાતનકાલની વિધિ છે, એમજ અસ્નાત (વગર સ્નાન કરેલ) વિગેરેનો સ્નાત એટલે સ્નાન કરનાર મનુષ્ય વસ્ત્ર વિગેરે વચમાં હોય અને તેના સ્પર્શથી તેનો સ્પર્શ થાય તો (નાહાયેલો માણસ, અને વગર નાહાયેલો માણસ) બે બેઠા હોય અને વચમાં કોઇ વસ્ત્ર વિગેરે પડેલું છે અને તે વસ્ત્રનો સ્પર્શ વગર નાહેલા ધણીયે કર્યો છે, અને તે વસ્ત્રનો પાછો સ્પર્શ નાહેલો કરે તો **પ્રચેતા**ના વચનથી સ્પર્શ કરનારે સ્નાન કરવું જોઇયે. અને કાષ્ઠ વિગેરેનો વચમાં અંતર હોય અને જો સ્પર્શ થાય તો આચમન કરવું. કારણ કે સદાચારથી, તેમજ ઊન-પટ્ટ-તથા રેશમી વિગેરેના અંતરમાં જો સ્પર્શ થાય તો પણ તેમજ કરવું ॥ ૧૩ ॥

## ॥ १४ ॥ अथ वस्त्रादिविषये शुद्धिविचारः ॥

**मू०—तत्राऽहतस्य वस्त्रस्य प्रोक्षणाच्छुद्धिः । अहतानां प्रोक्षणमित्येके “ अहतं यंत्रनिर्मुक्तम् ” इत्यपरार्के वायुपुराणात् ॥ इदं च मंगल एव शस्तमिति पृथ्वीचंद्रोदये ॥ “ अहतं यंत्रनिर्मुक्तं वासः प्रोक्तं स्वयंभुवा ॥ शस्तं तन्मांगलिक्येषु तावत्कालं न सर्वदा ” इति भृगुसत्यतपसोर्वाक्यादुक्तम्॥ अतो यदहतं वासस्तत्सर्वकर्मसु शुद्धं तल्लक्षणं तु पृथ्वीचंद्रोदये पुलस्त्यशातातपौ सदाचारचंद्रोदये कात्यायनश्चाह ॥ “ ईषद्धौतं नवं श्वेतं सदशं यन्न धारितम् ॥ अहतं तद्विजानीयात्पावनं सर्वकर्मसु ” इति ईषद्धौतमिति वारैकं रजकेन निर्णिक्तं ईषद्धौतं केवलजलमात्रप्रक्षालितमिति पृथ्वीचंद्रः ॥ तथा सदाचारचंद्रोदये ॥ “ अष्टहस्तं नवं श्वेतं सदशं यन्न धारितम् ॥ अहतं तद्विजानीयात्सर्वकर्मसु पावनम् ” इति च ॥**

---

१ क्वचित् शुद्धिपदं न दृश्यते.

अत्रैवं मम प्रतिभाति आचारतिलके "शुक्रशोणितसंछर्दिश्लेष्ममूत्रपुरीषकम् ॥ स्निग्धदुर्गंधिजीर्णानि नव दोषाश्च वाससि " इति कथनादेतद्दोषराहित्यमेव नवत्वम् ॥ अन्यथा यच्च धारितमित्यस्य वैयर्थ्यापत्तेः ॥ श्वेतमित्यनिषिद्धवर्णांतरस्याप्युपलक्षकम् "सवस्त्रोपस्करैर्युक्ता शय्या रक्तांशुकानि च ॥ पुष्पाणि चैव शुद्धन्ति प्रोक्षितानि न संशयः " इति मर्यादसिंधौ बृहत्पराशरवाक्यात् ॥ द्वितीयवाक्ये " अष्टहस्तमित्यहतं वास परिधत्ते " इति श्रुत्यादिष्वहतस्य परिधानत्वबोधनात्त[२]दर्हत्वबोधकं न तु लक्षणस्यापि घटकम् ॥ तथासत्यधारि तमीषद्धौतं " अधारितं नवं " अधारितं श्वेतमधारितं सदशामिति चतुर्विधमहतं भवति ॥ ततश्च तत्तत्कर्मणि तस्य तस्य पवित्रत्वं सुखेनैव संभवति ॥ यथा ईषद्धौतस्य तस्य यज्ञादिकर्मणि । नवस्य प्रावरणादौ उज्ज्वलस्य चित्रकौसुंभादेः सुवासिनीराधादामोदरार्थकदानादिषु । सदशस्य गुर्जराणां परिणयकाले कन्यापरिधानादिषु ॥ नवमप्यक्षालितं तु न भगवदुपयोगि ॥ वाराहपुराणे " नीलीरंजितवस्त्रं यो मर्त्यो मह्यं निवेदयेत् ॥ नवमक्षालितं चैव रौरवे नरके वसेत् " इति निंदनात् ॥ ततश्च नीलीरंजिताक्षालितव्यतिरिक्तानां सर्ववर्णानां नवीनानां वस्त्राणां तथा मनुष्यानुपभुक्तानां धौतानां चित्राणां रक्तानां च निर्मलानां वस्त्राणां प्रोक्षणादेव शुद्धया भगवत्कर्मणि तेषां स्पर्शो न दोषावहः ॥ किंच मर्यादासिंधौ मेध्यस्य चातुर्विध्यं देवलेनोक्तं व्याख्यातं च ॥ " शुचि पूतं स्वयं शुद्ध पवित्रं चेति केवलम् ॥ मेध्यं चतुर्विधं लोके प्रजानां मनुरब्रवीत् ॥ नवं वा निर्मलं वापि शुचीति द्रव्यमुच्यते ॥ शुद्ध पवित्रं पूतं शुद्धमित्यभिधीयते ॥ स्वयमेव हि यद्द्रव्यं केवलं मेध्यतां गतम् ॥ स्थावरं जंगम वापि स्वयंशुद्धमिति स्मृतम् ॥ अ-

२ तस्याहतस्यार्थत्वबोधकं योग्यत्वबोधकम्.

न्यद्रव्यैरदृष्यं यस्स्वयमन्यांश्च शोधयेत् ॥ द्रव्यकव्येषु यत्पूज्यं तत्पवित्रमिति स्मृतम् ” इति ॥ अत्र प्रथमश्लोके केवलमित्यस्य अमेध्यलेपहीनमित्यर्थ : ॥ द्वितियश्लोके शुचिसंज्ञं लक्षयति नवमित्यादि ॥ तत्र नवमित्यचिरजातम् ॥ तदप्युपभोगात्प्रागेव वर्जितमिति वक्ष्यमाणत्वात् ॥ निर्मलमित्यनवमपि यन्मलशून्यम् ॥ अग्रिमार्धे [1]तस्यैव संज्ञांतरमाह ॥ तत्राद्यः शुध्धशब्दः स्वयंशुध्धपरः । द्वितियस्तु शुचिपर्यायः ॥ एवं च शुचिद्रव्यमेव पुनः पूतादिसंज्ञायोगि नवत्वानिर्मलत्वसद्भावात् ॥ संज्ञाभेदस्तु वक्ष्यमाणतत्तदुपाधियोगार्थम् ॥ शुचीन्युदाहरति ॥ “ अथ सर्वाणि धान्यानि द्रव्या[2]ण्याभरणानि च ॥ अवर्ज्याज्ञातानि शुचीन्येतानि केवलम् ” इति ॥ अत्रात्यंतमवर्ज्य अवर्ज्यावर्ज्य तद्यथा स्यात्तथा ज्ञातानि अवर्ज्यावर्ज्यज्ञातानि केवलमित्यमेध्यलेपवर्ज्य ॥ पूतसंज्ञं लक्षयाति ॥ “ वर्जिते निर्मले द्रव्ये शुचिसंज्ञा प्रवर्तते ॥ तस्मिन्नेव हि कर्मण्ये पूतसंज्ञा पुनर्भवेत् ” इति ॥ वर्जिते उपभोगशून्ये नव निर्मले वा द्रव्ये कर्मार्थं कृतप्रोक्षणादिसंस्कारे भवतीत्यर्थः॥ पूतसंज्ञोपाधिं दर्शयति ॥ “ तद्यच्छुद्धं न कर्मण्यं शुचीत्याहुर्द्विजायत : ॥ निर्मल संस्कृतं द्रव्यं क्रियार्थं पूतमुच्यते ” इति ॥ एतेन शुचेरेव द्रव्यस्य क्रत्वर्थसंस्कारयोगः पूतसंज्ञोपाधिरित्यर्थः ॥ स्वयंशुद्धं लक्षयाति स्वयमेव हीत्यादि यद्द्रव्यं गृहादिकममेध्यलेपहीनं अशुचिस्पर्शमात्रदूषितं सत् स्वयमेव पुरुषव्यापारं विनैव वायुरश्मिमात्रेणैव शुध्धतां याति तत्स्वयंशुध्धमित्युच्त इत्यर्थः ॥ तदेवोदाहराति ॥ वसतिश्चमसो यानं वाहने साधनानि च ॥ क्षुरो नौरासनं चेति स्वयंशुध्धमिति स्मृतम्” इति ॥ वसतिर्गृहम् ॥ चमसो होतृचमसादि ॥ यानं रथादि ॥ वाहनं हयादि ॥ साधनं खड्गादि ॥ शेषं स्फुटम् ॥ तथा “ पशवश्च

---

१ शुचेः २ वस्त्रादिनि.

स्वयंशुध्धा योषितश्चानृतौ तथा ॥ ब्रह्महत्यादि नारीणां ऋतुकाले हि संस्पृशेत् ॥ आकराश्च स्वयंशुध्धा द्रव्याणामिति निश्चयः ॥ क्रीतं च व्यवहारिभ्यां पण्यं शुद्धमिति स्मृतम् ॥ अदृष्टं वाक्प्रशस्तं च स्वयंशुद्धं च केवलम् ॥ त्रीण्येतानि विशुद्धानि भगवान् मनुरब्रवीत्" इति ॥ एतानीत्यदृष्टादीनि ॥ विशुध्धानीति शुद्ध्यंतरानपेक्षाणि ॥ पवित्रं लक्षयति ॥ अन्यद्रव्यैरित्यादि ॥ अनेन शुचिन एवान्याद्रव्यत्वमन्यशोधकत्वं वा पवित्रसंज्ञोपाधिरित्युक्तम् तदेवोदाहरति ॥ "अजाश्वं मुखतो मेध्यं गावो मेध्यास्तु पृष्ठतः ॥ पुष्पितास्तरवो मेध्या ब्राह्मणाश्चैव सर्वदा ॥ भस्म क्षौद्रं सुवर्णं च सदर्भाः कुतपास्तिलाः ॥ अपामार्गशिरिषार्काः पद्ममामलका मणिः ॥ माल्यानि सर्षपा दूर्वाः सदा भद्राः प्रियंगवः ॥ अक्षताः सिकता लोहा हरिद्रा चंदनं यवाः॥ पलाशखादिराश्वत्थतुलसीधातकीवटाः ॥ एतान्याहुः पवित्राणि ब्रह्मज्ञा हव्यकव्ययोः ॥ पौष्टिकानि मलघ्नानि शोधनानि च देहिनाम् ॥ तेष्वापो गोशकृन्मूत्र पवित्राणि विशेषतः॥ सर्वाशुचिविशुद्ध्यर्थं सर्वेषां सर्वत सदा " इति ॥ अतो नवत्वनिर्मलत्वाभ्यां शुचेर्वस्त्रादिपदार्थस्य शंखोदकप्रोक्षणादिना संस्कारेण पूतत्वादपि तथेति [1] न तत्र स्पर्शदोषः ॥ यत्तु कर्मठा ऊषादिना चैलनिर्णेजकधौतानां पुनः प्रक्षालनेऽपि शोधकद्रव्यदोषादुष्टत्वं मन्यंते ॥ तत्तु तैत्तिरीयश्रुतौ सदग्यावृत्कामनया विहितस्य दाक्षायणयज्ञस्य कर्तारं प्रत्येव नवत्वन्यान् प्रति श्रुतौ तस्यैतद्व्रतं नानृतं वदेन्नमा ९ समश्नीयान्न स्त्रियमुपेयान्नास्य पल्यूलनेन वासः पल्यूलयेयुरेताद्धि देवाः सर्वे न कुर्वंतीति " तं प्रत्येव विधानात् ॥ अतस्तत्सहपाठितव्रतांतरसाहित्य एव युक्तमिति ॥ किंच ॥ एकादशस्कंधे ॥ " द्रव्यस्य शुध्धयशुध्धी च द्रव्येण वचनेन च ॥ संस्कारे-

१ भगवत्कर्मार्हत्वे.

णाथ कालेन महत्त्वाल्पतयाथ वा शक्त्याशऽक्तयाथवा बुध्ध्या समृध्ध्या च यदात्मने ॥ अघं कुर्वंति हि यथा देशावस्थानुसारतः" इति भगवद्वाक्यात् ॥श्रीधरीये च ॥ " देशं कालं तथात्मानं द्रव्यं द्रव्यप्रयोजनम् ॥ उपपत्तिमवस्थां च ज्ञात्वा शुध्धिं प्रकल्पयेत् " इति बौधायनीयवाक्याच्च ॥ स्वशक्तिसमृध्ध्यादिकं द्रव्यस्वरूपं द्रव्यप्रयोजनादिकं चालोच्य द्रव्याशौचस्य कल्पनीयत्वादनुशासनादपि तदालोच्य तादृशस्पर्शे दोषाभावः ॥ तेन वितानप्रतिसीरादीनां नवीनकरणाशक्तयापि त१थेति बोध्यम् ॥ भगवद्वाक्यार्थस्तु ॥ द्रव्यस्य पात्रवस्त्रादेः शुध्ध्यशुध्धी ॥ द्रव्येण तोयादिना शुध्धिः॥ मूत्रादिना त्वशुध्धिः ॥ वचनेन शुध्धमशुध्धं वेति संदेहे इदं शुध्धमस्तीत्यादिरूपेण ब्राह्मणवचनेन शुध्धिः ॥ नेत्यादिरूपेणाशुध्धिः ॥ संस्कारेण प्रोक्षणादिना पुष्पादिशुध्धिः॥अवघ्राणादिना त्वशुध्धिः॥ अथ कालेन ॥ दशाहादिना नवोदकादेः शुध्धिः ॥ विपरीतेनाशुध्धिः ॥ तदुक्तम् ॥ " काले मेघोदकं ग्राह्यं वर्ज्यं तु त्र्यहमेव हि॥ अकाले दशरात्रं स्यात्ततः शुध्धिर्विधियते " इति ॥ तथा ॥ अन्नादेरपर्युषितस्य शुध्धिर्विपरीतस्याशुध्धिः ॥ महत्त्वाल्पतया तथा ॥ अंत्यजाद्युपहतानां तडागाद्युदकानां महत्त्वाल्पत्वाभ्यां शुध्धयशुध्धी शक्तयाशक्तया सूर्योपरागादौ सूतकादौ चान्नादेः शक्तान प्रत्यशुध्धिरशक्तान्प्रति तु शुध्धिः॥ बुध्ध्या पुत्रजन्मादेर्दशाहाद्रहिर्ज्ञानेन शुध्धिः ॥ समृध्ध्या जीर्णमलवद्वस्त्रादेः समृध्धान्प्रत्यशुध्धिः ॥ दरिद्रं प्रति शुध्धिः ॥ तत्रापि विशेषमाह यदात्मन इत्यादि ॥ एते द्रव्यवचनादयो द्रव्याशुध्दिद्वारा आत्मने यदघं कुर्वंति तद्देशावस्थानुसारत एव यथावत्कुर्वंति न तु सर्वतः ॥ तथाहि ॥ निर्भयदेश एव स्नानादिना शुद्धिं कुर्वंति ॥ न तु चोराद्याकुले ॥ तथा रोगा-

---

१ दोषाभावः

दिरहितयुवाद्यवस्थायामेवयं कुर्वंति ॥ न तु बाल्यादिषु रोगाद्यवस्थायां चेति बौधायनवाक्यं स्फुटार्थम् तथा सति यद्वाक्येऽप्युक्तम् ॥ प्रत्यहं क्षालयेद्वस्त्रं दैवे पित्र्ये च कर्मणि" इति ॥ यच्च लैंगे देवकार्योपयोग्यनां प्रत्यहं शौचमिष्यते" इति ॥ तदपि वर्षादिव्यतिरिक्तकाल एवेति बोध्यम् ॥ वर्षादौ तु दिनांतरे क्षालितानां कर्मार्हत्वाय प्रोक्षणमेव शुद्ध्युपायः ॥ स एव च भगवते महाराजोपचारेण पूजाकरणेऽपि बोध्यः ॥ कालकृतदोषस्य तेनापि[1] परिहारादिति ॥ तथा ॥ अस्नातेन काष्ठादिभिर्धौतवस्त्रास्याऽऽनयनेऽपि न दोषः ॥ उपाकर्तव्यपशोः स्पर्शस्थले तदन्वारंभणे यजमानमृत्युरनन्वारंभणे स्वर्गलोकाद्धानिरिति दोषौ प्रदर्श्य वपाश्रपणीभ्यामन्यामन्वारभते तन्नैवान्वारब्धंनैवानन्वारब्धमित्युभयदोषोपशमार्थं श्रावितस्य स्पर्शन्यायस्याऽत्रापि स्पर्शदोषाभावार्यांगीकारे बाधकाभावात् ॥ केचित्तु ॥ आविकं पट्टकूलं च कृष्णाजिनमथापि वा ॥ एभिः प्रवेष्टितं वस्त्रं प्रोक्षणादेव शुद्ध्यति" इति वचनमपि पठंति ॥ न च "वस्त्राद्यंतरितस्पर्शे" इति प्रचेतोवचनविरोधः ॥ [2]तस्याऽस्पृश्यस्पर्श विषयत्वेन विषयभेदात् ॥ किं चापरार्के स्मृत्यंतरेण मर्यादासिंधौ देवलेनामेध्यस्य चातुर्विध्यमुक्तम् ॥"दूषितं दुष्टं कश्मलं चैव लिंगि नाम ॥ चतुर्विधममेध्यं च सर्वं व्याख्यास्यते पुनः ॥ शुच्यप्यशुचि संस्पृष्टं द्रव्यं दूषितमुच्यते ॥ अभक्ष्यभोज्यपेयानि वर्जितानिप्रचक्षते॥[3] व्यंगःपतितचांडालौ ग्राम्यकुक्कटसूकरौ ॥श्वा च नित्यं विवर्ज्याः स्युः षडेते कर्मतः समाः॥ सव्रणः सूतकी सूती मत्तोन्मत्तरजस्वलाः ॥ मृतबंधुरशुद्धश्च वर्ज्या एते स्वकालतः॥ स्वेदाश्रुबिंदवः फेनो निरस्तं नखलोम च॥ आर्द्रं चर्मासृगित्येतदुष्टमाहुर्मनीषिणः॥ मानुषास्थि वसा विष्ठा रेतोमूत्रा-

---

१ प्रोक्षणादिना. २ वचनस्य. ३ त्यक्त इति पाठांतरमपरार्के.

तेवानि च॥ कुणपं पूयमित्येतत्क श्मलं समुदाहृतम्" इति॥"दूषितैः प्रोक्षणेनापि शुद्धिरुक्ता विधानतः ॥ दुष्टैर्मार्जनसंस्कारैः कश्मलैः सर्वथा सजेत्" इति च ॥ अत्र लिंगिनामिति दंडादिलिंगधारिणाम् ॥ अभक्ष्यत्यत्र नञास्त्रिष्वपि संबंधः ॥ व्यंगो जन्मत एवांगहीनः॥ त्यक्त इति पाठे ज्ञातिबाह्यः ॥ नित्यं विवर्ज्या इति सर्वदैवास्पृश्याः ॥ उन्मत्त इति चित्तविक्षेपवान् ॥ दुषितैर्दुष्टैरित्यत्र दूषितस्येति शेषः ॥ कश्मलैरित्यत्र दूषितास्मिति शेषः ॥स्फुटमन्यत्॥ एवं सचस्नातस्य एतेष्यनंतर्भावाद[४]प्यदोषः ॥ किंच ॥ आश्वलायनस्मृतौ ॥ "परिधाने सितं शस्तं वासः प्रावरणे तथा ॥ पट्टकूलं यथालाभं ब्राह्मणस्य विधीयते ॥ आविकं त्रसरं चैव परिधाने परित्यजेत् ॥ शस्तं प्रावरणे प्रोक्तं स्पर्शदोषो नहि द्वयोः ॥ भोजनं च मलोत्सर्गं कुरुते त्रसरावृतःप्रक्षाल्य त्रसरं शुद्धं [५]दुकूलं सर्वदा शुचि" इति कथनात् ॥"रेतःस्पृष्टं शवस्पृष्टं स्पृष्टं मूत्रपुरीषयोः॥रजस्वलाभिः संस्पृष्टमाविकं तु सदा शुचि" इत्याविकस्यांगिरसा कश्मलस्पर्शेऽप्यदुष्टत्वकथनाच्च तद्वेष्टितस्य कुतो दोषसंसर्गः ॥ तस्मान्नायमाचारो दुष्ट इति निश्चयः ॥ मूत्राद्युपघाते तु वस्त्रं दुष्यत्येव॥ तदाहापरार्के यमः ॥ "यदि मूत्रपुरीषाभ्यां रेतसा रुधिरेण वा ॥ चैलं समुपहन्येत अद्भिः प्रक्षालयेत्तु तत् ॥ यद्यंभसा न शुद्ध्येत्तु वस्त्रं चोपहतं दृढम् ॥ छेदनं तस्य दाहो वा यन्मात्रमुपहन्यते" इति॥ मद्याद्युपघातेऽप्येवम् ॥ उच्छिष्टोपघाते तु क्षालनमर्थादेव सिद्धम्॥ यानि तु " सोषैरुदकगोमूत्रैः शुद्ध्यत्याविककौशिकम् ॥ सश्रीफलैरंशुपट्टसारिष्टैः कुतपं तथा ॥ सगौरसर्षपैः क्षौमम्" इत्यादीनि याज्ञवल्क्यवाक्यानि ॥ तानि त्वधुना नाद्रियंते॥ किंत्वाविकादीनि

---

४ इति हेतोः अस्नातेन काष्टादिभिर्धौतवस्त्रस्यापनयनेऽदोष इति संबंधः. ५ पटांबरविशेषम। क्षौमं दुकुलं स्याद्वे तु निवीतं प्रावृतं त्रिष्वित्यमरः

वस्त्राणि तत्तन्निर्णेजकैरवशोध्यंते॥ तदपि युक्तम् ॥ एकादशस्कंधे॥ "अमेध्यलिप्तं यद्येन गंधलेपं व्यपोहति॥ भजते प्रकृतिं तस्य तच्छौचं तावदिष्यते" इति भगवता फलतौल्यस्यैवादरणात् ॥ अतस्तध्धावनोत्तरं प्रोक्षणादिकरणं सम्यगेवेति ॥ किंचांगिराः ॥ "शंचा महार्घरोमाणां वाय्वग्न्यर्केंदुरश्मिभिः" इत्यप्युक्तम् ॥ एवमेव रज्ज्वादीनां वस्त्रवच्छुध्धिः ॥ तथाह व्यासः ॥ "वस्त्रं मृदंभसा शुध्धयेद्रज्जुवैदलमेव च ॥ रज्ज्वादिकं चातिदुष्टं त्याज्यं तन्मात्रमेव च" इति॥या लोके 'निवार' इत्युच्यते सापि रज्जुभेद एव तत्कार्यकरणादिति ज्ञेयम् ॥ १४ ॥

॥ ૧૪ ॥ હવે વસ્ત્ર વિગેરેનો શુદ્ધિવિચાર ॥

ગુ૦ ટી૦–વસ્ત્ર બાબતમાં અહતવસ્ત્ર ( સંચામાંથી નિકળેલું ) જે વસ્ત્ર તેની શુદ્ધિ પ્રોક્ષણ કરવાથી થાય છે. એમ **અપરાર્ક** તથા **વાયુપુરાણ** જણાવે છે, અને **પૃથ્વી ચન્દ્રોદય** ગ્રંથ જણાવે છે કે, આ અહત નામનું કપડું મંગલકાર્યમાં પ્રશસ્ત છે. **સ્વાયંભૂ** મનુ લખે છે કે, યંત્રમાંથી નિકળેલું કપડું અહત એ નામથી બોલાય છે, માંગલિક કાર્યોમાં વખાણવાલાયક છે પરંતુ તેટલોજ વખત સર્વ કાલ નહીં, એમ **ભૃગુ** તથા **સત્યતપાઋષિ**યો પણ કહે છે. માટે અહત નામનું કપડું સર્વ કર્મમાં શુદ્ધ છે, અને તેનું લક્ષણ **પૃથ્વીચંદ્રોદય**માં **પુલસ્ત્ય** તથા **શાતાતપ અને સદાચારચંદ્રોદય**માં **કાત્યાયન ઋષિ** કહે છે કે, એકવાર ધોબીયે ધોયેલું જે કપડું તે અથવા **પૃથ્વીચન્દ્ર** કહે છે કે ફક્ત જલથીજ ધોયેલુ કપડું, તે અને નવીન ( નવું ) સફેત તથા સદૃશ કોઇએ ધારણ કરેલું નહીં, એવા લક્ષણવાળું જે કપડું તેને અહત એ નામ આપવામાં આવે છે અને તે સર્વ કર્મમાં પવિત્ર ગણવામાં આવે છે, તેમજ **સદાચારચંદ્રોદય**માં કહે છે કે, આઠ હાથનું નવીન સફેત અને સદૃશ તથા અધારિત જે કપડું હોય તે અહત એમ કહેવાય છે અને તે સર્વ કર્મમાં પાવન તરીકે ગણવામાં આવે છે. આ ધર્મશાસ્ત્રનાં વચનોની બાબતમાં ગ્રંથકર્તા ( **શ્રી**પુરૂષોત્તમજી મહારાજ ) આજ્ઞા કરે છે કે, મને એમ ભાસે છે કે **આચાર-**

---

1 सहस्र.

તિલકમાં વીર્ય, રૂધિર, ઉલટી, શ્લેષ્મ, મૂત્ર, પુરીષ, (વિષ્ઠા) ચિકણાઈ, દુર્ગંધી પદાર્થ, અને જીર્ણપણું, આ નવ દોષ કપડામાં કહેલા છે. માટે આ દોષથી રહિત જે વસ્ત્ર, તે વસ્ત્રને નવીન તરીકે કહેવામાં આવે છે. નહીં તો ધારણ કરેલું એ શબ્દ ઉપરથી વ્યર્થતા સિદ્ધ થાય; માટે લક્ષણમાં ધારણ ન કરેલું એમ લખ્યું છે. લક્ષણમાં વળી લખે છે કે સફેત અર્થાત્ બીજા રંગવાળું નહીં એમ નિર્ણય થાય છે. એટલે નિષિધ્ધ વર્ણવાળું નહીં એમ સમજવું. વસ્ત્ર તથા ઉપસ્કરવાળી શૈયા, લાલ કપડાં અને પુષ્પો, આટલા પદાર્થો પ્રોક્ષણ કરવાથી શુધ્ધ થાય છે એ બાબતમાં સંશય નથી એમ **મર્યાદાસિંધુ** નામના ગ્રંથમાં **બૃહત્પરાશર**નું વચન છે. માટે હવે બીજા વાકયમાં અષ્ટ હસ્ત (આઠ હાથનું) એમ લખેલું છે અને **શ્રુતિ**માં પણ એમ કહ્યું છે કે, અહતવસ્ત્રને ધારણ કરે, એ પ્રમાણે **શ્રુતિ** વિગેરેમાં અહતવસ્ત્રનું ધારણ જણાવ્યું છે તો, તે જણાવવાથી એમ જણાય છે કે, અહત નામક વસ્ત્ર ધારણમાં યોગ્ય છે. તો તે ઉપરથી અહતવસ્ત્રનું લક્ષણ સિધ્ધ થઇ શકતું નથી. ફક્ત અહતવસ્ત્ર ધારણ કરવા લાયક છે એમ સમજવાનું છે. અહત નામક વસ્ત્ર ચાર પ્રકારનું જાણવું, તે આ પ્રમાણે. એક નહીં ધારણ કરેલું અને જરા ધોયેલું. બીજું નહીં ધારણ કરેલું અને નવીન. ત્રીજું નહીં ધારણ કરેલું અને સફેત. ચોથું નહીં ધારણ કરેલું અને સદશ (છેડાવાળું.) આ પ્રમાણે એ અહત નામનું કપડું ચાર પ્રકારનું થાય છે અને જુદાં જુદાં કર્મોમાં તેનું તેનું પવિત્રપણું સુખથી સંભવે છે. જેમ કે ચાર જાતમાંથી પેહેલી જાતનું અહત વસ્ત્ર યજ્ઞ વિગેરે કર્મોમાં કામ આવે છે, અને બીજી જાતનું અહત વસ્ત્ર ઓઢાડવા વિગેરેમાં ઉપયોગી થાય છે, અને ત્રીજી જાતનું અહત વસ્ત્ર ચિત્રવિચિત્ર કસુંબા વિગેરેથી રંગેલું વસ્ત્ર સુવાસિનીઓ માટે તથા શ્રીરાધા દામોદરને અર્પણ કરવા માટે યા દાનાદિ માટે ઉપયુક્ત થાય છે. તથા ચોથી જાતનું અહત નામક વસ્ત્ર ગુજરાતના મનુષ્યો વિવાહમાં કન્યાને પેહેરાવવા માટે ઉપયુક્ત કરે છે. હવે નવું અને વગર ધોયેલું વસ્ત્ર ભગવાનને ઉપયુક્ત થતું નથી. **વારાહપુરાણ**માં **ભગવાન** કહે છે કે, જે માણસ ગળીથી રંગેલું વસ્ત્ર મને અર્પણ કરે છે તે માણસ તથા નવીન અક્ષાલિત (વગર ધોયેલું) વસ્ત્ર અર્પણ કરનારો અવસ્ય રૈરવ નામના નરકમાં જાય છે. આ પ્રમાણે ગળીનું રંગેલું નવું તથા વગર ધોયેલું કપડું અર્પણ કરવા માટે નિંદા લખી છે. સારાંશ આ છે કે, સર્વ જાતનાં નવીન કપડાં તથા મનુષ્યોએ વગર

ધારણ કરેલાં ધોએલાં, રંગબેરંગી, લાલ અને નિર્મલ વસ્ત્રોનો સ્પર્શ થાય તો પ્રોક્ષણથી શુચિ થાય છે. અને ભગવતસંબંધી કર્મમાં તેવાં કપડાંનો સ્પર્શ, દોષને ઉત્પન્ન કરનારો થતો નથી. વળી **મર્યાદાસિંધુ** નામના ગ્રંથમાં લખ્યું છે કે, મેધ્ય ( પવિત્ર પદાર્થ ) ચાર પ્રકારનો છે એમ **દેવલ ઋષિયે** કહ્યું છે તે ચાર પ્રકાર આ પ્રમાણે. એક શુચિ, બીજું પૂત, ત્રીજું સ્વયંશુદ્ધ. અને ચોથું પવિત્ર. આ પ્રમાણે મનુએ પણ પ્રજા માટે જણાવ્યું છે. નવીન અથવા નિર્મલ જે પદાર્થ હોય છે તે શુચિ તરીકે કહેવાય છે, શુદ્ધ તરીકે, પવિત્ર તરીકે, પૂત તરીકે, અથવા શુદ્ધ તરીકે કહેવાય છે. જે પદાર્થ પોતે જાતેજ ફક્ત મેધ્યતા ( પવિત્રપણા ) ને પ્રાપ્ત થાય છે પછી તે પદાર્થ સ્થાવર હોય અથવા જંગમ હોય તો તે પદાર્થ સ્વયંશુદ્ધ તરીકે કહેવાય, અને બીજા પદાર્થોથી પોતે દૂષિત થતો નથી, અને જો તેનો બીજા પદાર્થને સ્પર્શ થાય તો તેને શુદ્ધ કરી આપે અને દેવ પિતૃના કાર્યમાં પરમ પૂજ્ય તે પદાર્થ પવિત્ર તરીકે જાણવો. આગળ નવીન અથવા નિર્મલ જે પદાર્થ તે શુચિ કહેવાય છે. એ ઠેકાણે નવીન શબ્દનો અર્થ તરતનું પેદા થએલું અર્થાત્ બીજાએ ધારણ કરેલું નહીં એમ સમજવો, અને નિર્મલ એટલે મલાદિવિનાનું એમ સમજવું. આ ઠેકાણે શુદ્ધ શબ્દ અને સ્વયંશુદ્ધ શબ્દ એ બન્ને શબ્દો શુચિશબ્દના પર્યાય છે એમ જાણવું, અને શુચિશબ્દ છે તે પોતેજ કારણને લઇને પૂત વિગેરે નામોને ધારણ કરે છે. આ ઠેકાણે પવિત્ર પદાર્થો ગ્રંથકારોએ કેટલા ગણેલા છે તે ગણાવીએ છિયે તે આ પ્રમાણે. સર્વ જાતનાં અનાજ, સર્વ જાતના પદાર્થો ( વસ્ત્ર વિગેરે ) અને આભરણો ( દાગીના ) સર્વથા વર્જિત પદાર્થોથી જાણવામાં આવે ત્યારે પવિત્ર તરીકે ગણવાં. નિર્મલ જે પદાર્થ જેને અપવિત્ર પદાર્થનો સંસર્ગ નથી થયો ત્યારે તે નિર્મલ પદાર્થ શુચિ એ નામથી ઓળખવામાં આવે છે, અને તેજ કર્મલાયક જ્યારે થાય ત્યારે પૂત આ પદાર્થ છે એવી રીતે ઓળખાય છે ( ક્યારે કે જ્યારે તે પદાર્થનો ઉપયોગ થયો નથી અને કોઇ દૈવી કર્મ માટે જ્યારે તેની ઉપર પ્રોક્ષણ વિગેરે કરવામાં આવે. સારાંશ કે કંઇ સંસ્કાર કરવામાં આવે ત્યારે), પૂત એવું દ્રવ્ય ( પદાર્થ ) નું નામ ક્યારે પડે છે તે આ પ્રમાણે જે પદાર્થ શુદ્ધ છે પરંતુ કર્મમાં લેવા લાયક નથી તો તેને શુચિ એમ કહેવાય. નિર્મલ છે, સંસ્કારવાળું છે એવું જે દ્રવ્ય (પદાર્થ) તે હર કોઇ જાતની ક્રિયા માટે પૂત તરીકે કહેવાય છે. હવે સ્વયંશુદ્ધ પદાર્થ કેને કહેવો તે જણાવે

છે. જે દ્રવ્ય ( ઘર વિગેરે ) અપવિત્ર લેપવિનાનું છે, અને અશુચિ પદાર્થના સ્પર્શમાત્રથીજ દૂષિત છે, અને પોતે એટલે તે પદાર્થ જાતેજ પુરૂષવ્યાપાર શિવાય પવનમાત્રથીજ શુધ્ધપણાને પ્રાપ્ત થાય તો, તે પદાર્થ સ્વયંશુધ્ધ ( પોતે સ્વાભાવિક શુધ્ધ ) તરીકે કહેવાય તે આ પ્રમાણે. ઘર, અગ્નિહોત્ર વિગેરેમાં હોમ કરનારનાં પાત્રો, રથ વિગેરે યાન; ઘોડા હાથી વિગેરે વાહન, *ખડ્ગ વિગેરે હથિયાર, સજીયો, વાહાણુ અને આસન. આટલા પદાર્થો સ્વયંશુધ્ધ સમજવા, અને તેમજ પશુઓ ઋતુવિનાની સ્ત્રિયો ( બ્રહ્મહત્યાદિ સ્ત્રિયોને ઋતુકાલમાંજ લાગુ પડે છે ) અને પદાર્થોના ઢગલાઓ, વ્યાપારિ યોગે ખરીદેલું કાંઇ પણ પણ્ય ( વેચવાની ચીજ ) તથા અદૃષ્ટ એટલે જે પદાર્થને અપવિત્રપણાનો સ્પર્શ થયો છે, વિગેરે બાબતો જાણવામાં ન હોય તે અદૃષ્ટ તરીકે જાણવું. વાણીથીજ જે યોગ્ય હોય તે આટલા પણ પદાર્થો સ્વયંશુદ્ધ તરીકે સમજવા. અદૃષ્ટ, વાણીથી પ્રશસ્ત અને સ્વયંશુધ્ધ આ ત્રણ પદાર્થો ભગવાન મનુ કહે છે કે, એ ત્રણે પદાર્થો પરમ શુધ્ધ તરીકે જાણવા. અર્થાત્ બીજા પદાર્થનો સ્પર્શ થાય તો શુધ્ધ થાય એમ પણ એને જરૂર નથી કારણકે, તે જાતેજ પોતે પોતાની મેળે શુધ્ધ છે. હવે મેધ્ય(પવિત્ર) પદાર્થોની ગણના કરવામાં આવે છે. અજા (બકરી) નું મોઢું અથવા બકરી અને અશ્વ ( ઘોડો ) એ બે જાનવરો મુખથી પવિત્ર છે, ગાયો વાંસાથી પવિત્ર છે, પુષ્પવાળાં વૃક્ષો તથા બ્રાહ્મણો પણ પવિત્ર તરીકે ગણવા. ભસ્મ, ગધ, સુવર્ણ, દર્ભસહિત તિલ, ને પાલ દેશના ધાબળા, અઘાડો, સરસડો, આકડો, પદ્મપુષ્પ, આમળાં, મણિ, પુષ્પો, સરસવ, દૂર્વા, પ્રિયંગવ ( ધાન્ય વિશેષ, અથવા ઘઉંલા, સુગંધી ) અક્ષત ( ચોખા ) વેળુ, રાતી પીળી હળદર, ચંદન, જવ, ખાખરો, ખેર, પીપળો, તુલસી, ધાવણી, વડ આટલા પદાર્થો પવિત્ર છે એમ જાણવું, અને હવ્યકવ્યમાં બ્રહ્મતત્વને જાણનારા અથવા વેદને જાણનારા બ્રાહ્મણો પવિત્ર છે, એમ સમજવું. મનુષ્યોના મલનો નાશ કરનારા શોધન દ્રવ્યોમાં પુષ્ટિ આપનારાં દ્રવ્યોમાં જલ, ગોબર, અને માટી વિશેષે કરીને પવિત્ર ગણાય છે. સર્વે પ્રકારની અપવિત્રતા દૂર કરવા માટે સર્વને સર્વદા ઉપર કહેલા પદાર્થો કહ્યા છે. માટે નવીનપણાયે તથા નિર્મલપણાયે કરીને પવિત્ર વસ્ત્રાદિની શુદ્ધિ કરવાને

---

* ખડ્ગ શબ્દનો અર્થ લોકો તલવાર તરીકે કહે છે, પરંતુ એક ધાર કરાત જેવી અને બીજી તલવાર જેવી હોય તે ખડ્ગ.

માટે શંખના જલથી પ્રોક્ષણરૂપ સંસ્કારે કરીને પવિત્ર પણું પ્રાપ્ત થાયછે. માટે તેવા પદાર્થોનો ભગવત્સેવામાં સ્પર્શ દોષ લાગુ પડતો નથી. કર્મઠ લોકો (આચાર પાળવામાં કુશલો) એમ કહેછે કે, ખારા વિગેરેથી કપડાના ધોનારા ધોબીયો કપડાં ધોઇ આપેછે. અને પછી તે કપડાં જલમાં ધોઇ નાખીયે તોપણ કપડામાં દોષ રહેછે. કારણકે ધોબીયો ધોયેલાં તે કપડાં ખારા વિગેરે મેલને દૂર કરનારા પદાર્થોથી નિર્મલ થયાંછે તોપણ તે અપવિત્ર તરીકે ગણવાં. **તૈત્તિરીય** નામના ઉપનિષદ્‌માં એમ લખ્યું છે કે, **દાક્ષાયણ** નામનો યજ્ઞ કોઇ જાતની કામના બાબતમાં કરવામાં આવે છે. તો તે બાબતમાં તેવાં કપડાં ઉપયુક્ત થતાં નથી. અને જો ઉપયોગ કરે તો કર્તાને તે દોષ લાગુ પડે, બીજાને નહીં. તે દાક્ષાયણ યજ્ઞનું વ્રત એવી જાતનું છે કે, ખોટું ન બોલવું, માંસ નહીં ખાવું, સ્ત્રી પાસે જવું નહીં, અને વ્રત કરનાર યજમાન પવિત્રપણાથી પવિત્ર વસ્ત્ર ધારણ કરે તો, પછી દેવતાઓ ઇચ્છિત ફલ આપનારા થાયછે. તો કપડાઅત્યંત પવિત્રના તે ઠેકાણે તે યજ્ઞકર્તા યજમાનમાટે જણાવેલી છે. માટે તે અથવા તેવાં બીજાં વ્રતોમાં તેમ કરવું યુક્ત છે. વળી એકાદશસ્કંધ **શ્રીમદ્‌ભાગવતમાં** કહ્યું છે કે, પદાર્થની શુદ્ધિ અથવા અશુદ્ધિ પદાર્થથી અથવા વચનથી થાયછે. અથવા સંસ્કારથી યા સમયથી મોહોટાપણાથી અથવા અલ્પપણાથી થાયછે. અને શક્તિથી અશક્તિથી અથવા બુદ્ધિથી અને સમૃદ્ધિથી તથા દેશ અવસ્થાના અનુસરણથી પાપ આત્માને પ્રાપ્ત થાય છે આ પ્રમાણે ભગવાનનાં વચન છે, વળી **શ્રીધર** કહેછે કે દેશ, કાલ, આત્મા, દ્રવ્ય, દ્રવ્યનું પ્રયોજન, ઉપપત્તિ અને અવસ્થા ઇત્યાદિને જાણીને શુદ્ધિ કરવી. **બોધાયનનું** પણ વચન છે કે, પોતાની શક્તિ સમૃદ્ધિ વિગેરે દ્રવ્યનું સ્વરૂપ અને દ્રવ્યનું પ્રયોજન (જરૂરી) વિગેરે બરોબર જોઇ તપાસી પદાર્થની અપવિત્રતાની કલ્પના કરવી. તેમ શાસ્ત્રની આજ્ઞાનો પણ સાથે વિચાર કરવો. માટે તેવા પદાર્થના સ્પર્શમાં દોષ લાગતો નથી. માટે આ ઉપરથી ચંદરવા તથા પડદા (ડેરા) વિગેરે નવા બનાવવાની અશક્તિ હોય તો ચાલે, અર્થાત્ દોષ ન લાગે અને આગળ ભગવાનનાં વચનો કહી ગયા છીયે તેનો આ પ્રમાણે અર્થ કરવો. દ્રવ્ય એટલે પાત્ર વસ્ત્ર વિગેરેની શુદ્ધિ અને અશુદ્ધિ શેનાથી કરવી કે, જલ વિગેરેયે કરીને અને મૂત્ર વિગેરેથી અશુદ્ધિ પ્રાપ્ત થાયછે. હવે વચનની શુદ્ધિ અને અશુદ્ધિ. આ પદાર્થ શુદ્ધ છે, અથવા અશુદ્ધ છે, આવી બાબતમાં સંદેહ પેદા થાય તે વખતે

આ પદાર્થ શુધ્ધ છે. એ જાતનું બ્રાહ્મણનું વચન પ્રમાણ તરીકે જાણવું, અને શુધ્ધ નથી. આ જાતનું જે વચન તેથી તે પદાર્થની અશુધ્ધિ જાણવી. પ્રોક્ષણાદિરૂપ સંસ્કારથી પુષ્પાદિની શુધ્ધિ જાણવી. અને અવઘ્રાણ (સુંઘવા)થી અશુધ્ધિ પ્રાપ્ત થાયછે. હવે કાલથી શુધ્ધિ અને અશુધ્ધિ. દશાદિ દિવસોથી નવીન જલ વિગેરેની શુદ્ધિ સમજવી. અને વિપરીતપણાથી અશુદ્ધિ સમજવી તે આ પ્રમાણે. વરસાદના વખતમાં જો વરસાદ આવે તો ત્રણ દિવસ તે જલ અગ્રાહ્ય (ન લેવા લાયક) જાણવું. અને વિના વખત જો વરસાદ આવે તો તે જલ દશ દિવસ પર્યંત અશુદ્ધ જાણવું, અર્થાત્ દશ દિવસ પછી શુદ્ધિ થાયછે. તેમજ પિરશવામાં ન આવેલાં અન્નાદિની શુદ્ધિ જાણવી. વિપરીત (પિરશવામાં આવેલાં) અન્નાદિની અશુદ્ધિ જાણવી, હવે મોહોટાપણાથી તથા નાનાપણાથી અશુદ્ધિ તથા શુદ્ધિ તે આ પ્રમાણે. ચાંડાલ વિગેરેયે સ્પર્શ કરેલા તળાવ વિગેરેના જલની મોહોટાપણાથી શુદ્ધિ, અને અલ્પપણાથી અશુદ્ધિ. હવે શક્તિ અને અશક્તિથી શુદ્ધિ અથવા અશુદ્ધિ આ પ્રમાણે. સૂર્ય ચંદ્રના ગ્રાસમાં (ગ્રહણમાં) તથા સૂતક વિગેરેમાં જે માણસ સમૃદ્ધિવાળો હોય તેને અન્ન વિગેરેમાં અશુદ્ધિ જાણવી. અને અસમર્થના અન્ન વિગેરેમાં શુદ્ધિ જાણવી. હવે બુધ્ધિથી શુધ્ધિ, જેમ કે પુત્રના જન્માદિથી• દશ દિવસ ઉપર જો ખબર પડે તો શુધ્ધિ, નહીં તો અશુધ્ધિ. હવે સમૃધ્ધિથી શુધ્ધિ અને અશુધ્ધિ, જેમ કે જીર્ણ થયેલું તથા મેલવાળું કપડું સમૃધ્ધિવાળાને અઅશુધ્ધિવાળું છે એમ જાણવું, અને અસમર્થને માટે શુધ્ધિવાળું જાણવું તેમાં પણ વિશેષ કહેછે કે ઉપર કહેલા પદાર્થો તથા વચનો પદાર્થની અશુદ્ધિદ્વારા આત્માને પાપ યુક્ત કરેછે. પણ ક્યારે કે દેશ અવસ્થાના અનુસારે કરીને સર્વ પણાથી નહીં જેમ કે, જે ઠેકાણે ભય ન હોય અથવા ન આવે તે ઠેકાણે સ્થાન વિગેરેની શુદ્ધિ કરવામાં આવેછે. પણ જ્યાં ચોર વિગેરેનો ઉપદ્રવ હોય ત્યાં તેમ નથી બની શકતું, તેમજ રોગ વિગેરેથી રહિત યુવાવસ્થામાં પાપ મનુષ્યો કરેછે. પરંતુ બાલ્યાવસ્થામાં અથવા રોગયુક્ત અવસ્થામાં નથી કરતાં તેમજ, ઉપર પણ સમજી લેવું. અને બ્રહ્મપુરાણમાં એમ કહ્યું છે કે, હમેશ દેવસંબંધી પિતૃસંબંધી કર્મમાં ધોયેલું કપડું ધારણ કરવું. અને લિંગપુરાણમાં પણ કહેછે કે, દેવકાર્યમાં જેનો ઉપયોગ થાય તેવાં કપડાં હંમેશ ધોયાં માંથી પવિત્ર ધારણ કરવાં, આ જે લખાયું છે, તેપણ વર્ષાઋતુને છોડી

બીજા વખત માટે છે એમ જાણવું, કારણ કે, વરસાદના દિવસોમાં બીજા દિવસે ધોવામાં આવેલાં કપડાંઓને કર્મલાયક કરવા માટે પ્રોક્ષણ કરવું એજ પવિત્રતાનો ઉપાય છે. અને તેજ ઉપાય રાજાધિરાજ પ્રભુની પૂજામાટે પણ જાણવો. કાલથી થયેલો દોષ પ્રોક્ષણ કરવાથી નાશને પ્રાપ્ત થાયછે. તેમજ વગર સ્નાન કરેલા માણસે કાષ્ઠ વિગેરેથી ધોયેલા કપડાનો સ્પર્શ કરવામાં આવે તો તેમાં દોષ નથી. જેમ ઉપાકર્તવ્ય ( યજ્ઞમાં મારવાલાયક ) પશુનો સ્પર્શ કરવાના સમયમાં જો તે પશુનો પછવાડેથી સ્પર્શ કરવામાં આવે તો, યજમાનનું મરણ થાય અને, તેમ ન કરવામાં આવે તો યજમાનની સ્વર્ગલોકથી હાનિ થાય, આ બેય દોષો દેખાડી આગળ લખે છે કે, વપાશ્રપણી ( ચરબી કાઢવા માટે બે મુખવાળું યજ્ઞસંબંધી પાત્ર )થી પછવાડાનાં પશુના અંગનો સ્પર્શ કરવો. તો તે સ્પર્શ વપાશ્રપણીરૂપ કાષ્ઠથી કરવામાં આવેછે તો સ્પર્શ કર્યો પણ કેહેવાય, અને ન કર્યો પણ કેહેવાય માટે બેય દોષમાં સ્પર્શરૂપ ન્યાયને દોષ લાગુ પડતો નથી. કારણ કે, બાધક નથી, માટે તેમજ ઉપર પણ ધોયેલાં કપડાને વગર સ્નાન કરેલો માણસ જો લાકડી વિગેરેથી લઇલેય તો તેમાં ઉપરના દૃષ્ટાંતાનુસાર સ્પર્શ કર્યો પણ કેહેવાય અને ન કર્યો પણ કહેવાય, માટે તેમ કરવામાં અડચણ નથી. આ ઠેકાણે એમ ન સમજવું કે **પ્રચેતા**ના વચનનો વિરોધ આવશે કારણ કે, **પ્રચેતા**નું વચન બીજી બાબતનું છે. કોઇ એમ કહેછે કે ઉનના કપડાથી વીટાયલું, રેશમી કપડાથી વીંટાયલું અથવા કાળા મૃગચર્મથી વીંટાયલું વસ્ત્ર પ્રોક્ષણ કરવાથી શુદ્ધ થાયછે. આ પ્રમાણે કોઇ કહેછે તે ઉપરથી **પ્રચેતા**ના વચનનો વિરોધ આવતો નથી. કારણ કે બેય વચનો ભિન્ન ભિન્ન વિષયનાં છે. **અપરાર્ક** નામક ગ્રંથમાં **સ્મૃત્યંતર**થી તથા **મર્યાદાસિંધુમાં દેવલ ઋષિયે** અપવિત્ર પદાર્થના ચાર વિભાગ કર્યા છે. તે આ પ્રમાણે, એક દૂષિત નામનો અપવિત્ર પદાર્થ, બીજો વર્જિત નામનો અપવિત્ર પદાર્થ, ત્રીજો દુષ્ટ નામનો અપવિત્ર પદાર્થ, ચોથો કશ્મલ નામનો અપવિત્ર પદાર્થ. આ પ્રમાણે ચાર પ્રકાર જાણવા તેની વ્યવસ્થા, જે પવિત્ર પદાર્થને અપવિત્ર પદાર્થનો સ્પર્શ થતાં તે પવિત્ર પદાર્થ અપવિત્ર થઇ જાય તે પદાર્થ દૂષિત કેહેવાય. અને ખાવા પીવામાં જેની મનાઇ કરીછે તે વર્જિત નામનો અપવિત્ર પદાર્થ કેહેવાય તેમજ કર્મથી કોઇ પદાર્થ વર્જિત તરીકે કેહેવાય છે જેમકે વ્યંગ (અંગહીન) પાતકી, ચાંડાલ, ગામનાં કૂકડાં તથા સુવર, કુતરું આટલા છ પદાર્થો કર્મથી વર્જીત છે કોઇ કાળથી વર્જિત

પદાર્થો હોય છે, જેમ કે, વ્રણ (છિદ્ર) વાળો માણુસ સૂતકી, સૂતિકા, (સુ-વાવડી) મત્ત, (કેફી) ઉન્મત્ત (ગાંડો) રજસ્વલા, મૃતબંધુ (જેનો ભાઇ ગુજરી ગયો છે તે) અશુદ્ધ. આટલા પદાર્થો પોતાના કાલથી વર્જિત છે એમ જાણવું. હવે દુષ્ટ નામનો અપવિત્ર પદાર્થ કયો તે જણાવે છે પર-શેવો, આંસુનાં ટીપાં, ફીણ, કાઢી નાખેલાં નખ તથા રૂવાટાં, લીલું ચર્મ (ચાંબડું) અને રૂધિર (રક્ત) (લોહી) આટલા પદાર્થોને પંડિતો દુષ્ટ તરીકે કહેછે. હવે કશ્મલ નામનો ચોથો અપવિત્ર પદાર્થ તે આ પ્રમાણે-માણુસનું હાડકું, ચરબી, વિષ્ઠા, વીર્ય, પેશાબ, આર્તવ (અટકાવનો રૂધિર) અથવા સ્ત્રીનું રજ, શબ, દુર્ગંધિ પદાર્થ પરૂ વિગેરે, આટલા પદાર્થોને ક-શ્મલ નામનો અપવિત્ર પદાર્થ તરીકે કહેવાય છે. બીજા પદાર્થોથી દૂષિત થયેલા પદાર્થોની પ્રોક્ષણ કરવાથી શુદ્ધિ થાય છે. કશ્મલ પદાર્થનો ત્યાગ કરવો શુદ્ધિરૂપ બને છે. કોઇ ઠેકાણે વ્યંગને બદલે ત્યક્ત એવો પાઠ છે તો ત્યાં, જાતબાર રાખવામાં આવ્યો હોય તે માણુસ સમજવો ત્યારે સારાંશ એ છે કે, વગર સ્નાન કરેલો માણુસ ઉપર કહેલી બીનાઓમાં લખવામાં અથવા ગણુવામાં નથી આવ્યો માટે તેઠેકાણે દોષ નથી એમ સમજવું. એટલે અસ્નાત માણુસ કાષ્ઠાદિથી ધોયેલું કપડું લઇ લેય તો સ્પર્શદોષ લા-ગુ થતો નથી એમ જાણવું. વળી **આશ્વલાયન** સ્મૃતિમાં લખ્યું છે કે, પેહેરવામાં ધોળું કપડું પ્રશસ્ત તરીકે જાણવું, અને ઓઢવામાં પણ પ્રશસ્ત જાણવું, અને જો મળી આવે તો બ્રાહ્મણને વધારે સારૂં રેશમી કપડું ક-હેલું છે. અને ઉનનું કપડું તથા ત્રેવડું કપડું પેહેરવામાં નહીં રાખવું. ઓઢવામાં પ્રશસ્ત ગણેલું છે. અને તેવા કપડાનો સ્પર્શદોષ લાગુ પડતો નથી. ત્રેવડા કપડાને ધારણ કરનારો માણુસ જો ભોજન અથવા મલનો ત્યાગ કરે તો ધોઇ નાખવાથી ત્રેવડું કપડું શુદ્ધ થાયછે. અને રેશમી વસ્ત્ર તો સર્વદા પવિત્ર તરીકેજ ગણુવામાં આવે છે. ઉનનું કપડું વીર્યના સ્પર્શ-વાળું થયું હોય, શબના સ્પર્શવાળું થયું હોયઅથવા પેશાબ, યા વિષ્ઠાનો સ્પર્શ થયો હોય અથવા રજસ્વલાઓયે સ્પર્શ કર્યો હોય તો પણ તે આ-વિક (બકરા ગાડર વિગેરે)ની ઉનનું કપડું અપવિત્ર થતું નથી, અર્થાત્ સર્વદા પવિત્રજ રહે છે. આ પ્રમાણે ઉનના કપડા માટે **અંગિરા ઋષિયે** કશ્મલ પદાર્થનો સ્પર્શ થાય તોપણ તે અપવિત્ર થતું નથી એમ લખ્યું છે; સો પછી ઉનનાં કપડાથી વીંટાયેલા બીજા કપડાના સ્પર્શમાં તો દોષ ક્યાંથીજ લાગુ પડે, સારાંશ નજ પડે. માટે આ જે સદાચાર તે દુષ્ટ ગ-

ખુવામાં ન આવે. એમ નિશ્ચય સમજવો. મૂત્ર વિગેરેનો વસ્ત્રને જો સ્પર્શ થાય તો તેતો દૂષિતજ થાય છે. તે અપરાર્ક નામના ગ્રંથમાં સ્પષ્ટ લખ્યુંછે. જો પેશાબ અને વિષ્ઠાથી વીર્યથી અથવા રુધિરથી વસ્ત્ર દૂષિત થાય તો જલથી તે કપડું ધોઇ નાખવું. જો ધોઇ નાખવાથી શુધ્ધ ન થાય તો તેટલા ભાગને કાપી નાખવો અથવા બાળી નાખવો, એમજ મદ્ય ( મદિરા ) વિગેરેના સ્પર્શમાં પણ સમજી લેવું. એહના સ્પર્શમાં તે કપડું ધોઇ નાખવું એ બાબત અર્થથીજ સિધ્ધ થાયછે. યાજ્ઞવલ્ક્ય ઋષિયે બીજાં કેટલાંએક વચનો લખેલાં છે જેમાં વસ્ત્રોની શુધ્ધિ જણાવેલી છે. જેમકે, ખારા જલ તથા ગોમૂત્રથી ઉનનું કપડું તથા કૌશિક નામનું કપડું શુધ્ધ થાયછે. શ્રીફલ ( બિલાં ) થી અંશુપટ્ટ નામનું કપડું શુદ્ધ થાયછે. અને અરીઠાથી નેપાલ દેશના ધાબળાઓ શુધ્ધ થાયછે. ધોળા સરસવથી ક્ષૌમ નામનું કપડું શુધ્ધ થાયછે આ પ્રમાણે જણાવ્યું છે; પરંતુ હાલમાં તે તે કપડાના ધોનારાઓ તે તે કપડાને ધોઇ આપેછે. માટે તે વચનોનો આહીં સંગ્રહ કરવામાં આવતો નથી. શ્રીમદ્ભાગવતના એકાદશસ્કંધમાં લખ્યું છે કે, અપવિત્ર પદાર્થથી જે કપડું લેપવાળું થાય અને તે લેપ જે પદાર્થથી નષ્ટ થઇ વસ્ત્ર પાછું પોતાની પ્રકૃતિ ( સ્વરૂપ ) ને પ્રાપ્ત થાય ત્યારે તે પવિત્ર તરીકે ગણવું. આ પ્રમાણે ફલના તુલ્યપણાનો ભગવાને આદર જણાવેલો છે માટે તે કપડાને ધોવા પછી પ્રોક્ષણાદિ કરવું યોગ્યજ છે. વળી અંગિરાઋષિ કહે છે કે, ઘણી કીંમતનાં ઉનનાં કપડાં વાયુ, અગ્નિ, સૂર્ય, ચંદ્રમાના કિરણોથી પવિત્ર થાયછે. એમજ દોરી દોરડાંની પણ વસ્ત્ર માફકજ શુધ્ધિ કરવી. જેમકે વ્યાસજી કહેછે કે, કપડું જલથી તથા માટીથી પવિત્ર થાયછે. અને દોરી દોરડાં તથા છાલ પાન પંખા વિગેરે કપડારૂપ તે પણ તેનાથીજ શુધ્ધ થાયછે અને દોરી વિગેરે જો કાંઇ અતિદુષ્ટ થઇ ગયું હોય તો તેટલા ભાગનો ત્યાગ કરવો. લોકમાં જેનું નામ નવાર એમ કહેવામાં આવે છે તે પણ એક જાતનો દોરીનો ભેદજ છે માટે તેને માટે પણ તેમજ કરવું. ॥ ૧૪ ॥

## ॥ १५ ॥अथ पात्रादिशुद्धिविचारः ॥

मू०–तत्र याज्ञवल्क्यः ॥ "सौवर्णराजताब्जानामूर्ध्वपात्रग्रहाश्मनाम् ॥ शाकं रज्जुर्मूलफलं वासो विदलचर्मणाम् ॥ पात्राणां चमसानां च वारिणा शुद्धिरिष्यते" इति ॥ सौवर्णं सुवर्णस्य विका-

रः ॥ राजतं रजतस्य ॥ अब्जं मुक्ताशंखशुक्त्यादि ॥ ऊर्ध्वपात्रं महावीरादि ग्रहादिसाहचर्यात् ॥ ग्रहाः पोडशिप्रभृतयः ॥ अश्म दृषदादि ॥ शाकं वास्तुकादि ॥ रज्जर्वल्वजादिनिर्मिता बंधनोद्धरणादिसाधनभूता॥ मूलमार्द्रकादि ॥ फलमाम्रादि ॥ वासो वस्त्रम् ॥ विदलं वेण्वादि ॥ चर्म अजादीनाम् ॥ विलवचर्मणोर्ग्रहणं तद्विकाराणां छत्रवरत्रादीनामुपलक्षणार्थमिति विज्ञानेश्वरः ॥ पात्राण्यन्यानिलौकिकान्यपि ॥ चमसा होतृचमसादयः ॥ एतेषां सौवर्णादीनां लेपरहितानामुच्छिष्टस्पर्शमात्रे वारिणा प्रक्षालनेन शुद्धिरिति विज्ञानेश्वरः ॥ तेनोच्छिष्टस्पर्शाभावे प्रक्षालनाभाव इति तदाशयः ॥ इयं शुद्धिर्लौकिकवैदिकसाधारणी॥ मध्ये शाकादिनिवेशात् ॥ तेन पाकाद्यर्थाग्न्यादिसंभाराभूतानां पात्राणां शाकादीनां च पर्युषितत्वनिवृत्त्यर्थमपीदं क्षालनविधानं कैमुतिकादप्यायातीति तत्तु मम प्रतिभाति ॥ संभारभूतानां तु प्रोक्षणादेव शुद्धिः ॥ धान्यादीनां प्रोक्षणस्य वक्ष्यमाणत्वादिति ॥[1] सलेपानां शुध्यंतरमाह ॥ “ चरुस्रुक्स्रुवसस्नेहपात्राण्युष्णेन वारिणा ;” इति॥ एतानि लेपसहितानि उष्णेन वारिणा शुध्यंतीति विज्ञानेश्वरः ॥ अनुच्छिष्टत्वेऽपीषल्लेपवतामेषां शुद्धिः ॥ प्रथमत एव चर्वादिलेपबोधनाय चरुपदोपादानाल्लेपराहित्ये औष्ण्यस्याप्रयोजनकत्वापत्तेश्च “ निर्लेपं कांचनं भांडमद्भिरेव विशुध्यते ॥ अब्जमश्ममयं चैव राजतं चानुपस्कृतम् ” इति मनुवाक्ये केवलानामेवोक्तत्वादिति तु मम प्रतिभाति ॥ अपरार्केऽप्येवम् ॥ उक्ते मनुवाक्ये अनुपस्कृतमित्यस्याखातपूरितमित्यर्थं विज्ञानेश्वर आह मेधातिथिस्तु अत्यंतानुपहतमित्यर्थमाह ॥ अपरार्कस्तु ताम्रादिना यन्न संसृष्टमित्याह ॥ मर्यादासिंधौ तु “ उपारप्रतियत्नैवकृतवाक्याध्याहारेषु”

---

१ वर्त्मियोल्लूखलादि.

इति पाणिनिना वैकृते सुटोऽनुशासनाच्चित्ररेखादिरूपविकाररहितमित्यर्थ उक्तः ॥ इदमेव युक्तं रेखादिगर्तेषु लेपस्य केवलवारिणाऽनपनयादिति ॥ निर्णयामृतेऽप्येवमुक्तम् ॥ बहुलिप्तानां तु मनुराह ॥ " तैजसानां मणीनां तु सर्वस्याश्ममयस्य च ॥ भस्मनाद्भिर्मृदा चैव शुध्धिरुक्ता मनीषिभिः " इति ॥ तैजसानामितिधातुमात्रजन्यानाम् ॥" हेम ताम्रं च रजतं कांस्यायस्त्रपुसीसकाः॥ एते च तैजसाः प्रोक्ता धातवस्तैजसोद्भवाः " इति वाक्यात्तानि बोध्यानि ॥ अत्र कांस्यपदं पितलस्याप्युपलक्षकम् ॥ ब्रह्मांडे " कांस्यायस्ताम्ररीत्यानि " इति रैत्यानां धातुपात्रेषूल्लेखात् ॥ त्रपु तु वंगम् ॥ जसतं तु तस्यैव भेदः सीसस्य वेति बोध्यम् ॥ मृद्भस्मनोरेककार्यत्वाद्विकल्पः ॥ आपस्तु समुच्चीयंते इति विज्ञानेश्वरो मर्यादासिंधुश्च ॥ मम त्वन्यत्प्रतिभाति ॥ ब्रह्मवैवर्ते " नित्यं नूतनभांडेन कर्तव्यः पाक एव च॥अथवा पक्षपर्यंतं ततस्त्याज्यं मनीषिभिः स्थानं तु संस्कृतं कृत्वा पाकं निर्वर्त्य पूजकः " ॥ इति भगवता श्रीनंदं प्रति वैष्णवब्राह्मणधर्मेषु प्रत्यहं पाकभांडत्यागकथनात् मृण्मयव्यतिरिक्तानां भांडानां च प्रत्यहं हातुमशक्यत्वात्तेषां भांडानां वह्निज्वालोत्थमषीनिवारणमेव नूतनीकरणं पक्षांतरस्योक्तत्वाच्चेति तादृशशिष्टाचारादगवम्यते ॥ तन्मषीनिवृत्तिश्च भस्मना भवति मृदा च भवतीति तत्र मृद्ग्रहणम् ॥ कांस्यपात्रलेपस्तु भस्मना निवर्तत इति तत्र भस्मग्रहणमित्येवं विभाग इति ॥ इयं च निर्लेपबहुलिप्तातिलिप्तानां शुद्धिरुच्छिष्टस्पर्शेऽपि तुल्यैवेति सर्वेषां संमतम् ॥ तत्रोर्ध्वाधोभेदेनोच्छिष्टद्वैविध्यादूर्ध्वोच्छिष्टपुरुषस्पर्शे यथोक्ता शुद्धिर्यदंगमुच्छिष्टं तेन स्पर्शे मृदादिकमादेयम् ॥ तथैवाधोच्छिष्टपुरुषहस्ते स्पर्शेऽपि तदंगस्पर्शे त्वमेध्यलिप्तस्य या शुध्धिः सा कार्येति मम भाति॥ चार्मेषु विशेषो याज्ञिकदेवकृते

स्मृतिसारे उक्तः ॥ " गोमूत्रवारिणा शूर्पं धूपेन स्नेहकूपिकाः ॥ चर्मणा सद्यः शुद्धिः स्याद्गोमूत्रैर्गौरसर्षपैः " इति ॥ यत्तु पुनरन्यदुक्तम् ॥ स्यद्दंभस्म च मृद्वारि त्रिफला च दिनत्रयम् ॥ कषायाः सप्तरात्रं स्योदतच्चर्मविशोधनम् ॥ भस्मनः पलमेकं तु द्विगुणं मृद एव च ॥ कषायास्त्रिगुणाः प्रोक्तास्त्रिगुणा त्रिफला भवेत् ॥ आम्रो जंबूस्तथा धात्री प्लक्षश्चैव चतुर्थकः ॥ अश्वत्थोदुंबरवटाः कषायाः सप्त कीर्तिताः " ॥ एतदल्पोपघातविषयम् ॥ १५ ॥

॥ ૧૫ ॥ હવે પાત્ર વિગેરેનો શુદ્ધવિચાર ॥

**ગુ૦ ટી૦– યાજ્ઞવલ્ક્ય ઋ**ષિ કહેછે કે, સોનાનું પાત્ર, રૂપાનું પાત્ર અબ્જ-પાત્ર (મોતી શંખ છીપનું પાત્ર) ઊર્ધ્વ પાત્ર (યજ્ઞસંબંધી ખાંડનીયો વિગેરે પાત્ર) ગ્રહપાત્ર (યજ્ઞમાં સોમરસ સ્થાપન કરવાનું પાત્ર)પથ્થરનાં પાત્ર, વાસ્તુક વિગેરે શાક, રજ્જુ (બાંધવા માટે તથા છોડવા માટે દોરી) તથા આદુ વિ-ગેરે, ફલ આંબા વિગેરેનાં ફલ, વસ્ત્ર, વાંસ વિગેરેનાં પાત્ર, બકરી વિગેરેનાં ચાંબડાં, છત્ર વિગેરે બીજાં લૌકિક પાત્રો, યજ્ઞસંબધી ચમસ નામના પાત્રો. આ ઉપર કહેલાં સુવર્ણ વિગેરેનાં પાત્રો વિના લેપવાળાઓને જો ઉચ્છિષ્ટ (એઠા) નો સ્પર્શ થાય તો, જલથી ધોઈ નાખવાથી શુદ્ધ થાયછે, અને જો એઠાનો સ્પર્શ ન થાયતો ધોવાની કાંઇ જરૂર નહીં આ શુદ્ધિ લૌકિક અને વૈદિક સાધારણ છે એમ જાણવું. ઉપર કહેલાં વચનોમાં શાક વિગેરેનું પણ ગ્રહણ છે તેથી એમ સમજવું કે, પાકાદિ માટે અન્ન વિગેરેથી ભરે-લાં પાત્રોનું તથા શાક વિગેરેનું પીરસવાપણાની નિવૃત્તિ માટે ધોઇ નાખવાનું વિધાન કૈમુતિક ન્યાયથી પ્રાપ્ત થાયછે એમ અમને (ગ્રંથકાર **શ્રીપુરૂષોત્તમજી** માહારાજ કહેછે) ભાસે છે. સમુદાયથી ભરેલાં પાત્રો પ્રોક્ષણ કરવાથી શુદ્ધ થાયછે, કારણ કે ધાન્ય વિગેરેને માટે પ્રોક્ષણ કરવું કહેલું છે માટે. હવે લેપવાળાં પાત્રોની શુદ્ધિ કહેછે કે ચરૂ, સ્રુક્ સ્રુવ (યજ્ઞસંબંધી પાત્ર.)ઘી તેલ-ની ચીકાશવાળાં હોય તો ગરમ જળથી ધોઇ નાખવાં એટલે શુદ્ધ થાયછે. એમ **વિજ્ઞાનેસ્વર** નામક ગ્રંથકાર કહેછે. એઠાં ન હોય અને જરા લેપવાળાં હોય તો પણ શુદ્ધિ કરવી. પ્રથમ ચરૂ શબ્દનું ગ્રહણ કર્યું છે તો, તે ઉ-પરથી લેપવાળાપણું જણાવવા માટે ચરૂ શબ્દનું ગ્રહણ છે. અને જો લેપ-વિનાનાં પાત્રો હોય તો ગરમાશવાળાં જલનું પ્રયોજન રહે નહીં. તેમજ

લેપવિનાનું સોનાનું પાત્ર જલથીસુધ્ધ થાયછે. અને મોતી શંખ છીપનું વાસણ તથા પથ્થરનું પાત્ર, અને રૂપાનું વાસણ અનુપસ્કૃત (લેપાદિરહિત) કેવલ જલથી શુધ્ધ થાય. આ પ્રમાણે **મનુ**નું વચન છે. તો તે ઉપરથી એમ જણાયછે કે, કેવલ પાત્ર તેણે કહ્યાં છે. એ પ્રમાણે અમને (ગ્રંથકાર કહેછે) ભાસે છે **અપરાર્ક** પણ એમજ કહે છે કે **મનુ**નું વચન જે છે તેનો એવો અર્થ છે કે, લેપાદિરહિત જેમાં કાંઇ પણ નાખેલું નથી. એવું પાત્ર એમ અર્થ જણાવ્યો છે. એમજ **વિજ્ઞાનેશ્વર** પણ કહેછે. **મેધાતિથિ** કહે છે કે, અત્યંત અનુપહત એટલે બિલકુલ પદાર્થના સ્પર્શવિનાનું પાત્ર એમ અર્થ સમજવો. **પાણિની ઋષિ**યે સૂત્રમાં '**વૈકૃત**' શબ્દ ગણેલો છે તે ઉપરથી પણ એવો અર્થ માલમ પડે છે કે ચિત્રવિચિત્ર રેખા વિગેરેથી રહિત પાત્ર. એવો કર્યો છે તો તે પણ યોગ્ય છે. કારણ કે જે પાત્રમાં કાંઇ રેખાઓ અથવા ખાડા ખપચા વિગેરે હોય તો તેમાં અન્નાદિ ભરાઇ રહે તો પછી કેવલ જલથી તે પાત્ર સાફ થઇ શકતું નથી. માટે **પાણિનીયે** પણ કહેલો અર્થ ઉચિતજ છે. **નિર્ણયામૃત** ગ્રંથમાં પણ એમજ લખ્યું છે. જે પાત્ર ઘણાં લીંપાઇ ગયાં હોય તે બાબતમાં **મનુ** કહે છે કે, તૈજસ પાત્રો અને મણીનાં પાત્રો અને પથ્થરનાં પાત્રો રાખથી જલથી તથા માટીથી સુધ્ધ થાયછે. વિદ્વાનો કહેછે કે આ ઠેકાણે તૈજસપાત્ર એટલે ધાતુનાં પાત્રો સમજવાં. જેમકે સોનું, રૂપું, કાંસું, લોઢું, કલાઇ, સીસું, આટલા ધાતુઓને તૈજસધાતુ તરીકે કહેછે. માટે આ ઉપરથી તેના પાત્રો એમ સમજવું. આ ઠેકાણે કાંસું એ શબ્દથી પીતલ પણ સમજી લેવું. કારણ કે, **બ્રહ્માંડપુરાણ**માં કાંસું તથા પીતલ એ બેયનો ધાતુપાત્રોમાં પાઠ લીધેલો છે માટે એમ સમજવું. જસત નામનો ધાતુ સીંસાનોજ એક ભેદ છે. મને ( ગ્રંથકાર કહેછે કે ) આ ઠેકાણે એમ ભાસેછે કે, **બ્રહ્મવૈવર્તપુરાણ**માં એમ લખ્યું છે કે, હંમેશ નવીન વાસણથી રસોઇ કરવી. અથવા એક પખવાડીયું પૂર્ણ થાય ત્યાંસુધી નવીન પાત્રથીજ રસોઇ કરવી, અને પછી તે પાત્રોને નાખી દેવાં, અને સ્થાન સુધ્ધ કરી પૂજા કરનારે પાકથી નિવૃત્ત થવું. આ પ્રમાણે **ભગવાને શ્રીનંદજીને** વૈષ્ણવબ્રાહ્મણનાં ધર્મોમાં હંમેશ રસોઇનાં વાસણો રસોઇ કરી કાઢી નાખવાને જણાવ્યું છે, અને માટી શિવાય બીજી જાતનાં વાસણો હંમેશ ત્યાગ કરવાને અશક્ય છે, તેવાં વાસણો અગ્નિની જ્વાલાથી મશવાળાં થયેલાં બનેછે માટે તે મશ દૂર કરવી. એટલે તે વાસણ નવીન થયું એમ ગણવામાં આવેછે એવો એક પક્ષ છે.

અને સદાચાર પણ તેવો છે તેથી માલમ પડેછે માટે માટીથી અથવા રાખથી તે વાસણની મશ કાઢી નાખવી. કાંસાના પાત્રનો લેપ રાખથી દૂર થાયછે માટે ત્યાં રાખજ લેવી. લેપવિનાનાં પાત્રોની, થોડા લેપવાળાં પાત્રોની, અને ઝાઝા લેપવાળાં પાત્રોની સુધ્ધિ ઉચ્છિષ્ટ લેપવાળાં પાત્રોની બરાબરજ છે એમ સમજવું. અને એજ સદાચારસંમત છે. હવે ઉચ્છિષ્ટનો સ્પર્શ બે પ્રકારનો બનેછે એક નીચલા અંગમાં તથા બીજો ઉપરના અંગમાં એમ બે પ્રકારનો છે. ઉપરના અંગને ઉચ્છિષ્ટનો સ્પર્શ થયો હોય તો જે અંગ એઠું થયું હોય તો તે અંગ માટીથી ધોઇ નાખવું. તેમજ નીચલા અંગને જો એઠાંનો સ્પર્શ થયો હોય તો અથવા એઠા માણસના હાથનો સ્પર્શ થાય તો જે ઠેકાણાના અંગને ઉચ્છિષ્ટનો સ્પર્શ થાય તો તે ઠેકાણે અપવિત્ર પદાર્થથી લીંપાયલા અંગની જેમ શુદ્ધિ કરવી ઘટે તેમ તે ઠેકાણાની શુધ્ધિ કરવી. એમ મને ભાસેછે. ચામડાની બાબતમાં **યાજ્ઞિકદેવવિરચિતસ્મૃતિસાર**માં કહ્યું છે કે, ગોમૂત્રના જલથી શૂર્પ (સુપડું) સુધ્ધ થાયછે. ધૂપથી તેલ વિગેરેની કુપિયો સુધ્ધ થાયછે. અને ગોમૂત્ર તથા ધોળા સરસવથી ચામડું શુધ્ધ થાયછે. વળી બીજું પણ કહ્યું છે કે, ત્રણ દિવસ ત્રિફળા (હરડાં બેડાં આમળાં)થી, અને સાત રાત કષાય (કાઢા)થી ચર્મની શુધ્ધિ કરવી. એક પલ (બે અથવા ચા તોલાં) રાખ, તેથી બમણી માટી અને તેથી ત્રણગણો કાઢો, અને ત્રણગણી ત્રિફળા લેવી. આંબો, જાંબુ, આમળી, પીપર, પીપળો, ઉંબરો, વડ, આ સાત વૃક્ષના કાઢાથી ચર્મ શુદ્ધ કરવું. આ શુદ્ધિ અલ્પઉપઘાટ વિષયક જાણવી ॥ ૧૫ ॥

## ॥ १६ ॥ अथोच्छिष्टस्पृष्टपात्रशुध्धिविचारः ॥

मू०—तत्र शंख आह ॥ "ब्रह्मक्षत्रविशां चैव सकृत्संमार्जनाच्छुचिः ॥ चतुर्थेन तु यद्भुक्तं चतुर्भिस्तत्र मार्जनम् ॥ अग्नौ प्रक्षिप्य गृह्णीयाद्धस्तौ प्रक्षाल्य यत्नतः ॥ गोश्रृंगेण तु संस्पृष्टं तत्पात्रं शुचितामियात्" इति ॥ इदं च कांस्यव्यतिरिक्ततैजसविषयम् ॥ कांस्यस्याधिकशुद्धेरग्रे वक्ष्यमाणत्वात् ॥ मर्यादासिंधौ तु पात्रांतरे शंखेन विशेष उक्तः ॥ "सिद्धार्थकानां कल्केन दंतशृंगमयस्य च ॥ गोवालैः फलपात्राणामस्थ्नां स्याच्छृंगवत्तथा" इति इदं चाल्पोपघाते ॥

अधिकोपघाते तु॥ स्मृंगाणां वायुपुराणेऽवलेखनविधानादित्युक्तम्॥ किंच मनुस्तु॥ "अग्नेश्चापां च संयोगाद्धेम रूप्यं च निर्बभौ॥ तस्मात्तयोश्च संयोगान्निर्णेको गुणवत्तरः" इत्याह॥ अर्थस्तु॥अग्निर्वै वरुणानीरकामयतेत्यर्थवादे हेमरूप्ययोर्जलाग्निसंयोगजन्यत्वोक्तेस्तयोः स्वकारणेन शोधनमत्युत्तममिति॥ किंच॥ "ताम्रायः कांस्यरैत्यानां त्रपुणः ससिकस्य च॥ शौचंयथार्हं कर्तव्यं क्षाराम्लोदकवारिभिः"॥ हारीतस्तु अद्भिःकांचनशंखशुक्तीनां तद्गुणवर्जनं स्नेहवैवर्ण्योपहतानां यवगोधूमकलायमाषमसूरमुद्गगोमयः चूर्णैर्धावनम्॥ अम्ललवणाभ्यां ताम्राणाम्॥ भस्मना कांस्यानाम्॥ शाणतैलघर्षणैः कार्ष्णायसानाम्॥ सिकतावघर्षणैः शैलानाम्॥ शिलावघर्षणमार्जनैर्मणिमयानाम् निर्लेखनैर्दारुमयानाम्॥ पुनःपाकेन मार्तिकानाम् गोमूत्रगोमयबिल्वैर्वैदलानां गोवालरज्ज्वा सोदकया फलपात्राणां कमंडलूनां यतिपात्राणां चेति विभाज॥ अत्र तद्गुणवर्जनमिति तद्गंधाद्यपकर्षणम् स्नेहवैवर्ण्योपहतानामिति उच्छिष्टादिस्नेहेन विवर्णं यथा भवति तथा पहतानाम्॥ यवादिचूर्णानि तु तुल्यार्थत्वाद्विकल्प्यंते॥ उदकं तु सर्वैः शोधनद्रव्यैः समुच्चीयते॥ शाणं लोहतैक्ष्ण्यसाधनम्॥ तच्च क्षुरछुरिकाद्यायुधशोधनाय नतु कटाहादिशोधनायेति॥ तदर्थं सिकतावघर्षणं बोध्यम्॥ शिलावघर्षणमार्जनं स्वर्णकारादिभिःपाषाणविशेषे घर्षणेनोज्ज्वलीकरणम्॥ कांस्ये इतोऽपि विशेषमाहुः पराशरशातातपापस्तंबाः॥ "गवाघ्रातानि कांस्यानि शूद्रोच्छिष्टानि यानि च॥ शुद्ध्यन्ति दशभिः क्षारैः श्वकाकोपहतानि च" इति॥ दशकृत्वो मार्जनात् शुद्ध्यंतीति निर्णयामृतापरार्कौ॥ शंखस्त्वतोऽपि विशेषमाह॥ "सूतिकोच्छिष्टभांडस्य सुराद्युपहतस्य च॥ त्रिःसप्तमार्जनच्छुद्धिर्न तु कांस्यस्य तापनम्" इति॥ कांस्यभिन्नानां तैजसानां

---

१ हारीतः

सूतिकोच्छिष्टादिके स्वल्पोपघाते यवचूर्णादिभिरेकविंशतिवारं मार्जनादेव शुद्धिः ॥ न ु कांस्यस्य तापनमित्यनेनार्थात्कांस्यव्यतिरिक्तानां तापनं कार्यमिति गम्यत इत्यपरार्कः ॥ निर्णयामृते तु यवादिनां शोधकानां सप्तसंख्याकत्वादेकैकेन त्रिवारं शोधनात्तैजसांतरस्य शुद्धिर्नतु कांस्यस्य ॥ तस्य तु मार्जनतापनाच्चेत्युक्तम् ॥ तत्रापरार्कोक्तमेव युक्तम् ॥ स्मृत्यंतरे सुरादिलेपे तापस्योक्तत्वात् तदपेक्षयोच्छिष्टस्याल्पत्वादिति अपरार्कनिर्णयामृतयोरादित्यपुराणे ॥ सुवर्णरूप्यशंखाश्मशुक्तिरत्नमयानि च कांस्यायस्ताम्ररैत्यानि त्रपुत्रसीसमयानि च ॥ निर्लेपानि विशुद्ध्यंति केवलेन जलेन तु ॥ शूद्रोच्छिष्टानि शोध्यानि त्रिधा क्षाराम्लवारिभिः " इति ॥ अत्र क्षारादिद्रव्यत्रित्वात्त्रिधात्वम् ॥ मार्जनं यथार्ह चतुष्कृत्वो दशकृत्वश्च वचनांतरवशादित्युक्तम् ॥ मर्यादासिंधौ तु ब्रह्मपुराण इत्युक्त्वा क्षाराम्लवारिभिरित्यंतमभिधाय " सूतिकाशवविण्मूत्ररजस्वलाहतानि च ॥ प्रक्षेप्तव्यानि तान्यग्नौ यच्च यावत्सहेदपि " इत्यधिकमुक्तम् ॥ यच्च यावदेति प्रागुक्तक्षालनोत्तरं यत्पात्रं यावत्कालमग्निसंयोगं सहते यावताग्निप्रक्षेपेण न नश्यति तावत्कुर्यादिति सर्वैरेव व्याख्यातं च ॥ तेनाय निष्कर्षः ॥ त्रैवर्णकोच्छिष्टं निर्लेपं भांडं मार्तिकमुच्छिष्टपुरुषस्पृष्टं प्रोक्षणेन शुद्ध्यति ॥ सलेपं त्ववचुडनात् ॥ अवचूडनं नामाग्निसंयोगः ॥ " अलेपमृन्मयं भांड भांडसंचयमेव च ॥ प्रोक्षणादेव शुध्येत्तु सलेप ह्यग्निचूडनात् " इति बृहत्पराशरवाक्यात् ॥ उच्छिष्टकरादिस्पर्शे तु तस्यावचूडन दाहश्च यथायथं मृण्मयानां पात्राणामुच्छिष्टसमारब्धानामवचूडनमुच्छिष्टसलेपोपहतानां पुनर्दहनमिति बोधायनवचनात् ॥ पुनर्दहनं नाम पुनः पाकः । सच रूपरसगंधस्पर्शपरावृत्तिफलकोऽग्निसंयोगः ॥ दार्वादीनां तूच्छिष्टपुरुषस्पर्शे दोषाभावः प्रोक्षणं वा ॥ स-

लेपानां तु तक्षणं उच्छिष्टसलेपपाण्यादिस्पृष्टानां च " तक्षणं दारुसृंगाणाम् " इति याज्ञवल्क्यवाक्यात् ॥ तथैव वैदलानां व्यजनादीनां प्रक्षालनात् ॥ गोमूत्रगोमयाबिल्वैर्घर्षणपूर्वकं जलप्रक्षालनाच्च एवमेव चर्मणां चैलवद्वक्ष्यमाणरीत्या च पूर्वोक्तयाज्ञवल्क्यहारीतयोर्वाक्यात् अत्र यद्यपि काचपात्रणां कागदपात्राणां च शुद्धिः क्वापि न विचारिता॥ तथापि विष्णुधर्मोत्तरे द्वितीयकांडीयद्रव्यशुद्ध्यध्याये काचभांडशुद्धिरुक्ता ॥ "शुद्धिश्च काचभांडानां केवलेन तदांभसा" इति ॥ कागदीयस्य तु तत्रापिनोक्ता ॥ तत्र चीनीयानां केचन काचविशेषत्वं केचन मार्तिकत्वं केचन कपर्दजन्यत्वं लोका वदंति ॥ तत्र कापर्दकत्वे अब्जत्वम् ॥तथासति वारिणा शुद्धिरल्पोपघाते॥मध्यमात्यंतोपघातयोस्तु त्याग एव॥आस्थिजन्यत्वेन तक्षणशोध्यत्वात्तक्षणस्य च तत्राशक्यत्वादिति ॥ मार्तिकत्वे काचत्वे च वारिणाऽवचूडनेन सहनार्हदाहेन चेति ॥ परंतु चीनीयानि पात्राणि शिष्टा न गृह्णते॥ तदुत्पत्तिप्रकारस्य कदर्यत्वादिति ॥ तदुत्पत्तिप्रकारस्तु वैद्यग्रंथे अर्कप्रकाशाख्ये रावणेनोक्तः॥"अथ वक्ष्ये तु जीर्णास्थिप्राप्तकाकरणं प्रिये॥ शिलाजतुस्थले कुर्याद्दीर्घं गर्तं मनोहरम् ॥ निक्षिपेत्तत्र तानस्थिसंचयान् द्विचतुष्पदाम् सार्जिक्षारं महाक्षारं मृत्क्षारं लवणानि च ॥ गंधकोष्णजलं क्षेप्यं नानामूत्राणि तत्र च ॥ एवं कृत्वा मासषट् दद्यात्पाषाणमृत्तिकाम् ॥ कंकास्यूर्ध्वं तदुर्ध्वं तु कुर्याद्वह्निष्टिकां शुभाम् ॥ त्रिवर्षाज्जायते सर्वमेकीभूतं दृषत्समम् ॥ ततो निष्कास्य तच्चुर्णं कृत्वा पात्राणि निर्ममेत्" इति ॥ कागदीनां तु यथायोग्यं प्रोक्षणक्षालनशोषणैः शाणत्वात् ॥ मिताक्षरायां क्षौमवच्छाणशुद्धेरुक्तत्वादिति तु मम प्रतिभाति॥ अन्येषामतैजसानामपि पूर्वोक्तयाज्ञवल्क्यहारीतादिवाक्येभ्यो ज्ञेया ॥ निर्लेपं कांष्यभिन्नं तैजसं तु

त्रैवर्णिकैरुच्छिष्टैरनुच्छिष्टांगेन स्पृष्टं न दुष्यति ॥ उच्छिष्टहस्ता दिस्पृष्टं तु सकृत्संमार्जनात् ॥ त्रैवर्णिकसूतकारजस्वलाभ्यां स्पर्शेनोपहतं त्वेकविंशतिकृत्वः संमार्जनात् ॥ तदुच्छिष्टोपघाते तु सन्ध्याग्नितापोत्तरं पूर्वोक्तरीत्या संमार्जनात् । एवमत्र रजस्वलोपघातेऽपि ॥ उच्छिष्टशूद्रस्पर्शे तु क्षालनात् ॥ तदुच्छिष्टं तु चतुर्भिश्चतुष्कृत्वः संमार्जनसद्यदाहात्तरं गोशृंगस्पर्शाच्च ॥ गवाघ्रातेऽप्येवम् ॥ कांस्यं तु त्रैवर्णिकस्पृष्टं क्षालनात् ॥ उच्छिष्टांगस्पृष्टं तु सकृत्संमार्जनात् ॥ शूद्रोच्छिष्टं क्षारैर्दशकृत्वो मार्जनादत्रचूडनाच्च ॥ यावत्सहेदिति वाक्यात् ॥ गवाघ्रातेऽप्येवम् ॥ शूद्रीसूतिकयोस्तूच्छिष्टं कांस्टा त्याज्यं तथा अंगिरास्तु ॥ "गंडूषं पादशौचं च यः कुर्यात्कांस्यभाजने॥ षण्मासं भुवि निःक्षिप्य पुनराकारमादिशेत्" इत्याह ॥ अत्र कांस्यपदं पित्तलस्याप्युपलक्षकमिति भाति ॥ १६ ॥

॥ १६ ॥ હવે ઉચ્છિષ્ટના સ્પર્શવાળા પાત્રનો શુદ્ધિવિચાર॥

**ગુ૦ ટી૦-શંખ** કહેછે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યના ઉચ્છિષ્ટ સ્પર્શથી એકવાર માંજી નાખવાથી પાત્રની શુદ્ધિ થાય. અને શદ્રના ઉચ્છિષ્ટ સ્પર્શથી ચાર વખત માંજવાથી શુદ્ધ થાયછે, એટલે અગ્નિમાં તપાવી હાથ ધોઇ ચલથી તે પાત્રને ધોવું. અને પછી ગાયના શીંગડાનો સ્પર્શ કરાવવો. ત્યારે તે પાત્ર પવિત્ર થાય આ પાત્ર કાંસ્યપાત્ર શિવાયનું સમજવું. કારણ કે કાંસાના પાત્રની આગળ વધારે શુદ્ધિ કેહેવાશે માટે, **મર્યાદાસિંધુનામક** ગ્રંથમાં પાત્રોની શુદ્ધિ બાબત એમ લખ્યું છે કે **શંખ**નામક ગ્રંથકાર કહેછે કે, દાંત તથા શીંગડાનાં પાત્રોની શુદ્ધિ સરસવના કલ્ક (સરસવ વાટેલાનોપીંડો)થી કરવી ફલ તથા પાત્રોની ગાયના વાળથી સુધ્ધિ કરવી. અને હાડકાં કે તેનાં પાત્રોની શીંગડાના પાત્ર માફક શોધ્ધ કરવી. આ સુધ્ધિ અલ્પસંસર્ગ માટે છે એમ સમજવું. અધિક સંસર્ગ થયો હોય તો **વાયુપુરાણ**માં શીંગડાનાં પાત્ર માટે ઘસાવી નાખવાથી સુધ્ધિનો વિધિ લખ્યો છે. તેમ જાણવું. વળી **મનુ** કહેછે કે અગ્નિ અને જલના સંયોગથી સુવર્ણ અને રજત (રૂપું) બનેછે (શોભેછે) માટે તે એનો સંયોગ ઘણા ગુણવાળો જાણવો. **વેદ**માં એમ લખ્યું છે કે અગ્નિયે વરૂણની સ્ત્રીની કામનાં કરી આ બાબત જ્યાં લખી છે તે

અર્થવાદમાં સોનારૂપાની જાત અગ્નિના સંયોગથી પેદાશ કરી છે માટે તેની શુધ્ધિ તેના કારણથી વધારે ઉત્તમ જાણવી. વળી ત્રાંબુ, લોઢું, કાંસુ પીતલ કલઇ, સીસું આટલા ધાતુઓનું પવિત્રપણું ખાર, ખટાશ અને જલથી યથાયોગ્ય કરવું. **હારીતઋષિ** તો એમ કહેછે કે કાંચન શંખ અને છીપ તેની શુધ્ધિ જલથી કરવી. અને તેલ ઘી વિગેરે ચીકાશ તથા બીજા પદાર્થોવાળાં તે પાત્રોની શુધ્ધિ જવ-ગોધૂમ (ઘઉં) મટર, અડદ, મસુર, મગના લોટથી તથા ગોબરથી ધોઇ નાખવાથી થાયછે. ખટાશ અને ખારથી ત્રાંબાનાં પાત્રોની શુધ્ધિ થાયછે. રાખથી કાંસાનાં પાત્રોની શુધ્ધિ થાયછે. કાટકોટ ચડી ગએલાંલોઢાંનાં પાત્રોની શુધ્ધિ કાનસથી ઘસાવવાથી તથા તેલ ઘસાવવાથી થાય. પથ્થરનાં પાત્રોની શુધ્ધિ રેતી ઘસવાથી થાય. મણિમય પાત્રોની શુધ્ધિ પથ્થરના ઘસવાથી માંજવાથી થાયછે. કાષ્ટનાં પાત્રોની શુધ્ધિ ઘસાવવાથી થાયછે. અને માટીનાં પાત્રોની શુધ્ધિ બીજીવાર બાળવાથી (બીજીવાર અગ્નિમાં પકાવવાથી) થાયછે. પાંદડાં વિગેરેનાં પાત્રો (જેમ કે સાદરી, ફડાના કાંઇ પંખા, ઘાસની ઝાંપી. ઝાંપા કંડણી કરંડીયા ઇત્યાદિ પાત્રો )ની શુધ્ધિ ગોમૂત્ર, ગોમય, અને બાલીના ફલથી થાયછે અને વળી એમ પણ લખ્યું છે કે જલવાળી ગાયના વાળની દોરીથી ફલોની યા ફલપાત્રોની કમંડલૂ વિગેરે યોગીઓનાં પાત્રોની શુદ્ધિ કરવી એમ જાણવું. શુધ્ધિ કરવી એટલે એમ સમજવું કે તે ચીજનો તેમાંથી સ્પષ્ટ ગંધ દૂર થઇ જાય, ત્યારે તે શુધ્ધ થયું કહેવાય. એમ જાણવું. આગળ કહી ગયા છીયે કે **'स्नेहवैवर्ण्योपहत'** એટલે ઉચ્છિષ્ટ વિગેરેની ચીકાશવાળું તે પાત્ર. એમ અર્થ સમજવો. આગળ કહી ગયા કે જવ વિગેરેનો લોટ લઇ સાફ કરવું. એટલે એમ સમજવાનું છે કે ઉપર કહેલાં અન્નનો લોટ લેવો પછી તેમાથી જેનો મળે તે લેવો, એમ અર્થ સમજવાનો છે. ઉપર કહી ગયા કે લોહપાત્રની શુધ્ધિ માટે કાનસ ઘસવું. તો એ ઠેકાણે એમ સમજવાનું કે સજીયો છુરી વિગેરે હથીયારો શોધવા માટે તે કાર્ય કરવું. પણ કડાયાં કે કડાઇની શુધ્ધિ કરવી હોય તોતો રેતી લઇને ઘસવાથી શુધ્ધિ થાયછે એમ જાણવું. પથ્થરનું ઘસવું, તથા માંજવું, આ બે કાર્ય સોની વિગેરે લોકો જાણેછે કે જે પથ્થરના ઘસવાથી તે પાત્ર ઉજ્વલ થઇ જાયછે. એમ જાણવું. કાંસાનાં વાસણ માટે ઉપર કહી ગયા તેથી વધારે પણ શુધ્ધિ લખી છે તે આ પ્રમાણે, **પરાશર, શાતાતપ** અને **આપસ્તંભ** કહેછે કે પશુ પક્ષી અથવા ગાય બેલોએ સુંઘેલાં કાંસાનાં પાત્રો અને શૂદ્રનાં એઠાં થયેલાં કાંસાનાં પાત્રો દશખારથી શુધ્ધ થાયછે. અને તે પાત્રો કાગડા કૂતરાંના સ્પ-

શેવાળાં હોય તો પણ, દશ વાર માંજી સાફ કરવાથી શુધ્ધ થાયછે એમ **નિર્ણયામૃત** તથા **અપરાર્ક** પણ કહેછે. **શંખ** નામના ગ્રંથકાર આ બાબતથી પણ વધારે કહેછે કે, જે કાંસાનું પાત્ર સૂતિકાયે ઉચ્છિષ્ટ કર્યું છે અથવા મદ્ય વિગેરે (દારૂ) ના સ્પર્શવાળું છે તોપણ તેને તાવ દેવો નહીં. ફક્ત એકવીશ વાર માંજવાથી શુધ્ધ થાયછે. કાંસાના પાત્ર શિવાય બીજા તૈજસ ધાતુનાં વાસણો જે સૂતિકાનાં એઠા વિગેરેના ઘોડા સ્પર્શવાળાં થયાં હોય તો જવ વિગેરેના લોટથી એકવીશ વાર માંજવાથી શુધ્ધ થાય. પરંતુ કાંસાના પાત્રને તપાવવું નહીં. એમ **અપરાર્ક**ના કથન ઉપરથી જણાય છે. **નિર્ણયામૃત**નો એવો મત છે કે શોધક પદાર્થના સાત પદાર્થ ગણેલા છે. તો એક પદાર્થથી ત્રણ ત્રણ વાર શુધ્ધ કરવી. એટલે સાત તેરી એકવીશ વાર માંજવાથી તૈજસ પાત્રની શુધ્ધિ કરવી. પરંતુ કાંસ્ય પાત્રની શુધ્ધ તો માર્જન ( માંજવું ) તથા તાપનથી થાય. આ બાબતમાં **અપરાર્ક**નું કથન યુક્ત છે. **સ્મૃત્યંતર**માં એમ લખ્યું છે કે કાંસાને મદ્યનો લેપ કરવામાં આવ્યો હોય તો તાપ આપવો. એટલે કાંસાપાત્રમાં મદ્ય ભરવામાં આવ્યું હોય તો તાપ આપવો. પરંતુ ઉચ્છિષ્ટની અપવિત્રતા મદ્ય કરતાં અલ્પ છે. માટે જરૂર પડતાંજ તાપ આપવો યુક્ત છે. **અપરાર્ક** તથા **નિર્ણયામૃત**માં **આદિત્યપુરાણ**માં પણ કહ્યું છે કે સુવર્ણ, રૂપું, શંખ, પથ્થર, છીપ, રત્ન, કાંસ્ય, લોહ, તાંબુ, પીતલ, કલઇ, સીસું આટલા ધાતુનાં પાત્રો લેપ વિનાનાં કેવલ જલથી શુધ્ધ થાય. અને જો શૂદ્રના એઠાના સંસર્ગવાળા હોય તો ખાર ખટાઇ અને જલથી શુધ્ધ થાયછે. માંજવું, યથાયોગ્ય કરવું. ચૌદ વખત અથવા દશ વખત કરવું, આ પ્રમાણે વચનાંતર છે માટે તેમ કરવું. **મર્યાદાસિંધુ**માં **બ્રહ્મપુરાણ**માં ખાર ખટાઇ અને જલથી શુધ્ધિ કરવી એમ કહીને આગળ જણાવ્યું છે કે સૂતિકા, શબ, વિષ્ઠા, પેશાબ, અને રજસ્વલા આટલાનાં સ્પર્શવાળાં કાંસાના પાત્રો શુધ્ધિ માટે અગ્નિમાં નાખવાં, પરંતુ અગ્નિ જેટલો સહન કરી શકે તેટલોજ દેવો. પ્રથમ તે પાત્રને ધોઇ નાંખવું. પછી જેટલો અગ્નિ સહન કરી શકે તેટલો અગ્નિ તે પાત્રને આપવો. એટલે જેટલા અગ્નિથી તે પાત્રનો નાશ ન થાય, તેટલો અગ્નિ આપવો. આ પ્રમાણે સર્વ વ્યાખ્યા કરી છે. આ બાબતનો આ સાર છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યનાં ઉચ્છિષ્ટ પાત્રો અને લેપવિનાનાં માટીનાં વાસણો ઉચ્છિષ્ટ પુરૂષના સ્પર્શથી પ્રોક્ષણ કરવાથી શુધ્ધ થાયછે. અને લેપવાળું પાત્ર, અવચૂડન (અગ્નિસંયોગ) કરવાથી શુધ્ધ થા-

થછે. લેપરગરનું માટીનું વાસણ અથવા પાત્રસમુદાય, પ્રોક્ષણ કરવાથી શુધ્ધ થાયછે, અને સલેપ માટીનું વાસણ અગ્નિસંયોગ કરવાથી શુધ્ધ થાયછે. એમ **બૃહત્પરાશર**નું વચન છે. એઠા હાથ વિગેરેનો સ્પર્શ થાય તો પણ અગ્નિસંયોગ કરવો. એઠાના સ્પર્શવાળાં માટીનાં વાસણો તથા એઠા લેપવાળાં માટીનાં વાસણોને ફરીથી બાળવાં એમ **બૌધાયન**નું મત છે. ફરીથી બાળવું એટલે બીજી વાર તે વાસણને અગ્નિમાં પકાવવું. અગ્નિમાં પકાવવું એટલે રૂપ, રસ, ગંધ સ્પર્શને પાછા વાળનારો અગ્નિસંયોગ. એટલે તે માટીના પાત્રનું રૂપ વિગેરે બદલી જાય. એવો અગ્નિસંયોગ કરવો. લાકડાં વિગેરેના પાત્રો ને ઉચ્છિષ્ટ પુરૂષનો સ્પર્શ થાય તો હરકત નહીં. અથવા તે પાત્રો ઉપર પ્રોક્ષણ કરવું. લેપવાળાં પાત્રો હોય તો તક્ષણ ( ઘસાવવું ) અને એઠાં લેપવાળાં પાત્રોનો અથવા એઠા લેપવાળા હાથ વિગેરેથી પાત્રનો સ્પર્શ થાય તો તે કાષ્ઠનાં વાસણો અથવા રીગડાનાં વાસણો ઘસાવી નાખવા તેમજ વૈદલપાન વિગેરેના પંખા વિગેરેઓને પ્રક્ષાલન કરવાથી શુધ્ધતા પ્રાપ્ત થાયછે. ગોમૂત્ર, ગોબર ( બિલ્લાં વિગેરે ) ના ઘર્ષણ ( ઘસવાં ) પૂર્વક જલથી ધોઇ નાખવું. એમજ ચાંમડાઓની કપડાં માફક શુધ્ધિ કરવી. પ્રથમ **યાજ્ઞવલ્કય, હારીત**નાં વચનો જણાવી ગયા છીએ. આ ઠેકાણે જોકે કાચનાં વાસણોની તથા કાગલનાં વાસણોની શુદ્ધિ કયાંય પણ લખાયલી નથી તેથી લખી નથી, તો પણ **વિષ્ણુધર્મોત્તર**ના બીજા કાંડના દ્રવ્યશુદ્ધિના અધ્યાયમાં કાચનાં વાસણની શુદ્ધિ કહી છે. કાચનાં વાસણોની શુદ્ધિ કેવલ જલથી થાય છે. અને કાગલનાં વાસણની શુદ્ધિ તો ત્યાં કહી નથી. હવે ચીનાઇ પાત્રને કોઇ એમ કહે છે કે કોઇ કાચ વિશેષ છે. અથવા માટીનો વિકાર છે. કોઇ કહે છે કે કોઇ જાતનાં કોડાનો વિકાર છે. એમ લોકો કહે છે. હવે જો કોડાંનો વિકાર માનીયે તો મોતી, શંખ, છીપ વિગેરેનો વિકાર માનવો જોઇએ. જો એમ માનીએ તો અલ્પઅપવિત્રતા થઇ હોય તો જલથી શુદ્ધિ જાણવી, મધ્યમ, અથવા અત્યંત અપવિત્રતા પ્રાપ્ત થાય તો ત્યાગ કરવો યોગ્ય છે. હાડકાનાં માનવામાં આવે તો [1]તક્ષણ કરવાથી શુદ્ધિ શકય છે. પરંતુ તે તક્ષણ કરવું અશકય છે. માટીપણામાં અને કાચપણામાં જલથી, અગ્નિસંયોગથી અને તે અગ્નિસંયોગથી યોગ્ય અગ્નિસંયોગ કરવો. એટલે તે પ્રમાણે કરવાથી શુદ્ધિ થાય છે. પરંતુ ચીનાઇ વાસણો શિષ્ટલોકો સ્વીકારતા નથી. કારણ કે, તેની પેદાશ ઘણીજ

---

૧ આમ સંયોગ,

હલકી તરેહથી થાય છે. માટે સ્વીકારતા નથી. તેની ઉત્પત્તિનો પ્રકાર **અર્કપ્રકાશ** નામના વૈદ્યકગ્રંથમાં **રાવણે** જણાવ્યો છે. તે આ પ્રમાણે. **શિવજી** કહે છે કે હે પ્રિયા પાર્વતી! જુના હાડકાની માટી કરવાનો પ્રકાર કહુંછું તે સાંભળ. શિલાજીતને ઠેકાણે એક મનોહર ખાડો કરવો. અને તે ખાડામાં જાનવરોના હાડકાના ઢગલા નાખવા. અને તેમાં સાજીખાર, માહાખાર, માટીનોખાર, લૂંણ, ગંધક અને ગરમ જલ નાંખવું. અને નાના-પ્રકારના મૂત્રો તેમાં નાખવા. એ પ્રમાણે છ માસસુધી પથ્થર તથા માટી રાખી તેની ઉપર હાડકાં નાખવાં, અને તે ઉપર અગ્નિની ભઠ્ઠી કરવી. એમ ત્રણ વર્ષ કરવાથી સર્વ પથ્થરમય એક ભાગ થઇ જાયછે. પછી તેમાંથી તે ચૂર્ણ બાહાર કાઢી તેનાં પાત્રો બનાવવાં. આ પ્રમાણે તેપાત્રોની બનાવવાની રીત છે. હવે કાગલનાં પાત્રનું યથાયોગ્ય શોધન, પ્રોક્ષણ કરવાથી ધોવાથી તથા શોષણથી કરવું. કારણ કે સણપણું તે પાત્રોને હોયછે. માટે **મિતાક્ષરા**માં ક્ષૌમવસ્ત્ર માફક સણની શુદ્ધિ કહી છે. માટે મને (ગ્રન્થ-કાર કહે છે કે) એમ ભાસેછે કે બીજા તૈજસ ધાતુવિનાનાં પાત્રોની શુદ્ધિ પ્રથમ કહેલાં **યાજ્ઞવલ્કય, હારીત** વિગેરેનાં વચનોથી જાણવી. લેપ વિનાનું કાંસા શિવાય તૈજસ પાત્ર ઉચ્છિષ્ટ. બ્રાહ્મણ, ક્ષત્રિય. વૈશ્યોગે અનુચ્છિષ્ટ અંગ (વગર એઠું અંગ)થી સ્પર્શ કરવામાં આવે તો તે પાત્ર દોષ પાત્ર થતું નથી. એઠા હાથ વિગેરેથી સ્પર્શ કરવામાં આવે તો એકવાર માંજ-વાથી શુદ્ધિ થાય. ત્રિવર્ણની સૂતિકા રજસ્વલાના સ્પર્શથી અપવિત્ર થયેલું પાત્ર એકવિંશવર માંજવાથી શુદ્ધ થાય. અને સૂતકા રજસ્વલાના એઠાથી અપવિત્ર થયેલું પાત્ર યોગ્ય અગ્નિ દીધા બાદ પૂર્વોક્ત રીતિથી માંજવાથી શુદ્ધ થાયછે. એમ રજસ્વલાના સ્પર્શમાં પણ સમજી લેવું. ઉચ્છિષ્ટ શૂદ્રના સ્પર્શમાં ધોઇ નાખવાથી શુદ્ધિ થાય છે. શૂદ્રોચ્છિષ્ટ પાત્રને ચાર વાર માં-જવાથી તથા યોગ્ય અગ્નિ દીધા બાદ ગાઇના સીંગડાનો સ્પર્શ કરાવવો. ગાયના સુંઘવામાં પણ એમજ કાંસાનું પાત્ર ત્રિણર્ણનું ઉચ્છિષ્ટ થયેલું માંજી નાખવાથી શુદ્ધ થાયછે. એઠાં અંગના સ્પર્શમાં એક વાર ધોવાથી (માંજ-વાથી) શુદ્ધિ થાયછે. અને શૂદ્રનું એઠું હોય તો દશ વાર ખારથી માંજવું તથા અવચૂડન કરવું તે અવચૂડન જેટલું સહન થઈ શકે તેટલું કરવું. ગાઇએલના સુંઘવામાં પણ એમજ. શૂદ્રની સ્ત્રી અથવા સુવાવડી સ્ત્રીનું એઠું થયેલું કાંસાનું પાત્ર કાઢી નાખવું. એટલે ઉપયોગમાં ન લેવું. **અંગિરા**-નામના ઋષિ કહે છે કે કાંસાના વાસણમાં જે માણસ કોગળા કરે અથવા

પગ ધોય, તો છ માસપર્યંત જમીનમાં રાખી તે પાત્ર પાછું પૂર્વાકારનું જેવું ઉજ્વલ હોય તેવું પાછું કરી લેવું. આ ઠેકાણે કાંસાનું વાસણ સમજવું. આટલુંજ નહીં પણ પિતલના વાસણ માટે પણ સમજી લેવું. એમ અમને (ગ્રન્થકારને) ભાસેછે. ॥ ૧૬ ॥

## ॥ १७ ॥ अथामेध्यस्पृष्टशुद्धिविचारः ॥

मू०—तत्रामेध्यं देवलेनोक्तम् ॥ " मानुषास्थि शवं विष्ठा रेतो मूत्रार्तवं वसा ॥ मेदोऽश्रु दूषिका श्लेष्मा मद्यं चामेध्यमुच्यते " इति ॥ अत्र शवादिकं पश्वादीनां मूषकपल्लीपर्यंतानां बोध्यम् ॥ ततः स्वल्पानां कीटेषु पातात् ॥ विष्ठामूत्रे मार्जारपर्यंतानां बोध्ये ॥ आखुपुरीषस्यान्ने पतितस्य दर्शने तावद्धासमात्रोद्धरणकथनेनातिदूषकत्वाभावादिति ॥ मद्यं तु द्वादशविधमपि ॥ तच्च पुलस्त्येनोक्तम् ॥ पानसंद्राक्षमाधूकं खार्जूरं तालमैक्षवम् ॥ मधूत्थं सैरमारिष्टं मैरेयं नारिकेलजम् ॥ समानानि विजानीयान्मद्यान्येकादशैव तु ॥ द्वादशं तु सुरा मद्यं सर्वेषामधमं स्मृतम् " इति ॥ तत्र तैजसानां मूत्राद्युपघाते शुद्धिरपरार्कनिर्णयामृते च बोधायनेनोक्ता॥ तैजसानां मूत्रपुरीषशुक्रासृक्कुणपमद्यैरत्यंतवासितानामावर्तनम् ॥ अल्पसंसर्गे तु परिलेखनम् स्पर्शमात्रोपघाते तु त्रिःसप्तकृत्वो भस्मना परिमार्जनम् ॥ अतैजसानामेवंभूतानामुत्सर्ग इति ॥ आवर्तनमग्निसंयोगेन द्रवीकरणम् ॥ परिलेखनं शस्त्रेणाभितोऽवयवानिस्तक्षणम् ॥ परिमार्जने तु हारीतोक्तो विशेषोऽपि द्रष्टव्यः ॥ शातातपस्तु ॥ " सुवर्णं रजतं ताम्रं त्रपु कृष्णायसं तथा ॥ रीतिकासीसलोहानि शुद्ध्यंत्यश्मनघर्षणात् " इत्याह ॥ तथा स्मृत्यंतरे॥ "भस्मना शुद्ध्यते कांस्यं सुरया यन्न लिप्यते ॥ सुरामूत्रपुरीषैस्तु शुद्ध्यते तापलेखनैः ॥ ताम्रमम्लेन शुद्ध्येत्तु न चेदामिषलेपितम् ॥ आमिषेण तु यल्लिप्तं पुनर्दाहेन शुद्ध्यति " ॥ एवं बौधायनवाद्धि-

ष्णुरप्याह ॥ " विण्मूत्ररेतःशवरक्तलिप्तमावर्तनोल्लेखनतापनैर्वा ॥ त्रिःसप्तकृत्वः परिमार्जनाद्वा भस्मादिना शुध्यति तैजसं हि " इति ॥ तैजसानां रेतोविण्मूत्रासृक्कुणपादिभिश्चंडालसूतिकोदक्या-पतितादिभिश्चिरमुपहतानामावर्तनम् ॥ तदल्पकालोपहतानां परि-लेखनम् ॥ ततोऽप्यल्पकालोपहतानां प्रतापनम् ॥ स्पर्शमात्रोपहता-नामेकविंशतिकृत्वो भस्मादिभिर्मार्जनम् ॥ पतिमार्जन क्षालन-मित्यपरार्के व्याख्यातम् ॥ निर्णयामृते तु ॥ तैजसानां मूत्राद्युपघाते पुनः करणम् ॥ गोमूत्रे वा सप्तरात्रं परिवासनमिति बौधायनवच-नमुपन्यस्य लेपनिर्हरणाशक्तौ पुनःकरणम् ॥ अन्यथा गोमूत्रवास इति व्यवस्थापितम् ॥ तदपि युक्तम् ॥ एवंच बिडालपल्लीप्रभृति-मूत्रादिस्पर्शेऽत्यंतोपघातादौ चानयैव दिशोह्याव्य शुद्धिर्बोध्या ॥ तथा झिल्लीप्रभृतिक्षुद्रजीवस्य शाकादौ पतितस्य रंधनोत्तर ज्ञाने पाचनस्थाल्यां तदवयवानां भूयो लेपसत्त्वाग्नं पल्लीमूत्रकाले स्वभाव उल्लेखनम् ॥ एवमेव शफरीजलौकःप्रभृतिकुणपसंसर्गेऽप्यूह्यम् ॥ तथैव च स्पृष्टपात्रस्यापि भोजनपात्रे तस्याल्पस्पर्शाद्भस्मादिना मार्जनं साक्षात्स्पर्शे चाधिकमार्जनमित्युन्नेयम् ॥ किंच ॥ " ताम्र-पात्रे तु यद्द्रव्यं कांस्यपात्रे च यन्मधु ॥ आर्द्रकं गुडसंयुक्तं मद्यो घृतं विनेत् " इत्यादिस्मृत्यंतरवाक्योक्तानामत्यशुचीनां स्पर्शेऽपि मार्जनादेव शुद्धिर्न त्वन्या ॥ अत एव सदाचारचंद्रोदये षट्त्रिंशन्म-ते ॥ " होमकार्ये तथा दोहे पाके च परिवेषणे ॥ स्नानतर्पणदा-नेषु ताम्रे गव्यं न दुष्यति " इत्युक्तम् ॥ तथैव दीपस्पृष्टमात्रेऽपि ज्ञेयम् ॥ किंच ॥ गवाघ्रातादीनां दशभिर्मार्जनैः पराशरादिवाक्य शुद्धिरुक्ता ॥ शंखेन तु कृष्णशकुनिमुखावसृष्टं निर्लिखेत् ॥ श्वाप-दमुखावसृष्टं पात्रं न प्रयुंजीते त्युक्तम् ॥ तत्रापि शंखवाक्ये मुख-पदादेषा शुद्धिः अंगांतरस्पर्शे पूर्ववाक्योक्तेति बोध्यम् ॥ श्वाप

दश्च मार्जारभिन्नो बोध्यः ॥ "मार्जारश्चैव दर्वी च मारुतश्च सदा शुचिः" इति वाक्यादिति विज्ञानेश्वरः ॥ एतदेव युक्तम् ॥ पात्र-संघातादौ तु स्पृष्टस्यैवाशुचित्वं न तरस्य ॥ तदुक्तमपरार्के हारीतेन ॥ "संहतानां तु पात्राणां यद्येकमुपहन्यते ॥ तस्यैव शोधनं कार्यं न तु तत्स्पृष्टिनामपि" इति ॥ शंखोऽपि ॥ "मलं संयोगजं स्वं वा यस्य[1] येनोपहन्यते ॥ तस्य तच्छोधनं प्रोक्तं सामान्यं द्रव्यशुद्धिकृत्" इति ॥ अयं शोधनप्रकारः पूर्वोक्तान्यस्तहारीतोक्त-विभागानुसारेण ज्ञेयः ॥ येषां वाचनिकी शुद्धिर्न दृश्यते तादृशांतु शुद्धिं मर्यादसिंधौ शातातप आह ॥ "अशुचिं संस्पृशेद्यस्तु एक एव स दुष्यति ॥ तं स्पृष्ट्वाऽन्यो न दुष्येत्तु सर्वद्रव्येष्वयं विधिः" इति तेनेंधनादौ चीवरादिसंसर्गे तत्संबंधिस्वरूपं विचार्याऽशुद्धिः कल्पनीया ॥ बिडालपुरीषादिसंसर्गे तु तस्यामेध्यत्वात्तत्स्पृष्टस्पर्शिनामप्यशुचित्वम् तथा आचारादिति बोध्यम् ॥ बोधायनस्तु ॥ दारुमयानां पात्राणामुच्छिष्टसमारब्धानामवलेखनम् ॥ उच्छिष्टलेपोपहतानामेव तक्षणं मूत्रपुरीषरक्तःप्रभृतित्रिरुत्सर्ग इत्याह ॥ अत्रावलेखनं [2]वस्त्रादिना घर्षणम् ॥ तक्षणस्य पृथगुक्तत्वादिति ॥ मर्यादसिंधौ तु ॥ शवचंडालपुरीषैरल्पलेपोपघातेऽपि घर्षणमित्युक्तम् ॥ केचित्तु पुरीषसंसर्गे गंधलेपापनयनक्षमतक्षणम् ॥ शवादिस्पर्शे मृद्वारिभ्यां क्षालनं श्वादिस्पर्शे बृसीपीठादीनां क्षालनमेवेत्याहुः ॥ तदापि पाकोपयोगिनां तु त्याग एवेति प्रतिभाति ॥ शृंगदंतास्थिमयानामप्येवम् ॥ मणिमयादीनां मूत्राद्युपघाते विष्णुराह ॥ मणिमयमश्ममयमब्जं सप्तरात्रं महीनिखननेनेति ॥ उच्छिष्टाद्युपघाते तु कश्यपः ॥ सिकताभिर्दंतशृंगशंखशुक्तिमणीनामित्याहापरार्के ॥ वैदलानां वेणुवैत्रनडानि [3]चुलादिमयानामपि दारवत्वदेव शुद्धिः ॥ तत्रापि वेणुवे-

---

१ पात्रस्य साधनेन गच्छति. २ शास्त्रादिनेति पाठः. ३ पनस इति भाषायाम्.

त्रादेर्वस्त्राधानी चेत्तदा प्रयोजनविचारेण गंधलेपक्षायाधायकक्षाल-नादिनैव शुद्धिः ॥ पक्वान्नादिस्थापनपात्रं चेत्तदा त्याग एवेत्याद्युह्यम् ॥ मृण्मयानां तु पुनः पाकेन शुद्धिरुक्ता ॥ सा च श्वादि स्पर्शदोष एव न तु दोषांतरे ॥ तदुक्तं मनुना ॥ " मद्यैर्मूत्र पुरीषैर्वा श्लेष्मपूयाश्रुशोणितैः ॥ संसृष्टं नैव शुद्ध्येत्तु पुनः पाकान्महीमयम् " इति ॥ मर्यादासिंधौ तु ष्ठीवनैः पूयशोणितैरिति पाठः उभयथापि मलांतरोपलक्षकत्वं निर्वाह्यं चंडालादिस्पर्शे तु त्यागः ॥ चंडालैरुपसंस्पृष्टं धान्यं वस्त्रमथापि वा ॥ प्रक्षालनेन शुद्ध्येत्तु परित्यागे महीमयम् " इत्यपरार्के स्मृत्यंतरात् ॥ फलपात्राणां शुद्धिस्तूक्तैव कश्मलसंसर्गे तु त्याग एव ॥ किंचापरार्के ब्राह्मे ॥ मृदंबुभिरिति प्रकृत्य " रज्जुवल्कलपात्राणां चमसालाबुचर्मणाम् ॥ कृत्वा शौचं ततः शुद्धिर्गोवालैर्घर्षणं पुनः " इति ॥ चर्मणां तु सामान्यतः कश्यप आह ॥ तृणकाष्ठरज्जुभूर्जशणक्षौमजतुचर्मवेणुविदलफलपत्रवल्कलादीनां चैलवच्छौचम् ॥ मृद्दारुचर्मणामत्यंतोपहतानां त्यागः। असंस्कृतायां भूमौ न्यस्तानां प्रक्षालनम् ॥ परोक्षाहृतानामभ्युक्षणम् ॥ एवं क्षुद्रसमिधामसंस्कृतामेध्यादयुपहतानामेकपुरुषोद्धार्याणामिति ॥ काच्छपवलयनां शुद्धिश्चर्मशुद्धचैव व्याख्याता ज्ञेया ॥ एवमन्येषामपि ॥ १७ ॥

॥ ૧૭ ત હવે અપવિત્ર પદાર્થનો કાઇને સ્પર્શ થાય
તો તેની શુદ્ધિ કરવાનો વિચાર. ॥

ગુ૦ ટી૦—અમેધ્ય એટલે અપવિત્ર વસ્તુ દેવલઋષિયે આ પ્રમાણે ગણેલી છે કે, માણસનું હાડકું, અને પશુ વિગેરેનું એટલે ઉંદર, છાબકી, પર્યંતનું શબ, જાણવું. કદાચિત્ ઉંદર, છાબકી, શિવાયના પ્રાણીના શબ માટે સંદેહ થાય તો અલ્પપ્રાણીની કોટમાં ગણના છે, માટે પ્રોક્ત વિષય યુક્તિયુક્ત છે એમ જાણવું. અર્થાત્ આ ઠેકાણે ઉપર પ્રમાણે શબ શબ્દનો અર્થ સમજી લેવો. વિષ્ઠા એટલે માર્જારપર્યંતની વિષ્ઠા અને મૂત્ર પણ સમજી લેવું. વીર્ય, આર્તવ, વસા, મેદ, અશ્રુ, ( આંસુ ) આંખના ચીપડાં, સળખમ

અથવા કફ અને મદ્ય, આટલાં પદાર્થો અપવિત્ર તરીકે ગણવામાં આવ્યા છે. આખુ (ઉંદર) ની વિષ્ઠા અન્નમાં પડેલી હોય તો તે જોયા પછી તેટલો ભાગ અન્નમાંથી કાઢી નાખવો. અર્થાત્ એક ગ્રાસમાત્ર તે અન્નમાંથી કાઢી દૂર કરવું. તેમ કરવાથી અત્યંત દોષપણું દૂર થઇ જાયછે. હવે મદ્ય (દારૂ) બાર પ્રકારનું શાસ્ત્રમાં કહેલું છે. તે **પુલસ્ત્યઋષિ** આ પ્રમાણે જણાવેછે. પાનસ (ફણસનું મદ્ય.) બીજુ દ્રાક્ષ (દ્રાખનો દારૂ) ત્રીજું માધુક (મહુડાનો દારૂ) ચોથુ ખાર્જુર (ખજુંરનું મદ્ય પાંચમુ તાલનું મદ્ય. છઠું ઐક્ષવ. (શેરડીના રસનો દારૂ) સાતમું મધનું મદ્ય, આઠમું [1]તૈર-નામનું મદ્ય. નવમું આરિષ્ટ નામનું મદ્ય. દશમું મૈરેય નામનું મદ્ય. અગિયારમું નાળીયેરનું મદ્ય. અને માહો નીચમાં નીચ બારમું સુરા નામનું મદ્ય, એ પ્રમાણે બાર પ્રકારનાં મદ્ય ગણેલાં છે. તેમાં બીજા અગીયાર મદ્ય તો સમાન છે પણ બારમું સુરા નામનું મદ્ય સર્વે મદ્યમાં અધમ (હલકું) ગણેલું છે, એમ જાણવું. હવે તૈજસ નામનાં પાત્રો એટલે સુવર્ણ, ત્રાંબું, રૂપું, કાંસ્ય, લોહ, કલઇ, અને સીસું આટલી ધાતુનાં પાત્રો તે તૈજસ પાત્ર સમજવાં. તે તૈજસ પાત્રોને પૈશાલ વિગેરેથી [2]ઉપઘાત થાય ત્યારે તેની શુદ્ધિ **અપરાર્ક** તથા **નિર્ણયામૃત**માં **બૌધાયને** કહેલી છે તે આ પ્રમાણે. તૈજસ પાત્રોને મૂત્રનો, વિષ્ઠાનો, વીર્યનો, રૂધિરનો, શબનો અને મદ્યનો અત્યંત સ્પર્શ થાય તો, આવર્તન (અગ્નિના તાપથી રસ કરાવી નવીનતા કરવી) કરવું. અને જો અલ્પ સંસર્ગ થાય તો, પરિલેખન (એ-ટલે ચોતરફથી શસ્ત્રોયે કરીને અવયવ પાત્રના ઘસાવી નાખવારૂપ કર્મ) કરવું. અને ફક્ત સ્પર્શજ જો થાય તો, એકવીશ વાર રાખથી ચોતરફથી માજી નાંખવું. અને તૈજસ શિવાયના બીજા પાત્રોને જો તેવો સ્પર્શ થાય તો, ઉત્સર્ગ (ત્યાગ) કરવો. પાત્રોને માંજી નાખવાની બાબતમાં **હારીત** નામના ગ્રંથકારે તથા **શાતાતપે** આ પ્રમાણે કહ્યું છે કે, સોનાનું વાસણ, રૂપાનું વાસણ, ત્રાંબાનું વાસણ, કલઇનું પાત્ર, કીટાળાવાળું લોઢાનું પાત્ર, પીતળનું પાત્ર, સીસાનું પાત્ર, અને સાધારણ લોઢાનું પાત્ર, પથ્થરના ઘ-સવાથી પવિત્ર થાય છે. તેમજ બીજી સ્મૃતિમાં પણ કહ્યું છે જે, કાંસાનું વાસણ મદ્યથી ઉપલિપ્ત (લેપવાળું) થતું નથી તે પાત્ર રાખથી પવિત્ર થાય, અને જે કાંસાનું પાત્ર મદ્ય અથવા મૂત્ર યા વિષ્ઠાથી લેપવાળું થાય તે કાંસાનુ પાત્ર તાપ, અને ઘસાવવાથી પવિત્ર થાયછે. અને જો ત્રાંબાનું

---

[1] તૈર નામનું એક જાતનું મદ્ય હોયછે. [2] સ્પર્શ.

પાત્ર અપવિત્ર થયું હોય તો તે ત્રાંબાનું પાત્ર ખટાશથી પવિત્ર થાયછે, પરંતુ જો તે પાત્ર માંસના લેપવાળું ન થયું હોય તો. અને જો માંસના લેપવાળું થયું હોય તો, દાહ કરવાથી શુદ્ધ થાયછે. એમજ બૌધાયન અને વિષ્ણુ પણ કહેછે કે, વિષ્ટા, મૂત્ર, વીર્ય, શબ, રૂધિરના લેપવાળાં [3]તૈજસ પાત્રો [4]આવર્તન કરવાથી, ઉલ્લેખન (ઘસવાથી) તાપ આપવાથી, અને એકવીશ વાર રાખથી માંજવાથી પવિત્ર થાય છે. તૈજસ પાત્રોને વીર્યનો, વિષ્ઠાનો, મૂત્રનો, રૂધિરનો તથા શબ વિગેરેનો ઘણોક વખત સંસર્ગ થાય તો અને ચાંડાલનો, સુવાવડી સ્ત્રીનો, રજસ્વલાનો, પતિત વિગેરેનો પણ જો ઘણો વખત સ્પર્શ થાય તો, આવર્તન (અગ્નિના તાપથી ગાળી નખાવવું.) કરવું, અને ઉપરનાઓનો જો થોડો વખત સ્પર્શ થાય તો, પ્રતાપન (બરોબર તપાવવું) અને જો ઉપર કહેલાઓનો સ્પર્શજ માત્ર થાય તો, એકવીશ વાર રાખ વિગેરેથી માંજી નખાવવું. અપરાર્ક નામના ગ્રંથકાર કહેછે કે, એકવીશ વાર માંજવું અને ધોવું એમ વારંવાર કરતું જાવું. એ પ્રમાણે એકવીશ વાર કરવાથી શુદ્ધ થાયછે એમ એમનો મત છે. નિર્ણયામૃતમાં પણ એમજ કહ્યું છે. તૈજસ પાત્રોને મૂત્ર વિગેરેનો સ્પર્શ થાય તો ફરીથી નવું કરાવવું. અથવા એમ ન બને તો ગોમૂત્રમાં રાખવું એ પણ યુક્ત છે. એમજ માંજાર, પલ્લી, વિગેરેનો, મૂષાદિકનો, અત્યંત સ્પર્શ થાય તો ઉપર કહેલા રસ્તાથીજ શુદ્ધિ કરવી. તેમજ તમરા વિગેરે હલકા જીવો શાક વિગેરેમાં પડી રંધાઇ ગયા પછી જાણવામાં આવે, અને પછી પાકના પાત્રમાં તે જાનવરના અવયવો લેપરૂપે જોવામાં આવે તો તે પાત્રને તપાવવું. અને તેમજ [5]પલ્લી (છીપકલી) મૂષક (ઉંદર) વિગેરે જાણવામાં આવે તો તે પાત્રનું ઉલ્લેખન (ચોતરફથી અવયવનું ઘર્ષણ) કરાવવું. એમજ માછલી તથા જલજીવ વિગેરેના શબના સંસર્ગમાં પણ એમજ સમજી લેવું. તેમજ સ્પર્શ કરેલા પાત્રને ભોજનપાત્ર તરીકે આવવાથી અને અલ્પ સ્પર્શ થવાથી રાખ વિગેરેથી માંજી નાખવું. સાક્ષાત્ જો સ્પર્શ થાય તો વધારે વખત માંજી નાખવું જોઇએ, એમ જાણવું. વળી ત્રાંબાના વાસણમાં દૂધ, દહીં રાખવામાં આવે અને કાંસાના પાત્રમાં મધ રાખવામાં આવે અને ગોળ અને આદુ ભેળું થાય તો તે મદ્ય જેવું અથવા મદ્યજ સમજવું. પરંતુ તેમાં ઘી ભેળું ન થવું જોઇયે,

---

૩ સોનું રૂપું, ત્રાંબુ, કાંસું, લોઢું, કલઇ, સીસાનાં પાત્રો સમજવા. ૪ અગ્નિના તાપથી ગાળી નાખવું. ૫ અથવા ઢેઢ ગરોળી પણ લોકો કહે છે.

એમ સ્મૃતિયોમાં વચનો છે. આવી જાતના અલ્પ અપવિત્રતાના પ્રસંગમાં તે પાત્રની માંજવાથી શુદ્ધિ થાયછે. માટેજ **સદાચારચંદ્રોદયમાં ષટ્ ત્રિંશન્મતમાં** લખેછે કે, હોમ કાર્યમાં, દોહન કરવામાં, રાંધવામાં, પરિવેષણ (પીરસવામાં) અને સ્નાન, તર્પણ, અને દાનમાં ત્રાંબાના પાત્રમાં રાખેલું (ગવ્ય) દૂધ, દહીં, ઘી, ગોબર, ગોમૂત્ર દોષવાળું થતું નથી. એમજ દીવાના ફક્ત સ્પર્શમાં પણ જાણવું. તથા ગાય, બેલ, વિગેરેના સુંઘેલાં પાત્રો દશ વખત માંજવાથી પવિત્ર થાય, એમ **પરાશર** વિગેરેના વાક્યોમાં શુદ્ધિ જણાવી છે. **શંખ** નામના ગ્રંથકાર કહેછે કે કાળા પક્ષીના મુખના સ્પર્શવાળું પાત્ર ઉલ્લેખન (શસ્ત્રઘર્ષણ) કરવાથી શુદ્ધ થાય, પરંતુ કેવલ માંજવાથી શુદ્ધ થતું નથી. કોઇ શ્વાપદ નામના જાનવરના મુખના સ્પર્શથી અપવિત્ર થયેલું પાત્ર ઉલ્લેખન કરવાને યોગ્ય છે. એમ પણ મતછે કારણ કે તેનો નિષેધ **શંખજ** જણાવે છે. માટે મૂલમાં મુખ શબ્દ લખ્યો છે તે ઉપરથી ઉપર પ્રમાણે શુદ્ધિ સાબીત થયછે. તેમજ અંગાંતરના સ્પર્શમાં પણ જાણી લેવું. શ્વાપદ નામનું જાનવર માંજારથી કોઇ બીજી જાતનું જાણવું. (**વિજ્ઞાનેશ્વર** લખેછે કે, માંજાર, દર્વી અને પવન હંમેશ પવિત્રજ છે. એમ એમનું લખવું છે. એજ યુક્ત છે. પાત્રસમુદાય હોય તો જે પાત્રને અપવિત્ર પદાર્થનો સ્પર્શ થાય તેજ પાત્ર અપવિત્ર થઇ શકે બીજા નહીં, તે બાબતસર **અપરાર્કમાં હારીત** કહેછે કે, સંહત પાત્રોમાં (પાત્રસમુદાયમાં) જે એકને અપવિત્રતાનો દોષ લાગુ પડે તેજ પાત્રને શુદ્ધ કરવું, પરંતુ તે અપવિત્ર પાત્ર જેને અડયું હોય તેવાં બીજાં પાત્રોને શુધ્ધ કરવાની જરૂરી નથી. **શંખ** નામક ગ્રંથકાર પણ લખેછે કે પોતાનો અથવા પારકો સંયોગથી પેદા થનારો મલ (દોષ) જે પાત્રનો જેણે કરીને જાય તો તેનું શોધન કરવું કહેલું છે. તે સોધન દ્રવ્યની શુદ્ધિ કરનારૂં સામાન્ય જાણવું. આ શોધન રીત પૂર્વોક્ત **હારીત**ના વચનને અનુસરનારી જાણવી. અને જેઓની વચનોથી શુધ્ધિ ન જણાય તેઓની શુધ્ધિ **મર્યાદાસિંધુ**માં **શાતાતપ** કહેછે કે, જે અપવિત્ર પદાર્થને જે એક સ્પર્શ કરે તો તેજ દૂષણને પ્રાપ્ત થાયછે. અને તેને બીજો સ્પર્શ કરે તો તે દોષવાળો થતો નથી. આ વિધિ સર્વ દ્રવ્યો (પદાર્થો) માટે સમજી લેવો. આ ઉપરથી કાષ્ઠ વિગેરેમાં [૨]ચીવરાદિનો સંસર્ગ થાય તો તે સંસર્ગનું સ્વરૂપ વિચારી અશુધ્ધિની કલ્પના કરવી. માંજારની વિષ્ઠા વિગેરેના સંસર્ગમાં તો એમ સમજવું કે, તે વિષ્ઠા અપવિત્ર છે, માટે તેને જો કોઇ બીજો પદાર્થ અડકે

૨ ચીથરાં વિગેરે.

તો તેપણુ અપવિત્ર તરીકે બને, કારણકે તેવો સદાચાર છે, માટે એમ જાણવું. **ઔશ્રાયન** કહેછે કે, લાકડાનાં પાત્રો એઠાંનાં કામમાં આવ્યાં હોય તો તે પાત્રોને ઘસાવવાં, અને એઠાંના લેપવાળાં થયાં હોય તો તેને છોલાવવાં. અને મૂત્ર, વિષ્ઠા, વીર્ય, વિગેરેના દોષવાળાં થયાં હોય તો ત્યાગ કરવો. આ ઠેકાણે અવલેખન શબ્દથી શસ્ત્ર અથવા વસ્ત્રથી કાષ્ઠનાં પાત્રોને ઘસવું એમ સમજવું. તક્ષણુ એટલે છોલવું એ શબ્દ જુદો લખ્યોછે માટે મર્યાદાસિંધુ નામના ગ્રંથમાં લખ્યું છે કે, શબ, ચાંડાલ અને વિષ્ઠાનો જો અલ્પ સંસર્ગ થાય તોપણુ ઘર્ષણુ (ઘસવું.) કરવું. કોઇ એમ કહેછે કે, વિષ્ઠાનો જો પાત્રને સંસર્ગ થયો હોય તો જ્યાંસુધી ગંધનો નાશ ન થયો હોય ત્યાંસુધી છોલાવવું. અને શબ વિગેરેના સ્પર્શમાં માટી પાણીથી ધોઇ નાખવું. કૂતરાં વિગેરેનો સ્પર્શ થયો હોય તો ચટાઇ આસન વિગેરેને ધોઇ નાખવાં. એવો મત છે. તે ઠેકાણે પણુ પાકોપયોગી (રસોઇ કરવામાં લાયક) પાત્રોનો તો ત્યાગજ કરવો એમ અમને (ગ્રંથકારને) ભાસેછે. શીંગડાં, દાંત, હાડકાના પાત્રોની પણુ તેજ વ્યવસ્થા કરવી. મણિમયપાત્રોને માટે મૂત્ર વિગેરેનો સંસર્ગ થાય તો **વિષ્ણુ** કહેછે કે મણિમયપાત્રો, પથ્થરનાં પાત્રો. અબ્જપાત્ર (છીપ, મોતી વિગેરેનાં પાત્રો) ને, સાત રાત્રિપર્યંત જમીનમાં ડાટી રાખવાં. અને એઠાંનો સંસર્ગ થયો હોય તો **કશ્યપ** કહેછે કે, રેતીથી દાંતનાં, શીંગડાંનાં, શંખનાં, છીપનાં, મણિનાં પાત્રોની શુધ્ધિ કરવી. એમ **અપરાર્કનો** પણ મત છે. એમજ વાંસનાં, લાકડીનાં, નેતરનાં, અને નિચૂલ (પનસ) વિગેરેનાં પાત્રોની શુધ્ધિ કાષ્ઠપાત્ર માફક કરવી. તેમાં પણુ જો વાંસ, લાકડીનાં, પાત્રોમાં કપડાં રાખવામાં આવતાં હોય તો પ્રયોજન (કાર્ય જરૂરી) નો વિચાર કરી ગંધ લેપનો જેવી રીતથી યોગ્ય નાશ થાય તેવી જાતના ક્ષાલન (ધોઇ નાખવું.) ઇત્યાદિકથી શુધ્ધિ કરવી. પાકેલાં અન્ન જો રાખવામાં આવતાં હોય તો, તે પાત્રોનો ત્યાગજ કરવો ઉચિત છે. માટીનાં વાસણુનો તો ફરીથી પાકાવવાથીજ શોધ (શુધ્ધિ) થાયછે. અને તે પણુ શુધ્ધિ કૂતરાં વિગેરેના સ્પર્શ દોષમાંજ કરવી. પરંતુ બીજા સાધારણુ દોષોમાં નહીં. તે બાબતસર **મનુ** કહેછે કે મદ્યના, વિષ્ઠાના, કફના, દુર્ગંધિ પદાર્થના, રૂધિરના, આંસુના સ્પર્શથી થયેલું અપવિત્ર માટીનું વાસણુ શુધ્ધ થતું નથી. પરંતુ જો ફરીથી તેનો પાક થાય તો શુધ્ધ થાય. **મર્યાદાસિંધુ**માં પણુ લખ્યું છે કે થૂંક, રૂધિર, વિગેરેના સ્પર્શવાળું માટીનુ પાત્ર ત્યાગ લાયકછે, અને જો બીજા સાધારણુ દોષવાળું જો તે પાત્ર થયું

હોય તો જેમ તેમ ચાલે, પરંતુ ચાંડાલાદિનો સ્પર્શ થયો હોય તોતો ત્યાગજ કરવો પ્રાપ્ત છે. અપરાર્કમાં સ્મૃત્યંતરથી લખેછે કે, ચાંડાલોયે સ્પર્શ કરેલું ધાન્ય અથવા કપડું તે ધોઇ નાખવાથી શુધ્ધ થાયછે. પરંતુ માટીનાં વાસણનો તો ત્યાગજ કરવો એમ કહ્યું છે. ફલના પાત્રોની શુદ્ધિ કહીજ છે. પરંતુ અત્યત અપવિત્ર પદાર્થનો સંસર્ગ થાય તો ત્યાગજ કરવો યોગ્ય છે. વળી અપરાર્કમાં કહ્યું છે કે, માટી તથા જલથી શુદ્ધિ કરવી. એમ કહીને આગળ લખે છે કે, દોરી, વલ્કલપાત્રોની તથા ચમસપાત્રે (યજ્ઞપાત્ર તૂંબડાં, ચામડાં, એઓની શુદ્ધ કરી પછી ગાયના વાળની દોરીથી ઘસવું, ત્યારે શુધ્ધ થાયછે. ચાંમડાં માટે કશ્યપ કહેછે કે, ઘાસ, કાષ્ઠ, રજ્જુ, ભોજપત્ર, શણ, રેશમ, જંતુ, (કોઇ જાતનું પત્ર પાત્ર) યા વસ્ત્ર, ચાંમડું, વાંસ, પંખા, ફૂલ, પત્ર, વલ્કલ વિગેરેની વસ્ત્રમાફક શુદ્ધિ કરવી. માટી, કાષ્ઠ, ચાંમડાં અત્યંગ સંસર્ગવાળાં થયાં હોય તો ત્યાગ કરવો. [1]અસંસ્કૃત જમીનમાં રાખવામાં આવ્યાં હોય તો, તે પદાર્થો ધોઇ નાખવા. પરોક્ષ મંગાવેલા પદાર્થોની ઉપર જલથી પ્રોક્ષણ કરવું. એમજ હલકી જાતથી સમિધાઓ પણ જો અપવિત્ર પદાર્થ વિગેરેના સંસર્ગવાળા થયાં હોય તોપણ પ્રોક્ષણ કરવું. પરંતુ તે સમિધાઓ એક પુરૂષથી ઉપડી શકે તેટલાં હોય તો તેમ કરવું. કાચબાના કડાં વિગેરેની શુદ્ધિ ચર્મ (ચાંમડા) પ્રમાણે કરવી એમ સમજવું. એમજ બીજાઓને માટે પણ સમજી લેવું ॥ ૧૭ ॥

## ॥ १८ ॥ अथ शय्यादिशुद्धिविचारः

मू०—तत्र बौधायनः॥ "आसनं शयनं यानं नावः पंथास्तृणानि च ॥ मारुतार्केण शुद्ध्यंति पक्वेष्टकचितानि च ॥ आत्मशय्यासनं यानं जायापत्यं कमंडलुः ॥ शुचीन्यात्मन एतानि परेषामशुचीनि तु" ॥ हारीतः ॥ यानशयनान्यपरिहार्याण्येके मन्यंते ॥ तन्न ॥ वर्णविशेषाच्छुचिमलिनसंसर्गदर्शनात्पापसंसर्गयोगश्च॥ तस्मात्पृथक्शौचाः श्रेयांस इति ॥ अत्र मन्यंत इत्यंतं पूर्वपक्षमुक्त्वा तन्नेत्यादिना सिद्धांतितम् ॥ अर्थस्तु ॥ धर्मशास्त्रे वर्णानामु

---

१ સંસ્કારવિનાની.

शराचरभावेन विशेषदर्शनात् ॥ किंच ॥ पातकोपपातककृद्भिर्मलिनै-स्तद्राहितानां शुक्लानां तुल्यशय्यादियोगेन संसर्गस्य प्रायश्चित्तनिमित्ततयाभिधानात् ॥ अकृतैनसोऽपि मलिनसंसर्गे व्याधितसंसर्गे नीरोगस्येव पापोत्पत्तिदर्शनाच्च पृथक्शुद्ध्यादिवशेन पृथक्शोधत्वमेव श्रेय इति ॥ तर्हि स्वीयालाभे किं कार्यमित्याकांक्षायां पुनर्हारीतः ॥ स्वानुपपत्तौ शुच्यंतर्धाय समामनंति संस्पर्शे सचैलं स्नानमेवं प्राहेति ॥ अर्थस्तु ॥ स्वकीयशय्याद्यलाभे कंबलादिना शुद्धेन तदंतर्धायोपयोक्तव्यम् ॥ यतः पतितादेः शय्यादिसंस्पर्शे सचैलस्नानमिति चैलाधिकार इत्यपरार्के व्याख्यातम् ॥ एतेनैवासनतूलिकादिकमपि व्याख्यातं ज्ञेयम् ॥ किंच ॥ "शयनासनयानानि द्रव्यं च बहुसंहतम् ॥ पलालादिभिरप्येतत्स्पृष्टं संप्रोक्षणाच्छुचि" इति तत्रैव स्मृत्यंतरवाक्याम् ॥ किंच ॥ तूलिकादीनामुच्छिष्टादिस्पर्शे तु सर्वनिबंधेषु देवलः ॥ "तूलिकामुपधानं च पुष्परक्तांबरं तथा॥ संशोष्यानातपे किंचित्करैः संमार्जयेत्पुनः ॥ पश्चाच्च वारिणाऽभ्युक्ष्य विनियुंजीत कर्मणि ॥ तान्यप्यतिमलिष्ठानि यथावत्परिशोधयेत् इति ॥ बृहत्पराशरस्तु॥ "सवस्त्रोपस्करैर्युक्ता शय्या रक्तांशुकानि च ॥ पुष्पाणि चैव शुद्ध्यंति प्रोक्षितानि न संशयः" इत्याह ॥ १८ ॥

॥ १८ ॥ હવે સૈયા વિગેરેની શુદ્ધિનો વિચાર. ॥

ગૂ૦ ટી૦–આ બાબતમાં બૌધાયન કહેછે કે, આસન, શયન, યાન, (રથ ગાડી વિગેરે) વાહાણો, માર્ગ, ઘાસ, આટલા પદાર્થો અને પાકેલી ઈંટાનો ઢગલો પવનથી તથા સૂર્યથી પવિત્ર થાયછે. પોતાની શૈયા, આસન, યાન, (ઇત્યાદિ) સ્ત્રી, છોકરું, કમંડલુ, આટલી ચીજો પોતાની પવિત્ર જાણવી, અને પારકી હોય તો અપવિત્ર જાણવી. આ બાબતમાં હારિત નામક ગ્રંથકાર કહેછે કે, યાન, શયન, બીજાના ત્યાગ કરવા લાયક છે. અર્થાત્ તે બની શકેછે. એમ માનવામાં આવેછે તે ઠેકાણે કહેછે કે, નહીં

એમ યોગ્ય નથી કારણ કે, જુદા જુદા વર્ણો કહ્યા છે. માટે પવિત્ર અપવિત્રના સંસર્ગ દોષથી પાપના સંસર્ગનો સંબંધ બનેછે, માટે જુદી જુદી જાતની પવિત્રતા કલ્યાણ કરનારી હોયછે. આ ઠેકાણે એમ સમજવાનો અર્થ છે કે, ધર્મશાસ્ત્રમાં ચારે વર્ણો માટે ઉત્તમતા, અધમતા, જણાવેલી છે. તેમજ પાપ, ઉપપાતકને કરનારાઓ જે મલિન લોકો (પાતકી લોકો) તેની સાથે પાપરહિત લોકો જો તેના સમાન આસન અથવાતેથી શૈયામાં શયન વિગેરે કરે તો, પાતકીનો તે પાપરહિત લોકોયે સંસર્ગ કર્યો તએને પ્રાયશ્ચિત્ત કરવાને જણાવેલું છે, અને એમજ પાપરહિત માણસને જો પાતકીનો સંબંધ થાય તો જેમ રોગીનો સંસર્ગ રોગરહિતને બને તેની માફક પાતકીનો સંસર્ગ જો નિષ્પાપને થાય તો પાપ લાગે, અને પ્રાયશ્ચિત્ત કરવું પડે, માટે જુદી જુદી શૈયાઓ જુદાં જુદાં આસન કરવાથી જુદી જુદી જાતનું પવિત્રપણું શ્રેયસ્કર છે. એમ જાણવું. ત્યારે પોતાની શૈયા અથવા આસન ન મળે તો શું કરવું. આ બાબતમાં ફરીથી **હારીત** કહેછે કે, પોતાની શૈયા વિગેરે ન મલી શકે તો પવિત્ર ધાબળા વિગેરેથી અંતર્ધાન કરી એટલે તેની ઉપર બિછાની અથવા ધાબળાથી ઢાંકી ધાબળાની અંદર તે શૈયાને રાખી તે શૈયાનો ઉપયોગ કરવો. કારણ કે પતિત (પાતકી) વિગેરેની શૈયા વિગેરેનો જો સ્પર્શ થાય તો સચૈલ (કપડા શીખે) સ્નાન કરવાને **અપરાર્કે** જણાવ્યું છે. આ શૈયાની બાબત ઉપરથી ગાદી, તકિયા, આસન, વિગેરે માટે સમજી લેવું. વળી એમ પણ લખ્યું છે કે, શયન, (બિછાનું) આસન, યાન, (રથાદિ) અને સમુદાયવાળો દ્રવ્યસમૂહ, આટલા પદાર્થો ચાંડાલ વિગેરેના સ્પર્શવાળા થાય તોપણ પ્રોક્ષણ કરવાથી પવિત્ર થાયછે. વળી ગાદી, તકિયા, વિગેરેને એદાંનો સ્પર્શ થાય તો, **સર્વનિબંધમાં દેવલઋષિ** કહેછે કે, ગાદી, ગાદલું, ઓશિકું યા તકિયો, પુષ્પ, લાલ વસ્ત્ર, આટલા પદાર્થોને છાંયામાં જરા સુકાવી જરાક હાથથી ઝાટકી નાખવા. એટલે સાફ કરવાં, યા જલથી સાફ કરવાં. પછી ફરીથી જલ છાંટી કામમાં લગાડવાં, અને જો તે અતિમલીન થયાં હોય તો, યથાયોગ્ય શુધ્ધ કરવાં. **બૃહત્પરાશર** કહેછે કે, વસ્ત્ર, ઉપસ્કરસહિત શૈયા, લાલ કપડાં, અને પુષ્પો, પ્રોક્ષણ કરવાથી શુધ્ધ થાયછે એમાં સંશય નહીં એમ શાસ્ત્રમાં કહ્યું છે. ॥ ૧૮ ॥

---

## ॥ १९ ॥ अथ धान्यादिशुद्धिविचारः

मू०—तत्र मनुः॥ "अद्भिस्तु प्रोक्षणं शौचं बहूनां धान्यवाससाम् ॥ प्रक्षालनेन त्वल्पानामद्भिः शौचं विधीयते"॥ याज्ञवल्क्योऽपि ॥ "प्रोक्षणं संहतानां च बहूनां धान्यवाससाम्" इति ॥ अत्र बहुत्वं धान्यानां न स्वरूपकृतम् ॥ किंतु बहुत्वेनानेकपुरुषोद्धार्यत्वं लक्ष्यत इत्यपरार्कः ॥ युक्तं चैतत् ॥ अन्यथा कणत्रयेण मुष्टिमात्रेण वा बहुत्वापत्तेर्विशेषणवैयर्थ्यं स्यादिति ॥ स एव संमतिमप्याह बौधायनस्थ ॥ संहतानां काष्ठादीनां प्रक्षालयावशोषणं चंडालादिस्पर्शे पुरुषबाह्यादर्वाक् ॥ ऊर्ध्वं त्वनेकपुरुषोद्धार्ये दारुशिले भूमिसमे इति ॥ लौगाक्षिश्च ॥ "चंडालादिपरामृष्टं प्रोक्षणाद्बहु शुद्ध्यति ॥ अल्पं प्रक्षालयेद्धान्यं तंडुलं तु परित्यजेत" इति ॥ तंडुलमिति वितुषं धान्यमात्रम् ॥ त्यागस्त्वल्पविषयः शुद्ध्यंतरस्य वक्ष्यमाणत्वात् । तदाह बौधायनः ॥ "व्रीहयः प्रोक्षणादद्भिः शाकमूलफलानि च ॥ तन्मात्रस्यापहाराद्वा निस्तुषीकरणेन वा" इति ॥ चंडालादिस्पर्शेऽनेकपुरुषोद्धार्याणां व्रीहीणां प्रोक्षणं मूत्रादिसंसर्गे तन्मात्रमपहारः ॥ अशुचिपांस्वादिद्रव्यसंयोगे निस्तुषीकरणमित्यर्थः ॥ कश्यपस्तु ॥ प्रोक्षणपर्यग्निकरणावगाहनैर्व्रीहियवगोधूमानां विमर्शनप्रोक्षणैः फलीकृतानां निघर्षणदलनप्रोक्षणैः शमीधान्यानामित्याह ॥ अर्थस्तु ॥ अनेकपुरुषोद्धार्याणां व्रीह्यादीनां त्रयाणां यथाक्रमं प्रोक्षणादिभिःशुद्धिः ॥ पर्यग्निकरणं तूलुकस्य सर्वतो भ्रामणम् ॥ अवगाहनं क्षालनम् ॥ फलीकृतानां व्रीह्यादितंडुलानामल्पत्वे विमर्शनेन शुद्धिरनेकपुरुषोद्धार्यत्वे प्रोक्षणेन ॥ खंडनेनोज्ज्वलीकरणम् ॥ कराभ्यां घर्षणं विमर्शनम् ॥ शमीधान्यानां कोशिधान्यानां मुद्गादीनां एकपुरुषोद्धार्याणां निघर्षणेन ततोऽल्पानां दलनेन अनेकपुरुषोद्धार्याणां तु प्रोक्षणेनेति ॥ अत्र निघर्षण-

पदेन पूर्वोक्तं विमर्शनमेवोच्यते ॥ अल्पत्वे तु त्याग इत्युक्तम् ॥ आदित्यपुराणे तु ॥ " गृहदाहे समुत्पन्ने विपन्ने पशुमानुषे ॥ अभोज्यस्तद्गतो व्रीहिर्धातुद्रव्यस्य संग्रहः ॥ मृण्मयेनावरुध्यानामधोभुवि च तिष्ठताम् ॥ यवमाषतिलादीनामदोषं मनुरब्रवीत् ॥ ततः संक्रममाणेऽग्नौ स्थाने स्थाने च दह्यते ॥ न च प्राणिवधो यत्र केवलं गृहदीपनम् ॥ तत्र द्रव्याणि सर्वाणि गृह्णीयादविचारयन् " इत्युक्तम् ॥ एतदपरार्कस्थं प्रमेयम् ॥ मिताक्षरायां तु विज्ञानेश्वरः॥ बहुत्वं स्पृष्टापेक्षया यदा धान्यानि वस्त्रादीनि वा राशीकृतानि तत्र चांडालादिस्पृष्टान्यल्पानि बहून्यस्पृष्टानि ॥ तत्र स्पृष्टानां वाससां क्षालनात् ॥ अस्पृष्टानां प्रोक्षणात् ॥ धान्यानां तावन्मात्रोध्धरणोत्तरं प्रोक्षणात् ॥ स्पृष्टानां बहुत्वे तु धान्यवाससां क्षालनादेव ॥ समत्वे तु प्रोक्षणादेव ॥ इयत्स्पृष्टमियदस्पृष्टमित्याविवेके तु क्षालनादेव ॥ अनेकपुरुषोध्धार्यत्वे स्पृष्टानामपि प्रोक्षणादेवेत्याह एतेनैव परंपरा स्पर्शोऽपि व्याख्यातप्राय एव ॥ मर्यादासिंधौ तु द्रोणाधिकानां बहुत्वमुक्त्वा देशं कालमिति बौधायनवाक्यात् ॥ देशकालाद्यपेक्षया बहुत्वं केचिदाहुः ॥ यथा दुर्गतस्य दुर्भिक्षे कुडवपरिमितमपीत्युक्तम् ॥ इदमेव च युक्तम् ॥ पूर्वोक्तैकादशस्थभगवद्वाक्यात् ॥ एवं वाससामपि बहुत्वमनेकपुरुषोध्धार्यत्वने त्रिभ्योऽधिकत्वेन च पूर्वोक्तरीत्योन्नेयम् ॥नागदेवीये तु संग्राहकारः॥ " सुश्वेतान्यथ चित्राणि कौसुंभानि यथाक्रमम् ॥ विंशत्येकादश त्रीणि बहूनीति स्मृतान्यथ " इत्याह ॥ संहतत्वं तु ॥ उक्तशुध्धिद्रव्यारब्धावयवित्वमिति विज्ञानेश्वरः ॥ मर्यादासिंधौ तु संहतत्वं नाम अनेकेषां शय्यादीनां स्यूतत्वं यद्वा संहतत्वं काठिनत्वम् ॥ तेन शीतघृतगुडामिक्षादिकं संहतम् ॥ यद्वा ॥ " शयनासनयानानि रोमबध्धानि यानि तु ॥ वस्त्राण्येतानि सर्वाणि संहतानि प्रचक्षते "

इत्यंगिरोभिहितानि संहतानीत्युक्तम्॥ रोमबध्धानि कंबलादीनीति च तत्रोक्तम् ॥ पूर्वोक्तभगवद्वाक्योक्तरीत्या तस्य तस्य तथा युक्तत्वात्सर्वमेतदुपपन्नम् ॥ जलव्यतिरिक्तानां द्रवाणां तु प्लावनाच्छुध्धिः ॥ प्लावो द्रवस्य त्विति याज्ञवल्क्यवाक्यात् ॥ तत्र प्लावो नाम समानजातीयेन द्रव्येण भांडस्यापूरणं यावता निःसरतीति विज्ञानेश्वरः ॥ पात्रस्थे घृतादौ तावत्समानजातीयमन्यदासिच्यते यावत्पूर्णे पात्रे किंचिन्मात्रं बहिर्निःसरतीत्यर्थः ॥ अमेध्यसंस्पृष्टद्रव्यस्पृष्टस्याप्येषैव शुध्धिरित्यपि स एवाह ॥ एकेच उत्पवनामित्याहुः॥द्रवाणां चैव सर्वेषां शुध्धिरुत्पवनं स्मृतम् " इति मनुवाक्यात् ॥उत्पवनं चात्र वस्त्रांतरिते पात्रे प्रक्षेपः॥अन्यथा कीटाद्यपनयनस्यासंभवादिति विज्ञानेश्वर इदं च केशकीटमक्षिकान्वित इति बोध्यव्यम् ॥ कुल्लकभट्टीये तु प्रादेशपरिमाणकुशपत्रद्वयाग्राभ्यां पवमानः सुवर्जन इत्याद्यनुवाकेनोत्पवनं सपृष्टस्यांजस्यापनयनं वा उत्पवनमित्युक्तम् ॥ एतच्च प्रस्थपरिमाणे॥ अल्पस्य तु त्याग एव ॥ एतच्च श्वकाकाद्युपघाते ॥ वर्णापसदभांडस्पर्शे तु भांडांतरे तदासिच्य यावता तद्बहिर्निःसराति तादृशप्लावं विधाय शेषमुत्सृजंति शिष्टाः ॥ मधुदके पयस्तद्विकाराश्च पात्रात्पात्रांतरनयन शुध्ध इति बौधायनस्मरणात् ॥ शूद्रभांडस्थितानामप्येषैव शुध्धिः ॥ वर्णापसदहस्तात्प्राप्तानां तु पात्रात्पात्रांतरयनं पुनः पवनं च कार्यम् ॥ अभक्ष्याहार्याणां घृतेनाभिघारितानां पुनः पवनमेवं स्नेहानां स्नेहवद्रसानामिति शंखस्मरणात् ॥ शाकादीनां तु दूषितत्यागे शेषस्याप्लावनाच्छुध्धिः ॥ तदुक्तं मर्यादसिंधौ ब्राह्मे ॥ "सस्यानि व्रीहयश्चैव शाकमूलफलानि च ॥ त्यक्त्वाथ दूषितं भागं प्लाव्यान्यन्यजलेन च" इति म्लेच्छादिभांडास्थितौ तु बृहत्पराशरः ॥ "आममांसं घृतं क्षौद्रं स्नेहश्च फलसंभवाः ॥ म्लेच्छभांडस्थिता ह्येते निष्क्रांताः शुचयः

स्मृताः" इति ॥ तथा ॥ "आभीरभांडसंस्थानि पयोदधिघृतानि च ॥ तावत्पूतं हि तद्भांडं यावत्तत्र नितिष्ठति॥ पूतानि सर्वपण्यानि कारुहस्तास्थितानि च" इति ॥ अत्र म्लेच्छभांडस्थितानां चतुर्णां शुध्दिमुक्त्वाग्रिमवाक्ये पयोदध्नाभीरभांडस्थयोरेव शुध्दिकथनान्म्लेच्छजातीयाभीरभांडस्थयोः पयोदध्नोरग्राह्यत्वं बोधितम् ॥ उचितं चतत् ॥ "न नीचीयवनात्परः" इति वाक्यात् ॥ सर्वपण्यानां पूतत्वकथनेन शाकफलादीनां ततोऽपि ग्राह्यत्वं च बोध्यते ॥ आम्रादिफलानां बहुदिनभोगाय ततो गृहीत्वा संचेष्यमाणानामपि प्रोक्षणमात्रेण शुध्दिः क्षालयित्वा स्थापने पूयीभावात् ॥ इदं च शुध्दिकल्पनमुपपत्तिप्रयोजनयोर्बलाज्ज्ञातव्यम् ॥ कारुहस्तास्थितानीत्यनेन रजकतंतुवायादिसंसर्गकृताया अशुध्देरपवादः ॥ तेनावरजातीयानामपि कारूणां शिल्पक्रियया द्रव्यमुत्पादयतां संस्कुर्वतां वा प्रसक्तं प्रत्यवायहेतुत्वं निवार्यते॥तथा सति रजकसेवकादिभिः संस्कृतानां वस्त्रादीनां [1]कुविंदशूर्पकारादिभिश्चोत्पाद्यमानानां द्रव्याणां शुचित्वमेवेति वाक्यतात्पर्यम् ॥ ततश्च येनान्नादिद्रव्येण शिल्पिस्पृष्टेन विना द्रव्योत्पत्तिसंस्कारौ न भवतस्तदपि शुध्यत्येव ॥ यथा वस्त्रे तन्तो खलिः ॥ अत एव शंखः॥ कारुहस्तः शुचिस्तथाऽऽकरद्रव्याणि प्रोक्षितानीति ॥ आकरो द्रव्योत्पत्तिस्थानं तद्द्रव्याणि ॥ चाकरद्रव्याणि पैठीनसिर्विशेषमाह ॥ "आकराः शुचयः सर्वे वर्जयित्वा सुराकरम्" इत्येतदपरार्कमतम् ॥ विज्ञानेश्वरस्तु ॥ कारूणां सूतकादिसंभवेऽपि तत्साध्य कर्मणि तद्धस्तस्य शुचित्वम् ॥ तथाच स्मृत्यंतरम्॥ "कारवः शिल्पिनो वैद्या दासीदासास्तथैव ॥च राजानो राजभृत्याश्च सद्यःशौचाःप्रकीर्तिताः" इत्याह उभयमपीदं युक्तम् ॥ १९ ॥

१ तंतुवायः कुविंदः स्यादित्यमरः.

## ॥ ૧૯ ॥ ધાન્ય વિગેરેની શુદ્ધિ કરવાનો વિચાર. ॥

**ગૂ૦ ટી૦–મનુ** કહેછે કે, ઘણુંક અન્ન હોય અથવા ઘણાંક વસ્ત્ર હોય તો જલ છાંટવાથી તેની શુધ્ધિ થાયછે, અને જો થોડાં હોય તો જલથી ધોઇ નાખવાથી શુદ્ધિ થાયછે. **યાજ્ઞવલક્ય** પણ કહેછે કે, સમુદાયવાળાં ઘણાં વસ્ત્રો અથવા ધાન્યો પ્રોક્ષણ કરવાથી શુધ્ધિ થાયછે. આ ઠેકાણે સમુદાયપણું યા બહુપણું સ્વરૂપથી થયેલું ન સમજવું. કિંતુ બહુ પણું એટલે અનેક માણસોથી ઉપાડી શકાય તેનું નામ બહુપણું એમ અર્થ સમજવો. એમ **અપરાર્ક** નામક ગ્રંથકાર કહેછે. અને એ કથન યોગ્ય જણાય છે કારણ કે, એક મુઠી ભરીને અનાજ હોય તો તે પણ દાણે દાણે અન્ન એવું નામ ધારણ કરશેજ. અને બહુ પણ કેહેવાશે. અથવા ત્રણ દાણા અનાજ હોય તો તે પણ બહુ એમ તો કેહેવાશે. કારણ કે, એકથી વધારે અનેક જેમ કેહેવાય છે તેના માટે બહુ નામના વિશેષણને વ્યર્થતા પ્રાપ્ત થાય માટે ઉપરનો અર્થ યોગ્ય છે. આ બાબતમાં **બૌધાયન** નામના ગ્રન્થકારની પણ સંમતિ આ પ્રમાણે છે. સમુદાયવાળાં કાષ્ઠ વિગેરેને જો ચાંડાલાદિનો સ્પર્શ થાય તો અને એક પુરૂષ ઉપાડી શકે તેનાથી ઓછા હોય તો તેને જલથી ધોઇ નાખી પછી સુકાં કરી લેવાં. અને અનેક પુરૂષો ઉપાડી શકે તેવાં અને તેટલાં હોય તો તે કાષ્ઠોને જમીન બરાબર સમજવાં. એમ **લૌગાક્ષિ** નામના ગ્રન્થકારનો મત છે. ચાંડાલ વિગેરેએ સ્પર્શ કરેલી ઝાઝી ચીજ હોય તો પ્રોક્ષણ કરવાથી શુધ્ધ થાય. અને અલ્પ હોય તો જેમકે કાંઇક ધાન્ય હોય તો ધોઇ નાંખવું. અને જો ચોખા હોય તો તેનો ત્યાગ કરવો. આ ઠેકાણે ચોખા આ શબ્દથી ફોતરા વિનાનાં ધાન્યનું ગ્રહણ છે એમ સમજવું. અને ત્યાગ કરવો તે પણ જો તે ધાન્ય થોડું હોય તો કરવો કારણ કે ઝાઝા અનાજની શુધ્ધિ બીજી આગળ કેહેવાની છે માટે તે બાબતમાં **બૌધાયન** કહેછે કે, શાળ, શાક, મૂલ અને ફલ, આટલી ચીજો પ્રોક્ષણ કરવાથી પવિત્ર થાયછે. અથવા જેટલો ભાગ અપવિત્ર થયો હોય તેટલા ભાગનો ત્યાગ કરવાથી, અથવા માથેથી ફોતરાં કાઢી નાખવાથી પવિત્ર થાયછે. અનેક પુરૂષથી ઉપડી શકે તેવાં શાળ ધાન્યને જો ચાંડાળ વિગેરેનો સ્પર્શ થાય તો પ્રોક્ષણ કરવાથી શુદ્ધ થાય. અને મૂત્ર વિગેરેનો સંસર્ગ થયો હોય તો તેટલા ભાગનો ત્યાગ કરવાથી શુધ્ધ થાય, અથવા અપવિત્ર રજ વિગેરે દ્રવ્યનો સંયોગ થાય તો તે ધાન્યને ફોતરારહિત કરવાથી શુધ્ધિ જાણવી. **કશ્યપ** કહેછે કે,

અનેક પુરૂષોથી ઉપાડી શકાય તેવાં શાળ વિગેરે ધાન્ય એટલે શાળ, જવ, અને ગોધૂમ, (ઘઉં) તેઓને પ્રોક્ષણાદિ કરવું, એટલે શાળને પ્રોક્ષણ કરવું. જવને પર્યગ્નિકરણ (બળતું ઉંબાળિયું ઉપર ફેરવવું) કરવું, અને ઘઉંને ધોઇ નાખવાં, અને શાળ વિગેરે ચોખા થોડા હોય તો વિમર્શન (હાથથી ચોળી નાખવાં) કરવું, અને અનેક પુરૂષોધ્ધાર્ય (અનેક પુરૂષથી ઊપડી શકે તેવાં) ધાન્ય, શાળ, કે ચોખા હોય તો પ્રોક્ષણ કરવાથી શુધ્ધિ થાય. કાંતો ખાંડવાથી ઉજ્વલ કરવું. શમીધાન્ય (કોશીધાન્ય) એટલે જેની ફળીયું થાયછે તેવું ધાન્ય. જેમકે મગ, અડદ, વિગેરે તે જો એક પુરૂષથી ઉપડી શકે તેટલું હોય તો હાથથી ચોળી નાખવું, અને જો અતિ અલ્પ હોય તો દળી નાખવું. અને અનેક પુરૂષધાર્ય હોય તો પ્રોક્ષણ કરવું. આ ઠેકાણે નિર્વપણ એટલે પ્રથમ કહી ગયેલું વિમર્શન એટલે ચોખું કરી વીણી ચોગા સાફ કરવું, એમ જાણવું. અને જો અત્યંત અલ્પ હોય તો ત્યાગ કરવો. આદિત્યપુરાણમાં લખ્યું છે કે, ઘરમાં આગ લાગી હોય અને પશુ માણસો મરણ પામે તો તે ઘરમાં રહેલી શાળ, તથા ધાતુ, દ્રવ્યનો સંગ્રહ, અને માટીના વાસણમાં રહેલાં જવ, અડદ, તિલ, વિગેરે દોષવાળાં થતાં નથી. એમ મનુએ કહ્યું છે. ત્યારપછી ઘરમાં અગ્નિ વધવા લાગે અને ઠેકાણે ઠેકાણે બળવા લાગે અને કોઇ પ્રાણીનો નાશ ન થાય ફક્ત ઘરજ બળી જાય તો ઘરમાં રહેલાં સર્વ પદાર્થો વિચાર ન કરતાં લઇ લેવા. આ પ્રમાણે અપરાર્કમાં પણ લખ્યું છે તે જાણવું. મિતાક્ષરામાં વિજ્ઞાનેશ્વર કહેછે કે, બહુપણું એટલે શું કે જે ઠેકાણે ઘણુંક ધાન્ય પડેલું છે અને ઘણાંક કપડાં પડેલાં છે, એટલે અનાજ કપડાના ઢગલા પડેલા છે, તેવામાં આવીને તેને ચાંડાલનો સ્પર્શ થાય તે વખતે એમ બને કે ચાંડાલનો સ્પર્શ કેટલાએકને મોટા ભાગને નથી થયો, તો તેવે ઠેકાણે એમ કરવું યોગ્ય છે કે, જે કપડાઓને સ્પર્શ થયો છે તે કપડાં સર્વે ધોઇ નાખવાં. અને બીજાં કપડાંને પ્રોક્ષણ કરવું. અને અનાજમાટે પણ તેટલો ભાગ અનાજનો જેને ચાંડાલનો સ્પર્શ થયો છે તે કાઢી નાખવો. બાકીના ઉપર પ્રોક્ષણ કરવું. અને જો ઝાઝો ભાગ અપવિત્ર થયો હોય તો તે ભાગને ધોઇ નાખવો. અને જો બન્ને ભાગ સરખાં હોય તો પ્રોક્ષણ કરવું. આટલો ભાગ પવિત્ર છે અને આટલો ભાગ અપવિત્ર છે એ બાબતના અવિવેકમાં તો ધોઇ નાખવાથીજ શુધ્ધિ થાય. અને અનેક પુરૂષધાર્યપણામાં તો સ્પર્શ કરેલાને પણ પ્રોક્ષણ કરવું. આ ઉપરથી પરંપરા બાબતનો સ્પર્શ પણ આવીજ

જાયછે. **મર્યાદાસિંધુ** નામના ગ્રંથમાં એમ લખ્યું છે કે, *દ્રોણથી વધારે જે પદાર્થ હોય એટલે જો દ્રોણથી વધતું અનાજ હોય તો તેને બહુપણું લાગુ થાયછે, તે ઠેકાણે દેશકાલ જોઇને શુધ્ધિ કરવી. એમ **બૌદ્ધાયનનું** કહેવું છે, અને બીજા પણ લોકો કહેછે. જેમકે દુકાળની વખતે હલકી ગતિવાળા એટલે જેને અન્ન ખાવા નથી મળતું તેવા માણસને એક અરધો શેર અન્ન હોય તો તે બહુ તરીકે કહી શકાય છે, અને તેવા વખતમાં યુક્તજ છે. એમજ વસ્ત્રો માટે પણ બહુપણું અનેક પુરૂષવાર્ય હોય તો જાણવું. અને ત્રણ કપડાથી વધારે કપડા હોય તેને બહુપણું પણ પૂર્વોક્ત રીતથી તેવા વખતમાં જાણી લેવું જોઇયે. **નાગદેવ** વિરચિત સંગ્રહમાં લખ્યું છે કે, વીશ ધોળાં કપડાં, અગીયાર ચિત્રવિચિત્ર કપડાં, અને ત્રણ કસુંબલ કપડાં, બહુ તરીકે કેહેવાય છે. હવે સંહતપણું એટલે **વિજ્ઞાનેશ્વર** કહેછે કે, જેની એટલે જે પદાર્થની શુધ્ધિ કરવી કહી છે તે પદાર્થના અવયવોને પરસ્પર સંહત તરીકે કેહેવાય છે. **મર્યાદાસિંધુકાર** એમ કહેછે કે, સંહતપણું એટલે કઠિનપણું સમજવું. તેણે કરીને હંડું ઘી, ગોળ, શેરડીનો રસ, વિગેરેને સંહત તરીકે કેહેવાય. અથવા **અંગિરા** એમ જણાવેછે કે, શયન, આસન, અને યાન, આટલી ચીજો જો રોમવાળા એટલે ઉનના કપડામાં બંધાયલી હોય એટલે તે કપડાં રોમબધ્ધ થયાં હોય તો તે સંહત તરીકે કેહેવાય. આ ઠેકાણે રોમબધ્ધ શબ્દથી ધાબળાનું ગ્રહણ કરી શકાય છે. આ ઠેકાણે જેમ યોગ્ય શુધ્ધિ કરવી ઘટે તેમ કરવી પ્રાપ્ત છે. જલવિનાના રસોની શુધ્ધિ પ્લાવન કરવાથી થાયછે. પ્લાવ એટલે સમાન પદાર્થથી વાસણ ભરવું અને તે પાછું જરાક જેણે કરીને નીકળે તેનું નામ પ્લાવ અથવા પ્લાવન એમ **વિજ્ઞાનેશ્વર** કહેછે. સારાંશ એ છે કે, એક વાસણમાં ઘી વિગેરે કાંઇ પણ રસ ભર્યો હોય અને તેટલુંજ તેવી જાતનું બીજું દ્રવ્ય તે વાસણમાં ભરવામાં આવે એટલે ભરેલામાં બીજી તેવી જાતની ચીજ ભરવામાં આવવાથી ઉભરાઈ જાય એમ અર્થ જાણવો. એમજ અપવિત્ર પદાર્થના સ્પર્શથી અપવિત્ર થયેલ બીજા રસાદિની તેજ પ્રમાણે એટલે આ પ્રમાણેજ શુધ્ધિ કરવી. આનુંજ નામ ઉત્પવન જાણવું. **મનુ** પણ સર્વ દ્રવો ( પાતળા પદાર્થો )ની શુદ્ધિ માટે ઉત્પવન કરવાને જણાવેછે. આ ઠેકાણે ઉત્પવન એટલે બીજા પાત્રમાં આડું કપડું રાખી

---

* દ્રોણ શબ્દનો અર્થ આઠ હજાર બસો છપન પલ જાણવો. પલ એટલે તોલા.

ગાળી નાખવું એનું નામ ઉત્પવન જાણવું. **વિજ્ઞાનેશ્વર** લખેછે કે, એમ જો ન કરવામાં આવે તો કીટ વિગેરે તે ચીજમાંથી ન નીકળી શકે માટે તેમ કરવું અવસ્ય પ્રાપ્ત છે. આ પ્રમાણે કેશ, કીટ, માંખી, વિગેરેવાળી ચીજ માટે કરવું એમ જાણવું. **કુલ્લૂકભટ્ટ** વિરચિત **મનુ**ની ટીકામાં એમ લખ્યું છે કે, પ્રાદેશમાત્ર (અંગુઠાના અગ્રભાગથી તે તર્જનીના અંત પર્યંત) પ્રમાણવાળાં બે દર્ભના કટકાના અગ્રભાગથી **'पवमानः सुवर्जनः'** એ અનુવાક (વેદમંત્રનો વિભાગથી) ઉત્પવન કરવું, અથવા સ્પર્શ કરેલા અંશનું દૂરીકરણ કરવું. આ પ્રમાણે પ્રોક્ત સ્થલમાં લખ્યું છે, અને આ ઉત્પવન એક શેર પદાર્થ હોય તો કરવું પણ જો અલ્પ હોય તોતો ત્યાગજ કરવો. આ પણ કુતરા, કાગડાના સ્પર્શમાં જાણવું. નીચવર્ણના વાસણનો સ્પર્શ થયો હોય તો તે ચીજ પાતલો પદાર્થ રસમય બીજા વાસણમાં પૂર્વોક્ત પ્રકારથી સિંચનરૂપ કરી, જેટલા પ્લાવથી તે રસ બાહાર નિકળે તેટલો પ્લાવ કરી બાકીનો રહેલો ભાગ શિષ્ટલોકો (પ્રતિષ્ઠિત લોકો) છોડી આપે છે. મધ, અથવા મધુપર્કનું જલ, અથવા મધ અને જલ, દૂધ, અને દૂધના વિકારો દહીં, છાશ, વિગેરે એક પાત્રથી બીજા પાત્રમાં લઈ જવાથી શુધ્ધિ થાયછે, એમ **બૌદ્ધાયન**નું વચન છે. એમજ શૂદ્રના વાસણમાં હોય તોપણ આ પ્રમાણેજ શુધ્ધિ કરવી, અને નીચ વર્ણના હાથથી પ્રાપ્ત થયેલાઓને તો એકપાત્રથી બીજા પાત્રમાં લઇ જવું, અને ફરીયો પ્લાવન પ્રથમ કહી ગયા છીયે તે પ્રમાણે કરવું. **શંખનામક** ગ્રંથકાર કહેછે કે, ખાવાલાયક ઘૃતવાળા પદાર્થો હોય તો તેઓને ફરીથી પ્લાવન કરવું. એમજ તેલ વિગેરેને અને રસોને પણ એજ પ્રમાણે કરવું. શાક વિગેરે માટે જેટલો ભાગ દૂષિત હોય તેટલો કાઢી નાખી બાકીનો હોય તેમનું આ પ્લાવન કરવું એટલે શુદ્ધિ થાયછે. એમ **મર્યાદાસિંધુ**માં અને **બ્રહ્મપુરાણ**માં પણ જણાવ્યું છે કે, સસ્ય ધાન્યના અંકુર અથવા નવીન ધાન્ય, ફોતરાવાળા અનાજ અથવા શાળ, શાક, મૂલ, ફલ આટલા પદાર્થોમાં જેટલો ભાગ દૂષિત થયો હોય તેનો ત્યાગ કરી જલથી બીજા અવશિષ્ટ ભાગને ધોઇ નાખવો, એટલે તેની તે શુધ્ધિ થઈ એમ સમજવું. અનાર્ય વિગેરેના વાસણમાં રહેલાં હોય તો **પરાશર** કહેછે કે, કાચું માંસ, ઘી, મધ, તેલ, ફલ અથવા ફલનો સંભવ જેમાંથી થાય એમ હોય તે પદાર્થ, આટલા પદાર્થો મ્લેચ્છ (અનાર્ય)ના વાસણમાં રહેલા હોય ત્યાંસુધી અપવિત્ર અને બાહાર કાઢવામાં આવે ત્યારે પવિત્ર થાયછે એમ જાણવું. તેમજ

આભાર (ભરવાડ–ગોવાંળ–વિગેરે) ના વાસણમાં રહેલા દૂધ, દહીં, અને ઘી પણ ત્યાંસુધી પવિત્ર કહેવાય કે, જ્યાંસુધી તેમાં તે રહેછે. જેટલા પદાર્થો વેચવા લાયક હોયછે તે સર્વ કારીગરના હાથમાં જ્યાંસુધી રહે ત્યાં લગી પવિત્ર તરીકે સમજવાં. આ ઠેકાણે અનાર્યના વાસણમાં રહેલા ચાર પદાર્થોની શુદ્ધિ કહીને આગળના બીજા વચનમાં દુધ, દહીં, ભરવાડ ગોવાળના વાસણના પણ શુધ્ધ તરીકે કહ્યાં. આ ઉપરથી એમ સમજવું કે અનાર્ય ભરવાડ ગોવળના વાસણમાં રહેલાં દૂધ અથવા દહીં નહીં લેવા જોઇયે, યા નહીં તેમના દહીં દૂધ લેવાં એમ સમજવું, અને આ પ્રમાણેજ કરવું યોગ્ય છે. કારણ કે અનાર્યથી બીજો કોઇ નીચ છેજ નહીં એમ વચન છે, માટે સર્વ વેંચવાલાયક બજારમાં આવેલી ચીજો પવિત્ર સમજવી એમ કહ્યું છે. આ ઉપરથી પાકેલાં ફ્ળો વિગેરે લેવા લાયક છે એમ જાણવું. આંબા વિગેરેના ફ્ળો ઘણાં દિવસે ઉપયુક્ત થઇ શકેછે માટે તે લોકોથી પક્વ પણ લઇ પ્રોક્ષણ કરવું એટલે શુધ્ધ થાયછે. ધોઇને રાખી મુકવાથી તેમાં ગંધ પેદા થાયછે માટે જે પદાર્થની શુધ્ધિ કરવી જેમ યોગ્ય ઉપપત્તિ થાય તેવાં પ્રયોજનના બલથી જાણી લેવું. કારીગરના હાથમાં રહેલી ચીજો પવિત્ર લખીછે. આ ઉપરથી ધોબી, વણકર વિગેરેના સંસર્ગથી થયેલી અશુધ્ધિ પૂર્વોક્ત પવિત્રતાની અપવાદ તરીકે સમજવી. આ ઉપરથી હલકી જાતના કારીગરોનું બનાવવાની ક્રિયામાં, પદાર્થોની ઉત્પત્તિમાં તથા સંસ્કારમાં લાગેલું પ્રત્યવાયનું કારણપણું નિવારણ કરવામાં આવેછે એમ જાણવું. અને ધોબી, નોકરો, વિગેરેઓનું વણકર યા દરજી, ઘાંચાં. વિગેરેયે પેદા કરેલા ધદાર્થોનું પવિત્રપણું છેજ. એમ વાક્યનો અભિપ્રાય છે એમ સમજવું. તેથી કારીગરે સ્પર્શ કરેલ અન્ન વિગેરે પદાર્થવિના પદાર્થની ઉત્પત્તિ અને સંસ્કાર ન થાય તો તે પણ શુધ્ધજ છે. જેમ વસ્ત્રની ઉત્પત્તિમાં બળી માટેજ શંખ કહેછે કે, કારીગરનો હાથ પવિત્ર છે. આકરદ્રવ્યો ( પદાર્થની ઉત્પત્તિનું ઠેકાણું તથા પદાર્થો ) પણ પવિત્રજ છે. પૈઠીનસિઋષિ કહેછે કે, દરેક આકરો, ( પદાર્થની ઉત્પત્તિના સ્થાનો ) સુરા, ( મદ્ય ) ના આકર શિવાય પવિત્ર જાણવાં. આ બાબતમાં અપરાર્કનો પણ મત છે. વિજ્ઞાનેશ્વર કહેછે કે, કારીગરોને સૂતક વિગેરે હોય તો પણ તેના હાથથી બનતી કારીગરીમાં તેના હાથને પવિત્રપણું જાણવું. આ બાબતમાં પણ શાસ્ત્રનું વચન છે કે, કારીગરો, વૈદ્યો, દાસી, દાસો, રાજાઓ, રાજાના નોકરો, તરત પવિત્રજ કહ્યા છે એમ જાણવું. આ બેય બાબતો યોગ્યજ છે. ॥ ૧૯ ॥

## ॥ २० ॥ अथ सिद्धान्नशुद्धिविचारः ॥

मू०—तत्रापरार्के सदाचारचंद्रोदये च यमः॥ "मक्षिकाकीटमन्ने तु पतितं यदि दृश्यते ॥ मूषकस्य पुरीषं वा क्षुतं यच्चावधूनितम् ॥ भस्मना स्पृष्टमश्नीयादभ्युक्ष्य सलिलेन वा" ॥ तथा ॥ " अवक्षुतं केशपतंगकीटैरुदक्यया वा पतितैश्च दृष्टम् ॥ अलातभस्मांबुहिरण्यतोयैः संस्पृष्टमन्नं मनुराह भोज्यम् इति" ॥ अत्र अवधूनितं नाम यदुपरि वस्त्रावधूननं कृतम् ॥ अवक्षुतं नाम यदुपरि क्षवथुः कृत ॥ अत्र मक्षिकापदेन नीलमक्षिकोच्यते ॥ बौधायनेन हविर्देषेषु नीलमक्षिका शातिकामत्कुणाश्चेलशिरसोर्यूतिकेत्याभिधानादित्यपरार्कः ॥ अत एव सदाचारचंद्रोदये वाक्यांतरे मक्षिकादीनामदुष्टत्वमुक्तम् ॥ "मक्षिकादंशमशका घुणाः सूक्ष्माः पिपीलिकाः॥ आमिषामेध्यसौरी च नैते कीटा विपत्तयः" इत्युक्तम् ॥ आमिषामेध्यसौरी शटितमांसोद्भवः कीटः ॥ विपत्तय इति दोषाय न भवेयुरिति व्याख्यातं च ॥ पूर्वस्मिन्वाक्ये कीटोऽमेध्यसर्पीत्यपरार्कः ॥ बौधायनश्च ॥ केशकीटनखरोमाखुपुरीषाण्यन्ने दृष्ट्वा तन्मात्रमन्नं परित्यज्याद्भिः संप्रोक्ष्य भस्मना संस्पृश्य प्रशस्तवचसातु गृह्णीयात् ॥ भूर्भुवः सुवरित्युपरिष्टात् ध्यात्वा पुनरेव भुंजीतेत्याह ॥ सदाचारचंद्रोदयेतु स्वकेशेतिपाठयुक्तमिदमेव याज्ञवल्क्यवाक्यम् ॥ यत्तु गौतमः ॥ नित्यमभोज्यं केशकीटावसन्नमित्याह ॥ तत्केशादियुक्तपाकविषयमिति निर्णयामृत मिताक्षरायां च ॥ इदमेव युक्तम् ॥ अन्यथा वाक्यांतरविरोधापत्तेरिति ॥ गोघ्रातेऽप्यन्नेपूर्वोक्तैव व्यवस्था ॥ " गोघ्राते ऽन्ने तथा केशमक्षिकाकीटदुषिते ॥ सलिलं भस्म मृद्वापि प्रक्षेप्तव्यं विशुद्धये" इति मार्कंडेयपुराणात्. याज्ञवल्क्योक्तेश्च ॥ श्वकाकाद्युपघाते तु पराशरः " शृतं द्रोणाधिकं चान्नं श्वकाकैरुपघातितम् ॥ अत्याज्यं तस्य शुद्ध्यर्थं ब्राह्मणेभ्यो निवेदयेत् कर्तव्यं वचनं तेषाम-

न्नसंस्कारकर्मणि ॥ श्वकाकाद्यवलीढं तु त्यक्त्वा लालासमन्वितम् ॥ गायत्र्यष्टसहस्रेण मंत्रपूतेन वारिणा ॥ भोज्यं तत्प्रोक्षितं विप्रैः पर्यग्निकृतमेव च" इति ॥ जमदग्निश्च ॥ "शृतान्नं द्रोणमात्रं स्यात् श्वकाकाद्युपघातितम् ॥ केशकीटावसन्नं च तदप्येवं विशुद्धति ॥ क्रीतस्यापि विनिर्दिष्टमेवमेव मनीषिभिः ॥ न द्विःपक्कं पर्युषितं शुक्ताद्येवं कदाचन" इति ॥ द्रोणः षट्पंचाशदधिकं पलशतद्वयम् ॥ अष्टसहस्रेणेत्यष्टाधिकसहस्रेण ॥ केशकीटावसन्नं तु केशकीटकसहपक्कं बोध्यम् ॥ तेन बहुपाके गौतमोक्ताऽभोज्यता निवार्यते ॥ अपरार्कमर्यादासिंधुहेमाद्रिषु जमनः ॥ "देवद्रोण्यां विवाहेषु यज्ञेषु प्रकृतेषु च ॥ काकैः श्वभिश्चयत् स्पृष्टं तदन्नं न विवर्जयेत् ॥ तन्मात्रमन्नमुद्धृत्य शेषं संस्कारमर्हति ॥ घनानां प्रोक्षणाच्छुद्धिर्द्रवाणामपि तापनात् ॥ संस्पर्शनाद्भवेच्छुद्धिरपामग्नेर्घृतस्य च ॥ च्छागेन मुखसंस्पृष्ट शुचि त्वेवं विनिर्दिशेत्" इति देवद्रोणी देवयात्रेत्यपरार्कः ॥ देवतानैवेद्यार्थं यत्र बह्वन्नं पच्यते सा देवद्रोणीति मर्यादासिंधुः ॥ एतच्च बहन्नप्रदर्शनार्थम् ॥ प्रकृतेष्वित्युत्सवेष्वित्यापि स एव व्याचख्यौ ॥ २० ॥

॥ २० ॥ હવે પાકેલા અન્નની શુદ્ધિનો વિચાર. ॥

ગુ૦ ટી૦-આ બાબતમાં **અનેરાર્ક**માં તથા **સદાચારચંદ્રોદય**માં **યમ** કહે છે કે, અન્નમાં માખી અથવા કીટ, કીડો ) જો જોવામાં આવે, અથવા ઉંદરની લીંડી, જોવામાં આવે યા છીંકવામાં આવે અથવા અવધૂનિત એટલે જેની ઉપર કપડું ધુણાવવામાં યા હલાવવામાં અથવા કપડાથી ફટકારવામાં આવ્યું હોય તેવું અન્ન જો થાય તો સપથી તે અન્નનો સ્પર્શ કરી જલથી પ્રોક્ષણ કરવું. અને પછી તે અન્ન ખાવાના કામમાં લેવું. તેમજ જે અન્ન ઉપર છીંક ખાવામાં આવી હોય, તથા કેશ પડેલા હોય, પતંગ પડેલાં હોય, કીડાઓ પડેલા હોય, રજસ્વલાએ જોયેલું હોય યા પતિત માણસે ( માઠા પાપ કરનારા માણસે ) જોયેલું હોય, તો અ-

---

१ मर्यादासिंधुः

લાત, ( ઉંબાડીયું ) રાખ, જલ, તથા [1]શોનાના જલથી સ્પર્શ કરી ભક્ષણ કરવા લાયક તે અન્ન થાય છે એમ **મનુ** કહે છે. આ ઠેકાણે માખી આ શબ્દથી કાળી માખી સમજવી. **બૌધાયન** કહે છે કે, હવિના દોષોમાં કાળી માંખી, શાતિકા નામની માખી, તથા માંકડ, વસ્ત્ર, મસ્તકની જુ, આટલા પદાર્થો ગણેલા છે. આમ **અપરાર્ક** પણ કહે છે માટે **સદાચાર-ચંદરોદયમાં** વાકયછે કે, મક્ષિકા ( સાખી ) વિગેરેને અદુષ્ટપણું છે. માખી દંશ, ( ડાંસ ) મચ્છર, ધુણ, ( કાષ્ટનો કીડો ) ઝીણી ઝીણી કાડીયો, અને સડેલા માંસનો કીડો, આંટલા પદાર્થો દોષને પેદા કરનારા થતા નથી એમ કહ્યું છે. **અપરાર્ક** એમ કહે છે કે, અપવિત્ર પદાર્થમાં ફરનારો કીડો એમ અર્થ કરવો. **બૌધાયન** કહે છે કે, કેશ, કીટ, નખ, રૂવાટાં, ઉંદરની વિષ્ટા આટલા પદાર્થ અન્નમાં જો જોવામાં આવે તો તેટલો ભાગ અન્નનો ત્યાગ કરી બાકી રહેલા અન્ન ઉપર જલથી પ્રોક્ષણ કરવું. અને ભસ્મથી સ્પર્શ કરી પ્રશસ્ત વચનથી ગ્રહણ કરી '**ભુર્ભુવઃ સ્વઃ**' આ શબ્દો મુખથી બોલી ધ્યાન કરવું. પછી તે અન્નથી ભોજન કરવું એમ કહેલું છે. **સદાચારચંદ્રોદયમાં** ચામડી અને કેશ આ બે બાબત વધારે કહી છે. એમજ **યાજ્ઞવલ્કયનું** પણ કથન છે- **ગૌતમ** કહે છે કે, કેશ, કીટ, સાથે પાકેલું અન્ન સર્વથા ભોજન કરવા લાયક નથી, એમ **નિર્ણયામૃત**માં કહેલું છે. **મિતાક્ષરામાં** પણ યુકત છે એમ જણાવેલું છે. એમ જો ન હોય તો પરસ્પર વચનનો વિરોધ આવે. ગાયે સુંઘેલા અન્નની પણ એજ વ્યવસ્થા જાણવી. **માર્કંડેયપુરાણ**માં લખ્યું છે કે, ગાયે સુંઘેલું હોય તથા કેશ, માખી, અને કીટથી દૂષિત હોય તો તે અન્નની શુધ્ધ જલથી, રાખથી, માટીથી, કરવી, **યાજ્ઞવલ્કયે** પણ એમજ જણાવેલું છે. **પરાશર** કહે છે કે, પાકેલું અન્ન [2]દ્રોણથી વધારે હોય, અને કૂતરાં કાગડાના સ્પર્શ-વાળું હોય તો પણ તે અન્નનો ત્યાગ કરવો નહી. અને તેની શુધ્ધ માટે બ્રાહ્મણોને પ્રશ્ન કરવો અને જેમ તેઓ કહે તેમ કરવું. એને જો કૂતરાં, કાગડા, વિગેરેનું આટેલું હોય તો, તથા લાળવાળું હોય તો, તેટલો ભાગ છોડી દઇ આઠ હજાર ગાયત્રીમંત્રથી પવિત્ર થયેલા જલથી પ્રોક્ષણ કરી અને મંત્રથી ચોતરફ અગ્નિ ફેરવી પછી તે અન્ન ભક્ષણ કરવા લાયક થાય છે, એમ જાણવું. એ બાબતમાં **જમદગ્નિ** કહે છે કે, દ્રોણ ભાર

૧ સુવર્ણના સ્પર્શવાળું જલ.

૨ દ્રોણ શબ્દથી આઠ હજાર બસો છપ્પન પલ સમજવા. પલ એટલે ચાર તોલા.

માત્ર ( આઠ હાજાર બસો છપન પલ ) અન્ન પાકેલું કૂતરૂં, કાગડો, વિગેરેએ સ્પર્શ કરેલું, અને કેશ, કીટવાળું, પણ અન્ન આ પ્રમાણે શુદ્ધ થાય છે. એમજ વેચાથી લીધેલું હોય તો પણ વિદ્વાનો કહે છે કે, આજ પ્રમાણે શુદ્ધિ કરવી. પરંતુ બે વાર પાકેલું તથા પીરસવામાં આવ્યું હોય તેવું અન્ન [3]શુક્તાદિ ક્યારે પણ પવિત્ર થતું નથી, આ ઠેકાણે દ્રોણ શબ્દનો અર્થ આઠ હજાર બસો છપન પલ સમજવો. **ગૌતમઋષિ** કહે છે કે, **અપરાર્ક, મર્યાદાસિંધો હેહાદ્રિ** ગ્રંથોમાં **યમ** અને **મનુ** કહે છે કે, [4]દેવદ્રોણીમાં વિવાહમાં, યજ્ઞમાં, ઉત્સવોમાં કાગડા કૂતરાઓએ સ્પર્શ કરેલું જે અન્ન તે અન્નનો ત્યાગ કરવો નહીં. જેટલા અન્નને દૂષિતપણાનો દોષ લાગુ પડયો હોય તેટલા અન્નનો ત્યાગ કરી બાકીના અન્નને સંસ્કાર કરી શુદ્ધ કરવું. ઘાટા પદાર્થોને પ્રોક્ષણ કરવાથી શુદ્ધિ કરવી. પાતળા પદાર્થોની તાપ આપી શુદ્ધિ કરવી. જલની, અગ્નિ તથા ઘીના સ્પર્શથી શુદ્ધિ કરવી. છાગના ( બકરાના ) મુખનો સ્પર્શ થવાથી પવિત્ર થાય છે, એમ જાણવું. દેવદ્રોણી શબ્દથી દેવયાત્રા એવો અર્થ કરવો એમ **અપરાર્ક**નું કથન છે, અથવા પૂર્વોક્ત અર્થ **મયાસિંધુ**માં લખ્યો છે. આ અર્થથી ઘણુંક અન્ન એવો અર્થ દેખાડવામાં આવે છે. **મર્યાદસિંધુ**માં પ્રકૃત શબ્દનો અર્થ ઉત્સવ એમ કર્યો છે. ॥ ૨૦ ॥

## ॥ २१ ॥ [1]अथ घृतपायसादीनां शुद्धिविचारः ॥

मू०—शातातपः ॥ " घृतं च पायसं क्षीरं तथैवेक्षुरसो गुडः ॥ शूद्रभांडस्थितं तक्रं तथा मधु न दुष्यति " इति ॥ पायसं पयोविकारो नतु पयसि सिद्ध ओदनः ॥ विकारार्थे च तद्धित इति कल्पतरुरत्नाकरपारिजातशुद्धिप्रदीपाः ॥ एतदप्याधारदोषाभावे तद्दोषे तु पात्रांतरनयनम् ॥ " आधारदोषे तु नयेत्पात्रांतरं द्रवम् ॥ घृतं च पायसं क्षीरं तथैवेक्षुरसो गुडः" इति शंखवाक्यात् ॥ तथा भक्ष्याभक्ष्यप्रकरणे ॥ " संधिन्यानिर्दशाऽवत्सा गोपायः परिवर्जयेत् ॥ औष्ट्रमैकशफं स्त्रैणमारण्यकमथाविकम् " इति याज्ञवल्क्येन

---

૩ સ્વભાવથી મીઠા રસો હોય અને કાલે કરી ખાટા થઈ જાય તે.
૪ દેવતાના નૈવેદ્ય માટે જે સ્થલમાં ઘણુંક અન્ન રાંખવામાં આવે તે.
१ अथेत्यारभ्य विचारपदपर्यन्तमन्यपुस्तके नास्ति.

सामान्यत एतद्दुग्धं निषिद्धं तथापि हारीतेन संधिनि वृषस्यंती तस्याः पयो न पिबेत् ॥ ऋतुमङ्गात्वात् ॥ न हतवत्सायाः शोकाभिभूतत्वात् ॥ न दुग्धाया विना वत्सात् ॥ यथाश्नतोऽन्नमाच्छिद्यात्मनाश्नीयादेवं तत् ॥ न नवसूतायाः सरजस्त्वात् ॥ सप्तरात्रादित्येके दशरात्रादित्यपरे मासेनाथ पीयूषं भवतीति धर्मविद इति हेतुपूर्वकमु[२]क्तं ॥ तच्च[३] श्राद्धेनेमाद्रावेव व्याख्यातम् ॥ वृषस्यंतीपदात् निवृत्तमैथुनेच्छायाः पयो न निषिध्यमिति गम्यते ॥ हतवत्सा मृतवत्सा ॥ तत्र शोकाभिभूतत्वादिति हेतुः ॥ तेन विस्मृतवत्सशोकायाः पयसि न निषेधः ॥ वत्सादिविनेति जीवंतमेव वत्समन्यतो निधाय क्षीरलोभेन दुग्धायाः पयो न पिबेत् ॥ तत्र दृष्टांतः ॥ यथाश्नतो भुंजानादन्नं हठाद्गृहीत्वा स्वयमश्नीयादेवं तदिति॥ न नवप्रसूतायास्तत्र हेतुः सरजस्त्वादिति तत्र सप्तरात्रादयस्त्रयः पक्षाः ॥ एतेषु पक्षेषु यथा रजोनिवृत्तेर्व्यवस्था द्रष्टव्येति ॥ तेन यदा सप्तरात्रादावपि रेजोनिवृत्तिनिश्चयस्तदा पयःपाने न धर्महानिरिति तेन संधिन्याः पयो द्वितियदिवसे शुध्धं मृतवत्सायास्तु पिण्याकभक्षणादिना विस्मृतवत्सशोकतया तन्मृतकानाघ्राणे शुध्धम् ॥ नवसूतायास्तु निर्दशत्वे प्राय इदानीं शुध्धिमंगीकुर्वंति नतु सप्तरात्रोत्तरम् ॥ तदुत्तरं रजःसंसर्गपर्यंतमशुध्धं नतु मासपूर्तिपर्यंतम् ॥ विनावत्ससंदोहस्तु यावद्वत्सस्तदाकांक्षते अन्यत्तृणादिकं चरित्वा न तृप्यति ॥ तदुत्तरं वत्साय स्थापनेन तत्स्वत्वं निवार्य दोग्धव्यं तत्पयः शुध्यमिति सिद्ध्यति ॥ तथा स्यंदिनीं यमसूं संधिनीमिति गौतमस्मरणात् तत्पयोऽप्यशुध्धम् ॥ तत्र हेतुं तु न केऽपि लिखंति ॥ तथा स्यंदिनीदुग्धस्य ग्रहणे दुग्धस्रवणेन स्त-

---

२ हारीतेन.

३ हारीतोक्तम्.

नानां रिक्ततया तत्पीडाप्रसंगः ॥ यमसुवश्च ग्रहणे वत्सयोर्बुभुक्षाया पूर्त्या तद्दुग्धस्य परवस्त्वं दोष इति मम प्रतिभाति ॥ दुग्धनिषेध-तद्विकाराणामप्यशुध्यत्वामिति मिताक्षरायाम् ॥ गोमूत्रगोमययोर-निषेध इति यद्यपि तत्रोक्तं तथापि यत्र रजस्त्वं संभाव्यते तत्र तु निषेध इति मम प्रतिभाति ॥ ब्रह्मपुराणे ॥ "द्राक्षेक्षूणां रसःशुध्यः सद्यस्तु प्रथमेऽहनि" इति तथा ॥ यतौ च ब्रह्मचारिणि गतं भै-क्षमपि तेषां शुचि ॥ तदाहापरार्के मनुः ॥ "ब्रह्मचारिगतं भैक्षं नित्यं मेध्यमिति स्थितिः" इति ॥ ब्रह्मचारिति विहितभिक्षोपल-क्षकम् ॥ भैक्षं भिक्षासमूहः विहितभिक्षाधिकारिणोऽपि मनुनैवो-क्ताः ॥ "सांतानिकं यक्ष्यमाणमध्वगं सर्ववेदसम् ॥ गुर्वर्थमातृपि-त्रर्थस्वाध्यायार्थोपतापिनः ॥ नवैतान्स्नातकान्विद्याद्ब्राह्मणान् धर्म-भैक्षकान्" इति ॥ सांतानिकः संतानप्रयोजनः ॥ सर्ववेदसो दत्त-सर्वस्वः ॥ उपतापी रोगी ॥ अन्ये प्रसिध्धाः ॥ तथाच तेषां भैक्षं न दुष्यतीत्यर्थः ॥ यावत्तोपघातेन रथ्योपसर्पणादिना भैक्षं न सिद्ध्-यति तन्मात्रस्यापवादोऽयम् ॥ अत एव तदतिरिक्तोपघाते शुद्धि-माह वसिष्ठः "प्रचरन्नभ्यवहार्येषु उच्छिष्टं यदि संस्पृशेत् ॥ भूमौ निधाय तद्द्रव्यमाचांतः प्रचरेत्पुनः" इति ॥ यस्योपघातस्याऽच-मनाच्छुद्धिस्तदिहोच्छिष्टशब्देनोच्यते ॥ अभ्यवहार्यशब्दाच्च न भैक्षमात्रविषयमेतत् ॥ किंतु परिवेषणादिविषयमपि ॥ यत्तु मनुनो-क्तम् ॥ "उच्छिष्टेन तु संस्पृष्टो द्रव्यहस्तः कथंचन ॥ अनिधायैव तद्द्रव्यमाचांतः शुचितामियात्" इति ॥ तद्ब्राह्मणपराविषयम् ॥ किंच ब्राह्मे ॥ "उच्छिष्टेन तु शूद्रेण संस्पृष्टः परिवेषकः ॥ द्रव्यहस्तश्च यत्किंचिद्दद्यात्तत्तु न भक्षयेत्" ॥ तेनोच्छिष्टशूद्रातिरिक्तस्पर्शे दोषो नास्तीति तदाशयः ॥ इत्यपरार्कस्थं प्रमेयमुक्तम् ॥ सदाचारचंद्रो-

१ तावत्रथ्योपसर्पणादिदोषस्य. २ ब्राह्मवाक्याशयः.

द्ये तु वासिष्ठं मानवं च वाक्यमुपन्यस्योक्तम् ॥ यदि द्रव्यमंगधारणयोग्यं तदांगे निधायाचामेत् ॥ यदि तदयोग्यं तदा तत्स्पृष्ट्वा आचामेत् ॥ यद्वा ॥ आचमनार्होच्छिष्टस्पृष्टः अभ्यवहार्येतरद्रव्यं भूमाव निधायाचम्य शुचिर्भवति॥ अभ्यवहार्यद्रव्यं तु भूमौ निधायाचम्याभ्युक्ष्य गृह्णीयादिति ॥ एवं चात्र पूर्वोक्तवचनद्वयेऽप्युच्छिष्टकर्मकोच्छिष्टकर्तृकस्पर्शदोषः पुरुषस्यैव तस्यैव शुद्धिविधानात् ॥ न तु त[३]त्संबंधेन द्रव्यस्यापि दुष्टत्वम्॥ पुनःप्रचारस्यानिधानस्य चोक्तत्वात् द्रव्यत्यागस्यानुक्तत्वाच्चेति ग्रंथद्वयस्यापि तात्पर्यम् ॥ तेनाभ्यवहार्यस्य गृहांतरदेशांतरप्रेषणेऽपि साक्षात्स्पर्शो न भवेच्चेददोष एव अमेध्याशुचिप्रभृतिस्पर्शे तु त्याग एवेति शिष्टाचारात्प्रतिभाति॥ विष्णुपुराणे॥ "संप्रोक्ष्य विद्वान् गृह्णीयाच्छूद्रान्नं गृहमागतम्" इति गृहागमनालिंगाच्च तेनामेध्याशुचिस्पर्श एवत्यागो न त्वन्यक्षेति निश्चयः अन्यच्च सदाचारचंद्रोदये ॥ तत्रांगिराः॥ "अरण्येऽनुदके रात्रौ चौरव्याघ्राकुले पथि ॥ कृत्वा मूत्रपुरीषं च द्रव्यहस्तो न दुष्यति" अत्र द्रव्यपदमन्नस्यापि संग्राहकम् ॥ "शौचं तु कुर्यात्प्रथमं पादौ प्रक्षालयेत्ततः ॥ उपस्पृश्य तदभ्युक्ष्य गृहीतं शुचितामियात्" इति स्मृतेः ॥ हलायुधे हारीतः ॥ "कृत्वा मूत्रपुरीषं च द्रव्यहस्तः कथंचन ॥ भूमावन्नं प्रतिष्ठाप्य कृत्वा शौच यथाविधि ॥ तत्संयोगात्तु पक्वान्नमुपस्पृश्य ततः शुचि" इति॥ पक्वान्नं घृतपक्वं पुरुषसंयोगाद्यथा [४]तदशुचिभूतं तथा तत्संयोगाच्छुच्यपीत्यर्थः ॥ "प्रक्षाल्य पादौ निक्षिप्य आचम्याभ्युक्षणं पुनः ॥ पुष्पादीनां तृणादीनां प्रोक्षणं हविषा तथा" इति निक्षिप्येति ॥ द्रव्यं भूमौ निधाय ॥ मार्कंडेयस्तु शौचमप्यानिधायैव कार्यमित्याह ॥ पक्वान्नेन गृहीतन मूत्रोच्चारं करोति यः ॥ अनिधायैव तद्द्रव्यमंगे कृत्वा यथान्यायमु-

३ द्रव्यधारकपुरुषसंबंधेन. ४ पक्वान्नं कृतोपस्पर्शनपुरुषसंयोगात्.

पस्पृश्य यथावाध ॥ अन्नमभ्युक्षयेच्चैव उद्धृत्यार्कस्य दर्शयेत् ॥ त्यक्त्वा ग्रासमथैतस्माच्छेषं शुद्धिमवाप्नुयात् ''॥ इति च तत्रोपन्यस्तम् ॥ एवंच मूत्रोच्चारादावपि यत्र दोषाभावस्तत्र कुतस्तरामुच्छिष्टस्पर्शे ॥ किंच पक्वान्नं घृपक्कमिति यद्व्याख्यातं तदपि युक्तमेव राहूदर्शने श्रृतमन्नं च वर्जयेदिति ॥ निषेधसत्वेऽपि "आरनालं पयस्तक्रं दधिस्नेहाज्यपाचितम् ॥मणिकस्थोदकं चैव न दूष्येद्राहूसूतके" इति घृतपक्कस्यैवादुष्टत्वकथनेनाऽन्यत्रापि तस्यैवाऽदुष्टतायायुक्तत्वादिति॥[1]वायुपुराणे चातुर्मास्यमाहात्म्ये॥किंचापरार्के आपस्तंबः ॥ अप्रयतोपहृतमन्नमप्रयतं नत्वभोज्य न तु शूद्रेणोपहतमभोज्यं यस्मिंश्चान्नि केशः स्यादन्यद्वाऽमेध्यैरवमृष्टं कीटो वामेध्यसेवी मूषकलेंगं पदोपहतं सिचा वा शुना वाऽपात्रेण वादृष्टं सिचा वोपहृतं दास्या वा नक्तमाहृतम् ॥ भुंजानं वा यत्र शूद्र उपस्पृशेदनर्हद्भिर्वा समानपंक्तौ भुंजानेषु वा यत्रानुत्थायोच्छिष्टं प्रयच्छेदाचामेद्वा ॥ कुत्सयित्वा यत्रान्नं दद्युर्मनुष्यैरवघ्रातमन्यैर्वाऽमेध्यैरिति ॥ अप्रयतं नत्वभोज्यमिति ॥ तथाचाग्नयधिश्रयणप्रोक्षणाहिरण्यस्पर्शच्छागमुखस्पर्शान्यतमेन प्रयतं कृत्वा भोज्यम् ॥ अशुचिना शूद्रेण स्पृष्टं त्वभोज्यम् ॥ मूषकलेंगमिति तत्पुरीषं पुच्छादिकं वा सिचेति वस्त्रेण उपहृतं दृष्टमित्यन्वयः ॥ अनर्हद्भिर्वेति उपस्पृष्टमित्यध्याहारः ॥ स्फुटमन्यत् ॥ अत्राऽप्रयतशूद्रस्पर्शे अभोज्यत्वस्योक्तत्वात् प्रयतशूद्रस्पृष्टपक्कान्नस्य भोज्यत्वानुज्ञा यद्यपि लभ्यते तथापि शिष्टा भगवत्प्रसादस्यैव तादृशस्य भोज्यत्वमाद्रियंते नेतरस्येति प्रसादव्यतिरिक्तं न भोज्यं कलौ शिष्टाचारस्य स्मृत्यपेक्षया प्राबल्यादिति ॥ २१ ॥

---

[1] एतदारभ्य माहात्म्यपदपर्यन्तमन्यपुस्तके नाऽस्ति.

## ॥ ૨૧ ॥ હવે ઘી દૂધ વિગેરેની શુદ્ધિ કરવાનો વિચાર. ॥

**ગૂ૦ ટી૦**–ઘી, દૂધનો વિકાર એટલે દૂધની કાંઇ પણ ચીજ બાસુંદી વિગેરે અને દૂધ, તથા શેરડીનો રસ, ગોળ, શૂદ્રના વાસણમાં રહેલી છાશ, તથા મધ, આટલી ચીજો દૂષિત થતી નથી. ઉપર કહેલી ચીજો પવિત્ર ખરી પણ જે પાત્રમાં તે રાખવામાં આવે તે જો પાત્રજ અપવિત્ર હોય તો તે પાત્ર બાબત જુદી શુદ્ધિ કરવી. તે શુદ્ધિ આટલીજ કે, જે પાત્રમાં તે ચીજ હોય તેમાંથી બીજા પાત્રમાં તે ચીજ નાખવી. આધાર દોષના બાબતમાં **શંખ** કહે છે કે, દ્રવ, (પાતળો પદાર્થ રસાદિ) એક પાત્રમાંથી બીજા પાત્રમાં નાખવો. તે ચીજો એ કે, ઘી, દૂધનો કાંઇ વિકાર, તથા દૂધ, શેરડીનો રસ, તથા ગોળ. એમજ આ ચીજ ભક્ષણ કરવી યોગ્ય છે તથા અયોગ્ય છે એ બાબતસર, લખ્યું છે કે, બેલપાસે જવાની ઇચ્છા કરનારી ગાયનું તથા વાછડાવિનાની ગાયનું દૂધ નહીં લેવું જોઇએ. એમજ ઉંટણીનું દૂધ, એક ડાબલાવાળાં જનાવરનું દૂધ, સ્ત્રીનું દૂધ, અરણ્યના જાનાવરોનું દુધ, તથા ગાડરનું દૂધ લેવું નહીં. **યાજ્ઞવલ્કયે** સામાન્યપણાથી ઉપર કહેલાં દૂધનો નિષેધ કરેલો છે. તો પણ **હારીત** કહે છે કે, જે ગાયને બેલપાસે જવાની ઇચ્છા હોય તે ગાયનું અથવા બેલથી જે ગાયે ગર્ભ ધારણ કર્યો હોય તેવી ગાયનું દુગ્ધ પાન કરવું નહી. રૂતુપણાવાળી હોવાથી હતવત્સા (જેનો વાછડો મરી ગયો છે તેવી ગાય) નું પણ દૂધ તે ગાય વાછડાના શોકવાળી હોવાથી લેવું ન જોઇયે. તેમજ દુઝણી ગાય વાછડા વિનાની હોય તો પણ તેનું પણ દૂધ પીવાના કામમાં લેવું ન જોઇએ. જેમ કોઈ ખાવા બેઠેલા માણસ પાસેથી તેનું અન્ન ઝોટી લઈ જેમ કોઇ ખાય તેની માફક વાછડા વિનાની ગાયનું દુધ પણ સમજવું. એમજ નવીન પ્રસૂતા થયેલી ગાયનું પણ દુધ ન લેવું. કારણ કે રજોદોષવાળું તે હોય છે માટે સાત રાત પછી તે નવ પ્રસૂતાનું દુધ લેવું એમ કોઇનો મત છે. દશ રાત્રિ પછી દુધ કામમાં આવે એમ બીજા કોઇ કહે છે એક માસ પછી અમૃતરૂપ થાય છે એમ ધર્મના જાણનારાઓ કહે છે. આ પ્રમાણે કારણસર **હારીત**નું વચન છે, તે વચનની વ્યાખ્યા **શ્રાદ્ધહેમાદ્રિ** નામના ગ્રંથમાં લખી છે. મૂલ ગ્રંથમાં **'વૃષસ્યંતી'** પદ છે આ ઉપરથીજ જે ગાયને મૈથુનની ઇચ્છા મટી ગઇ હોય તેવી ગાયનું દુધ લેવાને હરકત નથી એમ જાણવું. જે ગાયને ભૂલી જવાથી વાછડાનો શોક મટી ગયો હોય તેવી ગાયનું દુધ પીવામાં અડચણ નથી. જીવતો વાછડો હોય અને દુધ દોવા

ટાણે દુધના લોભથી એક બાજુ તેને બાંધી રાખે, અને દુધ બધુ દોઇ લઇ લેવામાં આવે તો તે દૂધ વાછડા લાયક ન થવાને લીધે ઉપયુક્ત થતું નથી, કારણ કે લોભી માણસ હોય તે વાછડાનો ભાગ દૂધનો રાખતો નથી. માટે તે દૂધ અપવિત્ર છે એમ જાણવું. તેમાં દષ્ટાંત— જેમકે કોઇ માણસ જમતો હોય અને હઠથી તેનું અન્ન લઇ લેવામાં આવે અને પોતે જમી જાય તેમ તે જાણવું. તેમજ નવીન પ્રસૂતા થયેલી ગાયનું પણ દુધ લેવાય નહીં કારણ કે રૂતુપણું હોયછે, માટે નવીન પ્રસૂતા થયેલી ગાય માટે ઉપર લખ્યા ત્રણ પક્ષો જણાવ્યા છે પછી તે પક્ષોમાં જેમ રજોનિવૃત્તિ જે પક્ષથી યોગ્ય નિશ્ચયવાળી થાય તે પક્ષનો સ્વીકાર કરતાં નિશ્ચય થાય કે હવે રજો-નિવૃત્તિ થઇ ગઇ, આ બાબતમાં કાંઇ સંદેહ નથી તો પછી તે દુધનો ઉપયોગ કરવામાં ધર્મની હાનિ થતી નથી. જે ગાયનો વત્સ નષ્ટ થયો હોય તે ગાયને ખોળ વિગેરે ખવરાવવાથી જો વત્સના શોકની નિવૃત્તિ માલમ પડે અને મરી ગયેલા વાછડાને લીધે જો તે તેને સુંગે કરે નહીં એમ જો બને તો તે ગાયનું દુધ શુદ્ધ સમજવું. અને નવીન પ્રસૂતા ગાયને દશ દિવસ જ્યારે થાય ત્યારે ઘણું કરીને હમણા શુદ્ધિનો અંગિકાર કરવામાં આવેછે પરંતુ સાત રાતથી ગાયના દુધનો અંગીકાર કરવામાં આવતો નથી, પરતુ સાત પછી જ્યારે રજની નિવૃત્તિનો સંસર્ગ નષ્ટ થાય ત્યાર પછી શુદ્ધ જાણવું, માસ પૂર્તિની કાંઈ જરૂર નહીં. વાછડાવિનાનું જે દોહન કરવું તે બાબતમાં તો એમ જાણવું કે જ્યાંસુધી વાછડું દુધની આકાંક્ષા (ઇચ્છા) કરેછે ઘાસ વિગેરે ખાવા નથી આવડયું અને દુધવિના બીજા પદાર્થથી તૃપ્ત થતું નથી, તો પછી તે વાછડાને માટે યોગ્ય આહાર રાખી અને દોહન કરવું. તો તે દુધ શુદ્ધ છે એમ સિદ્ધ થાયછે. તેમજ બે પ્રજાને ઉત્પન્ન કરનારી ગાયનું દુધ પણ **ગૌતમ** કહે છે કે, લેવું યોગ્ય નથી. તેમાં કોઇ હેતુ તો ગ્રંથકાર જણવતા નથી. એમજ ગર્ભવતી ગાયનું દૂધ લેવામાં દુગ્ધના સ્રાવને લીધે સ્તનોમાં પીડાનો પ્રસંગ હોય છે માટે. એમજ જોડ-લાને પેદા કરનારી ગાયના દુધ માટે એવું કારણ દેખાય છે કે, બે વાછડાંની ક્ષુધા ( ભૂખ ) પૂર્ણ રીતથી શાંત ન થાય, માટે તે દૂધ ઉપર પરની સત્તા છે માટે દોષ લાગે છે. આવા કારણને લીધે તેમ હશે એમ અમને ભાસે છે. જે ગાયના દૂધની મનાઇ છે તો તે ગાયના બીજા પણ પદાર્થો ન લેવા એમ **મિતાક્ષરા**માં લખેલું છે. ગોમૂત્ર તથા ગોબરની મનાઇ ન જોઇયે. જો કે **મિતાક્ષરા**માં એમ લખ્યું છે તો પણ અમને એમ ભાસે છે કે જ્યાં સુધી રજોદોષ હોય છે ત્યાં સુધી ગોમૂત્રાદિકનો નિષેધ માનવો જોઇએ,

એમ અમને ભાસે છે. **બ્રહ્મપુરાણ**માં લખ્યું છે કે. દ્રાક્ષા (દ્રાખ) નો રસ, શેરડીનો રસ, પેહેલે દિવસે તરતમાં શુદ્ધ રહે છે. તેમજ યતિ બ્રહ્મચારીયે માંગેલી ભિક્ષા પણ પવિત્ર જાણવી તે બાબતમાં **અપરાર્ક**માં **મનુ**યે જણાવ્યું છે કે, બ્રહ્મચારીયે માંગેલી ભિક્ષા નિત્ય પવિત્ર છે એમ સ્થિતિ છે. આ ઠેકાણે બ્રહ્મચારી શબ્દથી જેને ભિક્ષા માગવાને શાસ્ત્રમાં આજ્ઞા કરેલી છે તેવો બ્રહ્મચારી જાણવો. ભિક્ષાના અધિકારીયો **મનુ**યે ગણેલા છે તે આ પ્રમાણે. સાંતાનિક, (સંતાન માટેજ વિવાહ કરનાર) યજન કરનાર, રસ્તામાં ચાલનાર, સર્વ વેદસ, (સર્વ આપી દેનાર એટલે જેણે સર્વ ધરની ચીજો ઘર વિગેરે બીજાને જેણે પરમેશ્વર પ્રીત્યર્થે આપી દીધેલ છે તેવો માણસ) ગુરૂ, માતા, પિતા, સ્વાધ્યાય માટે ભિક્ષા માગનારો, રોગી, આટલા ધર્મને માટે ભિક્ષા માગનારા બ્રાહ્મણોને સ્નાતક તરીકે કેહેવાય છે, માટે તેઓની ભિક્ષા દૂષિત થતી નથી. રસ્તામાં ફરવા વિગેરેથી જ્યાં સુધી ભિક્ષા પૂર્ણ ન થઇ હોય ત્યાં સુધી તે ભિક્ષા અપવિત્રના સંસર્ગથી પણ બ્રહ્મચારીની ભિક્ષા અપવિત્ર થતી નથી માટેજ એ બાબતવિના **વશિષ્ઠ** શુદ્ધિ કહે છે. ખાવાલાયક પદાર્થોમાં ફરતાં કદાચિત્ ઉચ્છિષ્ટનો જો સ્પર્શ થાય તો હાથમાં જે પદાર્થ હોય તે જમીન ઉપર રાખીને આચમન કરી ફરીથી ફરવા જવું. આ ઠેકાણે અપવિત્રના સંસર્ગથી આચમન કરવારૂપ શુદ્ધિ લખી છે. તે ઉચ્છિષ્ટ શબ્દથી કેહેવામાં આવે છે. ખાવા લાયક પદાર્થો એ શબ્દથી દરેક ભિક્ષામાં તેમ નહીં સમજવું. ત્યારે પિરસવાની બાબત વિગેરેમાં જાણવું. અર્થાત્ પીરસતાં પીરસતાં જો એઠાનો સંસર્ગ થઇ જાય તો પીરસવાની ચીજ બાજુ વરી આચમન કરવું. પછી પુનઃ કાર્ય શરૂ કરવું એમ સમજવાનું છે. વળી **મનુ** કહે છે કે, હાથમાં કાંઇ ચીજ હોય અને જો એઠાનો સ્પર્શ થાય તો તે હાથમાં રહેલી ચીજ પણ ન છોડી દેતાં એટલે જમીન ઉપર ન રાખતાં આચમન કરવાથી તે માણસ પવિત્ર થાય છે. પરંતુ આ વચન વસ્ત્ર વિગેરેથી જુદી જુદી જુદી ચીજો હાથમાં હોય તો તે બાબતસર છે એમ જાણવું. વળી **બ્રહ્મપુરાણ**માં કહ્યું છે કે, પીરસનારને ઉચ્છિષ્ટ શૂદ્રનો સ્પર્શ થાય તો હાથમાં જે ચીજ હોય તે ચીજ બીજાને આપી દેવી. પોતે ભુક્ષણ ન કરવી આ ઉપરથી એમ નકી થાય છે કે શૂદ્ર શિવાય જો કોઇ બીજો માણસ સ્પર્શ કરે તો દોષ નથી, એમ તે **બ્રહ્મપુરાણ**ના વચનનો આશય છે, એમ **અપરાર્ક**માં જણાવલું છે, એમ જાણવું. **સદાચારચંદ્રોદય**માં **મનુ** તથા **વશિષ્ઠ**નું વચન લઇ જણાવ્યું છે કે, જો પદાર્થ એવો હોય તો કે જે અંગ ઉપર ધારણ કરી શકાય તો ધારણ

ફરીનેજ આચમન કરવું. અથવા ઉચ્છિષ્ટનો સ્પર્શ જેને થયો એવો આચમન કરવા લાયક માણસ, ભક્ષણ કરવા લાયક પદાર્થ, ન હોય તો જમીન ઉપર ન રાખતાં આચમન કરી પવિત્ર થવાય છે, અને જો ખાવા લાયક પદાર્થ, ન હોય તો જમીન ઉપર ન રાખતાં આચમન કરી પવિત્ર થવાય છે, અને જો ખાવા લાયક પદાર્થ, હોય તો જમીન ઉપર રાખી આચમન કરી તે ચીજ ઉપર પ્રોક્ષણ કરી ગ્રહણ કરવી. પ્રથમ કહેલાં બે વચનોમાં ઉચ્છિષ્ટ કર્મક સ્પર્શ, તથા ઉચ્છિષ્ટકર્તૃક સ્પર્શ, દોષ પુરૂષને લાગુ પડે છે, અને શુદ્ધિ પણ તેનીજ કહી છે. પરંતુ તે ઉચ્છિષ્ટના સંબંધથી પુરૂષના હાથમાં રહેલું દ્રવ્ય દુષ્ટ થતું નથી, કારણ કે ફરીથી ફરવા માટે નીચે ન રાખવાને જણાવ્યું છે તેથી એમ ભાસે છે, તેમ દ્રવ્યનો ત્યાગ કરવાને પણ જણાવ્યું નથી એવો એગ્ર ગ્રંથનો તાત્પર્ય છે. આ ઉપરથી એમ જણાય છે કે ખાવા લાયક પદાર્થને બીજે ઠેકાણે મોકલાવવામાં પણ સાક્ષાત્ સ્પર્શ ન થાય તો દોષ નથીજ. અપવિત્ર પદાર્થનો સ્પર્શ થાય તો ત્યાગ કરવો એ શિષ્ટાચારથી ભાસે છે. **વિષ્ણુપુરાણ**માં લખ્યું છે કે, શૂદ્રનું અન્ન ઘરમાં જો આવે તો પ્રોક્ષણ કરી વિદ્વાન માણસે ગ્રહણ કરવું. એમ **ગ્રહાગમન** લિંગથી જણાય છે. આ ઉપરથી એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, અપવિત્ર પદાર્થનો તે અન્નને સ્પર્શ થાય તો તેનો ત્યાગજ કરવો જોઇયે. બીજો નિશ્ચય થતો નથી. વળી બીજું **સદાચારસન્દોહ**માં લખે છે કે, **અંગિરા ઋષિ** કહે છે કે,વગડામાં જે ઠેકાણે જલ ન મળી શકે તેવાં ઠેકાણામાં રાત્રિમાં ચોર વાઘવાળા રસ્તામાં કદાચિત્ પેશાબ દરત કરવામાં આવે અને હાથમાં કાંઇ પદાર્થ હોય તો દૂષિત થતો નથી. આ ઠેકાણે દ્રવ્ય શબ્દથી અન્ન પણ લઇ શકાય છે. પ્રથમ શૌચ કરી, હાથ પગ ધોઇ. જલનો સ્પર્શ કરી, ગ્રહણ કરેલા પદાર્થને પ્રોક્ષણ કરી, પાત્રતાને પ્રાપ્ત થવાય છે. **હલાયુધમાં હારીત** કહે છે કે, દ્રવ્ય હાથમાં હોય અને દસ્ત પેશાબ કરવામાં આવે તો અન્ન જમીન ઉપર રાખી, યથાવિધિ દસ્તે જઇ, જલનો સ્પર્શ કરી, પકવ અન્ન લઇ લેવું. તે પવિત્ર તરીકે થાય છે. ઘીથી પાકેલું અન્ન પકવ અન્ન પુરૂષના સંયોગથી જેમ અપવિત્ર થાય છે તેમજ તેના સંયોગથી પવિત્ર થાય છે એમ અર્થ જાણવો. જમીન ઉપર રાખી, હાથ પગ ધોઇ, આચમન કરી, ફરીથી તે ઉપર પ્રોક્ષણ કરી, પવિત્ર થાય છે. પુષ્પ વિગેરે હોય તો, ઘાસ વિગેરે હોય તો, હવિ (ઘી) અથવા અગ્નિમાં હોમવા લાયક પદાર્થથી તે ઉપર પ્રોક્ષણ કરવું. **માર્કંડેયઋષિ** કહે છે કે, જમીન ઉપર દ્રવ્ય ન રાખીને પણ શૌચ કરવામાં હરકત નથી.

જે માણસે પકવાન્ન ગ્રહણ કરેલ છે તેવા માણસે જો પેશાબ અથવા દસ્ત કરવામાં આવે અને તે પકવાન્ન પોતાના મસ્તક ખભા વિગેરે અંગ ઉપર રાખવામાં આવ્યું હોય તો પણ યથાન્યાય દસ્ત કરી યથાવિધિ જલનો સ્પર્શ કરી ( એટલે હાથ પગ ધોઇ ) તે અન્ન ઉપર પ્રોક્ષણ કરી તેમાંથી એક ગ્રાસ જુદો કાઢી સૂર્યદર્શન કરાવી તે ગ્રાસનો ત્યાગ કરવો. બાકીનો ભાગ શુધ્ધિપણાને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે તે ઠેકાણે લખ્યું છે. આ ઉપરથી એમ નક્કી નિર્ણય થાય છે કે, પેશાબ કરવામાં તથા દસ્ત કરવામાં જ્યારે દોષ લાગુ પડતો નથી, ત્યારે ઉચ્છિષ્ટના સ્પર્શમાં તો ક્યાંથીજ દોષ લાગુ પડે ? વળી પકવાન્ન શબ્દનો અર્થ એમ લખ્યો છે કે ઘીથી પાકેલું અન્ન તે પકવાન્ન તરીકે કેહેવામાં આવે છે, તે પણ યોગ્યજ છે. કારણ કે ગ્રહણમાં રાંધેલું અન્ન કામમાં નથી આવતું. આ પ્રમાણે મનાઇ કરી છે તો પણ શાસ્ત્રમાં લખ્યું છે કે, આરનાલ, ( કાંજી ) દૂધ, છાસ, દહીં. તેલ ઘી થી પાકેલું અન્ન, મોહોટા માટીના વાસણમાં રહેલું જલ, આટલી ચીજો રાહુના સૂતકમાં અપવિત્ર થતી નથી. આ ઠેકાણે ઘીથી પાકેલા અન્નને દૂષિતપણું ન હોવાને લીધે પવિત્રપણું યોગ્ય છે વાયુપુરાણમાં ચાતુર્માસ્ય માહાત્મ્યમાં અને **અપરાર્કમાં આપસ્તંબ** કહે છે કે, સંસ્કાર વિનાનું આણેલું અન્ન અપ્રયત તરીકે કેહેવાય છે, અને તે ભક્ષણ કરવા લાયક થતું નથી, પરંતુ શૂદ્રના સંસર્ગવાળું અન્ન અભોજ્ય છે નહીં. જે અન્નમાં મોવાળા પડ્યા હોય, અથવા કાંઇ અપવિત્ર પદાર્થ પડ્યો હોય, અથવા અપવિત્ર પદાર્થમાં રેહેનારો કીડો પડ્યો હોય, અથવા ઉંદરની લીંડી, યા ઉંદરનું પુચ્છ પડ્યું હોય, અથવા તે અન્ન વસ્ત્રના કાંઇક દોષવાળું થયું હોય, શ્વાનના દોષવાળું થયું હોય, અથવા અપાત્રે દીઠેલું હોય, યા દાસીયે લાવવામાં આવ્યું હોય, નક્ત અન્ન હોય, ભોજન કરનારને શૂદ્રનો સ્પર્શ થયો હોય, અથવા જે લાયક ન હોય તેના સાથે સમાન પંક્તિમાં ભોજન કરનારાઓમાં અથવા ન ઉઠીને ઉચ્છિષ્ટ આપવામાં આવે, અથવા આચમન કરવામાં આવે, ખરાબ શબ્દો બોલીને અન્ન આપવામાં આવે, યા માણસોયે સુંઘેલું હોય, અથવા અપવિત્રોયે દીઘેલું ધોય, તો તે અન્ન અપ્રયત તરીકે સમજવું, પરંતુ અભોજ્ય તરીકે જાણવું નહીં માટે અપ્રયત અન્નને અગ્નિનો સ્પર્શ કરાવવો, (એટલે અગ્નિ ચોતરફ ફેરવો) પ્રોક્ષણ કરવું, સુવર્ણનો સ્પર્શ કરાવવો, ગાડરના મુખનો સ્પર્શ કરાવવો, એટલે તે અન્ન અપ્રયત મટીને પ્રયત બને છે, અને પછી ભોજન કરવા લાયક થાય છે. અપવિત્ર શૂદ્રનો જો સ્પર્શ થાય તો ભોજનના કામમાં તે અન્ન આવતું નથી. આ

ઠેકાણે એમ સમજવું કે, અપ્રયત અન્નને જો શૂદ્રનો સ્પર્શ થાય તો ભોજનમાં તે અન્ન ઉપયુક્ત થતું નથી, અને પ્રયત અન્ન પકવાન્ન હોય, અને શૂદ્રના સ્પર્શવાળું હોય તો ભોજન કરવાની આજ્ઞા જો કે પ્રાપ્ત થાય છે, તો પણ શિષ્ટ લોકો ભગવત્પ્રસાદને માટે તે આજ્ઞાનો આદર કરે છે. બીજા અન્નને માટે તે આજ્ઞા સ્વીકારતા નથી, અને એમ કહે છે કે કલિયુગમાં ભગવત્પ્રસાદ શિવાય તેવી જાતનું પકવાન્ન પ્રયત હોય તો પણ ભોજન કરવા લાયક નથી, સદાચારને સ્મૃતિના વચન કરતાં પ્રબલપણું છે. ॥ ૨૧ ॥

## ॥ २२ ॥ अथ घृतपाचितादीनां भक्ष्याभक्ष्यविचारः ॥

मू०–"घृतपक्वं तैलपक्वं मिष्टान्नं शूद्रसंस्कृतम् ॥ अभक्ष्यं ब्राह्मणानां च शूद्रस्पृष्टं त्रिपीटकम्" इति ब्रह्मवैवर्ते श्रीकृष्णजन्मखंडे उक्तम् ॥ यत्तु सुमंत्वंगिरसौ ॥ "गोरसं चैव सक्तूंश्च तैलं पिण्याकमेव च ॥ अपूपान्भक्षयेच्छूद्राद्यच्चान्यत्पयसा कृतम्" इति॥ पिण्याकं 'तिलकूट' इतिं प्रसिद्धम् ॥ पयसेति दुग्धेन ॥ हारीतः ॥ "कदुपक्वं स्नेहपक्वं पायसं दधिसक्तवः ॥ [1]एतान्यशूद्रान्नभुजो भोज्यानि मनुरब्रवीत्" इति ॥ शंखः ॥ "[2]अपूपाः सक्तवो धानास्तक्रं दधि घृतं मधु ॥ एतत्पण्येन भोक्तव्यं भांडलेपो न चेद्भवेत्" इति ॥ तदापद्विषयम् ॥ अन्यथा शूद्रान्नभोजननिषेधकवाक्ये विरोधात् नापणीयमन्नमश्नीयादिति शंखलिखितवाक्यविरोधाच्चेत्यपरार्कः ॥ सदाचारचंद्रोदयस्तु ॥ एतानि वचांसि लिखित्वा॥शूद्रगोरसाद्यपि तद्गेहादन्यत्र नीत्वा भोक्तव्यम् ॥ "घृतं तैलं तथा क्षीरं गुडं तैलेन पाचितम् ॥नीत्वा नदीतटे विप्रो भुंजीयाच्छूद्रभोजनम्" इति पराशरोक्तेरित्याह ॥ कश्चित्तु अलवणं स्नेहपक्वं सच्छूद्रस्य भोज्यं तेन वचसामविरोध इत्याह ॥ निर्णयामृतस्तु॥ उक्तशंखवचनात्पक्वान्नानामभक्ष्यत्वमित्याह ॥ दिनकरोद्योते तु "शूद्रेषु दासगोपालकुलमित्रार्धसीरिणाम् ॥ भोज्यान्नता गृहस्थस्यं तीर्थयात्रातिदूरतः"

---

१ ब्राह्मणादेः. २ अपूपः दुग्धालोडिताः.

इति कलिवर्ज्येषु गणनात् ॥ कलावेव निषेधः सोऽपि गृहस्थस्यैव न यतिब्रह्मचारिणोः ॥ अयं च पाकस्यैव निषेधः ॥ ब्राह्मणादिषु शूद्रस्य पचनादिक्रिया [1]तथेति कलिवर्ज्येषु पाकस्य च गणनादित्युक्तम् ॥ तेनैतन्मते कलौ शूद्रेण पाचितमन्नं गृहस्थेन ब्राह्मणादिना न भोक्तव्यम् ॥ ब्रह्मचार्यादिभिस्तु तेन पाचितमपि भोज्यमित्यायाति ॥ मम त्वन्यत्प्रतिभाति ॥ देवलेन "स्वदासो नापितो गोपः कुंभकारः कृषीवलः ॥ ब्राह्मणैरपि भोज्यान्नाः पंचैते शूद्रयोनयः" इति ॥ याज्ञवल्क्येन च "शूद्रेषु दासगोपालकुलमित्रार्धसीरिणः ॥ भोज्यान्ना नापितश्चैव यश्चात्मानं निवेदयेत्" इति ॥ हारीतेन च कुलं मित्रं कुलपुत्रो भैक्षदः शिष्यकः सुहृत् ॥ भवेदस्य सुखं लाभे भयत्रात च यो भवेत्॥एते शूद्रेषु भोज्यान्ना मनो यत्र विभाव्यते" इत्यपरार्के अनेकेषां भोज्यान्नताकथनात् ॥ कलिवर्ज्येषु तु दासादीनां चतुर्णामेव गणितत्वात्तदितरेषामुक्तानां शूद्राणां भोज्यान्नता यद्यपि प्राप्यते ॥ तथापि अस्वर्ग्यं लोकविद्विष्टं धर्ममप्याचरेन्नत्विति निषेधांतरात्तत्पकान्नभोजनं न कार्यम् ॥ किंचैतेषु वाक्येष्वन्नपदात्पक्वमन्नमेव न भोज्यम् ॥ पयोविकार ऐक्षवं फलादिकं तु भोज्यमिति ॥ अत एव मनुरपि "नाद्याच्छूद्रस्य पकान्नं विद्वानश्राद्धिनो द्विजः ॥ आददीतान्नमेवास्मादवृत्तावेकरात्रिकम्" इत्येवाह ॥ किंच "यथा जलं निर्गमनेष्वपेयं नदीगतं तत्पुनरेव पेयम् ॥ तथान्नपानं विधिपूर्वमागतं द्विजादिपात्रांतरितं न दुष्यति" इत्यपरार्के स्मृत्यंतरम् ॥ सदाचारचंद्रोदये च ॥ "यथा यतस्ततोऽप्यापः शुद्धिं यांति नदीगताः ॥ शूद्राद्विप्रगृहेष्वन्नं प्रविष्टं तु तथा शुचि" इति ॥ स्मृत्यंतरं तथा तत्रैव ॥ "तावद्भवति शूद्रान्नं यावन्न स्पृशति द्विजः॥ द्विजाग्र्यकरसंस्पृष्टं सर्वं तद्धविरुच्यते' इति पराशरवाक्यं च तेन

---

१ निषिध्धा,

यच्छूद्रस्यान्नं तद्गृहे ब्राह्मणेन पाचितं ब्राह्मणेन शुचिप्रकारेणानीय द्विजपात्रे स्थापितं चेत्तदा न दुष्यति ॥ तथा सक्तवो धानाश्च शूद्रपक्का अपि लोकाचाद्दुष्टत्वाभावान्न दुष्यंति ॥ तथा अभोज्यान्नानां गृहेऽपि तत आमं गृहीत्वा ब्राह्मणः स्वीयपात्रेण पक्कं वा भुंक्ते चेत्तदापि न दोषः ॥ सच्छूद्रलक्षणं तु सदाचारचंद्रोदये बृहत्पराशरेणोक्तम् । "विशुद्धान्वयसंजातो निवृत्तो मद्यमांसयोः ॥ द्विजभक्तिर्वणिग्वृत्तिः सच्छूद्रः परिकीर्तितः" इति ॥ आत्मनिवेदिगेहे स्वयंपचने तु सुतरां न दोषः ॥ निवेदनोत्तरं तत्र तावन्मात्रे स्वत्वोत्पत्तेरिति ॥ २२ ॥

॥ २२ ॥ **घीथी पाकेला पदार्थोनो भक्षण करवा न करवानो विचार.**

**गू० टी०**-शूद्रना संस्कारवाळुं घीथी पाकेलुं तथा तेलथी पाकेलुं मीठुं अन्न, तथा शूद्रे भुंजेलो साथवो, विगेरे ब्राह्मणोने भक्षण करवा लायक नथी. आ प्रमाणे **ब्रह्मवैवर्त**ना **श्रीकृष्णजन्मखंड**मां कहेलुं छे. **सुमंतुऋषि** अने **अंगिराऋषि** कहेछे के, शूद्रने त्यांथी आवेलो गोरस, तथा साथवो, तेल, [1]सानि, मालपूवा, दुधनी कांइ चीज भक्षण करवामां अडचण नथी. **मनु** पण कहेछे के, भाडभुंजीयानी शागामां भुंजायलां कांइ अन्नो, तेलथी पाकेलां अन्नो, दूधनी चीजो, दहीं साथवो, आटली चीजो शूद्रना अन्नने न खानार ब्राह्मण विगेरेना खावामां अडचण नथी. आ प्रमाणे **मनु** कहेछे. **शंख** पण कहेछे के, दूधवाळां या दूधमां बनेला पूवा, साथवो, धाणी, छाश, दहीं, घी, मध, आटली चीजो बजारमांनी भक्षण करवा लायक छे, पण जो वासणने लेप थवामां न आव्यो होय तो, एटले बजारना वासणो अरधा अपवित्र होयछे. लेपवाळा (मशवाळा) होयछे माटे आ वचन आपत्तिकालनुं छे. जो एम न होय तो शूद्रना अन्ननो भोजन निषेध वाक्यनो विरोध आवे. बजारनुं अन्न न खावुं ए प्रमाणे **शंख** वचननो पण विरोध आवे, एम **अपरार्क**नुं कथन छे. **सदाचारचंद्रोदय** तो आ वचनो लखीने आम लखेछे के, शूद्रना गोरस विगेरे शूद्रना घरथी बीजे ठेकाणे लइ जइ भक्षण करवां. घी, तेल, तथा दूध, गोळ, तथा तेलथी पाकेलुं अन्नादि शूद्रना घेरथी आवेलुं ब्राह्मण

---

१ सानि एटले तेलवाळा घाणीमां कुटायला अरधा कचरायला तल.

નદીને કીનારે લઇ જઇ ભોજન કરે, એમ **પરાશરે** કહ્યું છે. કોઇ એમ કહેછે કે, લવણવિનાનું સ્નેહપકવ ( તેલથી પાકેલું ) અન્નાદિ સચ્છૂદ્રનું ખાવું એમ કહેછે. આ કથનથી પૂર્વોક્ત વચનોનો અવિરોધ છે. **નિર્ણયામૃત** કહેછે કે, પ્રથમ કહેલા વચનોથી પકવાનનું અભક્ષપણું જાણવું. **દિનકરોદ્યોત** નામના ગ્રંથમાં કહ્યું છે કે, શૂદ્ર જાતિમાં દાસ, ગોપાળ, કુલમિત્ર, ( કોઇ તરહની શૂદ્રની જાત ) અને અર્ધસીરિ, (કોઇ તરહની શૂદ્રની જાતિ) આટલા શૂદ્રોનું અન્ન ગ્રહસ્થને ખાવા લાયક તીર્થયાત્રામાં અથવા અતિ દૂર દેશમાં કહ્યું છે. પરંતુ તે કાર્ય કલિયુગમાં નહીં કરવું. આ નિષેધ કલિયુગમાંજ ગ્રહસ્થને માટેજ કરેલ છે, પરંતુ યતિ કે બ્રહ્મચારીને નિષેધ નથી. અને આ નિષેધ ( મનાઈ ) પાક બાબતનો છે. બ્રાહ્મણ વિગેરેને શૂદ્રને ત્યાં પાક કરવાની મનાઇ છે. કારણ કે કલિયુગમાં રસોઇ કરવાની મનાઇ કરેલી છે. અને નિષેધની ગણનામાં ગણતી કરેલી છે. માટે તેમ ન કરવું જોઇએ. તેથી આ મતને અનુસરીને કલિયુગમાં શૂદ્રે રાંધેલું અન્ન, ગ્રહસ્થ બ્રાહ્મણ વિગેરેયે ભોજન કરવું નહીં. બ્રાહ્મણાદિ દ્વારા રાંધેલું અન્ન તો ખાવામાં હરકત નથી. અને બ્રહ્મચારી વિગેરેને તો તેણે રાંધેલું અન્ન ભોજન કરવા લાયક છે એમ જણાય છે. આ ઠેકાણે મને તો ( ગ્રંથકાર **શ્રી પુરૂષોત્તમજી મહારાજ** કહે છે, ) આ બાબતમાં એમ ભાસે છે કે, **દેવલઋષિએ** એમ કહ્યું છે કે, સ્વદાસ જાતિનો શૂદ્ર, નાપિત, ( નાઇ ) ગોપ, ( ગોવાળ ) કુંભાર, ખેડુ, આટલા શૂદ્રોને ઘેર બ્રાહ્મણોએ ભોજન કરવું. વળી **યાજ્ઞવલ્કય** કહે છે કે, શૂદ્રોમાં દાસ, ગોપાલ, કુલમિત્ર, અને અર્ધસીરિ, અને વળી નાઇ, અને જે શૂદ્ર પોતાનો **આત્મા** પણ નિવેદન કરે તેવાઓનું અન્ન ભોજન કરવા લાયક છે. **હારીત** પણ જણાવે છે કે, કુલ નામક શૂદ્ર, મિત્ર નામક શૂદ્ર, કુલપુત્ર, એટલે જેના કુલમાં પ્રાયઃ પુત્રજ જન્મ પામતો હોય તેવો, ભિક્ષા માંગવા આવે તેને ભિક્ષા આપનારો શૂદ્ર, શિષ્યક સુહૃત, અને જેને લાભમાં સુખ પ્રાપ્ત થાય, ભયથી રક્ષા કરનારો હોય, આવા શૂદ્રોનું અન્ન ભોજન કરવા લાયક છે. કે જ્યાં અંતઃકરણ પ્રસન્ન રહે. આ પ્રમાણે **અપરાર્કમાં** અનેકોને ભોજન કરવા લાયક એવણનું અન્ન છે, એમ જણાવ્યું છે. અને કલિયુગમાં અમુક નહી કરવું, આ બાબતની ગણનામાં દાસ વિગેરે ચાર જણોનું કથન છે. માટે તે શિવાયના બીજા શૂદ્રોનું અન્ન ભક્ષણ કરવામાં હરકત નથી જણાતી, તો પણ એવાં વચનો છે કે, શૂદ્રનું અન્ન સ્વર્ગને આપનારૂં નથી. લોકવિદ્વિષ્ટ. ( મનુષ્યો જે બાબતનો દ્વેષ કરે તેવું ) અન્ન છે. માટે તેવી જાતના ધર્મનું

આચરણ ન કરવું એવું નિષેધ ( મનાઇ ) વચન છે, પરંતુ તે નિષેધ વચન પકવાન્ન ભોજન સંબંધી છે, માટે શૂદ્રનું પકવાન્ન નહીં લેવું. દુધવાળું, શેરડીના રસસંબંધી, ફલાદિક ભોજન કરવામાં હરકત નથી માટે લેવું. માટે **મનુ** પણ કહે છે કે, શૂદ્રનું પકવાન્ન ભોજન કરવું નહીં. વળી જેમ નદીનું જલ એક સમયમાં પીવા લાયક થતું નથી. અને બીજા સમયમાં પીવા લાયક થાય છે તેમજ અન્નપાન વિધિપૂર્વક દ્વિજ વિગેરેના પાત્રમાં જો આવે તો તે દૂષિત થતું નથી એમ **અપરાર્કમાં સ્મૃત્યંતર છે. સદાચારચંદ્રોદયમાં** વળી કહ્યું છે કે, જેમ નદીજલ પવિત્ર થઇ જાય છે. એટલે અપવિત્ર હરેક જલ પણ નદી જલમાં જ્યારે ભળી જાય ત્યારે જેમ પવિત્ર થાય તે તેમજ શૂદ્રથી બ્રાહ્મણના ઘરમાં આવેલું અન્ન પવિત્ર થઇ જાય છે. વળી બીજું વચન છે કે, ત્યાં સુધી શૂદ્રનું અન્ન અપવિત્ર રહે છે જ્યાં સુધી બ્રાહ્મણના હસ્તનો તે અન્નને સ્પર્શ નથી થતો ત્યાં સુધી. અર્થાત્ બ્રાહ્મણના કરનો સ્પર્શ થવાથી સર્વ પવિત્ર થાય છે, એમ **પરાશરનું** પણ વચન છે. આ ઉપરથી એમ જણાય છે કે, સચ્છૂદ્રના ઘરનું અન્ન, શૂદ્રના ઘરમાં એટલે સચ્છૂદ્રના ઘરમાં બ્રાહ્મણે રાંધેલું હોય અને બ્રાહ્મણ પવિત્ર રીતથી લઇ આવે અને દ્વિજના પાત્રમાં આપે યા રાખે તો તે અન્ન દૂષિત થતું નથી તેમજ સાથવો ધાણી વિગેરે શૂદ્રના ઘરના પાકેલા લોકદ્વેષ ન થતો હોય તો તે પણ દૂષિત નથી. તથા જે શૂદ્રાદિકનું અન્ન નહીં ખાવું જોઇએ તેવાઓના ઘેર પણ તેના ઘરમાંથી કાચું અન્ન લઈ બ્રાહ્મણ પોતે પોતાના પાત્રમાં રાંધી જો ભોજન કરે તો દોષ નથી. સચ્છૂદ્રનું લક્ષણ **સદાચારચંદ્રોદયમ બૃહત્પરાશરે** કહ્યું છે તે આ પ્રમાણે-શુદ્ધ વંશમાં પેદા થનારો, મદ્યમાંસથી પાછો વળેલો, ત્રિવર્ણની સેવા કરનારો, વૈશ્યની વૃત્તિ કરનારો. સચ્છૂદ્ર કેહેવાય છે પોતાને આપી દીધેલા ઘરમાં પોતેજ પાક કરે તો તો બિલકુલ દોષ નથી. કારણ કે નિવેદન પછી તેટલો વખત તેની તેમાં સત્તા રેહેતી નથી. વાસ કરનારની સત્તા રહે છે. ॥ ૨૨ ॥

## ॥ २३ ॥ अथोदकशुद्धिविचारः ॥

**मू०—तत्र मनुः ॥ "आपः शुद्धा भूमिगता वैतृष्ण्यं यत्र गोर्भवेत् ॥ अव्याप्ताश्चेदमेध्येन गंधवर्णसमान्विताः" इति ॥ एवं शिलागतमपि ॥ "भूमिष्ठमुदकं शुद्धं वैतृष्ण्यं यत्र गोर्भवेत् ॥ अव्याप्तं**

चेदमेध्येन तद्वदेव शिलागतम्" इति विष्णुवाक्यात् ॥ तथा "नद्यादिभ्यः शुद्धपात्रोद्धृता अपि ॥ उद्धृता वा प्रशस्ताः स्युः शुद्धैः पात्रैर्यथाविधि ॥ 'एकरात्रोषितास्तास्तु त्यजेदापः समुद्धृताः" इति पूर्वोक्तधर्मानुवृत्तौ देवलवाक्यात् ॥ अप इति विभक्तिव्यत्यय श्छांदसः ॥ अत्र ता इति सर्वनाम्ना गोतृप्तिमात्रपर्याप्ता अल्पा एव परामृश्यंते॥ अतो बहूदकात्तडागादेरुद्धृतानां रात्र्युषितानां न दोष इति पारिजातः ॥एतदप्यनुषितोदकासंभवे॥ अत्र पर्युषितजलवर्जनं तीर्थोदकव्यतिरिक्तविषयम् ॥ "तीर्थतोयं न दुष्येत करकादिस्थितं सदा" इति मर्यादासिंधौ वचनात्॥ एवं चरणामृतेऽपि तीर्थत्वाद्रोध्यम् ॥ तथाऽपरार्के देवलः ॥ "अक्षोभ्याणामपां नास्ति प्रसृतानां च दूषणम् ॥ "स्तोकानामुध्दृतानां च कश्मलैर्दूषणं भवेत् ॥ अक्षोभ्याणि तडागानि नदी वाप्यः सरांसि च॥ कश्मलाशुचिसंस्पर्शे तीर्थतः परिवर्जयेत्" इति ॥ अत्रामेध्ययुक्तः प्रदेशस्तीर्थम् ॥ कचित्तु चांडालाद्यशुचिस्पृष्ट इति पाठः ॥ तदा तीर्थमवतरणमार्गः॥ गंधाद्ययुक्ताः शुद्धा इत्यनुवृत्तौ पैठीनसिः विपर्यस्तं महोदकमपि वर्ज्यमित्याह ॥ उद्धृतेषु तु विशेषं यम आह ॥ "प्रपा अरण्ये घटगं च कूपे द्रोण्यां जलं कोशगतास्तथापः ॥ ऋतेऽपि शूद्रात्तदपेयमाहुरापद्गतो भूमिगताः पिबेत्तु" इति ॥ प्रपा जलसत्रशालाः ॥ घटगं घटस्थं ॥ घटकमिति जलोद्धरणार्थं स्थापितः सर्वसाधारणो घटः॥ द्रोणी अश्मादिमयी सर्वार्था जलपात्री ॥ काष्ठांबुवाहिना वा ॥ कोशो दृतिः ॥ द्विजातिपानकमप्यरण्यगतमपि प्रपादिगतं जलं शूद्रव्यतिरिक्तैरपेयम्॥आपदि तु शुद्धभूमौ क्षिप्तं पेयमिति वाक्यार्थः॥नादृशस्य भूगतस्यापि कचिदपवादमाह मर्यादासिंधौ हारीतः॥ भूगाः पुण्या अशो अशुभागमनवर्जं यादि तदरण्ये गतं प्रपादि स्यादिति अरण्यप्रपादिजं शुद्धभूगतमप्यशुभागमन साति वर्ज्यमित्यर्थः ॥ २३ ॥

---

१ द्वितीयार्थे प्रथमा.

## ॥ ૨૩ ॥ જલની શુદ્ધિનો વિચાર ॥

**ગુ૦ ટી૦**–આ બાબતમાં **મનુ** લખે છે કે, જમીનમાં રહેલા જે જલથી ગાયની [1]તૃષા પૂર્ણ થાય, અપવિત્ર પદાર્થથી અવ્યાપ્ત હોય, અને શુદ્ધ ગંધવર્ણ ( રંગ ) વાળું હોય તો તે જલ શુદ્ધ સમજવું. એમજ પથ્થરમાં રહેલુ જલ પણ શુદ્ધ સમજવું. **વિષ્ણુ** પણ લખે છે કે, જમીનમાં રહેલું અથવા શિલામાં રહેલું જલ ગાયની તૃષાને પૂર્ણ કરનારૂં હોય અને અપવિત્ર પદાર્થથી અયુક્ત હોય, તો તે જલ શુદ્ધ પાત્રમાં રહેલા, પણ જલ સમજવાં. શુદ્ધ પાત્રોમાં યથાવિધિ રાખેલાં જલ પ્રશસ્ત ( ઉત્તમ ) જાણવાં, અને જો તે પાત્રમાં રાખેલા જલ એક રાત્રિના વાસી થઇ જાય તો તે જલનો ત્યાગ કરવો એમ **દેવલ** વાક્ય છે. આ ઠેકાણે ગાયની તૃપ્તિ પર્યંતનું જલ સમજવું. માટે ઘણું જેમાં જલ હોય એવા નદી વિગેરે સ્થાનોથી બાહાર કાડેલાં જલ રાત્રિવાસી હોય તોપણ દોષ નહીં, એમ **પારિજાત** નામનો ગ્રંથ કહે છે. આ ઠેકાણે પણ પ્રોક્ત જલની બાબત જાણવી. આ ઠેકાણે વાસી જલ કાઢી નાખવું એમ જણાવ્યું છે, પરંતુ તીર્થવિનાનું તે જલ હોય તો તેમ કરવું. તીર્થનું જલ હોય અને વાસી જલ હોય તો પણ હરકત નહીં. **મર્યાદાસિંધુ**માં લખ્યું છે કે, કરકાદિ ( કરવા કરંડીયા વિગેરે ) માં પણ રહેલું તીર્થનું જલ દૂષિત થતું નથી. એમજ ચરણામૃતની બાબતમાં પણ જાણવું. કારણ કે, તેને પણ તીર્થપણું છે માટે. તેમજ **અપરાર્ક**માં **દેવલ** કહે છે કે, અક્ષોભ્ય જલને એટલે નદી, તળાવ, જલને અને પ્રસુત જલને, મોહોટા વિસ્તારવાળા જલને,દૂષણ લાગતું નથી, અને થોડા તથા બાહાર કાઢેલાં જલને, ખરાબ પદાર્થથી દુષણ લાગે છે. જે કાંઠા ઉપર અપવિત્ર યા ખરાબ સ્પર્શવાળો જળ હોય તો તે ઠેકાણાનું જલ નહી લેવું, અથવા ચાંડાલ વિગેરે અપવિત્રના સ્પર્શવાળો માર્ગ હોય તો પણ તે ઠેકાણેથી જલ ગ્રહણ ન કરવું. કોઇ ઠેકાણે ઝાઝુ જલ હોય, અને અપવિત્ર ગંધાદિવાળું હોય, તો તે પણ દુષિત જાણવું. બાહાર કાઢેલાં જલને માટે **યમ** કહે છે કે વનમાં પ્રપા, ( જલસત્ર શાળા ) જલનું સદાવ્રત, ઘડામાં રહેલું જલ, અથવા જલ કાઢવા સારૂ રાખેલો સર્વ સાધારણ ઘડો, પથ્થરનું સર્વને માટે રાખેલું પાત્ર, અથવા કાષ્ટનું જલપાત્ર, મસકનું જલ, આટલી ચીજોમાં રહેલું જલ, શૂદ્ર શિવાય બીજાઓને પાન કરવા લાયક ન સમજવું પરંતુ જો આપત્તિકાલ હોય તો જમીનમાં રહેલું જલ

---

૧ તૃષા એટલે તરસ.

પીવામાં હરકત નહીં. કોઇ ઠેકાણે પૂર્વોક્ત જલને માટે પણ પીવાની મનાઇ કરી છે. જેમ કે તેવું જલ જમીનમાં રહેલું હોય અથવા સ્વચ્છ હોય એટલે પવિત્ર હોય તો પણ જો અશુભ જગામાથી ચાલતું હોય તો ગ્રહણ ન કરવું, અને જો અરણ્યમાં રહેલું જલ સત્ર શાલા વિગેરેનું પણ હોય પણ જો અશુભમાંથી ચાલતું આવતું હોય તો ત્યાગ કરવા લાયક છે એમ જાણવું. ॥ ૨૩ ॥

## ॥ २४ ॥ अथ जलाशयशुद्धिविचारः ॥

मू०—देवलः ॥ "श्वसृगालखरोष्ट्रैश्च क्रव्याद्भिश्च जुगुप्सितम् ॥ उद्धरेदुदकं सर्वं पंच पिंडान् मृदस्तथा" इति ॥ ब्राह्मे च ॥ "येषामभक्ष्यं मांसं च तच्छरीरैर्युतं च यत् ॥ वापीकूपतडागेषु जलं सर्वं हि दुष्यति" ॥ शरीरैर्मृतशरीरैः ॥ "सकर्दमं सकुणपं तेभ्यस्तोयमपास्य तत् ॥ प्रक्षिपेत्पंचगव्यं च समंत्रं सर्वशुद्धिकृत् ॥ अपास्य कुणपं तेभ्यो बहुतोयेभ्य एव च ॥ शतं षष्ट्यथवा त्रिंशत्तोयकुंभान्यमुद्धरेत् ॥ पंचगव्यं ततस्तेषु प्रक्षिपेन्मंत्रसंयुतम्" इति ॥ वापी सोपानयुक्तो जलाशयविशेषः ॥ जमदग्निः ॥ "वापीकूपतडागेषु स्थावरेषु च ॥ स्थूलसूक्ष्मप्राणिशवे क्लिन्ने जीर्णे च तज्जलम् ॥ सर्वमुध्धृत्य मृत्खातं पंचगव्यं ततः क्षिपेत् ॥ पाषाणैरिष्टकाभिर्वा दहेत्तत्स्थानमेव तु ॥ सरवद्धे तु संप्रोक्ष्य विप्राशीर्वचनं तथा ॥ बहूदके तु दुष्टेऽस्मात्कलशान् षष्टिमुद्धरेत् ॥ सूक्ष्मास्थिप्राणिभिर्दुष्टे त्रिंशत् कुंभांस्तथोद्धरेत्" ॥ कूपविषये विष्णुः ॥ "मृतपंचनखात्कूपादत्यंतोपहतात्तथा ॥ अपः समुद्धरेत्सर्वाः शेषं शस्त्रेण शोधयेत्" ॥ शस्त्रेण कुद्दालादिना ॥ "वह्निमज्वालनं कृत्वा कूपपक्वेष्टकाचिते ॥ पंचगव्यं न्यसेत्पश्चान्नवतोयसमुद्भवे ॥ जलाशये तथाल्पषु स्थावरेषु वसुंधरे ॥ कूपवत्कथिता शुद्धिर्महत्सु च न दूषणम्" ॥ स्थावरेषु प्रवाहहीनेषु ॥ वसुंधरे वसुंधरायामित्यर्थः ॥ कश्चित्तु

१ जलाशयशुध्धिमाह इन्य न्य.

महीतल इति पाठः ॥ आपस्तंबः॥ "उपानच्छेलष्मविण्मूत्रस्त्रीरजोऽमेध्यमेव च ॥ एभिश्च दूषिते कूपे कुंभानां षष्टिमुद्धरेत्" ॥ बृहस्पतिः ॥ "अस्थिचर्मविनिर्मुक्तैर्दूषितैः श्वखरादिभिः ॥ उद्धृत्य तज्जलं सर्वं शोधनं परिमार्जनम्॥वापीकूपतडागेषु दूषितेषु विशोधनम् ॥ घटानां शतमुध्धृत्य पंचगव्यं ततः क्षिपेत्" ॥ परिमार्जनं अपद्रव्यनिरसनम् ॥ अस्थिचर्मविनिर्मुक्तैः–चिरवासेन विशीर्णैरित्यर्थः ॥ अत्रेयं व्यवस्था ॥ सर्वजलोद्धरणं तु स्वल्पतोये ॥ एकस्मिन्नेवोपघाते लघु गुरु शोधनं [1]तद्दूष्याऽनल्पत्वाल्पत्वापेक्षया दूषकलघुत्वगुरुत्वापेक्षया च ॥ असंस्पृष्टमहत्सु चोपघाते तदुपघातकयुक्तदेशातिरिक्तदेशे दोषाभाव एव कुंभानां तु स्वल्पमध्याधिकोध्धरणं तदपि तोयतारतम्यापेक्षयेति ॥ तेन बहुजले कूपे यदि मूषकादिसूक्ष्मप्राणिशवस्य जलदौर्गंध्यादिना संदेहस्तदोक्तजमदग्निवाक्यात्त्रिंशदादिकुंभजलोध्धरणात्पूर्वं तेन जलेन स्नानसंध्यादिकरणेऽपि निश्चयात्मकज्ञानाभावान्न पापापत्तिः ॥ ज्ञानोत्तर तु उद्धारणकुंभस्य मार्तिकत्वे त्यागो धातवीयत्वेऽग्निज्वालासंस्पर्शोऽम्लादिभिर्मार्जनं चेति मे भाति ॥ अथ बृहस्पतिः ॥ "उच्छिष्टं मलिनं क्लिन्नं यच्च विष्ठानुलेपितम् ॥ अद्भिः शुध्यति तत्सर्वमपां शुध्धिः कथं भवेत् ॥ सूर्येंदुरश्मिपातेन मारुतस्पर्शनेन च॥गवां मूत्रपुरीषेण शुध्यंत्याप इति स्थितिः" ॥ यमः "अजा गावो महिष्यश्च ब्राह्मण्यश्च प्रसूतिकाः ॥ दशरात्रेण शुद्ध्यंति भूमिष्ठं च नवोदकम्" ॥ अत्र भूमिष्ठपदमंतरिक्षजलव्यावृत्त्यर्थम् ॥ बृहत्पाराशरः ॥ "वदेत्यपां पवित्रत्वं दिवार्करश्मिवायुभिः ॥ मुनयो धर्मवेत्तारो रात्रौ चंद्रांशमारुतैः" इति॥ म्लेच्छादिस्वत्वविषये आपस्तंबः ॥ "म्लेच्छादीनां जलं पीत्वा पुष्करिण्यां ह्रदेऽपि वा ॥ जानुदघ्नं शुचि

---

१ द्रव्यानल्पेति पाठः

ज्ञेयमधस्तादशुचि स्मृतम् ॥ तत्तोयं यः पिबेद्विप्रः कामतोऽकामतोऽपि वा ॥ अकामान्नक्तभोजी स्यादहोरात्रं तु कामतः इति मर्यादसिंधू का उदकशुध्धिः ॥ २४ ॥

## ॥ ૨૪ ॥ હવે જલાશય ( તળાવ કુવા વાવડી હોજ વિગેરે ) ની શુદ્ધિનો વિચાર.

**ગુ૦ ટી૦**-આ બાબતમાં **દેવલ ઋષી** કહે છે કે. કૂતરાં, શિયાળ, ગધેડા, ઉંટ અને માંસને ખાનારાં બીજા જાનવરોથી નિદાને પ્રાપ્ત થનારૂં જો જલ હોય યા થાય તો બધું જલ કાઢી નાખવું. અને તે જલાશયમાંથી પાંચ માટીના પિંડ પણ બાહાર કાઢવા. **બ્રહ્મપુરાણ**માં લખે છે કે, જે જાનવરોનું માંસ ખાવા લાયક નથી તેવાં જાનવરના શરીરોથી વાવ, કુવો તથા તળાવનું જલ યુક્ત થાય તો સર્વ જલ અપવિત્ર થાય છે. આ ઠેકાણે જાનવરોના શરીરવાળુ એમ કહ્યું છે, આ ઉપર તે જાનવરના મરેલા શરીર એમ સમજવું. તે જાનવરોના શબવાળુ જો જલ થાય તો સર્વ જલ કાઢી નાખી મંત્ર પૂર્વક સર્વની શુદ્ધિ કરનારૂં પંચગવ્ય તે જલાશયમાં પધરાવવું. ઘણાં જલમાંથી તે શબ કાઢી નાખવું. અને પછી ૧૦૦ અથવા ૬૦ યા ૩૦ જલના ઘડા બાહાર કાઢી નાખવા. અને પછી મંત્ર પૂર્વક પંચગવ્ય તેમાં નાખવું. વાવ, અથવા પગથીયા જેને હોય તે જલાશય સમજવો. આ બાબતમાં **જમદગ્નિ** કહેછે કે. વાવ, કુવો, તળાવ અથવા નાના સ્થાવર જલાશયમાં મોહોટા, નાના, પ્રાણીના શબ પડી જાય તો અથવા કોઇ કારણને લીધે તેમાં સડી જાય, જીર્ણ થઇ જાય, તો તે જલ સર્વ કાઢી નાખી તેની અંદર પંચગવ્ય ( દુધ, દહી, ઘી, ગોમૂત્ર તથા ગોબર ) પધરાવવું પથ્થરથી અથવા ઇંટોથી તે સ્થાન બાંધી નાખવું, તેમાં બાંધેલા ભાગમાં પ્રોક્ષણ કરી બ્રાહ્મણોના આર્શીર્વચન દેવાં. ઘણાં જલમાં તેમ થયું હોય તો સાઠ ઘડા જલ બાહાર કાઢવું. ઝીણાં ઝીણાં હાડકાવાળા પ્રાણીથી જલ દુષ્ટ થયું હોય તો ત્રીશ ઘડા જલ બાહાર કાઢવું. હવે કુવાની બાબતમાં **વિષ્ણુ** કહે છે કે, જેના પાચ નખ હોય તેવાં જાનવરોથી દૂષિત જલ થયું હોય તો તે કુવામાથી સર્વ જલ બાહાર કાઢી નાખવું. બાકીનું રહેલું જલ શસ્ત્રથી શોધવું. એટલે કોદાળી વિગેરે હથીયારથી ખોદી બાહાર કાઢવું. પાકેલી ઇંટવાળા કુવામાં અગ્નિ બાળવો. નવીન જલ નીકળવા લાગે એટલે તેમાં પંચગવ્ય પધરાવવું. તેમજ અલ્પ સ્થા-

વર જલાશય હોય તો તેમાં પણ યા જમીનમાં જલાશય સાધારણ હોય તો તેમાં પણ તેમજ કરવું. અને જો ઘણોજ મોહોટો જલાશય હોય તો હરકત નહીં. સ્થાવર એટલે પ્રવાહવિનાનો જલાશય એમ સમજવું. **આપસ્તંબ** કહે છે કે, પગરખાં, કફ, વિષ્ઠા, મૂત્ર, સ્ત્રીનું રજ, આટલી ચીજોથી અપવિત્ર થયેલો જલાશયમાંથી સાઠ ઘડા જલ કાઢી નાખવું. **બહસ્પતિ** કહે છે કે, હાડકાં, ચામડાં, કૂતરાં, ગધેડાં, આટલા પદાર્થોથી દૂષિત થયેલું જલ બધું બાહાર કાઢી નાખવું, અને તે જલાશયને શુદ્ધ કરવો. એમજ વાવ, કુવો તથા તળાવ દૂષિત થયાં હોય તો સો ઘડા તેમાંથી કાઢી પંચગવ્ય તેમાં પધરાવવું. ખરાબ પદાર્થો તેમાંથી કાઢી નાખવા. જીર્ણ થયેલા યા સડી ગયેલા પદાર્થો કાઢી દૂર કરવા. આ ઠેકાણે આ પ્રમાણે વ્યવસ્થા કરવી. જલાશયમાં થોડું જલ હોય તો બધું કાઢી નાખવું. એક તરહના અપવિત્રપણાના સંસર્ગમાં જે નાહાનું અથવા મોહોટું શોધન જણાવ્યું છે તે નાની મોહોટી અપવિત્રતાના અંગે જાણવું. અથવા દૂષણ કરનારો પદાર્થ અલ્પ હોય તો તેમ યા મોહોટો હોય તો તેમ યોગ્ય વ્યવસ્થા સમજીને કરવી. અત્યંત પ્રબલ જલાશયમાં કાંઇ અપવિત્રતાનો સંસર્ગ થયો હોય તે ઠેકાણા શિવાય બીજે ઠેકાણે અપવિત્રતામૂલક અડચણ જાણવી નહીં. એટલે બીજે ઠેકાણે દોષ નથી. જલના ઘડા ઝાઝા યા થોડા ભરી જલ બાહાર કાઢવું આ બાબતમાં જલના તારતમ્યથી ( ન્યુન અધિકપણાથી ) વિચારી લેવું. આ ઉપરથીઘણું જેમાં જલ હોય એવા કુવામાં જો મૂષક ( ઉંદર ) વિગેરે સૂક્ષ્મ પ્રાણીના શબની દુર્ગંધ આવતી હોય તો અથવા તે બાબત સંદેહ થાય તો પ્રોક્ત **જમદગ્નિ** વાક્યથી ત્રીશ વિગેરે જલના ઘડા બાહાર કાઢવા, અને તે કુવાના જલથી સ્નાન સંધ્યાદિ કરવામાં આવે તો જ્યાં સુધી નિશ્ચય પૂર્વક જ્ઞાન ન થયું હોય ત્યાં સુધી સુધી પાપ લાગતું નથી. અને નિશ્ચય થયા બાદ તો જે ઘડાથી તે કુવાનું જલ બાહાર કાઢવામાં આવે તે જો માટીનો ઘડો હોય તો તેનો ત્યાગ કરવો. જો કોઇ ધાતુનો હોય તે અગ્નિજવાલાનો સ્પર્શ કરાવવો. અને ખટાસથી તેને માંજી શુદ્ધ કરવો એમ ભાસે છે. આ ઠેકાણે **બૃહસ્પતિ** લખે છે કે, ઉચ્છિષ્ટ હોય, મલીન હોય, ખરાબ હોય, વિષ્ઠાનો લેપ હોય તો પણ તેની સર્વેની જલથી શુદ્ધિ થાય છે, પરંતુ જલની શુદ્ધિ શેનાથી કરવી. તો જલની શુદ્ધિ સૂર્ય ચંદ્રના કિરણોથી, પવનના સ્પર્શથી, ગાયની મૂત્રવિષ્ઠાથી સર્વ જલ શુદ્ધ થાય છે એવો નિર્ણય છે. **યમ** કહે છે કે, બકરી, ગાય, ભેંસ, બ્રાહ્મણની સ્ત્રીઓ અને પ્રસૂતિકા દશ રાત્રિથી શુદ્ધ થાય છે. અને

જમીનમાં રહેલું નવીન જલ પણ દશ દિવસથી શુદ્ધ થાય છે. આ ઠેકાણે જમીનનું જલ આ શબ્દથી અંતરિક્ષ જલનો અપવાદ તરીકે તે જલ જાણવું. બૃહત્પરાશર કહે છે કે, જલનું પવિત્રપણું દિવસમાં સૂર્યના કિરણોથી, પવનથી તથા રાત્રિમાં ચંદ્રના કિરણોથી, પવનથી, પવિત્રતા ધર્મને જાણનારા મુનિયો કહે છે, અનાર્યના પાત બાબતમાં આપસ્તંબ કહે છે કે, અનાર્ય વિગેરેનું જલ હોજમાંથી અથવા કુવામાંથી પીવામાં આવે તો જો તે જલ ગોઠણ પર્યંતનું હોય તો પવિત્ર જાણવું. અને જો ગોઠણથી નીચેનું હોય તો અપવિત્ર જાણવું. તે જલ જે બ્રાહ્મણ કામનાથી પિયે અથવા કામના વગર પિયે તો પણ કામનાવિના જો જલ પિવામાં આવ્યું હોય તો સવારથી સાંઝ સુધી ભોજન ન કરતાં સાંજના ભોજન કરે અને કામનાથી પાન કરવામાં આવે તો અહોરાત્રપર્યંત ભોજન ન કરવું. આ પ્રમાણે મર્યાદાસિંધુમાં ઉદક ( જલ ) ની શુદ્ધિ કહી છે. ॥ ૨૪ ॥

## ॥ २५ ॥ अथ भूशुद्धिविचारः[1] ॥

मू०—तत्र मर्यादासिंधावपरार्के च देवलः ॥ "पंचधा वा चतुर्धा वा भूरमेध्या विशुध्यति ॥ दुष्टा द्विधा त्रिधा वापि शुध्यते मलिनैकधा" ॥ अशुद्धा भूमिरमेध्यदुष्टमलिनभेदेन त्रिधा ॥ तत्रामेध्यां तच्छुद्धिं चाह स एव ॥ "प्रसूते गर्भिणी यत्र म्रियते यत्र मानुषः ॥ चंडालैरुषितं यत्र यत्र विन्यस्यते शवः ॥ विण्मूत्रोपहतं यत्र कुणपो यत्र दृश्यते ॥ एवं कश्मलभूयिष्ठा भूरमेध्येति लक्ष्यते ॥ दहनं खननं भूमेरुपलेपनवापने ॥ पर्जन्यवर्षणं चेति शौचं पंचविधं स्मृतम्" इति ॥ अपरार्केतु वापनस्थाने धावनं पठितम् ॥ दहनं तृणकाष्ठादिप्रक्षेपेण ज्वालनम् ॥ खननं तक्षण शस्त्रादिनोल्लेखनं वा, उपलेपनं गोमूत्रभस्मगोमयादिना ॥ वापनं मृदंतरेण पूरणम् ॥ एतन्मध्ये पंचभिश्चतुर्भिर्वा अमेध्या भूः शुद्धा भवति॥दुष्टां मलिनां च स एवाह ॥ "कृमिकीटपदक्षेपैर्दूषिता यत्र मेदिनी ॥ द्रप्सापकर्षणैश्छिद्रैर्वा तैर्वा दुष्टतां व्रजेत्॥नखदंततनूजत्वक्तुषपांसुरजोमलैः

---

१ विचारपदमन्यत्र नास्ति ॥

॥ भस्मपंकतृणैर्वापि संपन्ना मलिना भवेत् " इति अपरार्के मिता-क्षरायां च ॥ "श्वसूकरखरोष्ट्राद्यैः संस्पृष्टा दुष्टतां व्रजेत ॥ अंगार-तुषकेशास्थिभस्माद्यैर्मलिना भवेत् " इति पाठः ॥ पूर्वपाठे द्रप्सा-पदेन घनीभूतः श्लेष्मोच्यते ॥ तत्र दुष्टाया दहनादित्रयेण द्वयेन वा शुद्धिः ॥ अत्रापरार्के विकल्पो व्यवस्थापितः ॥ तत्र श्मशानभुवः पंचाभिः शुद्धिः ॥ तदन्यस्या अमेध्याया वर्षणवर्जितैश्चतुभिः ॥ चिरकालं दुष्टाया दहनखननोपलेपनैस्त्रिभिः ॥ अचिरकालं दुष्टाया उल्लेखनदाहाभ्याम् ॥ चिरं मलिनाया उल्लेखनेनैवेति ॥ विज्ञानेश्व-रस्तु मार्जनानुलेपनयोः सर्वत्र समुच्चयमाह ॥ एवं, अचिरं मलिना-या उपलेपेन धावनेन वर्षणेन वेति बोध्यम् ॥ यमस्तु ॥ "खनना-त्पूरणाद्दाहादभिवर्षणलेपनात् ॥गोभिराक्रमणात्कालात् भूमिः शुध्य-ति सप्तधा" इत्याह ॥ याज्ञवल्क्योऽपि ॥ "भूशुद्धिर्मार्जनाद्दाहात्का-लाद्गोक्रमणात्तथा ॥ सेकादुल्लेखनाल्लेपाद्गृहं मार्जनलेपनात् " इति ॥ मनुस्तु ॥ "संमार्जनेनांजनेन सेकेनोल्लेखनेन च ॥ गवां च परिवा-सेन भूमिः शुध्यति पंचभिः " ॥ संमार्जनं अवकारापनयनम् ॥ अं-जनं गोमयोपलेपनम् ॥सेको जलेन प्रक्षालनं वर्षणं वा ॥ उल्लेखनं कश्मलापनयनहेतुस्तक्षणम् ॥ गवां परिवास एकाहमात्रं गोष्ठीकर-णम् ॥अत्र सेकगोवासयोर्निर्लेपविषयत्वमन्येषामेध्यलिप्तविषयत्व-मिति मर्यादासिंधुः ॥ मेधातिथिस्तु ॥ मूत्रपुरीषादिलेपे उल्लेखनमा-र्जने ॥ सेको नदीपुलिनवनादिषु ॥आवपनं त्वस्थ्याद्युद्धृत्य मृदन्तरं-प्रक्षेपः ॥ श्मशानादिभुवस्तु सर्वं कर्तव्यमित्याह ॥ बौधायनस्त्वत्र विशेषणमाह ॥ घनाया भूमेरुपघाते उपलेपनम् ॥ सुषिरायाः कर्ष-णम् ॥ क्लिन्नाया अमेध्यमाहृत्य प्रच्छादनम् । ऊर्ध्वं शवोपघाते भित्तितक्षणम् ॥ सूर्यरश्मिप्रवेशोऽग्निज्वालाभिमर्शनम् ॥ चतुर्भिः शोध्यते भूमिर्गोभिराक्रमणात्खननाद्दहनादभिवर्षणात्पंचमाच्चोपले-पनात षष्ठात्कालादिति ॥ घना निविडावयवा ॥ सुषिरा सच्छिद्रा

॥ किंवा अमेध्यार्द्रा ॥ अत्र घनाया इत्यादौ सर्वत्रोपघात इत्यस्य संबधः ॥ अमेध्यमाहृत्येति ॥ अमेध्यमुध्धृस शुध्धमृदादिना प्रदेशपूरणम् ॥ कालोऽत्र लेपादिक्षयहेतुस्तस्म..तु ॥ यमः ॥ "अरण्या वसुधा मेध्या ग्राममध्ये कचित्काचित् ॥सर्वत्रवसुधा मेध्या यत्र लेपो न दृश्यते" इति ॥ ब्राह्मे तु ॥ " ग्रामादंडशतं त्यक्त्वा नगराच्च चतुर्गुणम् । भूमिः सर्वत्र शुध्धा स्याद्यत्र लेपो न दृश्यते" इति विशेष उक्तः ॥ भविष्यपुराणे ॥ "आपर्यंत्र नीली तु तावती सशुद्धिर्मही ॥ मधाणं द्वादशाब्दानि नत ऊर्ध्वं शुचिर्भवेत्" इति ॥ यमः ॥ "ब्राह्मणावसथे भूमिर्देवागारे तथैव च ॥ मेध्या चैव सदा मन्ये गवां गोष्ठे तथैव च" इति ॥ सदेति गोमयाद्युपलेपाभावेऽपीत्यर्थः ॥ एतच्चानुपहतभूमिविषयम् ॥ बौधायनः ॥अनेकपुरुषोध्धार्ये दारुशिले भूमिसमे इष्टकाश्च संकीर्णभूता इति ॥ भूमिसमे इति ॥ भूसाधिलत्वानशुध्धिः॥ संकीर्णभूता इति सुधादिना मिथः संबध्धा [illegible] वक्ता आर्द्रा नाऽशुध्धा इति मर्यादासिंधुः ॥ एतेषां [illegible] शुध्धिरेव शुध्धिः कार्येत्यपरार्कः ॥ २९ ॥

॥ ૨૯ ॥ હવે જમીનની શુદ્ધિનો વિચાર.

ગુજરાતી–તે બાબતમાં મર્યાદાસિંધુમાં અપરાર્ક અને દેવલ કહે છે કે, અમેધ્ય ( અપવિત્ર ) થયેલી જમીન પાંચ પ્રકારે અથવા ચાર પ્રકારે શુદ્ધિ થાય છે. અને દુષ્ટ થયેલી જમીન બે પ્રકારે અથવા ત્રણ પ્રકારે શુદ્ધ થાય છે. અને મલીન થયેલી જમીન એક પ્રકારે શુદ્ધ થાય છે. અશુધ્ધ થયેલી જમીન અમેધ્ય, દુષ્ટ, અને મલિન આ ત્રણ નામોના ભેદથી ત્રણ પ્રકારની છે. એ ત્રણ પ્રકારમાં પેહેલી અમેધ્ય નામની જે જમીન હોય તેની શુધ્ધિ કહે છે. જે જમીન ઉપર ગર્ભિણી સ્ત્રીને પ્રસવ થાય, અથવા જે ઠેકાણે મનુષ્યનું મરણ થાય, અથવા જે ઠેકાણે ચાંડાલો બેઠા હોય યા જે ઠેકાણે શબ રાખવામાં આવ્યું હોય, યા વિષ્ઠામૂત્રવાળી જમીન હોય, અથવા જે ઠેકાણે શબ જોવામાં આવે, એ પ્રમાણે અપવિત્રતાવાળી જે જમીન હોય તે જમીન અમેધ્ય તરીકે જાણવી. એવી અમેધ્ય જમીનને બાળવી, ખોદી નાખવી, લીંપવી, યા ખોદીને લીંપવી, વરસા-

દનું તેમાં જલ પડે તેમ કરવું. આ પાંચ પ્રકારે શુધ્ધિ કરવી. **અપરાર્ક** માં કહ્યું છે કે વાપન ( ખોદીને વૃક્ષાદિ વાવવાં ) ને ઠેકાણે ધાવન ( ધોઇ નાખવારૂપ ) કર્મ કરવું. બાળી નાખવાને જણાવ્યું છે તે ઠેકાણે ઘાસ કાષ્ઠ વિગેરે નાંખીને તે જમીન બાળવી. ખનન ( ખોદવું ) તેને ઠેકાણે શસ્ત્રથી ખોદી નાખવું. અથવા ઉપલેપન ( લીંપવું ) તે ગોમુત્ર ગોબર, ભસ્મથી લીંપવું. વાપન એટલે બીજી માટી લઇને તે જમીન પૂરવી. આ બાબતથી ચાર પ્રકારે યા પાચ પ્રકારે અમેધ્ય થયેલી જમીન શુધ્ધ કરવી. હવે દુષ્ટ તથા મલિન જમીનનુ લક્ષણુ કેહેવાય છે, તે આ પ્રમાણે.કૃમી, ( કરમીવાં ) કીડાના પગ જે જમીન ઉપર રાખવામાં આવતા હોય, અથવા ધાટો જેની ઉપર કફ પડયો હોય, અથવા એઠું જે જમીન ઉપર પડયું હોય, તો તે જમીન દુષ્ટ તરીકે જાણવી. અને જે જમીન નખ, દાંત, રૂવાણાં, ચાંમડી, ફોતરાં, ધુડ, રજ, મલ, રાખ, ગારો, ઘાસવાળી થઇ હોય તે જમીન મલિન તરીકે સમજવી., **અપરાર્કમાં** [મિતાક્ષરામાં કહ્યું છે કે, કુતરૂં, સુવર, ગધેડું, ઉંટ વિગેરેના સ્પર્શવાળી જે જમીન થાય તે જમીન દુષ્ટતાને પ્રાપ્ત થઇ એમ જાણવું. અંગારા, ફોતરાં, કેશ, હાડકાં, રાખવાળી જમીન મલિન તરીકે જાણવી. હવે દુષ્ટ થયેલી જમીન ત્રણ પ્રકારથી શુધ્ધ કરવી, એટલે દહન, ( બાળવાથી ) ખનન, ( ખોદવાથી ) અને લીંપવાથી. અથવા દહન અને ખનનથી ત્રણ પ્રકારે અથવા બે પ્રકારે શુધ્ધ થાય છે, **અપરાર્કમાં** વિકલ્પ કહયો છે. હવે સ્મશાનની જમીનની શુધ્ધિ પાંચ પ્રકારે કરવી, અને બીજી કોઇ અમેધ્ય જમીનની શુધ્ધિ વરસાદ શિવાય ચાર પ્રકારથી એટલે દહન, ખનન, ઉપલેપન, અને વાપન આ ચાર પ્રકારથી કરવી. ઘણાક વખતથી દુષ્ટ થયેલી જમીન દહન, ખનન, અને ઉપલેપન. આ ત્રણ પ્રકારથી કરવી. અને થોડા વખતથી દુષ્ટ થયેલી જમીનની શુદ્ધિ ઉલ્લેખન. (ખોદવાથી) અને દાહ, ( બાળવાથી ) બે પ્રકારથી કરવી. થોડોક વખત મલિન થયેલી જમીનની શુદ્ધિ એક [1]ઉલ્લેખન કરવાથીજ જાણવી. [વિજ્ઞાનેશ્વર કહે છે કે, [2]માર્જન અને [3]અનુલેપન તો બધે ઠેકાણે કરવું, અથવા બેય સાથે કરવું. એમજ થોડો વખત મલિન રહેલી યા થયેલી જમીનની શુદ્ધિ ઉપ-લેપનથી. પ્લાવન, (ધોવાથી) અને વર્ષણ. વરસાદથી જાણવી. યમ કહે છે કે. જમીન સાત પ્રકારથી શુદ્ધ થાય છે તે આ પ્રમાણે કે, ખનનથી

---

૧. ઉલ્લેખન એટલે ખોદવું. ૨. માર્જન એટલે જલ છાંટવું. ૩. અનુલેપન સમ્હરી લીંપવુ

પૂરણથી એટલે જમીનમાં બીજી માટી નાખવાથી, દાહથી, અભિવર્ષણ, (વરસાદથી) લેપનથી, ગાયના ફેરવવાથી, અને સમયથી, આ પ્રમાણે સાત પ્રકારે જમીન પવિત્ર થાય છે. **યાજ્ઞવલ્કય** કહે છે કે, જમીનની શુદ્ધિ માર્જન કરવાથી, દાહથી, કાલથી, ગાયના ફેરવવાથી, સેક, (જલના છાંટવાથી) ઉલ્લેખનથી, લેપથી, અને ઘર ફક્ત માર્જન અને લેપનથી શુદ્ધ થાય છે. **મનુ** કહે છે કે, પાંચ પ્રકારે જમીન શુદ્ધ થાય છે. સમાર્જન, (લીંપવાથી) અથવા કચરો કાઢવાથી, લીંપવાથી, જલ છાંટવાથી, ખોદવાથી, અને ગાયના વાસથી, જમીન શુદ્ધ થાય છે. આ ઠેકાણે ગાયનો વાસ એક દિવસ પર્યંત સમજવો. આ ઠેકાણે સેક, (જલથી જમીનના ધોવામાં) અને ગોવાસમાં, લેપ રહિતપણું જાણવું. અને અમેધ્ય જમીન બાબતમાં લેપવાળાપણું જાણવું, એમ **મર્યાદાસિંધુનો** મત છે. **મેધાતિથી** કહે છે કે, જે જમીનમાં પેશાબ યા વિષ્ઠા ઇત્યાદિનો લેપ થયો હોય તે ઠેકાણે ઉલ્લેખન અને માર્જન એ સંસ્કાર કરવા, અને સેક (જલથી ધોઈ નાંખવું) તે રૂપ સંસ્કાર નદીના કાંઠામાં વન વિગેરેમાં કરવો આ વપનરૂપ સંસ્કાર હાડકાં વિગેરે દૂર કરી બીજી માટી નાખવી તેનું નામ સમજવું. શ્મશાનની જમીનને બધા સંસ્કારો કરવા. **બૌધાયન** આ બાબતમાં વિશેષ કહે છે કે, ધાટી જમીનને અપવિત્રતાનો સંસર્ગ થયો હોય તો ઉપલેપન કરવું. છિદ્રવાળી જમીન ઉપર કર્ષણ (ખેડવા) રૂપ સંસ્કાર કરવો, અને કિલન્ન (અપવિત્ર પદાર્થથી ભીની થયેલી) જમીન હોય તો અમેધ્ય પદાર્થ દૂર કરી લીંપી નાખવી, અને જો શબનો સંસર્ગ થયો હોય તો ઉપર ભીંતને ઝાડી નાખવી. અથવા ઉપર ઉપરથી ખોદી નાખવી. સૂર્યના કિરણોનો પ્રવેશ કરાવવો, અને અગ્નિની જવાળા દેખાડવી. જમીનની શુદ્ધિ ગાયના ફેરવવાથી, ખનનથી, દહનથી, વરસાદના વરશવાથી, ઉપલેપનથી, અને કાલથી, થાયછે. આ ઠેકાણે કાલથી શુદ્ધિ થાયછે આ કાલ શબ્દનો અર્થ એવો છે કે, જે જમીન ઉપર કોઇ અપવિત્ર, પદાર્થનો લેપ થયો હોય તો તે લેપનો ક્ષય જ્યાં સુધી ન થયો હોય ત્યાં સુધીનો સમય સમજવો. **યમ** કહે છે કે, રસ્તાવિનાની જે જમીન હોય તે પવિત્ર જાણવી. તે ગામમાં કોઇ કોઇ ઠેકાણે જાણવી. બધે ઠેકાણે જમીન શુદ્ધ જાણવી. જે ઠેકાણે કાંઇ લેપ વિગેરે ન થયો હોય તો. **બ્રહ્મપુરાણમાં** કહ્યું છે કે, ગામડાથી સો દંડ જમીનનો ત્યાગ કરવો. શેહેરથી ચારસો દંડ જમીનનો ત્યાગ કરવો. બધે ઠેકાણે જમીન શુદ્ધ જાણવી, જ્યાં કાંઇ લેપ વિગેરે જોવામાં ન આવે ત્યાં. આટલો વિશેષ જણાવ્યો છે. **ભવિષ્યપુરાણમાં** લખ્યું છે કે, જે ઠેકાણે ગળી વાવવામાં આવે તેટલી

જમીન બાર વર્ષ પર્યંત અશુદ્ધ રહે છે, અને બાર વર્ષ પછી તે જમીન પવિત્ર થાય છે. **યમ** કહે છે કે, જે જમીન ઉપર બ્રાહ્મણો રહેતા હોય તે જમીન, જે ઠેકાણે દેવમંદિર હોય તે જમીન, જે ઠેકાણે ગાયોનો વાસ હોય તે જમીન સદા પવિત્ર હોય છે, એમ અમો સદા માનીયે છીયે. આ ઠેકાણે સદા એ શબ્દથી એમ જાણવાનું છે ગોબર વિગેરે વિનાની પણ જમીન હોય તો પણ સદા ગાયના વાસની પૃથ્વી પવિત્ર છે. આ વાક્ય અપવિત્રના સંસર્ગવિનાની જમીન ઉપર લાગુ પડે છે. **બોધાયન** કહે છે કે, અનેક પુરૂષોથી ઉચકાવામાં આવે એવું કાષ્ઠ જમીન બરાબર જાણવું, અને ઈંટો પણ ભેળી ભેળી હોય જુદી જુદી હોય તો પણ જમીન બરોબર જાણવી. જમીનની શુદ્ધિ માફક શુદ્ધિ કરવી. ઈંટો ચુનાથી ચોટેલીયો હોય તો અથવા ન હોય તો પણ અશુદ્ધ તરીકે ન જાણવી. એ **મર્યાદાસિંધુ** કહે છે. ઈંટો વિગેરેને ચાંડાલ વિગેરેનો સ્પર્શ થાય તો જમીનની શુદ્ધિ માફક તેની શુદ્ધિ કરવી એમ **અપરાર્કનો** મત છે. ॥ ૨૫ ॥

## ॥ २६ ॥ अथ गृहशुद्धिविचारः ॥

मू०—तत्र मर्यादासिंधौ मनुः ॥ मार्जनोपांजनैर्वेश्मेति अत्र शुद्धतीत्यनुषंगः ॥ मार्जनं मार्जन्या मृत्तृणकाष्ठाद्यपनयनम् । गृहस्य धूमांधकाराद्यपनयनं च ॥ उपांजनं सुधागोमयादिभिर्भूमावभित्तिविलेपनम् ॥ एतच्च ॥ शवचांडालादिभिर्भित्तिस्पर्शे व्यापिनि द्रष्टव्यम् ॥ अव्याप्तौ तु तावन्मात्रमपि ॥ याज्ञवल्क्येन तु भूशुद्धिमुपक्रम्य तत्रैव तस्मिन्नेव श्लोके गृहं मार्जनलेपनादिति पुनर्मार्जनं लेपनं चोक्तं तद्गृहस्य प्रत्यहं मार्जनलेपनप्राप्त्यर्थं वेदितव्यम् ॥ शवदूषिते तु संवर्तः "गृहशुद्धिं प्रवक्ष्यामि अंतःस्थशवदूषिते ॥ प्रोत्सृज्य मृण्मयं भांडं सिद्धमन्नं तथैव च ॥ " गृहादपास्य तत्सर्वं गोमयेनोपलेपयेत् ॥ गोमयेनोपलिप्याथ छागेनाघ्रापयेद् बुधः ॥ ब्राह्मणैर्मंत्रपूतैश्च हिरण्यकुशवारिणा ॥ सर्वमभ्युक्षयेद्वेश्म ततः शुद्ध्यत्यसंशयम्" इति ॥ अंत्यादीनां गृहमरणे बृहद्यमः ॥ " श्वशूद्रपतितेऽन्त्ये च मृते मासचतुष्टयम् ॥ अत्यंते वर्जयेद्गेहमित्येवं मनु-

१ विचारपदमन्यपुस्तकेनैव ॥

रब्रवीत्" इति ॥ अंत्यो म्लेच्छः ॥ अत्यंतश्चंडाल इति मर्यादासिंधुः ॥ स एव ॥ "द्विजस्य मरणे वेश्म शुद्धयेतु दिनत्रयात् ॥ दिनैकेन बहिर्भूमिरग्निप्रोक्षणलेपनैः" इति ॥ अत्र यथोक्तशोधनानंतरमपि मंत्रप्रोक्षणं कार्यं प्रागुक्तसंवर्तोक्तेः ॥ चंडालादेर्गृहे वासे लघुपाराशरः ॥ "अविज्ञातस्तु चंडालो निवसेद्यस्य वेश्मनि ॥ विज्ञाते चोपसन्नस्य द्विजाः कुर्युरनुग्रहम्" इत्युपक्रम्य ॥ "अकारे तु भवेच्छुद्धिरारकूटे सकांस्यके ॥ जलशौचं तु वस्त्राणां परित्यागस्तु मृण्मये ॥ कुसुंभगुडकार्पासलवणं दधिसर्पिषी ॥ द्वारि कृत्वा तु धान्यानि गृहे दद्याद्धुताशनम् ॥ ज्वालास्पृष्टं तु तत्सर्वं शुचि तन्मनुरब्रवीत् ॥ रजकी चर्मकारी च लुब्धकी वेणुपुष्कसी ॥ चातुर्वर्ण्यगृहेष्वेवमज्ञाता यदि तिष्ठति ॥ ज्ञात्वा तु निष्कृतिं कुर्यात्पूर्वोक्तस्यार्धमेव च ॥ गृहदाहं न कुर्वीत शेषं सर्वं तु कारयेत् ॥ गृहस्याभ्यंतरं गच्छेच्चांडालो यस्य कस्यचित् ॥ तस्माद्गेहाद्विनिःसृत्य भांडान्यपि च वर्जयेत् ॥ रसपूर्णं तु यद्भांडं न त्यजेत्तु कदाचन ॥ गोमयोदकलेपेन प्रोक्षयेत्तद्गृहं तथा" इति ॥ उपसन्नस्येति प्रायश्चित्तार्थं कृतपर्षदुपस्थानस्य ॥ आकार इति द्रवीकृत्य पुनराकारकारणम् ॥ आरकूट इति ॥ पित्तले हुताशनदानस्यैव व्याख्यानं ज्वालास्पृष्टं कृत्वेति ॥ इयं शुद्धिश्चातुर्वर्ण्यस्य तुल्या ॥ अग्रिमश्लोके तथा वक्ष्यमाणत्वात् ॥ निष्कृतिस्तु प्रायश्चित्तप्रकरणाभावादिह न लिख्यते स्मृतिं दृष्ट्वा ज्ञेया ॥ रसाश्च गुडलवणादयो न तु दधिपयस्तक्रादयः ॥ तेषां त्याज्यत्वात् ॥ तदाह च्यवनः ॥ चांडालसंकरे स्वभवनदहनं पावनम् ॥ सर्वमृद्भांडभेदनम् दारवाणां तु तक्षणम् शंखशुक्तिरजतचैलानामद्भिः प्रक्षालनम् ॥ कांस्यताम्राणामाकारे शुद्धिः ॥ सौवीरपयोदधितक्राणां परित्यागः ॥ शेषरसद्रव्यरक्षणम् इति ॥ मरीचिरपि ॥ "गृहेष्वजातिसंवेशे शुद्धिः स्यात्पलेपनात् ॥ संवासो यदि जायेत दाहतापैर्विनिर्दिशेत्" इ

ति ॥ " धान्यानि सर्वबीजानि गडादिरस एव च ॥ कुसुंभकार्पासमथो शुद्ध्येद्वार्यग्निशोधनात् " इति ॥ अजाविकांडालादिः ॥ संवेशः प्रवेशः ॥ शयनमिति केचित् ॥ संवासश्चिरकालावस्थानम् ॥ वार्यग्निशोधनं वारिणाभ्युक्षणमग्निना पर्यग्निकरणमित्यपरार्कः ॥ एवं च गृहे देवालयादौ वा यदि दुष्टैः पश्वादिभिर्मियेत उच्यते वा तदा कश्मलभूशुद्धिं पंचविधां चतुर्विधां वा विधाय पावमानीप्रभृतिभिर्हिरण्यकुशवारिणा गोमूत्रादिमिश्रं प्रोक्ष्य यथाशक्ति ब्राह्मणभोजनं चांडलसंवासे पराशरोक्तं त्रिंशद्गावो वृषं चैकं तेभ्यो दत्वा पुनर्वासं देवायतनं च कुर्यादिति प्रतिभाति ॥ २६ ॥

## ॥ २६ ॥ હવે ઘરની શુદ્ધિનો વિચાર. ॥

ગૂ૦ ટી૦–એ બાબત **મર્યાદાસિંધુ**માં **મનુ** કહે છે કે, [1]માર્જન તથા ઉપાંજન ( લીંપવા )થી ઘરની શુદ્ધિ થાય છે. આ ઠેકાણે ઉપાંજન આ શબ્દનો અર્થ લીંપવું આટલુંજ નહીં પણ ચુનો ગોબર વિગેરેથી જમીન તથા ભીંતનું લીંપવું સમજવું. આ માર્જન અને ઉપાંજન શબ ચાંડાલ વિગેરેના સંસર્ગમાં કરવાનું છે એમ જાણવું, અને જો તેમ ન હોય તો ન કરવું. **યાજ્ઞવલ્કયે** જમીનની શુદ્ધિ કહેતાં કહેતાં કહેલું છે કે, ઘરની શુદ્ધિ માર્જન અને લેપનથી કરવી. એમ કહીને ફરીથી માર્જન લેપનથી કરવી, એમ સમજવાનું છે. શબના દોષ ખાતામાં **સંવર્ત** કહે છે કે, ઘરની અંદર શબનો દોષ થયો હોય તો માટીના વાસણ તથા રાંધેલું અન્ન દૂર કરી બધું ઘર ગોબરથી લીંપી નાખવું. અને પછી બકરાને ઘરમાં ફેરવવું. પછી મંત્રથી પવિત્ર કરેલાં દર્ભ, સુવર્ણ, અને જલે કરીને આખા ઘરમાં પ્રોક્ષણ કરવું. ત્યારે તે ઘર શુદ્ધ થાય છે એમાં સંદેહ નથી. અનાર્ય વિગેરેનું ઘરમાં મરણ થયું હોય તો **બૃહદ્યમ** કહે છે કે, કૂતરું, શૂદ્ર, મહાપાતકી, અને અંત્ય, ( મ્લેચ્છ ) મુસલમાન, ચાંડાલ, આટલામાંથી કોઇનું મરણ થયું હોય તો ચાર માસ પર્યંત તે ઘરનો ત્યાગ કરવો, એમ **મર્યાદાસિંધુ** કહે છે. એમજ વળી આગળ તેજ કહે છે કે [2]ત્રિવર્ણમાંથી કોઇનું પણ મરણ ઘરમાં થાય તો ત્રણ દિવસે ઘરની શુદ્ધિ થાય છે. અને બાહારની જમીન એક દિવસે અગ્નિ ફેરવવાથી તથા લેપન કરવાથી શુદ્ધ થાય છે. આ

---

૧ માર્જન એટલે માટી, ઘાસ, કાષ્ઠનું દૂરીકરણ. ૨. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય.

ઠેકાણે મંત્રથી જલ પ્રોક્ષણ કરવાની જરૂરી જણાય છે એમ જાણવું. એમ પ્રથમ કહેલા **સંવર્તનના** વચનથી જાણવું. હવે ચાંડાલ વિગેરેનો ઘરમાં વાસ થયો હોય તો તે બાબતમાં **લઘુપારાશર** કહે છે કે, અજાણ્યો ચાંડાલ જેના ઘરમાં વાસ કરે તે જ્યારે જાણવામાં આવે ત્યારે તે ઘરવાળા બ્રાહ્મણની ઉપર બીજા બ્રાહ્મણોયે દયા કરવી. એમ કહીને આગળ જણાવ્યું છે કે, પીતલના વાસણ તથા કાંસાના વાસણનો શુધ્ધ આકાર કરાવવો. વસ્ત્રોને જલથી પવિત્ર કરાવવાં. માટીના વાસણનો ત્યાગ કરવો. કસુંબો, ગોળ, કાપૂસ, લૂણ, દહીં, ઘી, અને ધાન્ય આટલી ચીજો ઘરના બાહાર બારણામાં મુકવી અને ઘરમાં હુતાશન (અગ્નિ) પ્રકાશીત કરી સર્વત્ર જ્વાલાદર્શન કરાવવું એટલે સમસ્ત ઘર શુદ્ધ થાય છે એમ **મનુ** કહે છે ધોબણ, મોચણ, પારાધણ, વાંસનું કામ કરનાર, ઘાંચીની સ્ત્રી, ચારે વર્ણના ઘરમાં અજાણી જો આવી રહે તો જાણ્યા પછી પ્રથમ જે શુદ્ધિ કહી ગયા તેની અરધી શુદ્ધિ કરવી, ઘરને બાળવું નહીં. બાકીનું સર્વ કરવું જો કોઇના ઘરમાં અંદર ચાંડાલ જાય તો તે ઘરમાંથી રસ પૂર્ણ માટીના વાસણ બાહાર ન કાઢતાં ગોબર અને જલથી તે ઘર છાંટી નાખવું. પ્રાયશ્ચિત કરવાને માટે બોલાવેલી સભાના સ્થાનના આકારમાં પણ તેમ કરવું. પીતળનાં વાસણને ગળાવી નાખવાં અથવા તેમાં અગ્નિ નાખી તપાવવાં. આ શુદ્ધિ ચારે વર્ણને સમાન સમજવી. આગળના શ્લોકમાં તેમ લખ્યું છે માટે પ્રાયશ્ચિતનું પ્રકરણ આ નથી માટે આ ઠેકાણે તેનો બદલો લખતા નથી, માટે તે ઠેકાણની સ્મૃતિ તપાસી જાણવું. રસ એ ઠેકાણે ગોળ, લૂણ, સમજવાં; દહીં, દુધ, છાશ વિગેરે નહીં. કારણ કે તે ત્યાગ કરવા લાયક છે માટે તે બાબતમાં **ચવન ઋષિ** કહે છે, ઘરમાં ચાંડાલનો સંકર થયો હોય તો ઘરને પાવનરૂપ આ ઠેકણે દાહ જાણવો. માટીના વાસણો બાહાર બાંગવાં. કાષ્ઠનાં વાસણો છોલાવી નાખવાં શંખના, છીપનાં, રૂપાનાં વસ્ત્ર વિગેરેના પદાર્થો જલથી ધોઇ નાખવા. કાંસાના, ત્રાંબાના વાસણોની આકારથી શુદ્ધિ કરવી. કાંજી, દુધ, દહીં, છાસનો ત્યાગ કરવો. બાકીના રસ અને પદાર્થ રાખવા. **મરીચિ** પણ કહે છે કે, ઘરમાં ચાંડાલ વિગેરેની સ્થિતિ યા એમનું થાય તો ઉપલેપન, દાહ, તાપથી શુદ્ધિ કરવી. ધાન્ય, ગોળ વિગરે રસ, કસુંબો, કાપુસ, આટલી ચીજો જલ, અગ્નિથી શુદ્ધિ થાય છે, એટલે જલ છાંટી અગ્નિ ચોતરફ ફેરવવો. એમજ ઘરમાં દેવાલય વિગેરેમાં જો કદાચિત કોઇ દુષ્ટોથી પશુ વિગેરે મારવામાં આવે અથવા મૃત રાખવામાં આવે ત્યારે અપવિત્ર થયેલી જમીન પાંચ પ્રકારે યા ચાર પ્રકારે શુદ્ધિ

કરીને '**પાવમાની**' વિગેરે મંત્રોએ કરીને સુવર્ણ, દર્ભ અને જલથી ગોમૂત્રાદિકથી પણ પ્રોક્ષણ કરી યથાશક્તિ બ્રાહ્મણ ભોજન ચાંડાલના નિવાસ સંબંધે કરવું એમ **પરાશરે** કહ્યું છે, અને વળી જણાવ્યું છે કે, ત્રીશ ગાય એક બેલ બ્રાહ્મણોને આપી ઘરમાં ઉપર પ્રમાણે થયું હોય તો આટલું કર્યા પછી ઘરમાં વાસ કરવો, અને દેવાલયમાં તેમ થયું હોય તો આટલું પૂર્વોક્ત વિધાન કરી દેવતાનું સ્થાપન કરવું, એમ મને (ગ્રન્થકાર કહે છે કે) ભાસે છે. ॥ ૨૬ ॥

## ॥ २७ ॥ अथ रथ्यादिशुद्धिविचारः ॥

**पराशरः ॥ "रथ्याकर्दमतोयानि नवपंथास्तृणानि च ॥ मारुतार्केण शुद्ध्यंति निशि चंद्रर्क्षमारुतैः" इति ॥ याज्ञवल्क्यः॥ "रथ्याकर्दमतोयानि स्पृष्टान्यंत्यश्ववायसैः॥ मारुतेनैव शुद्ध्यंति पक्वेष्टकचितानि च" इति॥अत्र वहुवचनं तद्गतगोमयशर्करादिप्राप्त्यर्थम्॥ पक्वेष्टकचितानि धवलगृहादीनि चंडालादिस्पृष्टानि मारुतेनैव शुद्ध्यंतीति कथनं पूर्वविहितस्य संहतप्रोक्षणस्य निवृत्त्यर्थम् ॥ तृणकाष्ठपर्णमयानां तु प्रोक्षणमेवेति विज्ञानेश्वरः॥ एवं च "अरथ्या वसुधा मेध्या" इति पूर्वोक्तयमवाक्यस्य भोजनादौ रथ्याया अमेध्यताबोधकत्वान्न विरोधः ॥ २७ ॥**

॥ ૨૭ ॥ **હવે શેરી વિગેરેની શુદ્ધિનો વિચાર.** ॥

**મૂ૦-ટી૦-પરાશર** કહે છે કે, શેરીનો ગારોપાણી, નવીન રસ્તો અને ઘાસ આટલી ચીજો પવનથી અને દિવસમાં સૂર્યથી શુદ્ધ થાય છે. અને રાત્રિમાં ચંદ્ર, નક્ષત્ર અને પવનથી પવિત્ર થાય છે. **યાજ્ઞવલ્ક્ય** કહે છે કે, શેરીના ગારાપાણીને ચાંડાલ, કૂતરૂં અને કાગડાએ સ્પર્શ કર્યો હોય તો તે પવનથીજ પવિત્ર થાય છે તેમજ ઈંટના ધોળા ઘર પણ પવનથી પવિત્ર થાય છે. આ ઠેકાણે શેરીના ગારાપાણી આ પ્રમાણે બહુ વચન જણાવ્યું છે તે ઉપરથી ગોબર અને કાંકરાનું પણ ગ્રહણ થાય છે અર્થાત્ તે પણ પવનથી પવિત્ર થાય છે એમ જાણવું. **વિજ્ઞાનેશ્વર** કહે છે કે, ઘાસ, કાષ્ઠ, પાંદડાંઓ ઉપર પ્રોક્ષણ કરવું, એટલે રસ્તાવિનાની જમીન મેધ્ય ( પવિત્ર ) છે એમ જાણવું. પૂર્વોક્ત વચનથી **યમ** વાક્યનો ભોજનાદિકમાં શેરીમાટે અપવિત્રપણાના બોધકપણાથી વિરોધ જાણવો નહીં. ॥ ૨૭ ॥

## ॥ २८ ॥ अथ प्रकीर्णशुद्धिविचारः ॥

मू० -तत्र मर्यादासिंधौ शंखः॥ "नारीणां चैव वत्सानां शकुनीनां शुनां मुखम् ॥ रतौ प्रस्रवगे वृक्षे मृगयायां सदा शुचि" इति॥ अत्र सर्वत्र लालासंसर्गकृतदोषापवादस्तत्रापि वत्सस्थले "गावो मेध्या मुखादृते" इत्यस्यापवादः॥ वत्सपदं बालानामुपलक्षणार्थम्॥ "बालैरनुपरिक्रांतं नित्यं मेध्यमिति स्थितिः" इति वचनादिति विज्ञानेश्वरः ॥ शकुनिः काकादिहिंस्रभुग्व्यतिरिक्त इति मेधातिथिः॥ मनुविष्णू ॥ "नित्यं शुद्धः कारुहस्तः पण्यं यच्च प्रसारितम् ॥ ब्रह्मचारिगतं भैक्षमाकराः सर्व एव हि" इति ॥ अत्र हस्तोऽमेध्यानुपहतो ज्ञेयः ॥ प्रसारितमिति नानाक्रेतृजनस्पर्शोपघातदोषनिरासार्थम् ॥ एतेन मुद्रादिव्याख्यातिः ॥ "शेषं भोगिव व्याख्यातम्" ॥ बौधायनः ॥ "अच्छिन्ना संततां धारा वातोद्भूताश्च रेणवः" इति ॥ यमः ॥ "गौरश्वो विप्रुषश्छाया मक्षिकाः शलभाः शुकाः ॥ अजो हस्ती रणे छत्रं रश्मयश्चंद्रसूर्ययोः ॥ भूमिरग्नी रजो वायुरापो दधि घृतं पयः ॥ सर्वाण्येतानि शुद्धानि स्पर्शे मेध्यानि सर्वशः" इति ॥ यत एतानि सर्वदा शुद्धानि तेनाऽशुचिस्पर्शेऽपि मेध्यानीत्यर्थः ॥ अत्र गोअश्वानां स्पर्शे शुचित्वेऽपि याज्ञवल्क्येन "अजाश्वं मुखतो मेध्यं न गौर्न नरजा मलाः" इति विशेषकथनात्तयोर्मुखं विशेषेण शुद्धमिति पादादीनां तत्स्पर्शेन शुद्धावुपयुज्यते ॥ विप्रुषां शुचित्वं नखाग्रादिच्युतव्यतिरिक्तविषयम् ॥ लिंगपुराणे ॥ "नखाग्रकेशनिर्धूतस्नानवस्त्रघटोदकम् ॥ अबुद्धिपूर्वं ... अशुच्यं संस्पृशेद्यदि" इति तत्स्पर्शे दोषकथनात्" इति मर्यादासिंधुः ॥ विप्रुषः सूक्ष्मा जलकणास्तासां श्वपचादिसंबंधिनामपि चंडालाद्यंगसंगिनां वायुना नीयमानानामशुचित्वं नास्ति शुचित्वे निमित्तमित्यपरार्कः॥

१ विचारपदमन्यपुस्तके न ॥

यत्तु याज्ञवल्क्यः ॥ "मुखजा विप्रुषो मेध्यास्तथाऽऽचमनबिंदवः" इति प्राह ॥ तत्र विशेषः ॥ न मुख्या विप्रुष उच्छिष्टं कुर्वंति न चेदंगे निपतंतीति वसिष्ठवाक्यात् ॥ "स्पृशंति बिंदवः पादौ य आचामयतः परान् ॥ भौमिकैस्ते समा ज्ञेया न तैरप्रयतो भवेत्" इति मनुवाक्याच्च बोध्यः ॥ एवं चांगसद्भवद्भोगसामग्र्ययादा तत्तत्पातेऽप्यशुचित्वं बोध्यम् ॥ सर्वत्र जगन्नाथादिमहास्थलेषु पाकादिसेवाकर्तॄणां मुखप्रावरणबंधनशिष्टाचारादिति। छायायाः शुचित्वं चांडालादिच्छायाव्यतिरिक्तविषयम् ॥ "चांडालपतितच्छायां स्पृष्ट्वा स्नानं समाचरेत्" इति स्मृत्यंतरे॥ "यदि छायां श्वपाकस्य ब्राह्मणो ह्यधिरोहति ॥ तत्र स्नानं प्रकुर्वीत घृतं प्राश्य विशुद्ध्यति" इत्यंगिरोवाक्ये ॥ "दीपमंचकयोश्छाया बोधिच्छाया तथा निशि॥ तथा नीचजनच्छाया हंति पुण्यं पुराकृतम्"इति स्मृत्यंतरे च तासां दुष्टत्वकथनात् ॥ एवंच वितानशिबिरादिच्छायासु दोषाभावात्तत्र भोजनादिकरणे दोषाभावः ॥ यत्तु ॥ "चंडालपतितच्छाया स्पर्शे दुष्टा तु नो भवेत्" इति ब्राह्मं तत्त्वकालतः स्पर्शविषयं चतुर्युगादिपरिमाणाधिकच्छायाविषयं चेति न विरोधः ॥ अग्निश्चंडालशवाग्न्यादिव्यतिरिक्तः ॥ एवंभूमिरापो दध्यादि च ॥ रजोऽप्यजादिव्यतिरिक्तम् ॥ तदाह शातातपः॥ "रेणवः शुचयः सर्वे वायुना समुदीरिताः ॥ अन्यत्र रासभाजाविश्वसमूहनिवाससाम्" इति ॥ समूहनी संमार्जनी ॥ एतच्च रेण्वंतरस्याप्युपलक्षणम् ॥ "श्वकाकोष्ट्रखरोलूकसूकरग्राम्यपक्षिणाम् । अजाविरेणुसंस्पर्शादायुर्लक्ष्मीश्च हीयते" इति मिताक्षरायां स्मृत्यंतरात् ॥ तत्स्पर्शे संमार्जनं कार्यमिति विज्ञानेश्वरः ॥ पवित्रास्तु रेणवो मर्यादासिंधौ गारुडे उक्ताः ॥ "गजाश्वरथधान्यानां गवां चैव रजः शुभम्" ॥ तथा ॥ "गवां रजो धान्यरजः पुत्रस्यांगभवं रजः॥ एतद्रजो महाशस्तं महापातकनाशनम्" ॥ इति धूमोऽपि शुद्धः ॥ धूप ग्निरजांसि वायुनेरितानि

शुध्य.नीत्यपरार्के शंखवाक्यात् ॥ मक्षिकाग्रहणमवर्जनीयस्पर्शानां दंशमशकपिपीलिकादीनामुपलक्षणार्थमित्यपरार्कः ॥ वायुस्तु वहनशुध्यो न तु वस्त्रदशादिजन्यः ॥ "शिग्वातः शूर्पवातश्च वातः पाणोर्मुखस्य च ॥ सुकृतानि हरंत्येते संस्पृष्टाः कुरुषरया च" इति मर्यादासिंधौ लैंगात् ॥ शिग्वस्त्रदशा, बृहस्पतिः ॥ "द्राक्षेक्षुयंत्रकारुकहस्ता गोदोहनी यत्र विनिःसृतानि ॥ बालैरथ स्त्रीभिरनुष्ठितानि प्रत्यक्षदृष्टानि शुचीनि तानि" इति॥ स्वल्पोपहतियुक्तैर्बालैः स्त्रीभिश्च यानि कृतानि तान्यशुचिभिः कृतानीति प्रत्यक्षतो दृष्टान्यपि शुध्यानीति व्याख्यातं मर्यादासिंधौ ॥ देवलः॥ "गोशकृच्छुध्यध्येदेशस्थं श्मशानाद्धृतं शिवम् ॥ अग्राम्या मृद्वेच्छुद्धा शुकाविण्मूत्रवर्जिता" इति मर्यादासिंधुप्रभृतिष्वन्यान्यपि स्वयादिशुध्यिबोधकवाक्यानि बहूनि संति तान्यनुपयुक्तत्वान्न लिख्यंते ॥ इति प्रकीर्णशुध्यिः ॥ २८ ।

॥ ૨૮ ॥ હવે જુદી જુદી શુદ્ધિનો વિચાર. ॥

મૂ૦ ટી૦–આ બાબતમાં **મર્યાદાસિંધુ**માં **શંખ** કહે છે કે, સ્ત્રીઓનું, વત્સ [1]વાછડાઓનું, શકુની પક્ષિયોનું, અને કૂતરાઓનું મુખ, સદા પવિત્ર છે. એટલે સ્ત્રીયોનું મુખ, રતિમાં (સંગમાં) પવિત્ર. વાછડાઓનું મુખ સ્રાવમાં. શકુનિ પક્ષિયોનું મુખ, વૃક્ષમાં (ઝાડમાં) અને કૂતરાંઓનું મુખ મૃગયા (શિકાર) કરવામાં. પવિત્ર છે એમ સમજવું. આ ઠેકાણે સર્વ મુખ સંબંધી બાબતમાં મોઢાની લાળના સંસર્ગથી થયેલા દોષનો અપવાદ જાણવો. તેમાં પણ વાછડાની બાબતસર એવું વચન છે કે, મોઢા શિવાય ગાયો પવિત્ર છે. આ બાબતનું આ આપવાદ વચન તરીકે જાણવું. મૂળ ગ્રંથમાં વત્સ શબ્દ છે તે ઉપરથી બાલક પણ સમજવું. **વિજ્ઞાનેશ્વર** કહે છે કે, બાલકોએ કરેલું કેટલૂંક કાર્ય હમેશ પવિત્ર તરીકે જાણવું, એમ **વિજ્ઞાનેશ્વર** કહે છે. આ ઠેકાણે શકુની શબ્દ લખ્યો છે તે ઉપરથી કાગડા વિગેરેની વિષ્ટાનો ખાનારો પક્ષી શિવાયનો પક્ષી શકુનિ નામક છે એમ **મેધાતિથિ** કહે છે. **મનુ** અને **વિષ્ણુ** કહે છે કે, હમેશ કારીગરનો હાથ શુદ્ધ છે.

---

1. વત્સ શબ્દથી બાલકનું પણ ગ્રહણ થાય છે.

તેમજ બજારમાં વેચવામાટે રાખવામાં આવેલી ચીજ પણ પવિત્ર **સમજવી.** અને **બ્રહ્મચારી**ને મળેલી ભિક્ષા તથા સર્વ આકરો (ખાંણો) યા ભઠ્ઠીઓ પણ પવિત્ર જાણવી. આ ઠેકાણે કારીગરનો હાથ પવિત્ર એમ લખ્યું છે તે ઉપરથી કારીગરનો હાથ અપવિત્રતાના સંસર્ગવિનાનો હોવો જોઇયે એમ સમજવો. મૂલમાં પ્રસારિત એટલે બજારમાં ફેલાયલી વસ્તુ સમુદાય આમ લખ્યું છે આ ઉપરથી એમ સમજવાનું કે નાના પ્રકારની વેચવાની ચીજોનો સ્પર્શદોષ મટવામાટે છે એમ જાણવું. આ ઉપરથી ઘરની મનાઇ એમ જાણવું. શિવાયની બાબત પ્રથમજ કહેલી છે. **બૌધાયન** કહે છે કે, નિરંતર ચાલતી ધારા અદુષ્ટ સમજવી. પવનથી ઉડાવેલા રજઃકણ (રજ) પણ પવિત્ર સમજવાં. **યમ** કહે છે કે, ગાય, ઘોડો, જલના છાંટા, છાયા, માંખી, શલભ, (ટીડ) પોપટ, બોકડો, હાથી, રણમાં છત્ર, ચંદ્ર સૂર્યના કિરણો, જમીન, અગ્નિ, રજ, વાયુ, જલ, દહીં, ઘી, દુધ, આટલી ચીજો સ્પર્શમાં પવિત્ર જાણવી. ઉપરની કહેલી બધી ચીજો પવિત્ર છે. એટલે તેઓને અપવિત્રનો સ્પર્શ થાય તો પણ તેઓ પવિત્ર છે એમ જાણવું. આ ઠેકાણે ગાય વિગેરેના સ્પર્શમાં પવિત્રપણું જણાવ્યું છે તે પવિત્રપણામાં પણ **યાજ્ઞવલ્કયે** કહ્યું છે કે, બકરીનું અને ઘોડાનું મોઢું પવિત્ર છે. પરંતુ ગાય અને નરના મલો નહીં આ વિશેષ કથનથી તેઓનું મુખ વિશેષથી પવિત્ર છે. એ પ્રમાણે પાત્રાદિકના સ્પર્શે કરીને શુદ્ધિની જરૂરી જણાય છે. આ ઠેકાણે એમ સમજવાનું છે કે, નખના અગ્રભાગથી પડેલા જલના બિંદુ શિવાયના જલબિંદુ સમજવા. લિંગપુરાણમાં લખ્યું છે કે, નખના અગ્રભાગના, કેશના ધોવણના, સ્નાનનેમાટે ધારણ કરેલા વસ્ત્રના છેડાના જલબિંદુઓ અથવા જલ વસ્ત્રોનો નાશ કરનારૂં અપુણ્ય તથા અશુદ્ધ જાણવું. તેના સ્પર્શમાં પણ દોષ લાગે છે એમ **મર્યાદાસિંધુનું** કથન છે. જલબિંદુના **સૂક્ષ્મ** જલકણ પવિત્ર જલથી પેદા થયેલા હોય અને ચાંડાળના અંગના સંગના પવનથી અપવિત્રપણાનો સંદેહ પેદા થવામાં પવિત્રપણું સમજવું એવો વિધિ છે એમ **અપરાર્કનો** મત છે. **યાજ્ઞવલ્કય** કહે છે કે, મુખથી પેદા થયેલા જલના બિંદુઓ પવિત્ર છે. તેમજ આચમનના પણ બિંદુઓ પવિત્ર છે. આ બાબતમાં આટલો વિશેષ છે કે, મુખસંબંધી જલબિંદુઓ ઉચ્છિષ્ટપણું નથી કરતા. જો અંગઉપર ન પડે તો એમ **વશિષ્ઠનું** વચન છે. આચમન કરનારથી જલનાબિંદુઓ પગને યા બીજાઓનો સ્પર્શ કરે તો તે જલબિંદુઓ જમીનથી પેદા થયેલા સમાન સમજવા. અને તે જલબિંદુઓથી મનુષ્ય અપયત (અપવિત્ર) થતો નથી એમ **મનુનું** વચન છે

માટે જાણવું. એમજ અંગનો પરશેવો પ્રભુની ભોગ સામગ્રી વિગેરેમાં તે તે ઠેકાણે પડે તો પણ અપવિત્રપણું જાણવું. બધે ઠેકાણે **જગન્નાથજી** વિગેરે મોહોટા સ્થલોમાં પાક વિગેરે સેવા કરનારાઓને મોઢા ઉપર વસ્ત્ર-બંધન કરવાનો સદાચાર છે તેથી છાયાનું પવિત્રપણું ચાંડાલ છાયાવ્યતિ-રિક્ત[1] (શિવાય) બાબતમાં જાણવું. ચાંડાલ અને મહાપાતકીની છાયાનો સ્પર્શ કરી સ્નાન કરવું એવું વચન છે. જો શ્વપાક (કૂતરાને રાંધી ખાનારો) ચાંડાલની છાયા ઉપર બ્રાહ્મણ ચડે તો તે બ્રાહ્મણે સ્નાન કરવું. ઘીનું ભક્ષણ કરી તે બ્રાહ્મણ શુદ્ધ થાય છે એમ **અંગિરાનું** વચન છે રાત્રિમાં દીવાની, મંચક (ખાટલો યા પલંગ) ની, તથા રાત્રિમાં બોધિ એટલે પીપળાની છાયા, તેમજ નીચ જનની છાયા, પ્રાચીન સમયના પુણ્યનો નાશ કરે છે. કારણ કે, પ્રોક્ત છાયાઓને દુષ્ટપણું કહ્યું છે. એમજ ચંદરવા શિબિર વિગેરેની છાયાને દોષની મનાઇ કહેલી છે માટે ભોજન વિગેરે કરવામાં દોષ નથી. ચાંડાલ મહાપાતકીની છાયા સ્પર્શમાં દુષ્ટ નથી એમ જે **બ્રહ્મ-પુરાણનું** વચન છે તો તે વગર મરજીથી સ્પર્શ થઇ જાય તે બાબતસર છે. અથવા જો ચાર યુગ વિગેરેના પરિમાણથી અધિક છાયા વિષય સંબંધી હોય તો વિરોધ નથી. અગ્નિ શબ્દથી એવો તે અગ્નિ સમજવો કે ચાંડાલના શબના શિવાયનો અગ્નિ. તેમજ, જમીન, જલ, દહીં વિગેરે અને બકરી વિગેરે શિવાયની. રજો **શાતાતપ** કહે છે કે, પવિત્ર છે. જે રજો પવનથી ઉડેલીયો છે તે. પરંતુ ગધેડાની, બોકડાની, બકરીની, કૂતરાની, સાવરણીની, વસ્ત્રોની, આટલાની રજ પવિત્ર નથી એમ જાણવું. કૂતરાની, કાગડાની, ઉંટની, ખરની, (ગધેડાની) ઘૂડની, સુવરની, ગામના પક્ષીયોની, બકરાની, ગાડરની, રજો, સ્પર્શથી આયુષ્ય અને લક્ષ્મીને હણે છે. એમ **મિતાક્ષરામાં** શાસ્ત્રનુ વચન છે. અથવા તેના સ્પર્શમાં સારી રીતે, મર્જન કરવું એમ **વિજ્ઞાનેશ્વર** કહે છે. પવિત્ર રજો **મર્યાદાસિંધુમાં** તથા **ગરૂ-ડપુરાણમાં** કહેલીયો છે તે આ પ્રમાણે. હાથીની, ઘોડાની, રથની, ધાન્યની અને ગાયની રજ પવિત્ર જાણવી. તેમજ વળી કહે છે કે, ગાયોની રજ, ધાન્યની રજ, પુત્રના અંગની રજ, આટલા પ્રકારની રજો મહાપાતકને નાશ કરનારી તથા પવિત્ર છે. ધુવાડો પણ પવિત્ર ગણ્યો છે. જેમ કે **અપરાર્કમાં શંખનુ** વચન છે કે, પવનથી આવેલ ધુમાડો, અગ્નિ તથા રજ પવિત્ર જાણવાં. પૂર્વમાં માખીનો સ્વીકાર કર્યો છે તે ઠેકાણે એમ સમ-

---

૧. અતિરિક્ત એટલે શિવાય, વિના, ભેદ ઇત્યાદિ અર્થો થાય છે.

જવું કે, દંશ, મશક, (મચ્છરાં) કીડીયો વિગેરેના ઉપલક્ષણમાટે છે. એમ **અપરાર્કનું** કથન છે. અને પવન તો ચાલતો શુદ્ધ જાણવો, પણ કપડાના છેડાથી પેદા થયેલો શુદ્ધ નથી એમ સમજવું. વસ્ત્રના છેડાનો પવન, સૂપડાનો પવન, બે હાથનો પવન, મોઢાનો પવન, આટલી જાતના પવનોનો સ્પર્શ થાય તો પુરૂષના સુકૃતનો નાશ થાય છે. એમ **મર્યાદાસિંધુમાં** તથા **લિંગપુરાણમાંથી** જાણવું. બ્રાહ્મ, શેરડીના યંત્ર, ખાણ, અથવા ભઠ્ઠી, કારીગરનો હાથ, ગાયની દોણી, બાલકોનું બાહાર નિકળવું, સ્ત્રીઓનું અનુષ્ઠિત, આટલી ચીજો પ્રત્યક્ષ જોયેલીયો પવિત્ર જાણવી, સાંગંશ કે બાલકોયે સ્ત્રીઓએ તે કેવા કે અલ્પ વિગેરે અપવિત્રતાના સંસર્ગવાળા હોય તથા તે લોકોયે જે કાંઇ કરેલ તે અપવિત્રતાથી કરેલ છે એમ પ્રત્યક્ષતાથી જોવામાં જો આવે તો તે આચરણ શુદ્ધ છે એમ જાણવું. એમ વ્યાખ્યા કરનારે કરેલી છે. **મર્યાદાસિંધુમાં દેવલ** કહે છે કે, સ્મશાન શિવાયનું શુદ્ધ દેશમાં એટલે શુદ્ધ સ્થાનમાં રહેલું ગોબર પવિત્ર જાણવું. અને ગામ શિવાયની માટી, વીર્ય, વિષ્ટા, મૂત્ર શિવાયની જો હોય તો તે પવિત્ર જાણવી. એ પ્રમાણે **મર્યાદાસિંધુ** વિગેરે**ગ્રંથો**માં સ્ત્રી વિગેરેની શુદ્ધિને જણાવનારાં અનેક વચનો છે. પરંતુ ઉપયોગ શિવાય આંહી લખવામાં આવ્યાં નથી ॥૨૮॥

## ॥ २९ ॥ अथात्मशुद्धिविचारः[1] ॥

मू०—सा च क्षेत्रज्ञस्येश्वरज्ञानादिति याज्ञवल्क्येन ॥ "ज्ञानं तपोऽग्निराहारोमृन्मनोवार्युपांजनम् ॥ वायुः कर्मार्ककालौ च शुद्धेः कर्तॄणि देहिनाम्" इति मनुना च श्रीभगवज्ज्ञानादिरूपज्ञानेनोक्ता तथापि भगवतैकादशस्कंधस्यैकादशे "मत्स्मृत्या श्चाऽऽत्मनः शौचं शुद्धः कर्माचरेद्बुधः" इति कथनात् ॥ तृतीयस्कंधेऽपि "यन्नामधेयश्रवणानुकीर्तनाद्यत्प्रह्वणाद्यत्स्मरणादपि क्वचित् ॥ श्वादोऽपि सद्यः सवनाय कल्पते कुतः पुनस्ते भगवन्नुदर्शनात्" इति ॥ द्वादशस्कंधेऽपि ॥ "विद्यातपःप्राणनिरोधमैत्रीतीर्थाभिषेकव्रतदानजाप्यैः ॥ नात्यंतशुद्धिं लभतेंऽतरात्मा यथा हृदिस्थे भगवत्यनंते" इति षष्ठस्कंधेऽपि श्रीशुकैः सर्वपापानां निःशेषनिवारकतया भक्तिरेवोक्ता ॥ "केचित्के-

1 नेदं पदमन्यत्र ॥

वलया भक्त्या वासुदेवपरायणाः ॥ अघं धुन्वंति कात्स्न्येन नीहा-
रमिव भास्करः ॥ न तथा ह्यघवान् राजन् पूयेत तपआदिभिः ॥
यथा कृष्णार्पितप्राणस्तत्पूरुषनिषेवया" इति कथनाच्चात्मशोधने
भक्तिरेव दृढ उपायः ॥ नच ज्ञानेनाऽस्या विकल्प इति शंक्यम् ॥
तत्वावमर्शनस्य प्रायश्चित्तत्वकथने " वेणुगुल्ममिवाऽनलः " इति
दृष्टांते किंचित्कालांतरं पुनःप्ररोहसूचनाद्भक्तौ च "नीहारमिवभा-
स्करः " इति दृष्टांतेननिःशेषपापनाशसूचनात् ॥ ज्ञानोत्तरं भक्तेः
कथनेन तत्पोषणाजामिलोपाख्यानोपन्यासेन तत्र च शैवस्यागस्त्य-
स्य संमतिप्रदर्शनेन ज्ञानापेक्षयापि भक्तेरेवाधिक्यस्य भगवद्भक्त-
न्मति साधितत्वाच्च ॥ किंच ॥ लिंगशरीरस्यापि शुद्धिराहारशुद्ध्या
तच्छुद्धिश्चज्ञानोपयोगिनी ॥ आहारशुद्धौ सत्वशुद्धिः सत्वशुद्धौ
ध्रुवा स्मृतिरिति छांदोग्यश्रुतेः ॥ सत्वंचांतःकरणम् ॥ तथा ॥
अन्नमयं हि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागितापि छांदो-
ग्ये मनःप्राणवाचामाहारपरिणामत्वं तत्पोषितत्वं चाभिप्रेतम् ॥ आ-
हारशुद्धिश्च स्वर्णाश्रमवृत्त्या संपादितान्नेन तस्य च सिद्धस्य भगव-
त्समर्पणानंतरं प्रसादत्वया तद्भोजनेन ॥ तदुक्तं हरिवल्लभसुधोदय-
निबंधे ब्रह्मांडे ॥ "पादोदकं पिबेन्नित्यं तन्निवेदितमन्नतः ॥ अन्ना-
दात्मविशुद्ध्यर्थं सर्वकामानयेत्तथा" इति ॥ पाद्मेऽपि ॥ "मुकुंदाश-
शेषं तु यो हि भुंक्ते दिने दिने ॥ सिक्थ सिक्थ भवेत्पुण्यं चांद्रा-
यणशताधिकम् ॥ भुक्त्वान्यदेवनैवेद्यं द्विजश्चांद्रायणं चरेत् ॥ भुक्त्वा
केशवनैवेद्यं सर्वपापैः प्रमुच्यते" इति ॥ अतो ज्ञानपक्षेऽपि तत्र
स्वरूपोपकारस्मरणाद्रूपा भक्तिरवश्यमपेक्षितेति सुकरेति च
सैवात्मशोधनार्थं सेवोपयोगाय च कर्तव्येति दिक् ॥ इति श्रीवल्ल-
भाचार्यचरणाब्जप्रसादतः ॥ नानानिबंधानालोक्य द्रव्यशुद्धिः
स्फुटीकृता ॥ १ ॥ इति श्रीमद्वल्लभाचार्यचरणांबुजदासदासेन
पीतांबरात्मजेन पुरुषोत्तमेन स्फुटीकृता द्रव्यशुद्धिः संपूर्णा ॥

## ॥ ૨૯ ॥ હવે આત્માની શુદ્ધિ કરવાનો વિચાર. ॥

ગૂ૦ ટી૦-શુદ્ધિ જીવાત્માને પરમેશ્વરના જ્ઞાનથી થાય છે, એમ **યાજ્ઞવલ્ક્ય ઋષિનું** કહેવું છે. જ્ઞાન, તપ, અગ્નિ, આહાર, મૃત્તિકા, મન, જલ, પવન, કર્મ, અને સમય આટલા પદાર્થો મનુષ્યોને પવિત્રતાના કર્ત્તા તરીકે કહ્યા છે. અને **મનુ** પણ કહે છે કે, શ્રવણ, (સાંભળવું) મનન, (સાંભળેલાનો વિચાર કરવો) વિગેરે રૂપ જ્ઞાન થવાથી થાય છે, તો પણ **ભગવાને શ્રીભાગવત**ના અગીયારમા સ્કંધના એકવિશમા અધ્યાયમાં જણાવ્યું છે કે, માહારૂં સ્મરણ કરવાથી આત્માની શુદ્ધિ થાય છે, અને શુદ્ધ થઇ પંડિત માણસે કર્માચરણ કરવું, એમ તેઓનું કથન છે. તૃતીય સ્કંધમાં પણ લખ્યું છે કે, જે ઇશ્વરના નામનું શ્રવણ કરવાથી, કીર્તન કરવાથી, દંડવત કરવાથી, સ્મરણ કરવાથી, કોઇ વખતે નીચ પણ કલ્યાણને પ્રાપ્ત થાય છે. તો પછી ભક્તને માટે દર્શનાદિક આપ આપો અને કલ્યાણાદિ થાય એમાં નવાઇ શું. સારાંશ કે નીચ પણ ભગવન્નામગ્રહણથી પવિત્ર થાય તો દર્શન કરવાથી પવિત્ર થાય એમાં સંદેહજ શું કરવો. કાંઇ પણ નહીં. દ્વાદશ સ્કંધમાં પણ લખ્યું છે કે, વિદ્યા, તપ, પ્રાણનો નિરોધ, મૈત્રી, પરમેશ્વર સાથે મિત્રભાવ, તીર્થનો અભિષેક, વ્રત, ( એકાદશી વિગેરે ) દાન, જપ, ઇત્યાદિ કરવાથી અંતરાત્મા અત્યંત શુદ્ધિને પ્રાપ્ત થતા નથી જેવી તરેથી ભગવાન અનંત હૃદયમાં રહે ને થાય તેમ. સારાંશ કે, હૃદયમાં ભગવાનનું નામ બિરાજતું હોય અને જેવી અંતરાત્માની શુદ્ધિ થાય તેવી ઉપર બતાવેલા માર્ગોમાં ચાલવાથી શુદ્ધિ થતી નથી. ષષ્ઠ સ્કંધમાં પણ **શ્રી શુકદેવજી**યે સર્વ પાપોના નિઃશેષ નિવારણ માટે ભક્તિજ કહી છે, અને લખ્યું છે કે, **વાસુદેવને** પરાયણ થયેલા કોઇ માણસો કેવલ ભક્તિથીજ પાપને ધોઇ નાખે છે, જેમ ભાસ્કર ( સૂર્ય ) નિઃશેષ ઝાકરનો નાશ કરે છે તેમ. વળી **પરીક્ષિત** રાજાને **શુકદેવજી** કહે છે કે, હે રાજા તપશ્ચર્યા વિગેરે કરવાથી પાપી મનુષ્ય તેવો પવિત્ર થતો નથી જેવો પરમાત્માના સેવકોની સેવા કરવાથી અથવા પરમાત્મામાં પ્રાણનું અર્પણ કરવાથી થાય છે. આ પ્રમાણે કથન છે. માટે આત્માની શુદ્ધિ માટે ભક્તિજ દૃઢ ઉપાય છે. જ્ઞાનથી આનો વિકલ્પ નહીં સમજવો, કારણ કે, તત્વ વિચારમાં પ્રાયશ્ચિત્તપણાનું કથન છે માટે વાંસની ગાંઠોને અગ્નિ જેમ બાળે તેમ આ દૃષ્ટાંત ઉપરથી એમ જણાય છે કે. થોડા વખત પછી પાછા વાંસના અંકુરો પેદા થવાજ જોઇયે. અને ભક્તિની બાબતમાં એવું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે કે, ઝાકરનો સૂર્ય જેમ નાશ કરે તેમ આ

દૃષ્ટાંત ઉપરથી સમસ્ત પાપ નાશ કરવાની સૂચના કરવામાં આવી છે, અને જ્ઞાન પછી ભક્તિ કહી છે, અને તે બાબતમાં તે બાબતને પોષણ કરનારૂં **અજામિલનું** આખ્યાન ઉપયુક્ત થવાથી અને તે ઠેકાણે શૈવ **અગસ્ત્યનું** જ્ઞાન દર્શનથી જ્ઞાનની અપેક્ષાએ કરીને ભક્તિનું આધિક્ય ભગવદ્ભક્તોની સામે સાચવેલું છે. માટે વળી લિંગશરીરની પણ શુદ્ધિ આહારની શુદ્ધિએ કરીને કહી છે અને તેની શુદ્ધિ જ્ઞાનમાં ઉપયોગવાળી કહી છે. આહારની શુદ્ધિથી સત્વની શુદ્ધિ થાય છે, અને સત્વશુદ્ધિથી નિશ્ચિત સ્મૃતિ થાય છે, એમ **છાંદોગ્ય** ઉપનિષદ્માં જણાવેલું છે, અને વળી લખે છે કે હે **સૌમ્ય,** અન્નમય મન છે, જલમય પ્રાણ છે, અને તેજોમય વાણી છે, એમ પણ **છાંદોગ્ય**માં મન પ્રાણ વાણીને આહારનું પરિણામપણું તથા તેનું પોષણ પણું માનેલું છે. આહારની શુદ્ધિ પોતપોતાની વર્ણાશ્રમ વૃત્તિથી સંપાદન કરેલા અન્ને કરીને અને તે અન્નની ભગવત્સમર્પણ કરવાથી પ્રસાદપણારૂપ ભોજનરૂપે થાય છે. તે **હરિવલ્લભસુધોદય** નિબંધમાં **બ્રહ્માંડ**માં જણાવેલું છે. વળી લખ્યું છે કે. **શ્રીહરિનું** ચરણોદક નિરંતર પાનમાં લેવું. અર્થાત્ પીવું, અને હરિને નિવેદન કરેલું અન્નાદિ ભોજનમાં ગ્રહણ કરવું. તેનું કારણ સર્વ કામની પ્રાપ્તિ માટે તથા આત્માની શુદ્ધિ માટે કરવું જોઇયે, **પદ્મપુરાણ**માં લખ્યું છે કે, **શ્રીમુકુંદાશનનો** શેષ ભાગ જે માણસ દિવસે દિવસે ભોજનમાં ગ્રહણ કરે છે તે માણસને પગલે પગલે સોથી વધારે ચાંદ્રાયણ વ્રત કરવાનું પુણ્ય થાય છે. બીજા દેવનું નૈવેદ્ય જો દ્વિજ (ત્રિવર્ણ) ભોજન કરે તો દ્વિજને ચાંદ્રાયણ નામક પ્રાયશ્ચિત કરવું જોઇયે, અને **કેશવનું** નૈવેદ્ય ભોજન કરે તો સર્વ પાપથી મુકાય માટે જ્ઞાનપક્ષમાં પણ તેને સ્વરૂપના ઉપકાર માટે સ્મરણાદિરૂપ ભક્તિ જરૂર અપેક્ષિત છે, અને સારી રીતે કરવાની જરૂરીઆત છે, માટે ભક્તિજ આત્માની શુદ્ધિ કરવા માટે યથાયોગ્ય ઉપયુક્ત છે. આ બાબતમાં જોઇયે તેટલા પ્રમાણ પુરાવા છે પરંતુ અમો એક દિક્માત્ર બતાવિયે છીયે. ઇતિ **શ્રી વલ્લભાચાર્ય**ના ચરણકમલનો પ્રસાદથી અનેક નિબંધો જોઇ તપાસી એ પ્રકારની શુદ્ધિ સ્પષ્ટ કરી છે. આ પ્રમાણે **શ્રી વલ્લભાચાર્ય**ના ચરણકમલના દાસના દાસ **શ્રી પિતાંબરજી** મહારાજના પુત્ર **શ્રી પુરૂષોત્તમ** મહારાજે સ્પષ્ટ કરેલી દ્રવ્યશુદ્ધિ સંપૂર્ણ —

**॥ इति श्री द्रव्यशुद्धि सटिक समाप्त ॥**

# મારા તરફથી છપાઇ બહાર પડેલાં પુસ્તકો.

| | |
|---|---|
| દ્વારકાં મહાત્મ મૂ. ભાષાંતર. | ૨-૦-૦ |
| શ્રીકૃષ્ણજન્મખંડ ભાષાંતર | ૧-૮-૦ |
| ભોજપ્રબંધ મૂ. ભાષાંતર છ. | ૧-૮-૦ |
| અધ્યાત્મ રામાયણ ભાષાતર. | ૧-૮-૦ |
| રસમંજરી મૂ. ભા. છ. | ૧-૮-૦ |
| વલ્લભદિગ્વિજય ત્રીજી આવૃત્તિ | ૧-૮-૦ |
| મહાભારત અઢારે પર્વનો સાર | ૧-૮-૦ |
| સતીધર્મ-પતિસેવા વિ. ૩૦૦નું | ૧-૪-૦ |
| વ્યવહાર દર્પણ. | ૧-૦-૦ |
| પંચરત્ન ગીતા મૂ. ભા. પૃ. ૧૬ | ૧-૦-૦ |
| આવતાં ૪૦ વર્ષનું ચૈત્રીપંચાંગ | ૧-૦-૦ |
| પુષ્ટિમાર્ગિય દ્રવ્યશુદ્ધિ | ૦-૧૨-૦ |
| પુ. સેવાપ્રકાર સચરિત્ર | ૦-૮-૦ |
| વૈષ્ણવોના બાવીશ ગ્રંથ મૂ.ભા. | ૦-૧૦-૦ |
| દેવી મહાત્મ્યબન્નેભાગ જુદા | ૦-૧૨-૦ |
| સ્તોત્રરત્નાકર મૂ. ભા. છપાય છે | ૦-૧૨-૦ |
| કામિની ચરિત્ર વાર્તા ૪૬ | ૦-૧૦-૦ |
| કામિની ચરિત્રવાર્તા ભા, ૨જો | ૦-૧૨- |
| શ્રીમદ્ ભગવદ્ગીતા મૂ ભા | ૦-૮-૦ |
| ચંડિપાઠ મૂ ભાષાંતર | ૦-૧૦-૦ |
| ઇશાદ્યષ્ટોપનિષદ્ મૂ. ભા. | ૦-૧૦-૦ |
| સદ્વિદ્યાનાંજળી શ્લોક સાથે | ૦-૧૦- |
| બ્રહ્મોત્તરખંડ ભાષાંતર | ૦-૧૦-૦ |
| જામશ્રી વિભાજીજીવનચરિત્ર | ૦-૬-૦ |
| ચંડીપાઠપાનાં તથા ભા જુ. | ૦-૪-૦ |
| ભામિનીવિલાસ મૂ ભા. | ૦-૪-૦ |
| શ્રીવલ્લભાચાર્ય જીવનચરિત્ર | ૦-૪-૦ |
| શિવસ્તોત્ર મૂ. ભા. | ૦-૩-૦ |
| વિષ્ણુસહસ્રનામ મૂ. ભા | ૦-૧-૬ |
| ભીષ્મસ્તવરાજ મૂ. ભા. | ૦-૧-૬ |
| અનુસ્મૃતિ મૂ. ભા. | ૦-૧-૬ |
| ગજેંદ્રમોક્ષ મૂ. ભા. | ૦-૧-૬ |
| રામગીતા મૂ ભા. | ૦-૧-૬ |
| આત્મબોધ મૂ. ભા. | ૦-૧-૬ |
| તત્વબોધ મૂ. ભા. | ૦-૧-૬ |
| વિદ્યાર્થીનો સાથી | ૦-૧-૬ |
| વાસવદત્તા એક પ્રેમી વાર્તા | ૦-૧-૬ |
| જ્ઞાનોપદેશ વાક્યાવળી | ૦-૧-૬ |
| શૈવસુધાકર ચંદ્રિકા. | ૦-૧-૬ |
| જયશંકર મહિમન મૂ. ભા. | ૦-૧-૦ |
| કૈવલ્યોપનિષદ્ મૂ. ભા. | ૦-૧-૦ |
| શીવકવચ મૂ. ભા. | ૦-૧-૬ |
| શીવસહસ્ર નામાવાળી | ૦-૧-૬ |
| શિવરક્ષા મૂ ભા. | ૦-૧-૦ |
| શુકરંભા અને રાધાકૃષ્ણ સં. | ૦-૧-૦ |
| સૂતક નિર્ણય. | ૦-૦-૯ |
| નારાયણ કવચ. રામરક્ષા. | ૦-૦-૬ |
| શબ્દરૂપાવળી સંસ્કૃત | ૦-૦-૯ |
| શિવપૂજન અને પાર્થિવ પૂ. | ૦-૦-૬ |
| રેલ્વેનો ભોમીઓ | ૦-૦-૬ |
| પૈસા કમાવાનાં સાધન. | ૦-૦-૬ |

આ સઘળાં પુસ્તકો મુંબઇમાં પંડિત નારાયણ મુળજી તથા જેઠારામ મુકુંદજીને ત્યાંથી તથા અમદાવાદમાં મહાદેવ રામચંદ્ર તથા ઝવેરભાઇ અને કચ્છ, કાઠીઆવાડ શહેરોના નામીચા બુકસેલરોને ત્યાંથી મળશે.

આ શિવાય દરેક જાતનાં પુસ્તકો, પંચાંગો અને ડાયરીઓ મારે ત્યાંથી રોકડી કિંમતે મળશે અને બહારથી મંગાવી આપવામાં આવશે.

**વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.**

પુ. પ્ર. જામનગર.


ઉષ્ણકાળ
ના
શિંગાર
ચિત્ર.


શીતકાળ
ના
સિંગા
રનું ચિત્ર


ઉષ્ણકાળના
ગવાલનું
ચિત્ર.


શીતકાલના
ગ્વાલનુ
ચિત્ર.


શીતકાળનો
રાજભોગ
નું ચિત્ર


ઉષ્ણકાળના
રાજભો
ગનું ચિ
ત્ર.



ઊષ્ણાના ઊત્થાપન.



શીતના ઊત્થાપન.



ઊષ્ણકાળના ભોગનું ચિત્ર



શીતકાળના ભોગનું ચિત્ર.



ઊષ્ણકાળની સંધ્યાનું ચિત્ર.



શીતકાળની સંધ્યાનું ચિત્ર.








પ્રબોધનીના.
સિંગારનું ચિત્ર.








ગુસાંઇજીના
ઓછવ સિં
ચીત્ર.


મકરસંક્રાંતિ
ના સિંગારનું
ચિત્ર.



श्री वल्लभोजयति.

# સેવા પ્રકાર.

## અશુદ્ધ વસ્તુના સ્પર્શથી દેહ શુદ્ધીનો પ્રકાર.

### ઉત્તમ અમેધ્ય.

લાલોપજીવીમાં સુપડું, મંદિરની સાવરણી, કાનનો મેલ, અપ્રસમાં દૂધ જળ પીઈએ, ફળ વિગેરે ખાઇ, છીંક આવે, વાસરે (તો ધોતી બદલવી) પક્ષીમાં છીપા ખબુતર, ચિડીયાં, ભાંડભવૈયાના લોકીક મુખપરસ જોડા સુકા ચામડાના ધોતીથી નીચેપર ભીંજેલી ભૂમીને અશુદ્ધ જળથી સ્પર્શ વરસાદનો કીચ, ગામનો કચરો, દીવો, થોડી નિદ્રા, બિલાડીનું અંગ, અને ભૂમિ અગ્નિથી લાગેલી આ સર્વે બાબતના સ્પર્શથી માત્ર બગડેલું અંગ ધોઈ આચમન ૧૬ કરવાથી શુદ્ધિ થાયછે.

### ૨ પ્રકાર મધ્યામેધ્ય.

સ્ત્રીઘાતી, બાલઘાતી, સ્ત્રીસંગ, ધ્વજા, બિલાડીનું પૂંછ, ખરચુવાળો, રોગી ઊંટ, ગધેડો, નિષેધ જળ, કામ, ક્રોધ, ઘણી નિદ્રા, પરનિંદા, દ્વેષ, મળીનો સ્પર્શ, લીલું ચામડું, થુંક, લીંટ, (સેડાં) ભૂમિ અગ્નિ વિષે લાગ્યા વિનાનું ઠીકરૂં, ચાંડાળની છાયા, કૂતરો, દેવદ્રવ્યજીવી, દેવદ્રવ્યગ્રાહી, ગામોટ પાડેલા વાળ,સૈવ, સર્પ, પાડેલા નખ, બૌધ,નિરીશ્વરવાદી,ભસ્મધારી,રૂદ્રાક્ષધારી કપાલીક, તસ્કર, જાતબાહાર, નીચવર્ણ, જુઠું અન્ન તથા જળ, શ્વાનપાલક, ચિત્રો, વાઘ, કુકડો, ગીદ્ધ, ઘુવડ, વાંદરો, ચીંથરૂં, સ્તનનું દૂધ, હજામતવાળો, સુતકી કોગળાનું જળ, જાજરેલ ગ્રહણના પાત્રને સ્પર્શ કરનારનો સ્પર્શ, બાહારની સાવરણી, વેશ્યા, તથા વિષ્ટા, આ સર્વેના સ્પર્શથી માત્ર સ્નાન કરવું પડે. અને વસ્ત્રને પ્રોક્ષણ કરી લેવાથી શુદ્ધ થાય છે.

### ૩ અધમમેધ્ય.

મુએલાં જીવ, સ્મશાનમાં અજાણે સ્પર્શ સ્મશાનના વૃક્ષ, રજસ્વલાનો સ્પર્શ મહા પાતકી સૂઆવડી, શબનો સ્પર્શ અજાણે ચિતાનો ધુમાડો, ચિતાના કાષ્ટ ગ્રહણમાં રહી ગએલા અશુદ્ધ પાત્ર, મધ, મધ્યપાત્ર, મધનો વેચનાર, તાજું હાડકું ચાંડાળ, રજસ્વલાનું રૂતું, વિષ્ટા, પશુપક્ષીમાં ગાયાદી બાદ કરી બાકી જનાવરની વિષ્ટા, ધોબી, મોચી, ઘાંચી, નટ, શુક, ગાયનું મુખ, છાબકી, ગીદ્ધ, કાગડો, છછુંદર, અને જેની દેહશુદ્ધી લખી છે તેનોં સ્પર્શ તથા મૂત્ર, વમન, હજામત, બ્રહ્મહત્યારો, ગૌહત્યારો, પારસી, મુસલમાન, ક્રિસ્તાન, મ્લેચ્છ, એ સર્વે બાબતના સ્પર્શથી સચૈલ સ્નાન કરવું.

### ૪ અધમોધમ અમેધ્ય.

રંધાએલો જીવ, ગાય બ્રાહ્મણનું રૂધીર. અથવા જે સ્થાન કે ગાય બ્રાહ્મણની હત્યા થઇ હોય વગેરે જગ્યા. આ માટે હોમ વ્રતાદિક કરવાં પડેછે.

---:o:---

## દેહ શુદ્ધી અસુદ્ધ વસ્તુના સ્પર્શથી રજસ્વલા આદી અશુદ્ધ વસ્તુ સ્પર્શથી દેહને પવિત્ર કરવાનો પ્રકાર જાણવાની રીતી.

| | જાણુ તથા અજાણથી | પહેલો ઉત્તમમેધ્ય લાલોપજીવી આદી. | બીજો મધ્યમમેધ્ય ગળી દીવો વગેરે. | અધમ અમેધ્યમરેલાજીવ રજસ્વલા આદિ. | અધમો અમેધ્ય રંધાયેલા જીવ વગેરે. | આ સર્વે નાર પર્શથી. |
|---|---|---|---|---|---|---|
| પહેલો સ્પર્શ કરનાર તથાતેનાવ ગ્નનેસ્પર્શ | જાણથી | અંગ ધોઇ આચમન. | સચૈલ સ્નાન. | સચૈલ સ્નાન નદી તળાવ. | સચૈલ સ્નાન અડકેલું અંગ ધોવું. | પ્રોક્ષણ. |
| બીજો,, | ,, | ૦ | સ્નાનને વતીસોપાપ્રો | સચૈલ સ્નાન નદી તળાવે. | સચૈલ સ્નાન નદી તળાવે. | પ્રો. |
| ત્રીજો,, | ,, | ૦ | આચમન. | સચૈલ સ્નાન નદી તળાવ | સચૈલ સ્નાન નદી તળાવે. | પ્રો. |
| ચોથો,, | ,, | ૦ | ૦ | સ્નાન વસ્ત્ર પ્રોક્ષણ. | સ્નાન વસ્ત્ર પ્રોક્ષણ. | પ્રો. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પાંચમો. | ,, | ૦ | ૦ વસ્ત્રનેપ્રોક્ષ | આચમન. | આચમન. | પ્રો. |
| છઠો. પહેલો,, | અજાણથી | બગડેલું અંગ ધોઈ આચમન. | સ્ના. વસ્ત્ર પ્રો. | સચૈલ સ્નાન નદી તળાવે. | સ્નાન વસ્ત્ર પ્રોક્ષણ. | પ્રો. |
| બીજો,, | ,, | ૦ | આચમન. | સ્નાન વસ્ત્ર પ્રોક્ષણ. | આચમન. | પ્રો. |
| ત્રીજો,, | ,, | ૦ | ૦ | આચમન. | ૦ | પ્રો |
| ચોથો,, | ,, | ૦ | ૦ | ૦ | સચૈલ સ્નાન. નદી તળાવે. | પ્રો. |
| હવે લાકડી વગેરેસ્પર્શ | ,, | આચમન | સ્નાન વસ્ત્ર પ્રોક્ષણ. | સચૈલ સ્નાન નદી તળાવે. | સચૈલ સ્નાન | પ્રો. |
| બીજો ,, | ,, | ૦ | આચમન. | સચૈલ સ્નાન નદી તળાવે. | સ્નાન. | પ્રો. |
| ત્રીજો ,, | ,, | ૦ | ૦ | સ્નાન. | આચમન. | પ્રો. |
| ચોથો ,, | ,, | ૦ | ૦ | આચમન. | સ્નાન. | પ્રો. |
| લાકડી સ્પર્શપેહેલાને | અજાણથી | ૦ | સ્નાન પ્રોક્ષણ. | સ્નાન. | સ્નાન. વ. પ્રો. | પ્રો. |
| બીજો ,, | ,, | ૦ | આચમન | સ્નાન વસ્ત્ર પ્રોક્ષણ. | આચમન. | પ્રો. |
| ત્રીજો ,, | ,, | ૦ | ૦ | આચમન. | ૦ | પ્રો. |
| ચોથો. ,, | ,, | ૦ | ૦ | ૦ | ૦ | બાળકની શુદ્ધિ. |

આ ઉપર જણાવ્યા પ્રકારમાં સ્નાનની વિધી પાને છે. તે પ્રમાણે દિવસનો સ્પર્શ થએલાને દિવસે નહાવું અને રાત્ર સ્પર્શ થએલાને રાત્રે નહાવું વળી ફરી સવારે નહાવું તથા ૪ વર્ષની અંદરના બાળકને પ્રોક્ષણ

કરવું બગડેલું અંગ અને વસ્ત્ર ધોઇ સંદેહ ટાળીને નહાવું.

## સર્વેને સ્નાન વિધિ.

| | |
|---|---|
| સબ સ્પર્શ તથા દાહ તથા વહન સુતકી ઉપર. | સુતક નિવૃત્તિ વખતે નદી તળાવે નાચે લખ્યા પ્રમાણે સંદેહ ટાળીને નહાવું. |
| સ્ત્રી સંગ દીવસ. | ૧૬ કોળા કરવા. |
| સ્ત્રી સં ૮૧૨૪૧ ૩૦ વિ.ઋ. | ૧૬ કોગળા અને શ્રાદ્ધમાં ૧ ઉપવાસ |
| પંડે ખરચુ યુક્ત. | ૩ વખત એક ડાબો હાથ ધોઇ, ૬ વખત હિકર માટીથી ધોવા નાવું. |
| ઉલટી જમવા વખતે થાયતો | ૧૬ કોગળા કરવા ત. નહાવું. |
| હજામત. | સંદેહટાળી૧૫કોગળાકરીપ્રનહાવું |
| પંડે રજસ્વલા તથા સુવાવડી | આમળા,અરીઠાથી તાતે જળે અંગ ચોળી સં.ટા. ૧૬કો. ના. |
| પંડે પીડરૂ યુક્ત. | ઉપર પ્રમાણે. |
| સ્વ સુતકી. | નિવૃતિ વખતે ઉપર પ્રમાણે સચૈલસ્નાન. |
| પંડે રોગી. | ૧૬ કોગળા સ્નાન ઉપર પ્રમાણે |
| અમેધ્ય સ્પર્શ વગેરે | ૩ વખતબગડેલું અંગ માટીથી ધોઇ ઉપર પ્રમાણે સ્નાન |

## હવે આ ઉપર લખ્યા તેને તથા આગળ જણાવ્યા પ્રમાણે સર્વેને સ્નાનવિધિ.

પ્રથમ સુતકવાળાને નિવૃતિ વખતે તથા અશુદ્ધ વસ્તુના સ્પર્શથી તેજ વખતે નહાવું તથા રજસ્વલા આદિને નિવૃતિ વખતે નદી તળાવે જઇને જેના જેના કોષ્ટકમાં લખ્યા પ્રમાણે અંગ ધોઇ સંદેહ કાઢી હાથ પગ ધોઇ ૧૬ કોગળા કરી, લુગડાનો સંદેહ ટાળી પછી સચૈલ અથવા ઉપર ઉપર કહેલી રીત પ્રમાણે નાહવું. જો નદી તળાવ ન હોય તો ઉના જળથી નવરાવનારને છાંટો ન પડે તેમ ઉપર લખ્યા પ્રમાણે નાહવું. દિવસનો અડકેલો દિવસે નાહ્ય, અને રાતનો અડકેલો દિવસના લાવેલા જળથી રાત્રે નાહ્ય, વળી સોના પાણીથી નાહી અગ્નિનો સ્પર્સ કરી તથા અગ્નિની શાક્ષીથી નાહવું. સબ સ્પર્શ વાળાને નદી તળાવે નાહવું બ્રાહ્મણને આગળ લખ્યા પ્રમાણે દેહશુદ્ધી કરી વિશેષમાં પ્રાણાયામ કરવું, બીજાવર્ણને ભગવત સ્મરણ કરવું, રાત્રે નાહવું પડે તેને ફરીથી સુર્યોદય વેળા નાહવું. પણ રાતે અસુદ્ધીપણે સુઇ ન રહેવું. કારણ તે વખતે ન નાહ્ય અને એક પોહોર

વિતી જાય તો છ ગણો દોષ વધે છે. ધાવણા બાળકને નવરાવવું નહીં, સાક્ષાત સ્પર્શ થયો હોયતો તેનું બગડેલું અંગ ધોઇ સોનાપાણીથી પ્રોક્ષણ કરવાથી શુદ્ધ થાયછે.

## પેટમાં દુષ્ટ અન્ન જળ તથા જમવા વખત દુષ્ટનો સ્પર્શ.

| | | |
|---|---|---|
| દુષ્ટ જલ | પીનાર | બે અપવાસ કરાવી પંચગવ્યનું ફરાળ કરાવી, એક નિર્જળા વ્રત કરાવી બ્રહ્મભોજ ગૌગ્રાસાદી કર્યાથી શુદ્ધ થાય છે. |
| દુષ્ટ અન્ન | ખાનાર | કૃચ્છચાંદ્રાયણ તીર્થયાત્રા કરી બ્રહ્મભોજ તથા પ્રાયશ્ચિત દાન કરાવ્યાથી શુદ્ધ થાય છે. |
| જીુઠણ મોઢે | દુષ્ટનો સ્પર્શ. | એક ઉપવાસ નિર્જળા, બીજે ઉપવાસ ફરાળ યુક્ત કરી ત્રીજે દીન દો પંચગવ્યાપાન કરી ચરણામૃત ગંગાયમુનોદકથી શુદ્ધ થાય છે. આ વખત અધમમેધ્ય ને સ્પર્શ થાય તો ઉપર જણાવ્યાથી બમણું કરવું. |

## દ્રવ્ય શુદ્ધી તથા સુતક નિર્ણયમાં જણાવેલી અશુદ્ધ વસ્તુના સ્પર્સથી કેટલે ઠેકાણે દોષ આવતો નથી? તેનો તથા પાત્રાદિક પણ અભડાતાં નથી તે બાબતની સમજણ.

તીર્થ, વિવાહ, સંગ્રામ તથા દેશમાં જ્યારે ઊપદ્રવ હોય ત્યારે અને અગ્નિભય, મહાદુષ્ટ, ક્રોધ, પીડા, ભય, માતા, પીતા, ગુરૂ આજ્ઞા વખતે તથા ઓછવમાં, યજ્ઞમાં, મંદિર પાંસે દર્શનમાં ગાય તથા બ્રાહ્મણ વગેરે જીવને ઊગારવામાં, ગૌશાળા અને ગૌ ખુરીમાં અને તેલના ધાણી, શેરડીના અખાડામાં તથા રાજ દ્વાર વગેરે જગાએ કંઈ બાધ લાગતો નથી.

## હવે જે પવિત્ર વસ્તુ છે તેનો પ્રકાર.

ઘોડા તથા બકરાનું મુખ, મોઢાવિના ગાયનું અંગ, બ્રાહ્મણનું અંગ તથા પગ, ( તેમાં જમણો પગ અતિ પવિત્ર છે. ) ગૌ માતાનું ગોબર, મધની માખી તથા ગૌ મુત્ર એ સર્વે પવિત્ર છે. વળી ફુલેલાં વૃક્ષમાં સરસવ, આકડો, પદ્મ, આંબલી, હળદર, પીપળો, ચંદન ખાખરો, ખેર, તુલસી, ધાવડી. વડ, તે પવિત્ર છે, રસમાં મધ તથા ઘી ધાતુમાં સોનું. તૃણમાં દર્ભ, દુર્વા, અઘેડો એ પવિત્ર છે કણમાં તીલ, કાંગ, જવ, શરશવ તથા અક્ષત પવિત્ર છે. તેમજ ફળમાં આંબા તથા જળ પ્રવાહ અને તિર્થોદક પવિત્ર

છે વળી વાયુથી ઊડેલી તથા ગાય ઘોડા, રથ અને દાણાની રજ પવિત્ર છે. તેવીજ પુત્ર રજ પણ પવિત્ર જાણવી જળનો છાંટો વાયુથી ઊડેલો પવિત્ર છે તથા જંત્ર, શેરડો, ખજુર વગેરે ( એક મદીરા બાદ કરવા ) બાકી સર્વે પવિત્ર છે અને સર્વ વસ્તુની ખાણ ગાય દોહવાનું પાત્ર, ધાવતું બાળક ( વસ્ત્ર વગરનું મૃગ ચર્મ, સિંહ ચર્મ, [ વાઘ, દિપડા ] હીરાગળ વસ્ત્ર, કંતાન, ઉન, તાઠ, વનકળ, ( વૃક્ષની છાલ ) અને કર કારીગીરીથી ઉત્પન્ન થએલી વસ્તુ તથા બજારની ચીજ અમેધ્ય લાગ્યા વગરની તે સર્વે ચીજો પવિત્ર ગણાય છે. માટે ઉપર જણાવેલી જણસોમાં શુધ્ધતા કરવી પડતી નથી. માત્ર જે ઠેકાણે કોઇપણ જાતનો સંદેહ જણાય તેટલો ભાગ તેનો ત્યાગ કરવો પડેછે.

## અશુદ્ધ વસ્તુના સ્પર્શથી પાત્રશુદ્ધિનું કોષ્ટક.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| સર્વે પાત્રને સરસવના ખળથી ધોઇ ગાયના શિંગનો સ્પર્શ કરવો. | આ પ્રકાર એક અડકો ને બી. અ. ત. તૃ. | ઉત્તમ અમેધ્ય પાને છે લાલોપ-જીવો આદી સ્પર્શથી. | બીજો મધ્યમપા. છે ગળીચ માદીક સ્પર્શથી પાત્રની શુદ્ધિ | ત્રીજો અધમમેધ્યચાબાકીથી મોટા મરેલાજીવના સ્પર્શથી પાત્રની શુદ્ધિ. | ચોથો અધમોધમ અમેધ્યરંધાએલા જીવના. થી. પા. શુ. | પાંચર મલે છે આ. ગાઇ બવી. જા. ત. તે. રૂધીત. સબ વ. થી. |
| જેવા દોષ તેવા સંસ્કારની રીત | પેલો બી. જાનેસર. | ૧ સંસ્કાર | ૨ સંસ્કાર | ૩ સંસ્કાર. | ૪ સંસ્કાર | ૫ સંસ્કાર. |
| સોનાના પાત્રની શુધ્ધિ. | ૧। ૨। ૩ શુધ્ધિ. | માંઝીધોવું. | માંઝીધોવાં | તપાવી માંઝી ધોવા. | ગોમુ૭દીરા તપા. મા. ધો | ફરી ક. અ. પાં. વસા. ક |
| રૂપાના પાત્રની શુધ્ધિ. | ૧। ૨। ૩ ,, | માંઝીને ધોવાં. | ,, સોનાના પાણીથી ધોવાં. | ,, સોનાના પાણીથી ધોવું. | ગોમુ ૭ દી. મા. ધોવાં. પ્રો. | ,, |
| કાંસાના પાત્રની શુધ્ધ. | ૧। ૨। ૩ ,, | તપાવીલાલ થાય પછી ધોવાં. | થોડા તપાવીલુણ ખ. સા. ક. | છોલાવી લુણ ખટાઇથી ધો. | કાઢી નાંખવા. | કાઢી નાખવા. |
| તાંબાના પાત્રની શુધ્ધિ. | ૧। ૨। ૩ ,, | માંઝીને ધોવાં. | ,, | ,, | ફ. ક. ને ૭ દી. ગો. ૨। લુ. બો. | ફ. ક શન હો. તો. પાં. વ. સા. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પીતળના પાત્રની શુદ્ધ. | ૧ ૨ ૩ ,, | માંઝી ધોવાથી બ કામઆવ. | ,, બાર કામ આવે | ,, બાર કામ આવ. | ઉ. પ્ર કરવાથી બા કા. આ. | ઉ.પ્રકારવાથી ૨ કામ માં આ. |
| કલીના પાત્રની શુધ્ધી. | ૧ ૨ ૩ ,, | છોલાવીમાંઝીને ધોવાં | છોલાવીગૌમુત્રથી ધો. | સરસવના ખડથી ધોવાં. | કાઢી નાંખવા. | કાઢી નાંખવા. |
| લોઢાના પાત્રની શુદ્ધિ. | ૧૨૩૪ ૫ ,, | લુણ ખટાસથીમાંઝી તપાવવાં. | અગ્નીમાં તડાઘ કા.સા.ક. | છો.લુ. ખ માંત સાફ કરવાં | ચો.ત. લુ ખ. મા. | ચો. લા. ૩ ફેચોણ.લુખ. માં. |
| લાકડાના પાત્રની શુદ્ધિ | ૧ ૨ ૩ ૪ ,, | છોલાવી ધોવાં. | છો. વ.ગૌ. મુ.સા બા કા. આ. | કાઢી નાંખવા. | કાઢી નાંખવા. | કાઢી નાંખવા. |
| મૃતીકાના પાત્રની શુદ્ધિ. | ૧ ૨ ૩ ,, | ખુબ તપાવી સાફ ધોવાં. | કાઢી નાંખવા. | ,, | કાઢી નાંખવા. | કાઢી નાંખવા. |
| પથ્થરના પાત્રની શુ. | ૧૨૩ ,, | વેલુથી ઘસી ધોવાં. | ૭દી.ભુ. રાખી ઘસીને ધોવાં. | ઘસીને ધોવાં ૭ ભુમીમાં. | કાઢી નાંખ બાર કામ કામઆવે. | બારકામમાં આવે. |
| શંખના પાત્રની શુ. | ૧૨૩ ,, | ગૌમુત્રથી ધોવાં | છોલાવીગૌમુત્રથી ધો. | છો. ગૌમુ. ધો. પ્રભુસ્મરણ. | કાઢી નાખવા. | કાઢી નાંખવા. |
| શીંગના પાત્રની શુ. | ૧૨૩ ૪૫ ,, | છોલાવી ધોવાં | બાર કામ આવે. | બાર કામ આવે. | ,, | ,, |
| તુંબડીવાશંખ તે ભુમીઉપરન હોય તા પ્રો. | ૫ ,, | એકદીવસ ગૌ મુત્રમા રાખી૭ ફેરા ધોવાં. | કાઢી નાં. | કાઢી નાંખવાં | ,, | ,, |
| દાંતના પાત્રની શુ. | ૫ ,, | ગૌમુત્રથી ધોવાં. | છોલાવીગૌમુત્રથી ધો. | સાત દી. ભુમીરા.સાફ કરવાં. | ચો.સા.ભો. ગોમુ.ધો. | ,, |
| કાચનાપાત્રની (તે માટી જેવા છે) શુ. | ૭ ,, | કાઢી નાંખવા. | કાઢી નાંવા. | કાઢી નાખવાં. | કાઢી નાંખવા. | ,, |

ઉપર લખ્યા પાત્રની શુદ્ધિ દેશકાળ સમૃધી પ્રમાણે કરવી અસામ-

ર્થને થોડે સંસ્કારે શુદ્ધિ થાય સમર્થને પુરા સંસ્કારથી શુદ્ધિ થાય એમ વિચારવું કે આ ધણીથી આ વસ્તુ ફરી બને એમ નથી તો થોડા સંસ્કારે શુદ્ધિ કરાવવી.

## અભડાએલા વસ્ત્રાદીકની શુદ્ધતાનું કોષ્ટક.

| જે જાતની અશુદ્ધ વસ્તુના સ્પર્શથી જેવી જાતની વ છોવાણી તે શુદ્ધિ. | ૧। ૨। ૩ ને પરશની શુદ્ધિ. | ઉ. અમેધ્યાલાલોપજીવી આ દી તે રશથી શુદ્ધિ | બીજો મધ્યમ મેધ્ય ચામડુ વગેરે પરસથી શુદ્ધિ. | ત્રીજો અધમ અમેધ્ય જીવ આદી પાપછે તે પાપથી શુ. | ચોથે અધમોધમ અમેધ્ય• જીવ રંધાએલા તે ૧૦ છે તે ૫. શુદ્ધિ. | ગાય બળી જાય તથા બ્રા- હ્મણનું રૂધીર પડેલું તથા મ્લેછ વ. આ. પા. છે. |
|---|---|---|---|---|---|---|
| સુતરૂ વસ્ત્ર ધો ચેલાની શુદ્ધિ | ૩ | ધોવું તથા પ્રોક્ષણ. | સંદેહકા ધોવું. | ખારા વ.ઉ નાજળથો. | બાહેર કામમાં આવે. | કાઢી નાંખે. |
| સુતરૂ વસ્ત્ર વ- ગેરે ધોયેલા માંડ કાઢેલાની શુદ્ધિ. | ૩ | પ્રોક્ષણ. | સં. કા. પ્રો. | ડાગન હોય તો કુશોદક નું પ્રો. | તાતા જળથી ધોવી સંદેહ કાઢે. | સં.કા.ના. બા. કા. આવે. |
| રંગેલા વસ્ત્રની શુદ્ધિ. | ૩ | ઝાટકીને સુકવે. | સં.કા.બા પ્રોક્ષણ | ડાગન હોય તો પ્રો. કુ. | સં. કાઢે પ્રો. | ,, |
| રેશમી વસ્ત્રની શુદ્ધિ | ૩ | સુકવે. | ડાગ કાઢી પ્રોક્ષણ | સં.હોય તો ધોવું. | સં. લા. હોય ધો. ને સુકવું | સં.કા. પ્રોક્ષણ કરવું. |
| ઉન વસ્ત્રની શુદ્ધિ. | ૩ | સુકવે. | ,, | સં.ન હોય તો. પ્રો. | બગડેલું ડાઢી થીગડી દેવી. | ,, |
| કંતાન વસ્ત્રની શુદ્ધિ. | ૩ | ઝાટકી સુ- કવે. | ,, | સં. કા. ન થીગડીઆ | સં. કા. નવી થીગડી આપે. | સંદેહ કા. ધોવું |
| ૧ માણસથી ન ઉઠે એવા મો. વ. શુ. | ૩ | પ્રોક્ષણ. | ડા. કા. સુ. પ્રોક્ષણ. | સં. કા. ન. થીગડીનાં- ખા પ્રો. | સે. કા. નવી થીગડી આપી પ્રો. કરવું. | સંદેહ કા. પ્રો. |

## અશુદ્ધ વસ્તુના સ્પર્શથી રસશુદ્ધિનું કોષ્ટક.

| આ વસ્તુ એક માણસથી ન ઉપડે તેમાં અમેધ્યવસ્તુ પડે તો અશુદ્ધ વથી ૪ ગ. કા. બા. પ્રો. | સ્પર્શ કરેલો ૧૨૧૩ શુદ્ધ અશુધ થાય. | પેલો ઉતમમેધ્ય લાલોપજી. વી આદી પા. છે તેના પથી. શુ. | બીજો મધ્યમમેધ્ય ગળીચર્માદી પા. તેના સ્પર્શથી શુ. | ત્રીજો અધમમેધ્ય પા. તેનાસ્પર્શથી શુદ્ધિ. | ચોથા અધમોધમ અમેધ્યજીવરબાય તે પા. છે તેના પ. થી. શુ. | પાંચમો ગાય બ્રાહ્મણ બળી જાય તથા તેના રૂધીરના સ્પર્શ પા. તેની શુ. |
|---|---|---|---|---|---|---|
| ઘીની શુદ્ધિ. | ૩ શુદ્ધિ. | તાવવું. | તપાવી બીજા પાત્રમાં ગળી લેવું. | તાવી ગાળી બીજા પાત્રમાં લે | ચોથો ભાગ કાઢી નાંખી ચાર ફ઼. તા. લે. | ૪ ભાગ કાના ત. ગા. લેવું. |
| તેલની શુ. | ૩ શુ. | તપાવવું. | તપાવી બીજા પાત્રમાં લેવું. | તપાવી ગાળી બીજા પાત્રમાં લે. | જીવથી ચોગણો કા. તપાવીગાળી લેવું. | ,, |
| મધની શુ. | ૩ શુ. | તપાવવું. • | ,, | તપાવી ચારણીથી ગાળી બીજા પા. લેવું | અશુદ્ધ વસ્તુથી૪ભાગ કા. ત. ગાળવું. | ૪ભાગ કા. ના.અ.સ્પ. કરવો. |
| ગોળની શુ. | ૩ શુ. | ૪કોરે અગ્નીધાસનો પ ક. | અગ્નીસ્પર્શ તથાપ્રો. | અગ્નીસ્પર્શ પ્રો.માર્જન | અશુદ્ધ વ. ૪ગણું કા. ત. ગા. લે. | ૪ભાગ કા. ના.અ.સ્પ. ત. પ્રો. |
| ખાંડની શુ. | ૩ શુ. | અગ્નીસ્પર્શ | ,, | ધોઇ લેવી. | ધોઈ ખુરૂ કરવું. ગા. | ૪ભાગ કા. ના.ધો. ગા. ખુરૂ કરવું. |
| દહીં, દુધની શુ. | ૩ શુ. | બીજા પાત્રમાં લેવું | ,, | દહીમાંથી છાષ કાઢી નાંખી દુધ નોમાવોક | ચાર ભાગ કાઢીનાંખી માખણુ લે | ૪ભાગ કા. નાં છાષકા. ના.મા. લે. દુધ ૪ ભા. મા. કા. |

ઉપર લખ્યા સર્વે ૧૬ શેરથી ઉપર હોય તો પડેલી વસ્તુ અશુદ્ધ વસ્તુથી બમણી કાઢી નાંખતાં બાકી કોષ્ટકમાં લખ્યા પ્રમાણે શુધ્ધી કરવી. અને થોડું હોય તો ૪ ભાગ કાઢી નાંખી શુધ્ધી કરવી.

### ભીંત તથા ભુમી અશુધ્ધ વસ્તુના સ્પર્શથી શુધ્ધતાનું કોષ્ટક.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| જે જે અશુદ્ધ વસ્તુના સ્પર્શ ત. જેજે વ. શુ. તે. | ૧૨ ૧૩ સુધીની શુ. | ઉતમ મે. લાલોપજી વીપા છેતે પથી શુ છે. | બીજો મ. મે. ગળીચ-માદીક પા છે. શુ. | ત્રીજો અ. મેધ્યઅ. મરેલા જીવ આદી પા. છેતે પ. સુ. | ચોથો અ ધમોધમ અ રંધાએ લાદિ પા. છેતે. પ શુ. | પાં. ગાયબ્રાહ્મણબળીજાયત. તેના રૂધીર પ. પા. સુદ્ધી. |
| પાકી ભુમીની શુદ્ધિ. | ૩ સુધી | ધોવી. | ઉના જળથા ધોવી | સંદેહને ઉના જળથા ઘસીને ધે. | છોલાવી ધોવી. | ફરી છો કરાવી અગ્નીસ્પ. બ્ર. પ્રતિષ્ટા. |
| કાચી ભુમીની શુ. | ૩ સુ. | લીંપવી | લીંપી ગોમુત્રછાંટવું | સંદેહકાઢી લીંપવી. | ચારતસુજમીન ખોદી ફરી લીંપ. | જમીન ખોદી તેમૃતીકા કાઢી નવીમૃ. પુરી ક |
| કાચી ભીંતની શુ. | ૩ સુ. | લીંપવી ગોમુત્ર. | લીંપી ગોમુત્ર. | સંદેહકાઢી નાખી લીં. ગોમુ. છાં. | ગાર ઉખેડી નવી ગાર કરી ગોમુત્ર છાંટવું. | ચારતસુજમી. ખો. કા. નવીમૃ પુરી લીં. ગો. |
| પાકી ભીંતની શુ. | ૩ સુ | ધોવી | ઉના જળથી ધોવી. | સંદેહકાઢી ઉના જળથી ધોવી | સંદેહ કા. ધો. અગ્નીસ. પ્રો. | છોલાવી તાતા જળથી ધોવી દાન હોમ પ્ર. |
| આ ઠેકાણે ભુમી પવિત્ર છે. | **ગૌશાળા, હયશાળા, ગામથી સો વાંસ છેટી શહેરથી ચારસે વાંસ છેટી, તીર્થની લીપ્યા વિનાની કોરી ઇત્યાદિક જમીન પવિત્ર છે.** | | | | | |

### જળાશય તથા જાજરેલ લાકડાંની શુધ્ધિ જાણવાનું કોષ્ટક.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| જેવી અમેધ્યનો સ્પ. જે જે વસ્તુનેલા સુદ્ધ કરવાનો. | ૧૨૧ ૩૧ સ્પ. શુ. | ઉપર લખ્યો ઉતમ અમેધ્યપા. તેથી સુ. | ઉપર લખ્યો મધ્યમમેધ્યપા. સ્પર્શ. લી | ઉપર લખ્યો અધમ અમેધ્ય પા. તે સ્પ. શુદ્ધી. | ઉપર લખ્યો અધમોધમ અમેધ્ય પાને તેપ. થી. શુ. | ઉપર લખ્યો ગાય બ્રા. બળે તથારૂધીરામ્લેચ પા. શુ. |
| લાકડું જાજરેલ તથા મારગની વસ્તુ સુસમેટલ. | ० | એક માણસથા ઉઠે તેને પ્રોક્ષણ ગા. ધોવું. | ધોવું. ૧૬ સે. સુ. | પ્રોક્ષણ છે. લાવીને. | છોલાવીધોવી પ્રો. ક. | સંદેહથી ચાર ગણુંધોઈ પ્રો. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પ્રવાહ યુક્ત નદીની સુ. | ૦ | વીશ કરમ ચાલે તે સુદ્ધ છે. | ચ લીસ કરમ ચાલીનેજલ ભ. | ૫૦ કરમેની ભરવું દશઘડાકાઢીનાખીને. | સોઘડા કાઢી ભરવું. | ઉપર વાસથી ભરવું. |
| તળાવ સો કરમનું. | ૦ | વીશ કરમ ચાલી જલ ભરવું. | દુર્ગંધી ન આવે ત્યાંથી ભરવું. | જળનો રંગ બગડેલો હોયતો નહીં ભરવું. | સારો રંગ હોયતો સો ઘડાકાઢીભરવું. | ત્યાંઅંભોજ ઉપર લખ્યા પ્રમાણે શુદ્ધિ કરીને કરવે. |
| નાનું જળાશય વીશ કરમ ચાલતું. | ૦ | સોઘડા કાઢી ગંગાજી પધરાવે | બસો ઘડા કાઢી નાખી ગંગાજી પ. | સરવે જલ કાઢીને ગંગાજી પધ. | સર્વેજલ તથા મૃતિકા કાઢી ગંગાજીપધરાવે. | નહીંકામઆવે. |
| નાનું જલાશય બંધ ૧ ગાયજલપીતાં વધે તે ટલું. | ૦ | નાનું જલાશય આઠ લોટા કાઢીને નાંખવું. | સર્વે જલ કાઢીને નવું ભરવું. | નહીં કામ આવે. | નહીં કામ આવે. | ” |
| ઇટથી બંધાવેલ કુવાની સુ. | ૦ | એક ગાય પીતાંવધેતે શુદ્ધ. | ઉલેચી નવું જલ આવે શુદ્ધ. | ઉલેચી નાખીમૃતિકા કાઢી શુ. | ઉલેચી સંદેહકાઢીગંગોદક પ. | મુકી દેવું. |
| વગરકાળે વરસાદના જળની શુ. | ૦ | પડખાં ધો. | સર્વેજલકાઢવું | સર્વેજલકાઢી અસીથી પડખાં ત ગંગોદક. | આગળ પ્રમાણે કરો દશદીપછી ખપઆવે. | નહીંકામઆવે. |
| ચોમાસામાંત. આદીનું જલ તે બંધ. | ૦ | ૩.દી.પશુ. | નહીં કામ આવે. | નહીં કામ આવે. | નહીં કામ આવે. | ” |

## રાંધેલ અથવા કાચુ અનાજ અને ફળ પુષ્પ પત્રાદિકની શુદ્ધતા જાણવાનું કોષ્ટક.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| આ કોષ્ટકમાં પાંચ પ્રકારના અમેધ્યનારપ. સુદ્ધતા કરવાની રીત છે. | ૩ પર-૧૧ ૨૧. ૨૫૨ ૨૫. | ૧ અમેધ્ય લાલોપજીવ વગેરેથી સુ. | ૨ અમેધ્ય ગળી આદીથી સુદ્ધિ | ૩ અમેધ્ય મરેલાંજીવ વગેરેથી સુધ્ધી. | ૪ અધમોમેધ્યરંધાએલાજીવાદીકથી સુ. | ૫ ગો. આની હત્યાવરૂધીરપડ્યું હોયતે રથ.ન ૨૫. સુ. | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કાચુ અનાજ. | ૦ | પ્રોક્ષણ | સુકવીને પ્રો | સંદેહ કાઢી ધોઇ સુકવવું. | ૧૬ શેરના પ્રમાણમાં ૪ કાઢી નાં. | ૪થો ભાગ કાઢી ધોઇ સુક. પુન્ય દાનકરવું. |
| રાંધેલ અનાજ. | ૦ | ચોથોભાગ કાઢીપ્રો | ૧૬ઉપરાંત અમેધ્યથી ૪ ગણું કાઢી સુ. પ્રોક્ષણ. | ૧૬ શેર ઉપરાંતઅમેધ્ય ૨૫. નો૪ ભા. કા સુકવી પ્રો. | કાઢી નાં. | કાઢી નાં. |
| સેવપાપડતથા જળથી ભીંજેલઅનાજ (સુદ્રનું કામ ન આવે. | ૦ | ૧ મનુષ્યથી ન ઉપડે તો પ્રો. નહીંતોકાઢી નાંખવું. | ૧થી ન ઉપડે તો પ્રોક્ષણ નહીં તે કાઢીના | ૪ ગણું કાઢી પ્રોક્ષણ કરી | ,, | ,, |
| નાગરી ચીજ જળ વગરની બ્રાહ્મણની.ખ | ૦ | પ્રોક્ષણ. | પ્રોક્ષણ. | સુકવવું. અસુદ્ધ વસ્તુથી૪ગણું પ્રો. | ૪ગણુંકાડી પ્રોક્ષણ | ૪ગણું કાઢી પ્રોક્ષણ. |
| દૂધ ઘર સર્વે ષ્ણવનું કામ આવે. | ૦ | બીજા વાસણમાં લેવું. | ૪ ગણું કાઢી પ્રોક્ષણ. | ૪ ગણું કાઢી નાખવું. | કાઢી નાંખવું. | કાઢી નાખવું. |
| અન્નસખડી (.શુદ્ર બાદ.) | ૦ | ૪ ગણું કાઢી પ્રોક્ષણ | ૧૬ શેર ઉપરાંત હોયતો૪ગણું કાઢી પ્રોક્ષ. | ,, | કાઢી નાંખવું. | કાઢી નાવું. |
| રસસખડી બ્રાહ્મણની કામ આવે. | ૦ | કાઢી નાખવી. | કાઢી નાખવી | કાડી નાખવું | ,, | ,, |
| કઢી વગેરે પાતળું અન્ન. | ૦ | ,, | ,, | ,, | ,, | ,, |
| દ્રવ્યસુદ્ધિ. | ૦ | ધોઇ લેવાં | ધોઈ લેવાં. | અશુદ્ધના ૨૫-શથી ૪ ગણું કાઢી ધોવાં | ૪ગણુંકાઢી ધોવાં. | ૪ગણુંકાઢી નાંખવું. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ફુલશુદ્ધિ. | • | ,, | સ્પર્શથી ઢગણું કાઢીનાખવું. | ,, | ,, | કાઢી નાખવું. |
| પાનપાત્રો શુદ્ધિ. | ० | ,, | ધોઇ લેવાં. | ,, | ,, | ધોવાં. |
| શાકભાજી શુદ્ધિ. | ० | ,, | ,, | ,, | ,, | ,, |

વિશેષતામાં વિનંતી કે,વૈષ્ણવોને પુષ્ટી માર્ગમાં પગલે પગલે સુદ્ધતા વાસ્તે વિચાર કરવાનો છે તોપણ શાસ્ત્રો પુકારી કહે છે કે જેનાથી જેટલું સત્યભાવે પળે તેજ પુણ્યવાન જાણવો. સુતક નિર્ણય તથા દ્રવ્ય, દેહ અને વસ્તુ શુદ્ધતા પ્રકરણ સંપુર્ણ દરશાવવા મારી હજી જીજ્ઞાસા છે, પરંતુ કદ મોટું થઈ જતાં ટુંકસાર જણાવ્યો છે.

---

## અથ ગ્રહણ પ્રકાર.

વૈષ્નવો ! જો ગ્રહણ અસ્તોદય વેળા હોય તો ઉગ્રહ પછી ઘર વ્યહવારની રસોઇ અથવા તે પહેલાંની સામગ્રી કામ આવતી નથી. હવે ગ્રહણ મુકત થયા પછી શુદ્ધ સૂર્ય જોઇ નવા જળથી પ્રભુને સ્નાન કરાવી .શુદ્ધ જળથી રસોઇ સેવા સામગ્રી કરી મંગળા ભોગમાં ગોલપાપડીનો ભોગ ધરવો પછી નિત્યની રીત પ્રમાણે નવી સામગ્રી ધરવી વળી એક પહોર પહેલાં સયનભોગ વગેરે કાર્ય થાય. એમ નવા જળથી સ્નાન કરી ઠાકોરજીને સ્નાન કરાવી સામગ્રી કરી તરત ભોગ ધરી, સેન ભોગમાં નવા જળની ઝારી તથા બીડાં ધરી પછી પ્રભુને પોઢાડવા. વળતે દિવસે સૂર્યોદય થયા પછી પ્રભુને નવી સામગ્રી ધરી પછી પોતાથી પ્રસાદ લેવાય. તે પહેલાં જે પ્રસાદ હોય તે ગૌ માતાને આપવો. બાકી નિત્યની રીતે કરતાં ઉગ્રહ થયા પછી વળતે દિવસ પહેલાં સામગ્રી તૈયાર કરવાથી કંઇ ફિકર નથી.

વળી સૂર્યગ્રહણથી ચાર પહોર અને ચંદ્રગ્રહણ પહેલા બે પહોર પ્રસાદ લઈ શકાય છે. તેમાં ચંદ્રગ્રહણ કદાચ ગ્રસ્તો ( ગ્રહણયુકત ) આથમે તો પછી સંધ્યાકાળે નિર્મળ ચંદ્રને જોઇ પ્રસાદ લેવાય છે. ઉગ્રહ પછી ઉપર જણાવ્યા મુજબ ધરેલો ભોગ ગાયને દેવાય છે.

હવે અનકુટ વગેરે ઓચ્છવમાં કદાચ ગ્રહણ આવે તો નાગરી, દૂધઘર અને અનસખડી સામગ્રી અગાઉથી થઈ શકે છે તેની શુદ્ધતા જાળવવા માટે નાગરી તથા દૂધઘર સામગ્રીમાં દર્ભશાખા રાખવી અને અન

અખડીને દર્ભ નાંખી કંતાનથી સમેટી વાંસના ટોપલામાં દર્ભયુક્ત આવસ્ય-કકર્મથી રાખી શકાય છે તેમ સામગ્રી અનકુટ વગેરે ઓચ્છવમાં ધરવા માટે કામ આવેછે. તે મુજબ લોટની ચીજોમાં સેવ, પાપડ તથા વડી અને સંધાના પણ દર્ભ રાખી શુધ્ધ કરવાથી અનકોટમાં ધરવામાં આવે છે. ઉગ્રહ પછી શાક, રાઇતાં, સેવ, દૂધપાક, ખીર તથા શખડીના પદાર્થો ગ્રહણનો બાધ વિત્યા પછી કર્યા હોય તેજ કામ આવેછે. ઉપર જણાવેલી નાગરી તથા દૂધઘર સામગ્રી રાખી મુકવાના પ્રકારમાં તે ઉપર સૂર્ય અથવા ચંદ્રની છાંયા પડતી હોય તો તે પદાર્થ ધરવા કામ લાગતું નથી. વળી સૂર્ય વા ચંદ્ર ગ્રહ્યા આથમે તો ઉગ્રહ પછી ૧ પહોર વિતિત થયા પછી સખડી આદિ પદાર્થ થાય અને અનસખડી તથા દૂધઘર આગળના રાખે-લાં હોય તે ધરાય છે. પરંતુ ધર્યા પછી સોળમો હિસ્સો ગૌગ્રાસ કાઢી નિર્મળ સૂર્ય વા ચંદ્ર નિરખી પછી પ્રસાદ લેવાય છે. ( બીજા ઓચ્છવ માટે પણ તેમજ સમજવું. )

હવે જો ડોલઓચ્છવમાં ગ્રહણ આવે તો તેમાં પ્રથમ ઉત્તરફાલ્ગુની આગળ વા પાછળ હોય તો તેમાં કાર્ય કરવું અને નહીં તો અનકુટ પ્ર-માણે આવસ્યકમાં અનસખડી વગેરે કંતાનથી વિંટી દર્ભયુક્ત રાખવાથી કંઇ બાધ આવતો નથી.

તેમજ સ્નાનયાત્રા વગેરેમાં ગ્રહણની હરકત પડેતો અનસખડી, ઘૃતપક્વ તથા ગોરસ ઇત્યાદી પદાર્થો દર્ભ યુક્ત રાખવાથી બાધ નથી, પણ તે પદાર્થ ઉગ્રહ સમે સ્નાન દાન વગેરે કર્યા પછી ખપ આવેછે મધ્યાન વિધિમાં ડોલ અનકોટ વગેરે ઓચ્છવ સ્નાનયાત્રામાં તરત જળ લાવી અ-ભ્યંગ કરાવવું. દીવાળીમાં ગ્રહણ મુકાયા પછી પવિત્રતા કરી શાક સખડી વગેરે કરવાં અને અનસખડીનું આગલ જણાવ્યા મુજબ સમજવું.

જો ગ્રહણ કદાચ ગ્રસ્તાસ્ત હોય તો શાસ્ત્રાધારે મોક્ષકાળ જાણી શ્રીઠાકોરજીને જગાડી સ્નાન કરાવી મંગળા, શ્રૃંગાર તથા ઓચ્છવ ભોગ ધરાય પણ પોતાથી પ્રસાદ લેવાય નહીં. શુદ્ધ સૂર્ય વા ચંદ્રના દર્શન કર્યા બાદ કંઇ ફીકર નથી. ગ્રસ્તોદય હોય તો ૧ પહોર પહેલાં ઓચ્છવ વગેરે કરી રહે, અથવા દ્વાદશીપર્યંત દીનાંતર કરે એમ અનકુટ ડોલ અને સ્નાન યાત્રા તથા શરદપુનમ બનેતો ઉપરના પક્ષની અંદર કરવાં તે સંપ્રદાય શાસ્ત્રમાં પ્રમાણ સિદ્ધ છે.

ઇતિ ગ્રહણવિધિ સંપુર્ણ.

## જપ કરવાના મંત્ર નીત્ય નીયમમાં ઉપયોગી છે. માટે તે બાબત નીચે જણાવી છે.

અષ્ટાક્ષર. "श्री कृष्ण शरणं मम"

દ્વાદશાક્ષર. "श्री नमो भगवते वासुदेवाय"

ગોપાલ "श्री देवकी सुत गोविंद वासुदेव जगतत्पते देहि"
"तनथ, कृष्णं शरणागत वत्सल"

---

હવે શ્રી ઠાકોરજીની સેવા વીધીના અંગમાં ઓચ્છવાદિકમાં ધરવા માટે જોઇતી સામગ્રી કરવાની અવસ્ય છે તેથી સામગ્રી કેમ બનાવવી? તેની પાક વીધીનો પ્રકાર સાધારણ રીતે લખું છું.

## ૧ નાગરી સામગ્રી કરવાની ક્રિયા.

### મગદ.

ચણાના લોટને દુધનો ધ્રાબો આપી પછી ચુલા ઉપર કડાઇમાં ઘી ઉનું થઇ પાકે ત્યારે તેમાં લોટ નાખીને દાણો પડે ત્યાં લગી શેકી પછી નીચે ઉતારી તરત બુરૂ તથા સુગંધી મેળવી લાડુ વાળવા (ઘી ખાંડ લોટ સરખે ભાગે )

### મેસુબ.

ચણાના પાશેર લોટમાં ૧ રૂ. ભાર ઘી નાંખી થોડું શેકી પછી બીજા વાસણમાં ખાંડ અથવા સાકરની ચાસણી નરમાસથી કરી તેમાં શેકેલ વેસણ નાખી ધીમે આંચે હલાવતાં જવું તથા બીજું તાતું ઘી કડછીથી નાખતા જવું તે બદામી રંગ થાય ત્યારે ઉતારી ચોસલાં પાડવાં (એમ ઘણા લોટનું સમજવું.)

### મોનથાળ.

ચણાના લોટને તેના વજન મુજબ ઘી નાખી શેકી તેનાથી બમણી ચાસણીમાં નાખી જરા હલાવી ઢાળ પાડવો.

### અડદીઆ.

અડદના લોટને શેર શેર ઘી નાખી બદામી રંગ થાય ત્યાં સુધી શેકી દાણો પડે છે ત્યારે ઉતારી તેમાં ૩ ગણી ખાંડ અથવા સાકરનો ભુકો નાખી હલાવી સુગંધી મેળવી લાડુ વાળવા.

### મગદળ.

મગના લોટને શેર શેર ઘી નાખી શેકી તેનાથી બમણું બુરૂ નાંખી સુગંધી મેળવી લાડુ વાળવા.

### ગોળપાપડી

પહેલાં ઘઉના લોટને ઘીમાં શેકી પછી ઘી ગોળની પાક કરી તેમાં શેકેલ લોટ નાખી હલાવી ઢાળ પાડવો.

---

## ૨ દુધઘર સામગ્રી કરવાની ક્રિયા.

### ખુવો. (માવો)

ચુલા ઉપર કડાઈમાં દુધ નાંખી માવો કરવાની પેઠે ધીમે આંચે હલાવ્યા કરવું તે જ્યારે પાણી બળીને દુધ લોચા જેવું થાય ત્યારે ઉતારવું.

### પેંડા.

ઉપર મુજબ માવો તૈયાર થાય તેનો બારીક ભુકો કરી પછી તેનાથી બમણી ખાંડ અથવા સાકરની ચાસણીમાં તે ભુકો નાખી નીચે ઉતારી સુગંધી મેળવી હલાવવું જરા ઠરે કે તેના પેંડા વાળવા.

### બાસુદી.

ચુલા ઉપર કડાઇમાં દુધને ધીમે આંચે ઉકાળતાં હલાવતાં હલાવતાં દુધ છેક કઢી જેવું થાય ત્યારે તેમાં સાકર અથવા ખાંડ નાખી સુગંધીયુકત ઉતારવી.

### ( સીખરણ. )

દુધને જમાવેલા તાજા દહીને લુગડામાં નાખો તેમાંથી તમામ પાણી નિતારી પછી તેને છાંણી તેમાં બુરૂં અને સુગંધી મેળવવી.

### બરફી.

દુધના ખુવાનો બારીક ભુકો કરી ખાંડ અથવા સાકરની ચાસણી આંગળી ઉપર જોવા લેતાં ગોળી વળે ત્યારે પાકી ચાસણી થાય તેમાં માવો તથા સુગંધી મિલાવી પછી પાત્રમાં ઢાળો પાડવો.

### દુધપાક.

ચુલા ઉપર દુધને ખુબ કઢી ઉંચા ( ચોખા અથવા હલવાના ) દુધને આઠમે હિસ્સે નાખી હલાવતા રહેવું તે છેક ચોખા પાકી સર્વે એક રસ થાય ત્યારે બુરૂ અને સુગંધી મેળવી પાછી નીચે ઉતારી લેવું તે દુધપાક કહેવાય.

## દુધની પુરી.

ચુલા ઉપર કડાઇ વગેરે પાત્રમાં દુધને ખુબ ઉનું કરી ખદખદાવવું અને હલાવવું જવું જ્યારે ઘાટું થાય ત્યારે નીચેથી બળતુ કાઢી ખાલી અંગારાથી ધીમે આંચે રાખી વાટકાથો ખુબ હલાવી જ્યારે દુધમાં કણી જેવું માલમ પડે ત્યારે તેમજ ધીમે આંચે ૧ પહોર ઠરવા દેવું એટલે તેમાં જાડી થર જામી રહેશે તેને ઝારેથી ઉતારી પાત્રમાં ફેરવીને નાખી ઉપર બુરૂ અને સુગંધી મેળવવી તે પુરી.

## ઘેયાં.

દુધ સારી રીતે ગરમ કરી જ્યારે ખુબ ઉફાળો આવે ત્યારે બીજા વાસણુમાં ઉતારી ઢાંકી દેવું જ્યારે જરા શિતળ થાય ત્યારે હાથરવાઇથી મથતાં ફીણુ વળે તે ઉતારી લેવાં તેને ઘેયાં કહે છે.

## દુધઘર. (જે વસ્તુમાં દુધ વપરાય તે.)

અનસખડી અથવા સખડી જે સામગ્રી કરતાં જે વસ્તુમાં દુધની પ્રથમ જરૂર પડે છે તે પણુ જ્યાં લગી લુણુ, હળદી ન પડે ત્યાં લગી દુધઘરમાં ગણુાય છે. જેમકે, લોટમાં ધ્રાબો દેવા વખતે દુધની જરૂર પડેછે.

## મલાઈ.

ગરમ કરેલા દુધ ઉપર ખદખદીને જે પોપડી બાઝી જાય તેને તર કહે છે, તે તરને દુધ ઉપરથી ધીરેથી ઉતારી ફરી ધીમે આંચે જરા ખદખદાવી સુગંધી નાંખે તેને મલાઇ કહે છે.

---

## તરમેવા.

લીલો મેવો તે સર્વે તરમેવો (તે કંઇ દુધઘરમાં ગણુાતો નથી.)

## તિલવા, (તિલવત) પિંઝરી, આંકારી.

પાકી ચાસણીમાં ફીણુ વળે ત્યારે તેમાં તલ નાખી પછી તેનો ઢાળો પાડવો અથવા લુગડાં ઉપર પતાસાંની પેઠે નાખવું તેને તિલવા કહેછે.

સુંઠ, સુવા, ધાણા, ટોપરૂં તથા ઘી ખાંડ એ સર્વે તેના હિસ્સા મુજબ લઇને તેના કરેલા ભુકાને પિંઝરી કહેછે.

મગ વગેરે ભિંજવેલી દારને આંકોરી કહેછે.

---

## ૩ અંનસખડીની સામગ્રી કરવાની ક્રિયા.

### સાટા સુત્રફેંણી કેસરી તથા સફેદ.

આખા ઘઉંને દૂધનો કરમો આપી તેનો પરસુદી લોટ પીસાય તેને લુગડે છાંણી મેંદો કાઢી તેમાં શેર ૧ એક ત્રણ પૈસાભાર માખણ તથા જળયુક્ત ચુરમા જેવો લોટ બાંધી ૧ પહોર રાખી મુકવો, પછી તે મેંદાને ગુંદી હાથે તાંતણા ૧ હાથ લાંબી થાય એવા કાઢવાં, એમ મેંદો તૈયાર થાય ત્યારે તેને ચોખાના લોટમાં થિંણુંથી મથેલ હોય તેયુક્ત કરી જાડી પુરી જેવા પાટલા ઉપર કરી ઘીથી તળેછે તે સાટા કહેવાયછે, અને ઉપર જણાવેલા તેજ મેંદાને પાટલા ઉપર શિતળ નરમ ઘી ચોપડી પછી તે મેંદાના આંગળી જેવા લાંબા કાઢેલ તાંતણાના ગોળ જલેબી જેવાં ગુંછળાંવાળી ઘીમાં ધીમે તાપે તળી પછી તેને ચાસણી ઉપરથી પાવી તેને સુત્રફેંણી કહેછે. હવે ચાસણી કેસરયુક્ત હોય તે કેસરીસુતરફેંણી થાયછે અને કેસર નાખ્યા વગરની સફેત થાયછે. મેંદામાં મોણ નાખી પુરી તરે તે ખાજું કહેવાય.

### ઘેવર બાબર.

સુતરફેંણીના જેવો મેંદો પરંતુ તેમાં જળ વિશેષ નાખવું એટલે તે મેંદાને ઘાટા દૂધ જેવો રેડીઓ કરી પછી ચુલા ઉપર ઘેવરીઆમાં પેલા મેંદાનો જલેબ એક વાટકો ભરી રેડવો એટલે તેનો ઠાર જેવો ઘેવર બંધાશે તેને પાકે ત્યારે બહાર કાઢી ઉપર ચાસણી રેડીને પાવી તે ઘેવર વળી આ પ્રમાણે ચાસણી પાયાવગર તળેલા ઘેવર ઉપર બુરૂં તથા સુગંધી ભભરાવે તેને બાબર કહેછે.

### ગુંજા.

ઘઊંના ૧ શેર જાડા લેટને ચુલા ઉપર તેટલાજ ઘીમાં સેકી પછી મરી ચીરોલી મેળવી તે શિતળ થાય ત્યારે તેમાં ૧ શેર ખાંડ નાખવી હવે બીજો અરધો શેર આટામણ અને મોંણ મેળવી તેને જળ બાંધી તેની પૂરી વણી તે ઉપલું પુરણ તેમાં ભરી પુરીને વાળી ઉપર ચિત્ર પાઠી ઘીમાં તળવાં ત્યારે તે ગુંજા કહેવાય છે.

### કપુરનાડી.

ઘઉંના મેંદામાં મોણ નાખી જળથી બાંધી જરા પલળવા દઇ, પછી ચોખાના લોટમાં ઘી મથી રાખવું ( તેને સાટા કહેછે ) અને મિશ્રીનો ભૂકો

માસે તૈયાર રાખવો. હવે મેંદાને ગુંદી રોટલી જેવો વણી તેને ચોખાનો કરી રાખેલ સારો ચોપડી વચમાં તીનું પડે તેજ જગ્યાએથી કોરતરફ ગોળ વાળતા જવું તે જ્યારે ગોળ વિટલો થાય ત્યારે ફરી ગાંડીઆ જેવા વીંટાયુક્ત વણી તેનાજ નાના લુવા કરી વણી તેમાં મિશ્રીનું ચુરણ મેળવી તે ઉપર બીજી પુરી નાંખી જરા વણી કોર બાંધી ઘીમાં તળવી તે કપુરનાડી પુરી કહેવાય છે.

### છુરી.

ઘઊંના લોટમાં આઠમે હિસ્સે વેષણ મેળવી ગરમ પાણીથી તે લોટને બાંધી તેનાં પિંડીઆંવાળી ઘીમાં તળી તેને ખાંડી ભૂકામાં ફરી શેર શેર ઘી ખાંડ અને સુગંધી મેળવી નંગ વાળવાં.

### સીરો.

ઘઊંના કારા ( જાડા લોટને ) શેર શેર ઘી સેકતાં જ્યારે તે લાલાશ પકડે અને સેકવાની સુગંધ નીકળે ત્યારે તેમાં ગોળ કે ખાંડનું કરેલ તાતું ખદખદતું જળ પ્રમાણથી નાખવું તે પાણી સોષન થઇ જાય ત્યારે તેમાં સુગંધી વગેરે નાખી ઉતારવું તેને સીરો ( મોંનભોગ ) કહેછે.

### પુરી.

ઘઊંના લોટને મોણ જળયુક્ત બાંધી ખૂબ મસળી પછી તેનાં ગોળ નાના રોટલી જેવા લુવા કરી વણી તેને ઘીમાં તળવી તે પુરી.

### બિલસારૂ.

આંબાની શાખોને ચીરી તેનો છુંદો કરી તેને નિચોવી પછી બુરૂં મેળવી ખાંડની આકરી કરેલી ચાસણી પાઇ કેસર સુગંધી મેળવીને ચિકાસ પકડે ત્યારે ઉતારવું.

### લાલખીર.

આ સામગ્રી વ્રજમાં થાય છે.

---

## પાકવિધિ અંનસખડી પ્રકાર.

### સકરપારા.

ઘઉંના પડસુદી મેંદામાં ગરમ ઘી તથા જળ બરાબર મેળવી તેને ચુરમાના લોટ જેવો કઠણ બાંધી મસળી પછી તેને રોટલી જેવા વણી તેમાં ચાકુથી આંક પાડી લંબચોરસ ચોસલાને તાતા ઘીમાં તળે તે સકર-

પાશ, અને તેજ બાંધેલા લોટના ગાંઠીઆ જાડા વણે તે ગગન તથા બીજા ઠોર, માઠ વગેરે તેજ મેંદાના થાય છે. હવે તે સર્વે મોરી સામગ્રીને એ-તારી ખાંડની ચાસણીમાં ગલેફે ત્યારે મીઠી સામગ્રી થાય છે.

### બુંદીના લાડુ.

ચણાના લોટને ભજીઆંના લોટ જેવો નરમ બાંધી પછી ચુલા ઉપર તવીમાં પાકેલ ઘી હોય તેમાં જેવો મોરો દાણો પાડવો હોય તેવો ઝારો લઇને તે તવીમાં બુંદી પાડવી, બીજી બાજુએ આગળથી ખાંડની તે બુંદીથી બમણી ચાસણી કરી રાખી હોય તેમાં પાકેલ બુંદી ઝારાથી ના-ખવી જ્યારે તે દાણા ચાસણી પીને ફુલે ત્યારે કાઢી લેવા પછી જરા ઠરે એટલે તેના મોદક વાળવા તે મોતીઆ લાડુ કહેવાય. બુંદી આખી રહેવા આપે તે આખી બુંદી ને જરા ખાંડી પછી લાડુ વાળે તે કુટલી બુંદીના લાડુ કહેવાય છે. તેજ મુજબ સેવિયા લાડુ કરવા તે સેવના લાડુ કહેવાયછે.

### મનોહર લાડુ.

ચોખાના ૧ શેર લોટને થીણું મથી પછી માખણ જેવો નરમ ભાગ થાય ત્યારે તેમાં મેંદો અશ્ચોશેર મેળવી ફરી મથીને તેની બુંદી જાડી કરી ઝારાવતી ચુલા ઉપર તાતા પાકા ઘીમાં તળીને તેને ચાસણી પાઇ જરા ઠરે એટલે સુગંધી મેળવી લાડુ વાળવા તે મનોહર.

### જલેબી.

ઘઉંના લોટનો આથો જળયુક્ત ૩ દિવસ પહેલાં બાંધી પછી તેને માલપુવા જેવો નરમ રેડ કરવો, પછી ચુલા ઉપર તાતા ઘીની તવીમાં તે રેડ તેને ને કોઇ નીચે કાણાયુક્ત પાત્ર લઇ તેથી પેલી તવીમાં પડતી ધારવતે ગુચ્છાંરૂપ પાડવી તે જ્યારે પાકી જાય ત્યારે તેને ઝારાથી કાઢી પાસે ચાસણી તૈયાર કરી રાખી હોય હોય તેમાં બુડતાં રાખવા જ્યારે અંતરમાં ખાંડ પી રહે ત્યારે તે જલેબી.

### ખરમંડા.

ઘઉંના મેંદાને મોણવગર જળથી બાંધી તેના લુઆ કરી તેને પુ-રીની પેઠે વણી બે બાજુ તરફ ખાંડ ભભરાવી પછી તે વટેલ પુરીની કોર બાંધી લેવી પછી વળી તેને ફરી ખાંડ ભભરાવી કોર બાંધી પાછી જરા દાબી વાટીને ઘીમાં તેને ધીમે આંચે તળવી તે પુરી ખરમંડા.

### અંદરસા.

ચોખાનો લોટ અને ખાંડ આગલી રાતે જળયુક્ત કઠણ કરી બાંધી

રાખવાં વળતે દિવસ તે લોટના નાના લુવા કરી ખસખસમાં લપેટી ઘીમાં તળવાં.

### મેવાતી.

બદામ, પીસ્તા તથા સાકરના સમભાગ ભૂકામાં ખીસમીસીદ્રાખ અને ચારોલી જરા મેળવી તે સર્વે પુરણ તૈયાર કરવું બીજી બાજુ મેંદાને મોણયુક્ત કરી જરા કઠણ બાંધી તેની પુરી વણવી તેમાં ઉપલું પુરણ નાખી ઉપર બીજી પુરી નાંખી તેની કોર વાળી ઘીમાં તળી ઠોરની પેઠે ચાસણી પાવી.

### માલપુવા.

ઘઉંના લોટમાં ગોળનું પાણી નાખી જલેબી જેવો નરમ લોટ બાંધી પછી તવીમાં પાકેલ ઘી હોય તેમાં વાટકો ભરીને તળવા નાખવા વખતે પસરાવી દેવું એટલે તે પુરી જેવું જરા જામે કે બીજી બાજુએ ચોકસીથી ફેરવી પકાવીને ઉતારી ખાંડ ભભરાવવી તે માલપુવા.

### ઉપરેઠા.

મેંદાને સુત્રફેંણીના લોટ જેવો બાંધી તેજ મુજબ તેની રોટલી વણી ઉપર જણાવેલો ચોખ નો સાટો તે રોટલી ઉપર ચોપડી પછી વચમાં છેદ પાડી તેજ જગ્યાએથી વીંટી ગોળ પીપોડી જેવું વાળવું પછી આંગળી ઉપર વીંટી તેનો લુવા કરી દબાવી પુરી કરી તળવી ને પછી ખાંડ ભભરાવી.

### ખાજાં તથા સાટાં.

સુત્રફેંણીના પ્રકારમાં સાટાની રીત તે મુજબ દરશાવી છે તેમાં મોરા સાટા તે ખાજાં ને ચાસણીયુક્ત ગલેફેલ ખાજાં તે પણ સાટા કહેવાયછે.

### થપડી.

ચણાના લોટના વાનવા તે થપડી કહેવાય છે.

### મિરચ ફ્રાસંન સુહારી.

લવેંજ મરીયુક્ત જાડી મોટી પુરી કરે તે.

### બીજ, ચીરોલીના લાડુ.

ખરબુજાના ચીરોલીના બીજના ફોતરા ઉતારી તેને નહી જેવા કચરી ખાંડની ચાસણીમાં મસાલાનું ચુરણ તથા થોડું ઘી મેળવી ઠરે ત્યારે લાડુ વાળવા

### પણા.

જે જે પ્રકારના પણા કરવા હોય તે પ્રકારને મીશ્રયુક્ત જળમાં

સુગંધી નાંખવી તે પણા કહેવાય છે.

જુરજુરા.

( અ. આખરી વ્રજમાં થાય છે ).

## સખડી પ્રકારની ક્રિયા.

(ચુલા ઉપર જે ચીજ રાંધતાં લુણ હલદી નાખે તેજ સખડી કહેવાય છે,)

**ભાત.** (ચાર પ્રકાર.)

પાણીમાં ચોખા રાંધી ઉપર ઘી નાખે ૧ સફેત ભાત, જળમાં ચોખા રાંધી પાકે ત્યારે દહીં પધરાવે તે ૨ ખાટો ભાત, ખાંડ સાકર કે ગોળના પાણીથી ભાત ચડાવી તેમાં સુગંધી મેળવી તે ૩ મીઠો ભાત, પાણીથી રાંધી ઘી પધરાવીને કેસરયુક્ત કરે તે ૪ કેસરી ભાત કહેવાય છે.

**દાળ.**

તુવરની દાળને ચડાવી પછી તેને ઓસાવી પાણી રહિત દાળના મેંદાને હલાવી લુણ હલદી નાખે તે કઠણ દાળ અને તેમજ પાણી રહેવા દઇએ તે નરમ દાળ કહેવાયછે ( તેવીજ રીતે અડદ મગ વગેરે છડેલ કઠોળોની નરમ દાળ થાય છે.

**કઢી તિનકુડા.**

દાળના ઓસામણને અથવા છાશને વેસણું હલદીયુક્ત કરી વઘારી અને ખૂબ ખદખદાવી ઉતારે તે કઢી. તેમજ મગના ઓસામણને વઘારે તે તીનકુંડ કહેવાય છે.

**છુટી દાળ અથવા કઠેર.**

મગ વગેરેની દાળ પલાળી રોતરાં ઉતારી પછી વઘાર મુકી વઘારી પાણીવગર છુટી રાખે તે ધોયેલ દાળ કહેવાય છે અને દાળને આગળથી કરમો દઇ છડીને રોતરાં ઉતર્યા પછીની છડીઆર કહેવાય છે. તેમજ ફુટડી દાળ, મગ, ચણા વગેરેની થાય છે. વળી વાલ, વટાંણા વગેરે ચોળા થાય ને તે કઠોળમાં ગણાય છે.

**ખીર.** ( ચાર પ્રકારની. )

જળયુક્ત ચોખા ચડાવી પછી તેમાં દૂધ નાંખી ફરી ચડાવી ખાંડ સુગંધી મેળવે તે પહેલો પ્રકાર અને દૂધમાં ઘઉંની સેવ પકાવી ખાંડ સુગંધી મેળવે તે બીજો પ્રકાર તથા ઘઉંની થુલી ઘીમાં શેકી દૂધમાં પકાવી ખાંડ સુગંધી મેળવે તે ત્રીજો પ્રકાર તથા તેમજ વેસણની બુંદીની ખીરનો ચોથો પ્રકાર ગણાય છે.

## ચીલા ( પુડલા. )

માલપુવા જેવો નરમ લોટ જળયુક્ત હલાવી લોઢી ઉપર તેમીજ પેઠે કરવા તે પુડલા અથવા ચીલા. ( મગ, અડદ, ચણા વગેરેના થાયછે.

## ભુજાના. ( ભજીઆ ફુલવડી )

જળમાં ચણાના વેસણના પ્રમાણમાં ખારો નાંખી તે જળ યુકત વેસણ નરમાસથી બાંધી તેમાં હીંગ હવેજ હલદી મીલાવી પછી તેમાં કંદ વગેરેના સુધારેલ પંતિકાયુક્ત તે વેસણને તેલમાં તળે તે ભજીઆં અને કંદના કટકા વગર ખાલી લોટના લુવા તળે તે ફુલવડી વળી તે કરેલા વેસણના રેડને લુણ હલદી વગેરે ઘીમાં તળે તે ભજીઆં અનસખડીમાં ગણાય છે. કંદ તથા શાકમાં, કેળાં અજમો, વઇતાક કતાળુ વગેરેના ભજીઆં થાય છે.

## સેવ.

પાટીઆ ઉપર વણેલી ઘઉંની સેવને મીઠા જળમાં ચડાવી પાણીરહિત થાય ત્યારે સુગંધી ઘી મેળવે છે તે મીઠી સેવ અને ચણાના વેસણજળયુકત મસાલો લુણ ખારો વગેરે મેળવી તેને ઝારાથી તેલમાં તળે છે ત્યારે તે છુટી સેવ થાય તેને કળી કહે છે તેમજ વેસણના જાડી સેવ અને ગાંઠીઆ થાય છે.

## વડી.

અડદના લોટમાં કોળાનું પાણી નાખી તેમાં હિંગ, મરચાં, હવેજ, ધાણા, કોઠ અને કોકમ લુણ નાંખી ભજીઆના જેવો લોટ કરી તે આથાનાના લુગડાં ઉપર નાના નાના લુવા જૂદા જૂદા મૂકી સુકવે તે વડી આ રીતે ચણાની પણ થાય છે તે વડી જૂદી તેલમાં તળાય છે અથવા શાક દાળમાં પણ પડે છે.

## કચોડી-મગોડી.

ઘઉંના મેંદાની નાની જાડી પુરી વણી તેમાં મગની પલાળેલ દાળ તથા તજ લવિંગનો ગરમ મસાલો નાખીને પુરીની ફરતી કોર વાળીને ઘી વા તેલમાં તળે તે કચોરી મગની કરેલી વડી તે તળાય ત્યારે મગોડી કહેવાય છે.

## રાયતાં.

જે જાતનું રાયતું કરવું હોય તે જાતના શાકના છુંદાને ચોડવી પછી બીજી બાજુએ દહીં, રાઇ, મરચાં, લુણ યુક્ત મથી તેમાં પેલો શાક-

નો છુંદો નાખી હલાવવું તે રાયતું કહેવાય છે તેવીજ રીતે સેવનું રાયતું કરવું હોય, તો તેને તાતા જળમાં જરા ચઢવા દઇ મથેલા દહીમાં નાખવી, તેમજ બુંદી વગેરેનું રાયતું પણ તેવીજ રીતે થાય છે. ( લુણ હલદી પછી નાખે તો અનસખડીમાં તે ચીજ ગણાય છે, )

**વડાં.**-(ફુલવડાં, દહીંવડાં, ખટવડાં, ઢોકરાં, ધારડાં, લીલવડાં, વગેરે.)

અડદના લોટને લુણ જળયુકત તથા હવેજ મસાલો નાખી જરા નરમાશથી તે લોટને બાંધી પછી તેલ અથવા ઘીમાં નાના લુવા તળે તે ફુલવડી, અડદના લોટને મીઠાના પાણીથી ભજીઆંના લોટ જેવો નરમ મથી હવેજ હીંગયુકત રેડને વાટકા જેવા વાસણમાં કાંણું પાડેલું હોય તેમાં ભરીને ઘી તેલમાં તે રેડને ધાર પાડીને ગુછળા જેવા તળે તે બીજો પ્રકાર અડદ, મગ વા ચણાની દાળ પલાળી તેને વાટી મેંદો કરી તેમાં મસાલો હવેજ હીંગ મેળવી તેના લુવા તેલ વા ઘીમાં તળે તે વાટીદાળના વડાં કહેવાય છે. તેમજ વાટીદાળનાં મેંદાની થપડી પુરી કરી તેને વરાળથી પકાવી દહીં, હવેજ, હીંગ, લુણ નાખી આથો કરી વરાળથી પકાવી ઢોકરાં પણ કરે છે. વળી ખાટાં વડાં, ધારડાં પણ તેજ પ્રકારે કરે છે લીલવડાંની સામગ્રી મજમાં થાય છે.

## શાક ભાજી. (કંદભડથ વગેરે.)

શાકભાજીમાં, ભીંડા, કારેલાં, તુરીયાં, વઇંતાક, (તે અનકુટ પછી) વગેરે જે જે સામગ્રી શાકની કરવી હોય તેનો તેલમાં હીંગ, રાઇ, મેથીનો વઘાર મુકી વઘારે અને ચુલા ઉપર લુણ હલદી પછે પડે તે સામગ્રી અનસખડીમાં ગણાય છે તેવીજ રીતે ભાજીમાં તાંદળિયાની મેથીની સર્વે શાકયુકત કરવી તથા તેને માટે પણ ઉપર મુજબ સમજવું હવે કંદમાં સુરણ, બટાકા, રતાળુ, સકરકંદ વગેરેને ઘીમાં હીંગ રાઈ મેથી યુકત વઘાર મુકી વઘારી નીચે ઉતારી લુણ નાખવું તે અનસખડી કહેવાય અને તેજ સામગ્રી તેલથી વઘારી લુણ નાખે તે સખડીમાં ગણાય. વળી વઇતાક (રીંગણા) નો ઓળો તે ભડથા કહેવાય છે.

## કાચરી-પાપડ.

કાચરીના પ્રકારમાં ગુવાર, ભીંડા, ચીંભડા, વઇતાક, મેથી વગેરે જે શાક સામગ્રી શુદ્ધતાથી શુદ્ધ કરેલી લુણ રહિત સુકવી રાખી હોય તેને તેલમાં તળી લુણ ભભરાવું તે સખડી અને ઘીના પ્રકારે કરે તો અનસખડી કહેવાય. હવે અડદના લોટને શુદ્ધતાથી લુણ તથા ખારના જળથી અ-

થવા ડેળના પાણીથી મરી મસાલા યુકત કઠણ બાંધી પછી તેના નાના લુવા વણી તડકે સુકવે પછી ઘી વા તેલમાં તળવા તે પાપડ કહેવાય છે.

---

# પુરવણી.

## મધ્યમચક્ર.

મોટા ગુંજા તે મધ્યચક્ર પરંતુ જરા ગોળ કરી ચિત્ર વધુ પાડવાં તેને અંનસખડીમાં ગણવામાં આવ્યા છે. (ગુંજા પણ અંનસખડીમાં.)

## લાપસી-બૃંજ.

ઘઉંનો ડારો લોટને જાડો ભરડી તેની કર્ણીકને તેલનું સારી રીતે મોંણુ આપી પછી ખદખદતા ગોળના પાણીમાં ચડાવી ઉપર ઘી નાખે તે થુલી, કંસાર અને શેકીને કરે તે લાપસી વળી આ રીતે બાટ પણ થાય છે હવે જે ચોખાની કણકી જેવા ભરડીને અથવા (બારીક લોટના મેંદાને) છુટ ઘીમાં શેકી ખાંડનું ખદખદતું પાણી તેથી બમણું પાઇ કેસર, સુગંધી મસાલો, બદામ પીસ્તા ખસખસ વગેરે નાખે તે બૃંજ કહેવાય છે આમ કોઇ ઘઉંની પણ કરે છે.

## સંધાના.

આદુ, લીંબુ કેરી, કરમદાં, ખારેક, ગરમર, ગુંદા વગેરે શાક ફળના આથણાંને સંધાના કહે છે. જે સામગ્રીનો સંધાનામાં ઉપયોગ કરવો હોય તેને શુદ્ધ કરીને પછી લુણ, હીંગ, મરચું, હળદર, તેલ, રાઇ, મેથી વગેરે જે મેળવવું ઘટે તે મેળવીને કોઇ ન અડે એવી જગ્યાએ મુકયાં હોય તો તે દુધઘરમાં ગણાઇ શકે છે.

☞ પાકવિધિ—ટુંક સાર સંગ્રહ પ્રકાર પુરો થયા પછી હવે સેવા પ્રકારનું વિવેચન ચલાવતાં પ્રથમ સેવામાં દાખલ થતી વખતે શરીર શુદ્ધતા (દેહશુદ્ધિ) ની અવસ્ય છે. માટે વૈશ્નવે પાછલી રાત્રે વહેલા ઉઠી મલમુત્રનો ત્યાગ કરી અશૌચ સ્નાન કરવા માટે દરેક દિવસની આગલી રાત્રે સેવાના વખતમાં અપ્રશમાં જળની કુંડી ભરી રાખીને તેનું નાળચું બંધ કરી રાખવું હવે તે ઢાંકણને સુણીઆ અથવા કંતાનથી ઉઘાડી અપ્રશવાળો શુદ્ધતાથી નહાય તો અપ્રશ વખતે સેવા પ્રકારમાં તે વૈશ્નવ કામ આવે છે.

## સેવા કરનારને મુસાફરીમાં અપ્રશ કરવાની રીત.

વૈશ્નવોને સવારે ઉઠી પ્રભુનું ધ્યાન કરી મલમૂત્રનો ત્યાગ કરવા

જલપાત્ર લૈ માથે વસ્ત્ર વીટી જાવું પાણી લૈ પછે ચારવખત એક હાથ માટીથી ધોઇ છવખત બે હાથ માટીથી ધોઇ ઘસી પછે પગ માટીથી ધોવા પછે આગલી રાત્રે અપ્રશવખને જલની ઢાંકેલ કુંડી ભરી રાખી હોય તેની ભુંગળીને ડાટો કંતાનથી કાઢી અપ્રશવાળો શુદ્ધતાથી નાવાટાણે કાન, કાંખ, મોણિ, કેશ કરી વસ્ત્ર ( પીઠ ) જે વાંસો તથા પગ ઉપર લખ્યા કયાંય કોરા ન રહે તેમ નાખ પેલાથી દાતણ ન કર્યું હોય તો સોળ કોગળા કરી હાથ ખાસા કરી દાતણ ધોઇ દાતણ કરવું ફરી આઠ કોગળા કરી હાથ ધોઇ મુખ ધોઇ પાછા સ્નાન કરી ફરી ૧૬ કોગળા કરી મુખ ધોઈ અંગુચાથી ડીલ કોરૂં કરી પછે વસ્ત્ર નીચોવીને અપ્રશ સુકવવાની જગ્યામાં સુકવી દેવું ને ચરણામૃત લઇ હાથ ખાસા કરી આગલા દિવસનું સુકવેલું અપ્રશનું વસ્ત્ર પેરવું પછી તિલક કરી ખાસેજલે હાથ ધોઇ પછી ખાસા અપ્રશમાં કામકાજ, પ્રભુની સેવા, પ્રભુસ્પર્શ, રસોઇ વીગેરે ખુશીથી કર્યા કરે પણ સખડી લીધે જલસ્પર્શ થૈ જાયછે પછે રસોઇ તથા પ્રભુને સ્પર્શ થાય નહીં અને પોતનુ ઉડાવ્યાથી ખાસાજલ અપ્રશ પણ જાયછે કેવલ સેવકી રહેછે ને વાશી વસ્ત્રાદિ મુખીયાજીથી અલગાં એટલે પેરીને ઉતારેલાને સ્પર્શ કરે તો સેવકી પણ રેતી નથી તેમ જલથી કરી પાણી લઈ છ કોગળા કરી હાથ ખાસા કરે. તોપણ રસોઇ તથા પીતળના વાસણ તથા પ્રભુનો સ્પર્શ થાય નહીં. કેવલ ખાસા સેવકિના જલ તથા ત્રાંબાના પાત્રાદિના વાસણ તથા ચાંદીના વાસણ તથા પ્રસાદને સ્પર્શ કરી શકાયછે.

## ઉપર લખ્યા તિલકમુદ્રા છાપાના સ્થાન તથા આકાર વૈશ્નવોએ શી રીતે કરવા તેનો પ્રકાર.

પહેલાં લલાટે ઉર્દ્ધપુંડ્ર ચરણાકૃતીવાળું, હ્રદયમાં કમલપત્ર જેવું, બે બાહુમાં વાંસના પત્ર જેવું, બે કાનના મૂલમાં લાકડી જેવું, બે પડખે તુલશીપત્ર જેવું, વાંસામાં દીવા જેવી આકૃતીવાળું, તાળવે ભીંડા જેવું, નાભીએ ગોલ, કાંધે પીપળાના પાન સમાન એ રીતે ૧૨ તિલકને નામમુદ્રા તિલકમાં તથા કંઠ હ્રદયમાં ધારણ કરવી ને શંખચક્રાદિક બાહુયે ધરાય ને મુદ્રા સરવે ગોપીચંદન અથવા ગંગાયમુનાની મૃતીકાથી કરાયછે ને મુસાફરીમાં અપ્રશ કરવાનો પ્રકાર બાકી રહ્યો તેની વીગત કે ડોલચી ભરી હાથ ખાસા કરી ઉપર લખ્યા પ્રમાણે દાતણ કોગળા કરી હાથ ધોઇ ફરીથી ડોલચી ભરી સરખી મુકી ખરચુ જૈઆવી ઉપર પ્રમાણે કોણીથી ડોલચીને

ઉપાડીને માટીથી ઉપર પ્રમાણે હાથપગ ધોઈ ડોલચીથી ઉપર પ્રમાણે નાઇ અપ્રશના વસ્ત્રાદિને ગુણીયામાં વીટેલાને કાઢી પહેરે તો ખાસા તથા સેવકિના પાત્રને ડોલચી ન અડે તે રીતે ઉપરથી રેડે તો આવશ્યકમાં થાયછે. આગલ ગ્રંથમાં સૂતકનિર્ણય, દ્રવ્યશુદ્ધિ, નામસ્મરણ, સામગ્રીવિધિ તથા ગ્રહણવિધિ તિલક ચરણામૃતથી શુદ્ધિ સામગ્રીપ્રસાદી ખાસા સેવકિ સખડી તથા અનસખડી તેમાં પણ બ્રહ્મસંબંધ કર્યા પછે સેવા કરવા યોગ્ય થાયછે.

આ ઉપર લખ્યા આઠ પ્રકારને જાણ્યા પછી સેવા કરવા યોગ્ય થાયછે તોપણ ઉપર લખ્યા પ્રમાણે અપ્રશથી થાયછે.

---

## અથ સેવાવિધિ.

( ગ્રંથમાં આગલ જે પ્રકાર જણાવ્યા છે તે સેવાવિધિને ઉપયોગી છે કારણ તે કાર્યો શુદ્ધતાથી જાણ્યા વગર સેવાપ્રકારમાં દાખલ થવાતું નથી.)

### અથ પ્રાત:કાળેથી મંગલાપર્યંતની ભાવના.

પ્રથમ પ્રાત:કાળમાં પ્રભુ પોઢયા હોય તે નિજમંદિર પાસે આગળ જણાવ્યા મુજબ દશેંદ્રિ સ્વચ્છ વસ્ત્ર શુદ્ધતાથી અપ્રશના જળે બહારથી નહાઇ શરીર મુખ લુછી અંદર નહાઇ શરીર સાફ કરી સ્વચ્છ વસ્ત્ર પહેરી દિનદયાલના દ્વાર પાસે દંડવત કરી દ્વાર ઉઘાડી અંદર જઇ શય્યા પાસે દિનભાવ અને સ્નેહપૂર્વક દ્વિકર જોડી.

**" जय जय ! ! ! श्री महाराजाधिराज श्री गोरधनधरन, धीर कृपानिधी विश्व मंगल, बिश्वपावन, राजीवलोचन, अशरणशरण, शर्णागतभक्तवत्सल व्रजपंजर, अपीतयाहीजात महाप्रभो ! ! ! जय जय जय ! ! "**

એમ કહી સ્તુતી કરી પછી શંખાનાદ કરી ત્રણ વખત ઘંટાનાદ કરવો, અને તે સાથે વળી મંગલાભોગની સામગ્રી પણ તૈયાર કરવી અને ઉષ્ણકાળ હોય તો સ્વચ્છ, શિતળ નિર અને સુવાસિત સુગંધ વગેરેની તજવીજ રાખવી. હવે પ્રભુને જગાડવા વખતે શ્રીમુખારવીંદ ઉપરથી વસ્ત્ર ઉતારી નાનું આત્મસૂખવસ્ત્ર ઓઢાડી સિંહાસન ઉપર પધરાવી તથા શ્રીસ્વામીનીજી હોય તો વામરૂપ હોય તો આત્મસુખ ઓઢાડી સિંહાસન ઉપર પધરાવી આત્મસુખ યુગલજોડી તે યુકલ ઓઢાડી નમસ્કાર કરી દર્પણ [આરશી] દર્શાવવી. ઉષ્ણકાળમાં માત્ર એક પડદની રાખવી પછી આગળથી જે

મંગળ ભોગ સાજી રાખ્યો હોય તે ચરણચોકી પધરાવી તે ઉપર ભોગ સમરપી, શીતળ સ્વચ્છ જળની ઝારી ભરી, ટેરો દઈ બહાર આવીને શય્યા મંદીરમાં શ્રી ઠાકોરજીની સજ્જા સુખરૂપ કરી બહારીથી ઝટકી સાફસુફ કરી પોતાના કરીને શય્યા ઝાટકી ફરી બિછાવી પછી ચરણવસ્ત્ર ધરીને એક અથવા બે ઘટિકા વખતમાં પોતાથી બને તે સ્નેહ પુર્વક નિત્ય નિયમમાં શંખ ચક્રાદી તિલકમુદ્રા કરી મુખ પાઠ કરવા જપના મંત્રોનો ઉચ્ચાર કરવો શેપ રહે તે શૃંગાર વખતે મુખ પાઠ કરવા. એટલામાં ભોગ દોઢ ઘટીકા વખત વીત્યો કે તરત મંગલ ભોગ સરાવી, મુખવસ્ત્ર પોંછી બીડાં ધરવાં અને આચમન કરાવેલી ઝારીનું જળ બદલાવી સ્વચ્છ તાજું જળ ભરવું અને ભોગ ધરેલ સ્થળે બંને બાજુના તકિઆ પંખાળી જળયુક્ત હાથ ફેરવી હાથ ધોઈ ફરી તે જગ્યા કોરી સાફ થએ વસ્ત્ર બિછાવી ચોપટબાજી સોગઠાં પાસાયુક્ત રમત માંડીને ધરવી ત્યારે દર્શન ખુલ્યાબાદ મંગલાઆરતી કરી હાથ ધોઇ ટેરો આવે.

---

## અથ અભ્યંગ તથા શૃંગારની ભાવના.

( મંગળાઆરતીનો ટેરો આવ્યા પછીથી. )

**પ્રથમ અભ્યંગ**—મંગળાઆરતીમાં ટેરો આવ્યાપછી હાથ ધોઈ શૃંગાર ચોકી ઝાટકી ફરી બિછાવવી અને બીજી બાજુએ ચોકી ઉપર શૃંગારવસ્ત્ર તૈયાર કરી પછી ઋતુ પ્રમાણે તાતા જળમાં શિતળ જળ મિલાવી રાખેલ ઝારીવડે ત્રાંસમાં બાજોઠ ઉપર શ્વેત ચોવડું વસ્ત્ર બિછાવી તે ચોકી ઉપર શ્રી પ્રભુને પધરાવી કોમળતાથી સ્નાન કરાવવું તેમાં જો શિતકાળ હોય તો ચોકી પાસે અંગીઠી તૈયાર રાખવી અને પ્રથમ રાત્રિ સમયના શ્રી પ્રભુએ ધારણ કરેલાં આભુષણ હોય તે ઉતારીને વસ્ત્રવડે તિલક તથા કાજળ પોંછી હસ્તવડે કોમળતાથી ફુલેલ ઉવટનું કરી પછી સ્નાન કરાવવું, ત્યારપછી તરત સ્વચ્છ અને કોમળ વસ્ત્રે શ્રીઅંગ પોંછી વસ્ત્ર ઓઢાડી શ્રી ઠાકોરજીને શૃંગારચોકી ઉપર પધરાવવા પછી સ્વામીનિજીને તેવીજ રીતે સ્નાન કરાવી શ્રી પ્રભુને વામાંગે પધરાવવાં.

હે સુજ્ઞ વાંચકો ! શિતકાળમાં શ્રી પ્રભુને નિત્ય અભ્યંગ કરવાની કંઇ જરૂર નથી પરંતુ શનિવાર અને ઓચ્છવને દિવસે અભ્યંગ કરવાની અવશ્ય છે. બાકી વખતે ફક્ત ફુલેલ અને જળયુક્ત હાથ કોમળતાથી શ્રીઅંગે ચોળી સ્વચ્છ અને કોમળ વસ્ત્રે પાછું પોંછી લેવું અને ઉષ્ણકાળ

હોય તો ઉપર જણાવ્યા મુજબ નિત્ય ઉવટનો સ્નાન કરાવી વળી ફરી ઉવટનો કરી તાતા જળમાં ઠંડુ પાણી મિશ્રીત કરી શ્નાન કરાવી ચરણારવિંદમાં પ્રથમ ચંદન સમર્પિએ. ( શિત કાલમાં ઉવટનો તાતો કરી સમર્પય છે. ) વળી ઉષ્ણકાળમાં આંબળાનું અભ્યંગ પણ થાય છે તેમાં આંમળાનું ચુરણ અને ફુલેલ ચોપડવું. પરંતુ પષ્ટી અથવા દ્વાદશીને દિવસે જો શનિવાર હોય તો તેલ સમર્પવું. એમ રજયા પ્રમાણે અભ્યંગ સ્નાન, ઉપર જણાવ્યા પછી શ્રી અંગ કોમળ વસ્ત્રે પોંછીને સ્વચ્છવસ્ત્ર શ્રી પ્રભુને ઓઢાડી શૃંગાર ચોકી ઉપર પધરાવ્યા પછી હવે શૃંગાર કરવાનો પ્રકાર જણાવુંછું.

**શૃંગાર**—પ્રથમ બિરાજેલ સ્વરૂપમાં શ્રી મોહનમુર્તિ મોટી હોયતો તનીઆ સુથન તથા ચરણે નેપુર ધરાવવાં અને વાઘો, પાઘ પટુકા અને શ્રીઅંગે અલંકાર સર્વે ધરાવવા પણ જો સ્વરૂપ બાળગોપાળ હોયતો પ્રથમ શ્યામ વસ્ત્રનો પટુકો મસ્તકે ધરાવી તે ઉપર પાઘ તથા તિલક અલકાવળી અને ચરણે નેપુર ધરાવવાં, તેમાં જો શિતકાલ હોય તો રૂએલ કોમલ વાઘા ઉપર રેશમી વાઘા ધરાવવા. અને ઉષ્ણકાળ હોય તો રંગીત અથવા શ્વેત કોરા વાઘા ધરાવવા. વળી સખ્ત ઉષ્ણકાળ હોય તો પિછોડાજ માત્ર ધરાવવા.

**આભુષણ**—આભુષણમાં ઘણું કરી વિશેષતામાં મોતીના આભુષણ ધરાવવાં. તેમાં શ્રીઅંગે વાઘો પહેરાવી તે ઉપર કટિમેખલા, શ્રીહસ્તે પોંચી, કડાં, કંકણ, મુદ્રિકા અને શ્રીકંઠેમુક્તાફળ મણીયુક્તહારમાળા ધરાવવી. એમ જે આભુષણ હોય તે ધરાવી પછી શ્રીનેત્રે અંજન આંજીને વામગાલે કાજલ બિંદુ કરી ત્યારપછી કસ્તુરીનું તિલક કરવું અને કુંડલ નકવેશર તથા કર્ણફુલ ધરાવવાં તેમજ યુગલ ગાલે કસ્તુરીના કમલપત્ર કરવાં અને પછી ચારો ચંદ્રિકા જમણી દિશાએ ઢળકતી ધરવી.

શૃંગાર પુરો થયા બાદ શ્રી હસ્તે વેણુંવેત્ર ધરાવી પ્રભુને સિંહાસન ઉપર પધરાવી પછી વેણું વેત્ર ગાદી આગળ દક્ષિણ ભાગે રાખી તુલસી, ચંદન ચરણમાં સમર્પિએ. વળી તુલસી પણ અરધિ ઘટિકા પછી પાછી પધરાવી લેવી પછી શૃંગાર ભોગમાં મેવા, મિશ્રી, બાસુંદી વગેરે ધરાય છે. વળી શૃંગાર ધરવામાં સમયાનુસાર સાવચેતી રાખવી જેમકે શિતકાળમાં કટોરીની ( તારાટપકીયુક્ત ) ટોપી અથવા કુલહી અને કોઇ સમય ઓછવમાંકે એકાદશી વા પુનમ હોય તો પ્રભુને મુકુટ અથવા તે સ્થળે ઘેરાચંદ્રિકા ધરેછે બાકી ઓત્સવની રીત મુજબ સમજવું.

ચોમાસામાં ઘણું કરી પાઘ ધરાયછે અને ઉષ્ણુકાળમાં બાળકસ્વરૂપ ને ટોપી અને સમર્થસ્વરૂપને પાગ ધરાય છે પછી શ્રી સ્વામિનિજીને શૃંગાર ધરવામાં સાડી, ચોલી પહેરાવી અંગે ફુમકાં બે બાંધી, કટિમેખલા, પોંચી, કંકણ તથા કંડસરો, હારમાળા, નકવેસર, કરણફુલ અને મસ્તકે શ્યામ વસ્ત્રનો ટુક રાખી સેંથો પુરવો, પછી તિલક કરી શિષફુલ ધરી, નેત્ર અંજન આંજી, ગાલે કસ્તુરીના ચિહ્ન ત્રાજવારૂપે કરી શ્રી ઠાકોરજીને વામભાગે પધરાવીએ જો શિતકાળ હોય તો ચાદર ઓઢાડવી એમ શૃંગાર સર્વે ધરાયા બાદ ભોગ ધરો પછી દીનાનાથના દર્શનની ઝાંખી વાસ્તે ટેરો ખુલે.

---

## અથ ગોપીવલ્લભ તથા ગ્વાલભોગની ભાવના.

### ( શૃંગારના ટેરા પછીથી ).

હવે શૃંગારના દરશનનો ટેરો આવ્યા પછી ઝારી ભરી ગોપીવલ્લભ ભોગ ધરવો. તેમાં પુરી ઘી, સાકરનું બુરૂં તથા શાક સંધાણા ધરવાં, ઉષ્ણુકાળ હોય તો નેત્ર વીંચી પંખો કરવો અને શિતકાળ હોય તો પાસે અંગીઠી તૈયાર રાખવી, પછી ટેરો દઇ બહાર દોઢ ઘડિકા થાય ત્યારે ભોગ સરાવી આચમન મુખવસ્ત્ર કરી બીડી ધરવી બને, તો આ સ્થળે ચોકી ઉપર ધૈયાં એક એક તબકડી ઉપર એક એક અથવા કઢેલું દૂધ ધરવું. વળી સમર્થ પ્રમાણે બાળભોગ ધરાયછે તેમાં કઢેલું દૂધ શેર ૫ તેને થંડુ કરી મથનીમાં ભરી બુરૂં તથા સુગંધી મેળવી સિંહાસન પાસે ધરવું. વિશેષતામાં નવિન સામગ્રી દૂધ ધરવામાં ગ્વાલના ડબરામાં પણ ધરાયછે. એ પ્રમાણે ભોગ સમર્પિ ઉપર જણાવ્યા મુજબ કરવું તેમાં ધરેલ ભોગસ્થળે પોતાનું કર્યા પછી ચોપડની રમત માંડવી અને ખીલોના ( રમકડાં ) તબકડી અને પલના ભોગમાં મીઠાઈની કટોરી ધરવી. પછી દર્શન ખુલે દર્શન થાય ત્યારે અંદર રાજભોગ સાજવાની તૈયારી કરવી.

---

## અથ રાજભોગની ભાવના.

### ( ગ્વાલ દર્શન પછીથી. )

રાજભોગની સામગ્રી શુદ્ધ હોય ત્યારે ચોપાટની રમત તથા ખિલોના ઉઠાવી પછી જરા ભોગ ધરવાની ચોકીતળે પોતાનું કરી તે ઉપર ચોકી માંડી તે ચોકી માથે ભોગ ધરી ધુપદીપયુક્ત ભોગ ધરવો સામગ્રી

રોટી, ખીર તથા સેવ તે શ્રી પ્રભુની વામદીશાએ ધરવી અને ભાતનો થાળ વચમાં તથા તે ઉપર ગરમ કરેલા ઘીનો કટોરો ચમચાયુક્ત ધરવો, વળી દાળ શાક, કઢી વગેરે સખડી ભોગ જમણી તરફ રાખી લુણ ધરવું અને મીઠાઈ તથા રોટીનો થાળ મધ્યમાં રાખવો, તેમજ અનસખડીના પદાર્થો તથા દુધઘર જેમકે ગોરસ, દુધ, શીખંડ તથા સંધાણું વગેરે સામગ્રી બીજી ચોકી ઉપર સખડીના ભાગથી જરા છેટે ધરવાં એમ સર્વ સામગ્રી શ્રી ઠાકોરજી સન્મુખ ધરવી તથા શીતળ સ્વચ્છ જળ ઝારીઓ ભરી તૈયાર રાખવું (સામર્થ પ્રમાણે કંઇ પકવાન અવસ્ય ધરવાં પછી તુલસીદળ જમણા હાથમાં રાખી પ્રભુને ભોગ સમર્પયામી કરવા નીચે જણાવેલા શ્લોક બે હાથ જોડીને સ્નેહ પુર્વક બોલવા.

॥ श्लोक. ॥

यशोदायास्तन्येस्तदनुवनाते ॥ ब्रजगवांविहारेदध्यंनोद्विजयुवतो दत बहुगुणैः—
प्रयामित्राप्तासेडाथू कवरमुष्यैःमुरहरेयथाप्रीतिस्तामकव्यसुनै वेद्य नीचयेः ॥ १ ॥

विदुरस्यगृहे प्रीत्या यथा भुजनिजेच्छया ॥
तथैवदहनैवेद्यानिमयिनाथं कृपाकुरु. ॥ २ ॥
ब्रह्माद्यैर्यहरिस्यउचु भीरुपत्रेशोलक्ष्म्यासिजः ॥
जद्वलयकरवादरंविज्यमानं नरमक्रीडामसीदतः ॥ ३ ॥
मुखो भाजयंपंक्ति भोक्ष्यंभांडपात्रे कनकघाडिते संडुशं श्रीरमेश ॥
नाथीकष्टकयुक्तोत्रभोजनंकुरुमाधव विदुषामृतनैवेद्यंस्वर्णपात्रे समार्पितं ॥४॥

( આ વખતે વળી બીજો શ્લોક ભણી ઘંટા નાદ કરવો )

अस्मदीयपदार्थीनां भोगकार्यं त्वयैवहि ॥
अन्यथामार्गमर्यादा न लक्ष्यं भोजलोचनं. ॥ १ ॥
इक्षुतरोगशंस्ट वदहनं ॥ स्रुतसमंतरस्माकं ॥
स्वांगीकृतीनकजलदेशिशिरयगोपीजनप्राण. ॥ २॥

આ શ્લોક ભણ્યા પછી હાથમાંથી તુલસી દળ હોય તે ધરેલી સામગ્રી સર્વેમાં પધરાવી પછી ટેરો દઇ બહાર આવવું, પરંતુ જો ઉષ્ણ હોય તો નેત્ર બંધ કરી વાળાનો પંખો કરવો એમ દોઢ ઘટિકા વખત વિત્યા બાદ મંદિરમાં જઇ વળી નમસ્કાર વખતે ત્રીજો શ્લોક બોલવો.

**यथात्वं गोपिकादीनां निजानंद प्रयच्छाति ॥**
**तथैवं तत्वाशिष्टानां भुक्तेभ्यो यच्छपुष्कलं. ॥ १ ॥**
**ब्रह्माद्यासनकाद्याश्च नारदाद्यामहत्तमं ॥**
**हरिर्भुक्तावशिष्टान्नं सर्व ग्रहंतु वैष्णवाः ॥ २ ॥**

ઉપરનો શ્લોક ભણીરહ્યા બાદ નમસ્કાર કરી ભોગ સરાવી, આચમન મુખવસ્ત્ર કરી બીડી સર્વે તબકડીમાં સમર્પિએ ફકત એક દ્વીગુણપાન તથા બમણી કાથાયુકત ચુરો કરેલી શોપારી અને સુગંધીયુકત બીડું સ્વ હસ્તે આરોગાવિએ. અને ભોગ ધર્યા વખતેની ઝારી પખાળી ફરી સુંદર જળથી ભરવી તે પછી બીડાં ૨ સિંહાસન ઉપર ધરવાં, ત્યારપછી બીડાં તથા બીજી પ્રસાદી લઇને સિંહાસનનો આગલો ખંડ ફરી બિછાવવો તેમાં દરેક ખંડમાં બે બે ગાદી બિછાવવી વળી ખીલોના, ગેંદુક વગેરે તૈયાર કરી ધરવાં, પછી શ્રી ઠાકોરજીને સિંહાસન ઉપર પધરાવી દર્શન ખુલે. પણ જો ઉષ્ણકાળ હોય તો ચંદનાદિક સર્વે રીતી પ્રમાણે થાય અને શિતકાળ હોય તો ફલગુલ, અગીઠી વગેરે સાજ સજવો. પછી વેણુંવેત્ર ધરી દર્પણ દરશાવી ફુલની માળા ધરાવી, આરતી ઉતારી, સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી પછી ચરણસ્પર્શ કરી, પ્રસાદીહસ્ત ધોઇને ફરી પછી વેણુંવેત્ર ગાદી ઉપર ધરવું અને શૃંખોદકથી નિરાજન કરવું તથા ફુલની માળા વામભાગનાં તકીઆ ઉપર ધરાવી પછી પેંડો બિછાવવો તેમાં બે પ્રકાર છે. જો ઉષ્ણકાળ હોય તો પેંડો અચ્છો કેવળ વસ્ત્રનો બિછાવવો અને શિતકાળ હોય તો રૂનો બિછાવવો તે ઉપર સમૈ બિછાવી. ગાદી એક શય્યા પાશે ધરવી તથા એક ગાદી સિંહાસનની માંડવી. પછી જળ બદલાયેલી ઝારી શય્યાને વામભાગે રાખવી તથા બે બીડાં ધરવાં અને પુષ્પ, હાર, માળા શય્યાને પાસે ટાંગવી. ઉષ્ણકાળ હોય તો ચંદનની કટોરી તથા અત્તર ધરી શય્યા પાસે રાખવું, ( રાત્રે ધરવું નહીં ) પછી શ્રી ઠાકોરજીને ઘણાજ સ્નેહપૂર્વક નમસ્કાર કરી દ્વાર મંગળરૂપ કરી બાહાર આવવું. ત્યારે સરાવેલ ભોગમાંથી ગૌગ્રાસ કાઢી વૈષ્ણવને પ્રસાદ લેવરાવવા અને પોતે ઠામ

વાસણ વગેરે સાફ કરી અપ્રશના જળની તૈયારી તથા ફરી ઉથાપન વખતે નાહાવા અપ્રશયુકત જળની કુંડી ભરી રાખવી અને પછી બ્હાર આવી પોતના કરી પ્રસાદ લેવા બેસવું, ત્યાર પછી નવરાશના વખતમાં આગળ પાછળ ઓત્સવ આવનાર છે તેના કાર્યની ગણત્રી રાખવી જેમકે શ્રી પ્રભુના જન્મોત્સવ અથવા શ્રીગુસાંઇજીના બાળસ્વરૂપના જન્મોત્સવ વગેરે ભગવદ્દવાર્ત્તાના અંગમાં જણાવેલા છે તે તથા સેવાપ્રકારની રીત મુજબ સર્વે સામગ્રી વસ્ત્ર તથા આભુષણની બનતી તજવીજે કાર્ય સિદ્ધ કરવું પછી પોતાના ઘરવ્યવહારના કાર્યોમાં ગુંથાવું. વળી દરેક કાર્ય કરવામાં શ્રી ભગવદાશ્રમના દ્રોહી નથવા માટે મુહુર્ત, પ્રશ્નોતરી વગેરે જોતીષની જરૂર જણાય તો "શ્રીગોકુલનાથજીના વચનામૃત" શ્રી ભગવદ્દવાર્ત્તાના અંગમાં છે તે ઉપર સોપારી મુકી પ્રશ્નનું ચિંતવન કરી સ્વકાર્ય સિદ્ધ કરવું.

## અથ ઉથાપનની ભાવના.

( રાજભોગનો ટેરો આવ્યા પછી. )

ઉથાપનવિધિ રાજભોગના વખત પછી ગૃહવ્વહાવારમાં તથા દરેક વખતે અષ્ટાક્ષર મુખ પાઠ કરતા આવતા ઉત્સવોનું ચિંતવન તે મુજબ સામગ્રી તૈયાર કરવી, ઉપ્રાંત અવકાશ હોય તો ભગવત તથા યત્નમાર્ગિય ગ્રંથનો આશ્રય કરવો એમ કાર્ય કરતાં જ્યારે દિવસના ત્રણભાગ વ્યતિત થઇ ચોથો પહોર શરૂઆત કરે તે વખતે આગળ જણાવ્યા મુજબ અપ્રશમાં શુદ્ધ થઇ ૩ વખત ઘંટાનાદ કરી મંદિરમાં જઇ નમસ્કાર કરવો. પછી પેંડાની ગાદી વડી કરી, શય્યાની ઝારી ફરી સ્વચ્છ જળથી ભરવી અને પુષ્પમાળા, ચંદનની કટોરી તથા ચોપાટની ચોકી તે સિંહાસન પાસે ધરવાં તેમજ સિંહાસન પાસેની ઝારી પણ સ્વચ્છ જળની ભરી ફરી પ્રસાદી બીડાં કાઢીને બીજા બીડાં ધરી, બિછોના બિછાવીને પછી મારા દીનાનાથના દર્શન ખુલે.

## અથ ભોગની ભાવના.

( ઉથાપન પછીથી. )

ઉથાપનના દર્શન વખત પુરો થએ ટેરો આવ્યા પછી ભોગ સમર્પિએ તેમાં પકવાન મેવા, મિઠાઇ, ખુત્રો અથવા ફળ ફળાદિ મીશ્રી વગેરે ધરી, સમય મુજબ આચમન મુખવસ્ત્ર કરીને પછી બીડાં ધરવાં. પછી ટેરો દઇને એક ઘટિકાલગી વખતમાં શય્યા ઝાટકીને ફરી બિછાવવીને પછી

વખત વિત્યાબાદ ભોગ સરાવી શ્રી ઠાકોરજીને સિંહાસન ઉપર પધરાવી, ઝારી બીડાં બદલ્યાં પછી મારા પ્રભુની ઝાખી થાય, ( ઉષ્ણકાળ હોય તો સ્વહસ્તે પંખા કરવા ) ત્યારપછી ખિલોના અને ખંડપાટ વડા કરી પાછો ટેરો આવે.

## અથસંધ્યાસમયની ભાવના.

( ભોગ પછીથી. )

ભોગના દર્શનનો ટેરો આવ્યા પછી કંઇ યથાશકિત સામગ્રી ધરવામાં મેવામિશ્રી ધરી એક ઘટિકા પછી ભોગ સરાવી મુખવસ્ત્ર કરી ઝારી બદલાવીને બીડાં ધર્યાં પછી દર્શન ખુલે ત્યારે વેણુંવેત્ર ધરી, સંધ્યા આરતી કરી, હાથ ધોયા પછી વેણુંવેત્ર વડા કરી ગાદીઉપર ધરે કે તરત ટેરો આવે.

## અથ સેનભોગની ભાવના.

( સંધ્યાસમય પછીથી )

સંધ્યાર્તિનો ટેરો આવ્યા પછી શ્રી ઠાકોરજીને શૃંગારચોકી ઉપર પધરાવીને શૃંગાર વડ કરવા, તેમાં જો શીતકાળ હોય તો વાઘો ટોપી રાખવાં પરંતુ પોઢણુ વખતે કાઢી લેવાં, વળી પાઘ તિલક, કંઠસરી, હલકી પોંચી, નેપુર, નાનાકરણફુલ, નકવેસર અને નાના બાજુબંધ એટલા આભુષણયુક્ત રાખવા અને શ્રી સ્વામીનીજીની સાડી પહેરેલ રહેવા આપવી ફક્ત કટિમેખલા ઉતારવી. બીજા સૂક્ષ્મ આભુષણ જેવાં કે કંઠસરી, નકવેસર વગેરે પેર્યા રહેછે. એ પ્રમાણે શૃંગાર વડા કરી, ચરણ ચોકી ઉપર પધરાવી સેનભોગ ધરવા, તેમાં ભાત, દાળ, શાક, કઢી તથા ઘી કદાચ સખડી ન બનેતો અનસખડી અથવા દૂધઘરમાંથી દૂધ સમર્પીએ, પછી ઝારી બદલવી હવે શીતકાળ હોય તો નેત્ર વીંચી પંખો કરવો, પછી અરધા કલાક દૂધની કટોરી આચમન મુખવસ્ત્ર કરી બીડાં ધરવાં અને ઝારીનું જળ બદલાવવું પછી શયનસમય ત્રિબારીમાં શીતકાળ હોય તો અંદર અંગીઠી મુકવી અને ઉષ્ણકાળ હોયતો જલ છંટકાવ કરી પછી નાના સિંહાસન ઉપર પ્રભુને પધરાવી, ફુવારા, ચંદન ગુલાબજળ તથા પંખાયુક્ત દર્શન ખુલે ત્યારે વેણુંવેત્ર ધરાવીને આરતી કરવી, પછી દંડવત કરી પ્રસાદિહાથ ધોઇ વેણુંવેત્ર વડા કરીને દર્શનસમય વીતેટેરોઆવેછે.

**શ્રી ઠાકોરજીને શયનસમય પોઢાડવાની રીતમાં**—શીતકાળ હોય તો શય્યા ઉપર સ્વચ્છ જાડી ચાદર બીછાવવી તથા ઓઢાડવાની ચાદર પણ જાડી વપરાય છે, તથા ઉષ્ણકાળમાં ચાદર ઝીણી બારસ્તાની ઓ-

ઢવા પાથરવામાં વપરાયછે. મતલબ સર્વેકાર્ય ઋતુને અનુસરીને કરવાં, વળી શીત વખતે શય્યામંદીરની અંદર બીછાવવી અને ઉષ્ણ સમય બહાર ત્રિબારીમાં બીછાવવી તેમાં દરેક સ્થળે દીપક ઘણા યત્નથી રાખવો તે પછી ફરી ઝારી, બીડાં તથા શય્યાલાડ ધરવા અને સિંહાસન વસ્ત્રાની ઘડી કરી પછી મંદીરદ્વાર વધાવી બહાર આવીને વાસણકુસણ સાફસુફ કરી પ્રસાદ લેવા બેસવું.

---

## અથ જન્માષ્ટમીનો ઓચ્છવ.

જન્માષ્ટમી સપ્તમીયુક્ત ન હોય તે કરવી, એટલે આગલે દિવસ સાતમ ૫૮ ઘટિકા ઉપરાંત ૨૫ પળ હોય તો પણ શુદ્ધ અષ્ટમી બીજે દિવસ કરવી.

પ્રથમ નિત્યનિયમની ભાવના મુજબ મંગળા આરતી પછી શ્રી ઠાકોરજીને સ્નાન કરાવવા સાજ તૈયાર થયા પછી ઉત્તરમુખે બેસીને સંકલ્પ કરવો.

**श्री गोविंद विष्णोअद्यतिथौपर्वतमानस्य अद्य ब्रह्मणो द्वीतिय परार्धे श्रीश्वेतवाराहकल्पे वैवस्वतमन्वंतरे अष्टाविंशातिमे कालियुगे इदंसंवत्सरे अत्राद्य तिशौ श्रीपुरुषोत्तमस्य कृष्णावतारांत्सव प्रादुर्भुविकर्तु पंचामृतस्नान करिष्ये. ॥**

ઉપરનો શ્લોક ભણ્યા પછી સ્નાન કરાવવાનો પીડો ત્રાંસ જેવા પહોળા વાસણમાં ધરી તે ઉપર પીતાંબર બીછાવી પીઠાઉપર ચંદનનો ષટ્કોણ કરવો ત્રાંસ નીચે કોરી હલદીનો અષ્ટદલ ચોક પહેલાંજ પુરવો જોઇએ પછી બિછાવેલા પીતાંબર ઉપર શ્રી ઠાકોરજીને પધરાવી કુંમકુંમ તથા અક્ષતનું તિલક કરી, પંચામૃતમાં તથા આસન ઉપર તુલસી પધરાવીને "શ્રી ગોપાલમંત્ર તથા શરણમંત્ર" મુખ બોલતાં શંખમાં દૂધ, દહીં, મધ, ઘ્રત તથા બુરૂં એ પાંચ ભરી તે વડે કોમળતાથી સ્નાન કરાવવું. વળી દૂધથી પછી સ્વચ્છ શિતળ જળ તથા ચંદનના જળથી સ્નાન કરાવવું, એમ અભ્યંગ કરાવી પછી તિલક તથા તિલકઆરતી મુકતાફળની પુરેલી હોય તે ઉતારીને હાથ સ્વચ્છ કરવા ત્યારબાદ શૃંગારમાં શ્રીપ્રભુને શૃંગારચોકી ઉપર ( નીચે હલદીનો ચોક પુરવો ) પધરાવીને શ્રી સ્વામીનીજીને અભ્યંગ

કરવું, અંગ વસ્ત્ર પોંછી વસ્ત્રો ઓઢાડીને બાજુમાં બીજી ચેકી ઉપર પધરાવવાં. હવે શંગારમાં પ્રભુને તનિઓલાલ, સુથનકસુંબો, કેશરીઆ સુતાનોવાઘો કેશરીતનસુખનોચારી, કુલ્લહશ્વેત, પટકાલાલ કિનારીયુક્ત, આભુષણમાં મણિમાણેક ચુનીયુક્ત મોટાહાર, વૈજયંતી વગેરેધરાવી પછી શ્રીસ્વામીનીજીને કેશરીસાડી, સામઅનલલાલીલાલકિનારીયુક્તચોલી, કસુંબીદુલરી તથા આભુષણમાં કર્ણફુલ, માંગ, કરકંકણુ, બાજુબંધ, જડાવહાર, નકવેસર, અને ભાલબીંદી વગેરે ધરવાં, વળી શ્રી ઠાકોરજીને નેત્રાંજન કરી ગુંજમલા ધરાવીને કુમકુમ અક્ષતયુક્ત તિલકકરી વધાવીને યુગલશ્રીફળ. યુગલબીડ અને યુગલ રૂ. રૂ| ભેટના ધરી પછી સુનની (લોટની) આરતી કરવી. ભેટધરવા વખતે બોલવાનો શ્લોક.

**श्री भगवते पुरुषोत्तमस्यास्वयी भिद्ध्यर्थं नामगोत्रेभ्यो ब्राह्मणेभ्यो दातुं समुसृजे. ॥**

| ગાદી. | વાઘો. | સુંથન | પાઘપર. | ઉપરણા. | શૃંગાર. | સામગ્રી. |
|---|---|---|---|---|---|---|
| ગોકુલેશ. | પીળો. | પીળી. | કેસરીકુલે ચંદ્રિકા. | કેસરી. | સુવર્ણ જડાવ. | સુત્રફેણી. |
| નવનીત૦ બાલમુકુંદજી | કેસરી. | કેસરી. | કેસરીકુલે ચંદ્રિકા. | પીળો. | સુવર્ણ જડાવ. | જલેબી. |
| ચંદ્રમા. મદનમોહનજી. | કેસરી. | કેસરી. | પાઘચંદ્રિકા. | કેસરી. | ચોકી જડાવ. | ગુંજા-ખાટવડાં. |
| વિઠ્ઠલેશજી. | કેસરી. | કસુંબી. | ચંદ્રકળા | લાલ. | સુવર્ણ જડાવ. | માઠ ઘોઇદાળ. |
| દ્વારિકેશજી. | કેસરી. | લીલી. | કુલેચંદ્રિક ઘેરા. | પીળો. | ચોકી જડાવ | સકરપારા. |
| મથુરેશજી. | કેસરી. | પીળી. | કસુંબીચંદ્રિકા | જરોકેસરી | એકજોડ સોનું. | મનોહરખાજાં સુત્રફેણી. |

આ શ્લોક મુખ ભણી ભેટ ધરીને પછી સુપાત્ર બ્રાહ્મણને દક્ષિણા આપવી અને પછી શંગાર ભોગ સમર્પવાની તૈયારી કરવી તેમાં દુધ તથા

તિલ યુક્ત ભોગ ધરાયછે હવે ગોપીવલ્લભ ભોગમાં વિશેષનામાં સેવ તથા દૂધ બાકી નીત્યની રીત પ્રમાણે ધરવું પછી રાજભોગમાં સામગ્રી ધરવી તેમાં વીશેસ બુંદી, સકરપારા, છડીદાળ, તિનકુટા, વડી, પાપડ, તિલવડા, ભુંજના તથા શાકભાજી વગેરેધરવાં બાકી સર્વે નીત્યનિયમ મુજબ સમજવું પછી રાજભોગની આરતીસમય મુક્તાફલના સાથીઆયુક્ત આરતીકેનારી, રાઇ લુણ નોચ્છાવર કરીને તિલકઓબાદ પછી ટેરો આવે છે બાકી નીત પ્રમાણે સમજવું સામગ્રી કરવાની વિગત આગળ પાક વિધીમાં જણાવી છે તે જુવો. હવે ત્યારપછી ઉથાપનનો સમય અર્ધઘટિકા દિવસ રહે ત્યારે થાય તેમજ સયનભોગ પણ મોડો જ આવેછે આ સમય સર્વ નિત્યમુજબ સાચવતાં ચુનાની આરતી કરીને હાથ ધોઈ શય્યા બિછાવો, શય્યા પાસેના સિંહાસન પાસે યુગલબીડાં ધરીને શ્રી ઠાકોરજી બિરાજ્યા હોય ત્યારે આગળ સન્મુખ કિર્તનકરવાં ઘણો વખત થયાપછી મધ્યરાત્રીના આરંભમ ચંદ્રોદયની પુર્વે મંદીરનાદ્વાર તથા ટેરો વધાવી, પોતા પાસે ઘંટા રાખી, સ્વ અને સર્વેને બોલતા બંધરાખી નામસ્મરણકરતાં જન્મસમય પોતાના નેત્ર વીંચીને નીચેના શ્લોક બોલવા.

अथ सर्वगुणोपेतः कालः परमशोभनः ॥
अश्वै वाजनजन्मरर्क्ष शांतर्क्षग्रहतारकम् ॥
दिशः प्रसेदुर्गगनं निर्मलोडुगणोदयं ॥
मही मंगलभूयिष्ठपुगग्रामव्रजाकरा ॥
नद्यः प्रसन्नसलिलाहृदाजलरुहश्रियः ॥
द्विजालिकुलसन्नादस्तवकात्वनराजयः ॥
ववौवायुः सुखस्पर्शः पुण्यगंधवहः शुचिः ॥
यग्नयश्चद्विजातीनांशातास्तत्रसमिंधत् ॥
मनांस्यासन्प्रसन्नानिसाधूनामसुरद्रुहाम् ॥
जायमानेऽजनेतस्मिन्नेदुर्दुंदुभयोदीवि ॥
जगुःकिन्नरगंधर्वास्तुष्ठुवुः सिद्धचारणाः ॥
विद्याधर्यश्चननृतुरप्सरोभिः संमतदा ॥
मुमुचुर्मुनयोदेवाः सुमनांसिमुदान्विताः ॥

मंदमंदंजलधराजगर्जुरनुसागरं ॥
निशिथेतमउद्भुतेजायमानेः जनार्दने ॥
देवकदादि रूपिण्यांविष्णुः ससर्वगुहाशयः ॥
आविरासीद्यथाप्राच्यांदिशीदुरिवपुष्कलः ॥

ઉપરના સાડાઆઠ શ્લોક મુખ પાઠ પુરા થયે ઘણાજ સ્નેહ પુર્વક ઘંટા નાદ કરી પ્રેમ સહિત જન્મોત્સવ (જન્મ) કરવો. પછી ટેરો ખુલ્યા બાદ સ્ત્રીઓ સારાં વસ્ત્ર પેરી લીલાના પદ ગાય છે. હવે પોતે પંચામૃતની સામગ્રી આગળથી સાજી રાખી હોય તે લઇને સંકલ્પ કરવા વખતે આગળ અભ્યંગ સમય તુલસી પધરાવી ઉપર જણાવેલો શ્લોક છે તે મુખ પાઠ કરવો.

પછી પંચામૃત થાય તેથી શ્રી શાલિગ્રામ અથવા ગીરીરાજજી યુક્ત શ્રી ઠાકોરજીને સ્નાન કરાવીને સિંહાસન ઉપર પધરાવી, પિતાંબર ઓઢાડીને ચૂવા, ચંદન ચડાવી અબીલે ખિલાવ્યા બાદ નમસ્કાર કરીને દીપક, આરતી કરી, હાથ પગ ધોયા પછી મહા ભોગ ધરવો તેની અંદર વિશેષતામાં ધોએલદાળ, તિનકુડા, રાયતા, ચાર પ્રકારનાં વડાં, વડાંની કઢી, સેવ, વડી, ભુંજાના, મીઠો શાક, પાપડ સુકા લીલાં મિરચફળ, તિલવડી, વડી. વડીનું શાક, દહીં ભાત, મીઠો ભાત, ખાટો ભાત વગેરે સખડીના પદાર્થ વગેરે સખડીના પદાર્થ મહા ભોગમાં ધરવા.

**મહાભોગ સમય અનસખડી**—તે સામગ્રીમાં બુંદી, સક્કરપારા સેવના લાડુ, માઠ, સુત્રફેણી, બાબર, કપુરનાડી, મનોહર, મેવાતી, અંદરસા મેવા, મીઠાઇ, પેંડા, પંજરી, રાયતાં, બિલસારૂ, શીખંડ, થપડી, સેવ, લાલખીર, દહીં, સંધાના, મિરચ, દ્રાક્ષ. પિત્રર વગેરેનું સંધાણું એમ જે બને તે યથા શકિત મહાભોગ સખડી અનસખડી ધરી પછી બહાર આવવું ઉપર લખેલી સામગ્રી કેમ બનાવવી ! તે રીત આગળ પાક વીધીમાં જણાવેલી છે પછી ૧ાા ઘટિકા વખત વિત્યાબાદ ભોગ ધરાવી, આચમન મુખ વસ્ત્ર કરીને બીડાં આરોગાવી હાથ ખાસા કર્યા પછી મુકતાફળની પુરેલ આરતી ઉતારી, નૌછાવર કરી હાથ ધોઇને ટેરા બહાર આવવું ત્યારે નીચે મુજબ છડી આરખેલ તૈયાર હોવી જોઇએ તે છડીને વસ્ત્ર ધરાવી, માળા પિતાંબર ઓઢાડીને વસોદ્ધાર કરી ગંગાક્ષત કરવું પછી ચુનની આરતી ઉતારી કાચી ખીચડી ધરવી તથા ધુપ દીપ કરીને સંકલ્પ

વખતે કહેવું કે "**प्रथम व्रजराज पुजा करीष्यते**" ત્યાર પછી વેષધારી નંદ યશોદા અને ગ્વાલ ગોપીઓને શૃંગાર પહેરાવી જમાડીને પ્રથમ યશોદાજીને પધરાવી તેને તિલક કરવું પછી નંદ ગોપ ગ્વાલ પધરાવીને તિલક કરી તૈયાર રાખવા.

આ પલનાના ચીત્ર મુજબ પલના નીચે સામેલ રાખેલ ચીત્ર મુજબ કોરી હળદીનો ચોક પુરીને શુદ્ધ કરીને પલનું પધરાવી ઝુમકા બાંધવાં. તેમજ ઝુમરી તથા તોરણ બારણામાં બાંધવાં તથા કુમકુમના થાપા દેવા હવે પારણામાં ગાદી તકીયા બિછાવી પારણાની બંને બાજુએ મીઠાઇના કટોરા ધરવા તથા ખિલોના પાસે કપુર ધર્યા પછી દીનદયાળ સમર્થ શ્રી ઠાકોરજીને પાલનામાં પધરાવી બિડાં આરોગાવીને યશનાથની ઝાંખી થાય ત્યારે પલનું ઝુલાવી ખિલોનાથી ખેલાવીને પછી તરત નંદ યશોદાજીને પધરાવી તેની કુમકુમ અક્ષતથી પુજા કરીને પલના પાસે બેસારવા એટલે પલના પસે બેસારવા એટલે પલના નાન્દી સ્થળે નંદ યશોદા બેસી નંદકીશોરને સ્નેહ પુવક પલને ઝુલાવે તથા ખિલોનાથી ખેલાવે કે તરત પોશાક યુકત ગોપ ગ્વાલ ત્યાં આવે તેમાં ગોપીઓ દધીની મટુકીઓ હલદીયુકત હોય તે લાવે અને ગોપ દધી મટુકીની કાવડો કાંધ ઉપર લાવે તે પલના પાસે મુકીને નંદરાયજીને દંડવત કરી, દ્વાર ઉપર થાપા દઇને સર્વ ગોપ ગ્વાલ દુધ દહીં ખુબ ઉડાવે તથા નાચે ત્યારે '**नंद घेर आनंद भयो जय कनैया लालको**' એમ મુખથી સર્વે બોલતા ઉલ્લાસ જણાવે ને દધી ઉડાવે તે કીચ થાય અને ગોપીઓના હાથમાં શ્રીફળ હેય તે શ્રી પ્રભુ આગળ ધરી નંદ મહોત્સવ કરે વળી તે સમય નંદ યશોદા ગૌદાન વગેરેના સંકલ્પ કરી બ્રાહ્મણને અપાવવા તેમજ પિતૃદેવાર્ચન આદિ કર્યા પછી દાન આપવા બહાર ગોપ ગ્વાલ તથા વૈષ્ણવો અરસપરસ સ્નેહયુક્ત નાચી કુદી નંદમહોત્સવ જયજયકાર વર્તાવે ત્યાર પછી પલના ભોગ આવે તે ભોગ આગળ મહા ભોગમાંથી શેષ રાખેલી સામગ્રી સર્વે થોડી થોડી ધરાવી તે શ્રી ઠાકોરજી આરોગે પછી દર્શન ખુલે ત્યારે આરતી મુક્ત ફેરો કરી પલનાની ચિત્રેલી હોય તે ઉતારી, નોચ્છાવર તથા રાઇ લોણ ધર્યાબાદ ટેરા આવે તે સમય પછી મંગળા આરતી ટેરા આવે, પછી રાજભોગ સમય ગ્વાલ ભોગના ડબરા આરોગાવી રાજભોગની આરતી ઉતારીને પછી શ્રી પ્રભુ પોઢે છે બાકી સમય નિત્યની રીત મુજબ થાય છે.

## અથ રાધાષ્ટમીની ભાવના.

નોમના ભાગમાં ઓચ્છવ ન કરવો સાતમ વેધાની ચીંતા નહી સુર્યોદય વખતે આઠમ જોઇએ જો એ રીતે બેદી હોય તો પેલેદી ઓચ્છવ કરવો.

હવે ભાવનાનીરીત જે દિવસે ઓચ્છવ હોય તેદી મંગલાથી અભ્યંગપર્યંત નિત્યની રીતે કરી વાઘો જન્માષ્ટમીની રીતે કરી શ્રી સ્વામીનીજીને દૂધે નવરાવી કંકુ અક્ષત તિલક કરી સાડી નવી કેસરી. ચોલી શામ. અનલશની શ્રી ઠાકોરજીને ઉવટને ચંદનથી સ્નાન આગળ કરેલ હોય તે રીતે સીંગાર જન્માષ્ટમીની શ્રતે કરી. ખંડપાટ જન્માષ્ટમીની રીતે મધ્યાનવિતે થાય તારે શ્રી ઠાકોરજીને સીંહાસનપર પધરાવી પિતાંબર ઓઢાડી શ્રી સ્વામીનીજીને પધરાવી, ભોગ ધરવો, ઓચ્છવ ભોગની રીત. સેવ, વડાં, તિનકુડા, ભુંજના, એ જાતનો ખાટો ભાત, તથા મીઠો, દહીંભાત, બૂંજ, શીખંડ, શાકભાજી અનસખડીમાં. ખીર, મિલસારૂ, પેંડા, રાયતાં, બુંદી, સકરપારા, પંજરી, સંધાના, ઇત્યાદીક જે બને તે ધરવું. ઉપર લખી સામગ્રી રાંધવાની પાકવિધી આગળ જણાવી છે. તે પ્રમાણે કરવી, પછી સમયથાય ત્યારે ભોગસરાવી, મુખવસ્ત્ર બીડાંધરી, સિંહાસને પધરાવી, દરશન ખુલે ત્યારે, મોતીની આરતી, સાથિયાવાળી, આ પ્રમાણે આરતી ઉતારી, બીડ ચલાવી, ચુનની આરતી કરી, મુઠિયાં નોંચ્છાવરી, રાયલોન કરી,ઉપર લખ્યા થાળમાં, સ્ત્રીઓ હોયતે પછી તિલક કરી, યથાશક્તિ ભેટ ધરે,પછી નિત્ય રીતે, રાધાષ્ટમી શૃંગારનુ ચિત્ર તથા મોતીની આરતીનું ચિત્ર સામેલછે.

| ગાદી. | વાઘો. | સુંથન. | પાગપર. | ઉપરના. | સિંગાર. | સામગ્રી. |
|---|---|---|---|---|---|---|
| ગોકુલેશજી. | કેશરી. | કેશરી. | કુલેચંદ્રિ. | લાલ | ૨ જોડ. | માલપુવા. |
| નવનીતલાલ. | આ. કે. | કેશરી. | કુલે કેશરી. | પીળો. | સુ જડાવ. | જલેબી. |
| ચંદ્ર. મદન. | કેશરી. | લાલ. | પાગચંદ્રી. | કેશરી. | ચોકી જડાવ. | ગુંજા ખાટવડાં. |
| વિઠલેશ. | કેશરી. | કસુંબી. | કુલ્હચંદ્રી | લાલ. | સુ જડાવ | માઠ ઘોઈદા. |
| દ્વારિકેશ. | પીળો. | લીલો. | ચંદ્રિકાએક. | પીળો. | ૩ જોડી. | શિખરણ વડી. |
| મથુરેશ. | કેશરી. | લીલી. | કુલેચદ્રીકે. | | જરીનો જડાવ ભારી. | શેવલા મનો. |

## અથ દાનએકાદશીની ભાવના.

રાજભોગમાં નિત્ય દહીંની મટુકી ધરાય. દાન એકાદશી વ્રતની તેમજ ઉદિયાત હોય તે દિવસ ઓચ્છવ કરવો તેની રીત મંગળાથી અભ્યં

મ સુધી નિત્યની રીતે કરી સ્રંગારમાં મુકુટ કાંચની, પીતાંબર વગેરે ધરી. ગોપીવલ્લભ ભેગમાં કાંઇ નવી સામગ્રી નિત્ય આરોગે તે સામગ્રી રાંધવા-ની પાક વિધી આગળ પાકશાસ્ત્રમાં જણાવી છે. રાજભોગમાં આરતી આ ચિત્રમાં જણાવેલ છે તે પ્રમાણે મોતીની ગોઠવીને ઉતારવી.

| ગાદી | વાઘો. | સુંથન. | પાગપર. | ઉપરના. | સિંગાર. | સામગ્રી. |
|---|---|---|---|---|---|---|
| નવનીતપ્યા. | લીલો | રેશમી. શામ. | મુકુટ. | પીલો. | મોતીના. | ખીરવડાંકેનીમીશ. |
| ચંદ્રમામદનલાલ. | લાલ. | | છડીદુમાલો. | શામ. | મોતીના. | બુંદીસકરપારા. |
| વિઠલેશ. | કેશરીછા. | લીલીકી. | મુકટકાછી. | લાલ. | જોડીજડાવ | દુધનીસામગ્રી. |
| મથુરેશ. | કસુંબી. | કસુંબી. | મુકટકાછી. | કસુંબી. | જોડી. | ખાટુંમીઠુંદહીંસેવ. |
| દ્વારકેશ. | લાલ. | લીલી. | મુકટ કાછ. | કસુંબી. | જોડીપંચરત્ન. | કપુરનાદભા |
| ગોકુલેશ. | લાલ. | પીળી. | કિરિટમુકટ. | લાલ. | જડાવપ્રભા. | મેવાતિસિખરન |

## અથ વિજયાદશમની ભાવના.

દશમ—નક્ષત્ર ઉદય હોય તે વખતની દશમ લેવી અથવા નોમ વા દશમને દિવસની અથવા દશમી ન હોય તો નોમને દિવસની, અથવા દશમ શ્રવણ ન હોય તો નોમને દિવસની, અથવા સંધ્યા સમય એકાદશી શરૂ હોય પરંતુ શ્રવણ હોય તો તેજ દિવસની દશમી ઓત્સવમાં ગણવી.

**ભાવના**—મંગળા પછી પ્રથમ અભ્યંગ કરાવી સ્રંગારમાં શ્વેત પાઘ સુફેદધારી કુલહી, સુથનલાલ, તનીઓ શ્વેત અતલસનો, વાઘો લાલ કિનારીયુકત, પટુકાલાલ હાર કંકણ, આદી આભુષણ ધરાવીને બાકી નિત્ય નિયમની ભાવના મુજબ કરવું. રાજ ભોગમાં પર્વની રીતે કંઇ નવી સામગ્રી ધરવી, તેમજ ગોપી વલ્લભ ભોગમાં પણ સમજવું, (પરંતુ તેમાં સખડી ધરવી ) પછી નિત્ય મુજબ કર્યા બાદ સંધ્યાઆરતીમાં જવારા મોતીનીઆરતી દશખંડની ચિત્રમાં જણાવ્યા મુજબ ચિત્રીને શ્રીપ્રભુને પાઘમાં જવારા ધરાવીને આરતી ઉતારી મુઠીઆ ઉતારી, તિલક કરીને બિડાં તથા જવારા ધરવા. વળી ઓત્સવભોગમાં ઠોર સંધાના ધરી સમયવિતે ભોગ સરાવી યુગલબિડી ધરીને વાઘો વડોકરી શ્રીપ્રભુને પ્રેમ પૂર્વક પોઢાડીએ બાકી નિત્યનિયમ મુજબ કરવું તે દિવસે ઠાકોરજીને હથિયાર ધરાવવાં.

| ગાદી | વાઘો. | સુંથન. | પાગપર. | ઉપરના. | સિંગાર. | સામગ્રી. |
|---|---|---|---|---|---|---|
| નવનીતબા. | શ્વેતજરી. | સુરંગી. | લાલચંદ્રિકા. | જરીનો. | પર્વનીરીતે. | ખીર છાશવડા |
| ચંદ્રમા મદન. | લાલજરી | લાલછાપો. | લાલકિલં. | લાલકિલં. | લાલ હિથરાં. | હિરાનીકંઠી દ. |
| વઠ્ઠિલેશજી. | શ્વેતમાગલ. | લાલ. | શ્વેતકુલે. | લાલમાગળ. | ચદનદારક | શિરોપુરી |

મથુરેશજી. શ્વેત. બાગા.લાલ. કતરાકિલં. લાલકોરનો. હિરાકંઠી. માઠભુંજાના.
દ્વારિકેશ. ગુલાબી. સુરંગી. કતરાનકરા જરીનો. હિરાજોડ. માઠમટડી.
ગોકુલેશ. શ્વેતજરી. લીલી. જોડકિલંગી. લાલકોર. ચોકીજડાવ. ઘેવર બરફર.

## અથ શરદપુનમની ભાવના.

જ્યારે પૂર્ણચંદ્રોદય વેળા પુનમ હોય તે દિવસ અથવા યુગલપૂર્ણિમા હોય તો પેહેલે દિવસ શરદપુનમનો ઓત્સવ કરવો.

**ભાવના**—મંગળાપછી શૃંગારમાં પ્રથમ અભ્યંગ કરાવી મુકુટ કાંચનીનો તથા ઉપરણા સુત્રુ રંગીન અને શ્વેત જરીયુક્ત એ વિશેષતામાં છે. પછી ગોપીવલ્લભભોગમાં કંઇ નવી સામગ્રી ધરવી. તથા સેનભોગ પછી ઓત્સવભોગમાં ઉપરેઠા, બાસુંદીપુરી ઇત્યાદિ જે બને તે ધરવું. ( સામગ્રીનો પ્રકાર પાકશાસ્ત્રમાં જણાવ્યો છે. ) પછી શોભિતી શશીની ચાંદની ખુલ્લે ત્યારે સ્વચ્છ ચોકમાં સિંહાસન પધરાવી સ્વેતવસ્ત્ર બિછાવી શ્રીપ્રભુ બિરાજે તથા કીર્તન થાય, ત્યારે ચિત્રમાં જણાવ્યા મુજબ આરતી ઉતારીને ટેરો આવે બાકી નિત્યની રીતે.

**ગાદી. વાઘો. સુથન. પાઘપર. ઉપરના. સિંગાર. સામગ્રી.**
નવનીતપ્રિ.નારંગીજરી.લીલોખીન.હિરાનોમુક.લીલોજરી હીરામોતી.ખીરસેવવડાં.
ચંદ્રમામદના.શ્વેતજરી. શ્વેતજરી.રૂપેરીમુકટ. સ્વેત. વૈજ્યંતીમોતી બાસુંદીપુરી.
વિઠલેશ. શ્વેતજરી. લાલજરી. જરીનોમુક. નારંગી. મોતી હીરા.ઉપરેઠા બાંસુદી
મથુરેશ.શ્વેત.શ્વેત. મુકટશ્વેજરી શ્વેત.મોતી હીરા. માઠ.ઉપરેઠા.લુચે.બા.મુરબો.
દ્વારકેશ. શ્વેતજરી. શ્વેત. હીરાનો. શ્વેત. મોતીબા વૈજસિખંડ પુરી.
ગોકુલેશ. શ્વેત. શ્વેત. શ્વેતમુકટ. શ્વેત. મોતીપ્રભા દુધની પુરી.

## ધનતેરસની ભાવના.

**ભાવના**—મંગળાપછી શૃંગારમાં અભ્યંગ કરાવીને વસ્ત્રમાં વાઘો લીલીતાસનો જરીયુક્ત તથા આભુષણ પર્વની રીતે અને પાઘલાલ જરીયુક્ત, તથા જડાવકતરા બાકી નિત્યની રીતે થાયછે. પછી ગોપીવલ્લભ ભોગમાં કંઇ નવી આરોગાવવી. ( સામગ્રી પાકશાસ્ત્રમાં જણાવીછે. ) પછી રાજભોગ તથા આરતીમાં બંગલાઆરતી બાકી નિત્યનીરીતે થાયછે. ફક્ત સાંજે બંગલા ધરાયછે. તેનું ચિત્ર દિવાળીમાં છે.

**ગાદી. વાઘો. સુથન. પાઘપર. ઉપરના. સિંગાર. સામગ્રી.**
નવનીત બા. લીલો. લીલી. કત્રાકિલંગી. કેશરી. જડાવ. શિરો.

ચંદ્રમા મદન. શ્વેતજરી લાલ. લી. જરી.પરશખે.શ્વેત. હિરામોતી. ગુંદી.

વિઠલેશ. લીલોતાસની. લાખિનખા. કિલંગી. જોકછાપે. શાજડાવપર્વરીતેશિરોપુરી

મથુરેશ.લીલોકિનખા.લી ખિનખા.કતરાજરીપા.છાપાનો. જડાવપર્વરીતેશિરોપુરી.

નવનીતબા. લીલો લીલી. કત્રાકિલગી. કેશરી. જડાવ. શિરો.

ચંદ્રમા મદન.શ્વેતજરી. લાલ. લી.જરી.પરશખે.શ્વેત. હિરામોતી. ગુંદી.

વિઠલેશ.લીલોતાસની. લા.ખિનખા.કિલંગી.જોક.છાપે.શા.જડાવપર્વરીતે શિરોપુરી.

મથુરેશ. લીલોકિનખા.લી.ખિનખા.કતરાજરીપા. છાપાનો. જડાવપર્વ. શિરો.

દ્વારકેશ. શ્વેતખિનખાલાં. ખિન. કતરા. કેશરી. જડાવ. બ્રિંજ.

ગોકુલેશ. લી. ખિનખા. લા ખિન. ઘેરાકતરા. કેશરી. મણિના. પૂર્વે.

# અથ ચતુર્દશીની ભાવના.

ક્ષયતિથી બાદકરીને સૂર્યોદયવેળા ચતુર્દશી હોય તે લેવી તેમાં યુગલ હોય તો પ્રથમ ચતુર્દશીનો ઓત્સવ કરવો.

**ભાવના**—ચતુર્દશીને દિવસ પાછલી રાત્રે ચંદ્રોદય સમય અભ્યંગ કરતી વખતે કીર્તન થાયછે તથા તિલક કરીને પીંડા ઉપર તેલ લગાવી સ્નાન કરાવી પછી શૃંગારમાં વાઘો, પાઘ લાલજરીના તથા શીરપેંચ કલંકી, બાકી સર્વ ઓત્સવની રીત મુજબ કરવું. આભુષણમાં રત્નજડીત્ર આભુષણ ધરાય છે. પછી ગોપીવલ્લભભોગમાં કંઇ નવી સામગ્રી તથા રાજભોગમાં ગોળના પુડલા ધરાયછે. પછી આરતી ચિત્રમાં જણાવ્યા મુજબ ચીત્રોને ઉતારી, રાઇ લુંણ કરવા બાકી નિત્ય મુજબ કરવું.

**ગંદી. વાઘો. સુથન. પાઘપર. ઉપરના. સિંગાર. સામગ્રી.**

નવનીત બા. લા. સોનેરી.લીલી. કિલંગી. પીળો. જડાવ. સેવમાલપૂવા.

ચંદ્રમા મદન.લા. છાપાવા. શ્વેતજરી. નારંગીદુમાલો. સુફેતજરી જડાવ.સૂત્રફેની.

વિઠલેશ. લા.જરીનો. લીલા.લાલકિલંગી. શામજરી. પર્વનીરીતે. ગોળનાપૂવા.

મથુરેશ.લા.ખિન.લીલોખિન. જરીપાઘશિરપેંચ કસુંબી.ભારીસિંગાર.સે,વડાંદૂધઘર.

દ્વારકેશ.લા.ખિન.લી અતલસ ત્રણકિલંગી.પીળો. ભારીસિંગાર. બર્ફીપુરીવડાં.

ગોકુલેશ.લા. ખિન. લીલો ખિન. કિલંગીકત. નારંગી. જડાવ. સેવ વડાં.

# અથ દીવાળીની ભાવના.

સૂર્યાસ્તથી છ ઘટિકા રાત્રિ સુધી અમાસ હોય તો પ્રદોશ કહેવાય છે, તે મુજબ જો ચૌદશમાં હોય તો તેમાં, અથવા યુગલ દિવસ હોય તો પહેલે દિવસ ન હોય તોપણ તે પેહેલે દિવસ ઓત્સવ કરવો.

